श्री.

# સૈનિકની સુંદરી.

મૂળ લેખક:

જી. ડબલ્યુ. એમ. રેનોલ્ડ્ઝ

ભાષાંતર કર્તા:

રા. રા. રત્નેશ્વર ભવાનીશંકર વકીલ

સંવત ૧૯૭૮. સને ૧૯૨૨.

પ્રકાશક:—કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી.

સાંકડીશેરી, ખીજડાપોળ, અમદાવાદ.

પાકું પુંઠું. કિં. રૂ. ૪-૦-૦

કાચું પુંઠું. કિં. રૂ. ૨-૮-૦

## અનુક્રમણિકા.


| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠાંક. |
|---|---|---|
| ૧ | ભરતી કરનાર સાર્જન્ટ... | ૧ |
| ૨ | પ્રેમી યુગલ... | ૧૪ |
| ૩ | પિઠાના પ્રધાન ખંડમાં... | ૩૧ |
| ૪ | પિતા અને પુત્રી... | ૪૬ |
| ૫ | રેડબર્ન કુટુંબ... | ૫૬ |
| ૬ | રેફૂટ | ૬૫ |
| ૭ | ફ્રેડરિક લોન્સડેલ | ૭૩ |
| ૮ | સ્માર્ટ મનિ ... | ૮૬ |
| ૯ | વિદાય | ૯૯ |
| ૧૦ | આપખુદ પિતા | ૧૦૮ |
| ૧૧ | ડેપો | ૧૨૫ |
| ૧૨ | ડેવિસની યોજનાઓ | ૧૩૫ |
| ૧૩ | ઓકલેની પોસ્ટ ઓફિસ... | ૧૫૩ |
| ૧૪ | એક પત્ર | ૧૬૫ |
| ૧૫ | કોવેન્ટ્રિ | ૧૭૪ |
| ૧૬ | નાસી છુટેલાં પંખીડાં ... | ૧૮૧ |
| ૧૭ | નાતાળ | ૧૯૮ |
| ૧૮ | કોર્ટ માર્શલ... | ૨૨૦ |
| ૧૯ | હૃદયની સજા... | ૨૩૪ |
| ૨૦ | પતિપરાયણા ... | ૨૪૯ |
| ૨૧ | સંજોગોમાં બીજો પલટો... | ૨૬૧ |
| ૨૨ | સુખનો બેઓ | ૨૭૫ |
| ૨૩ | સુખી દીલના દંપતિ | ૨૯૫ |

૨૪ વિઘાતક પત્ર ... ... ... ... ... ૩૧૯
૨૫ ડામની સજા ... ... ... ... ... ૩૩૩
૨૬ મી. રોસર ... ... ... ... ૩૫૦
૨૭ મિસીસ ડેવીસ... ... ... ... ... ૩૬૮
૨૮ ચીણગારી ... ... ... ... ... ૩૮૬
૨૯ પ્રેમપત્રિકા ... ... ... ... ... ૪૧૩
૩૦ ચીણગારીમાંથી ભડકો ... ... ... ... ૪૨૭
૩૧ મદિરાપાન ... ... ... ... ... ૪૪૧
૩૨ અંધારી ગલીમાંનું ઘર ... ... ... ... ૪૫૧
૩૩ ગાર્ડ રૂમ આગળ ... ... ... ... ૪૬૯
૩૪ કપટજાળ ... ... ... ... ... ૪૮૮
૩૫ છેતરપીંડી ... ... ... ... ... ૫૦૬
૩૬ કેસ ચાલ્યો. ... ... ... ... ... ૫૨૨
૩૭ રાજદ્વારી સભા ... ... ... ... ૫૪૫
૩૮ અધઃપતન અને દારિદ્ર... ... ... ... ૫૬૨
૩૯ પૂર્ણ વિનીપાત... ... ... ... ... ૫૮૦
૪૦ મેનોર ભવન ... ... ... ... ... ૫૯૨
૪૧ ભેદી ઘટના ... ... ... ... ... ૬૧૧
૪૨ મરણને આરે... ... ... ... ... ૬૪૦
૪૩ કલાઇવ ભવન... ... ... ... ... ૬૫૫
૪૪ ઈશ્વરીય ન્યાય... ... ... ... ... ૬૭૧
૪૫ વિધવાની વ્હારે ... ... ... ... ૬૮૭
૪૬ ઓબેડીઆ બેટ્સ ... ... ... ... ૬૯૭
૪૭ સમાપ્તિ ... ... ... ... ... ૭૦૩

# પ્રકાશકના બે બોલ.

ઈશ્વરકૃપાથી લલિત-વાઙ્મય-ગ્રંથમાલા-નું આ સાતમું પુસ્તક વાંચકોના કર-કમળમાં અર્પણ કરતાં આનંદ થાય છે ગ્રંથ-માળાએ શરૂઆતમાં એક મોટું દળદાર ૫૦૦) પાનાંનું પુસ્તક ગ્રાહકોને અર્પણ કર્યું હતું; તે પછી તેના કરતાં પણ લગભગ દોઢું ૭૨૦ પાનાનું આ પુસ્તક ગ્રાહકોને માત્ર રૂ. ૨) માંજ મળે છે. અમારી ખાત્રી છે કે, અત્યારે પ્રકટ થતાં બીજાં પુસ્તકો કરતાં, આ પુસ્તક અમારા ગ્રાહકોને ઘણીજ અલ્પ કિંમતમાં મળે છે. ગ્રંથગ્રાહકોના, આંગળીના ટેરવાપર ગણાતા ગ્રાહકો હોવા છતાં; અમે અમારા ઉત્સાહમાં સહેજ પણ ઉણપ ન આણતાં આ પુસ્તકને સુંદર અને આકર્ષક બનાવવા પ્રયત્ન કર્યો છે. અમને આશા છે કે, ગ્રાહકોને અમારો પ્રયત્ન પસંદ પડશે અને તેઓ વધુ ગ્રાહકો કરી આપી ગ્રંથમાળાને વધુ મદદ કરશે.

આ વખતે સત્તરમી સદીનું ફ્રાન્સનો બાકી રહેલો ભાગ-સંપૂર્ણ આપવા વિચાર હતો; પણ ઈશ્વરની અગાધ લીલાથી કોણ અજાણ્યું છે ? અકસ્માત આ જ પુસ્તક પ્રકટ થવા પામ્યું છે; અને તે પણ સંપૂર્ણ એકજ ભાગમાં. ઇશ્વરની કૃપા હશે, તો હવે અમો સત્તરમી સદીનું ફ્રાન્સનો બાકી રહેલો સંપૂર્ણ ભાગ એકજ પુસ્તકના આકાર-માં પ્રકટ કરીશું. સાથે, શરૂથી તે અંત સુધી આખા એક પુસ્તકના રૂપમાં પણ તે નવલકથાની થોડીક નકલો પ્રકટ કરીશું; કે જેથી એકજ પુસ્તક ખરીદ કરનારા છૂટક ગ્રાહકોને પણ તે ખરીદ કરવી ઠીક પડે.

બીજાં પણ કેટલાંક ઉત્તમ નવલકથાઓનાં પુસ્તક અમારી પાસે તૈયાર છે, કે જે અમો અનુક્રમે પ્રકટ કરીશું.

આ પુસ્તકના ભાષાંતરકર્તા ભાઇ રત્નેશ્વર ભવાનીશંકર વકીલ, આજે ગુજરાતી સાહિત્યની રંગભૂમિપર પ્રથમવારજ દાખલ થાય છે. અમારી માન્યતા મુજબ તેમણે આ નવલકથાનું ભાષાંતર સરળ ભાષામાં સારૂં કર્યું છે. આશકોને પણ તેમનો આ પ્રથમ પ્રયત્ન પસંદ પડશેજ એવી અમને આશા છે. ભાઇ રત્નેશ્વરે અમારી વિનંતિ ધ્યાનમાં લઇ બની શકતા પ્રયત્ને આ પુસ્તક જલદીથી તૈયાર કરવા પાછળ જે મહેનત લીધી છે; તે માટે તેમનો આ સ્થળે આભાર માનવો યોગ્યજ છે. ઇતિ.

અમદાવાદ.
તા. ૧૪-૭-૨૨

કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી.

# ભાષાંતર કર્તાની પ્રસ્તાવના.

---

મહાભાગ પ્રખ્યાત નવલકથાકાર રેનોલ્ડ્સના નામથી અંગ્રેજી જાણનાર તો કોઈ પણ અપરિચિત નજ હોય, એ સ્વાભાવિક છે; પરન્તુ હવે તો એકલું ગુજરાતી જાણનાર પ્રજાને પણ એ નામ સારી રીતે જાણીતું થઈ ગયું છે. એ મહા સમર્થ નવલકથાકારની કથા—સંકલનાની શક્તિ માટે બે મત છેજ નહિ. નવલકથા લખવાની એની અપૂર્વ શક્તિનાં તો એના દુશ્મનનેય વખાણ કર્યા વગર નજ ચાલે; અને એની એવી અદ્ભુત શક્તિને લીધે તો જેરીબધિ એ વાસ કરી શકે એવું લાગ્યા વગર રહેતુંજ નથી. પરંતુ એની સાથે એ પણ કહી દેવું જોઈએ કે સમાજની ત્રુટીઓ એને જણાતી તો તેને સુધારવાને નિડરતાથી વાક્પ્રહાર કરવાને પણ એ ચુકતો નહિ. એના એવા સ્પષ્ટ વક્તાપણાને લીધે કેટલાંક મંડળોમાં એને અપ્રિયતા પણ તેવીજ વ્હોરી લેવી પડી હોય તો તેમાં આશ્ચર્ય પામવા સરખું કાંઈ ન લાગે. વાર્તામાં રસની જમાવટ ક્યાં અને કેવી રીતે લાવવી એ તો એનેજ આવડે. એની નવલકથા વાંચવી શરૂ કર્યા પછી તે પુરી કર્યા વગર, બેઠા હોય ત્યાંથી આઘા ઉઠવાનુંયે મન ન થાય; રાતની સવાર થઈ જાય તોયે ઉજાગરો કર્યો ન જણાય; એ તો વાર્તા પુરી કર્યેજ છુટકો થાય. પાત્રનું આલેખન અને સ્થળનું વર્ણન એવું એવું છે કે વાંચનારને એમજ થાય કે રેનોલ્ડ્સ તે ક્યાં ક્યાં ફર્યો હશે અને કેવા કેવા સ્વભાવવાળા મનુષ્યોના સંસર્ગમાં આવ્યો હશે ! એની નવલકથાઓ મનને ઉશ્કેરી મુકીને તેને વિષય તરફ વાળી લઈ જાય છે; તેથી અનુભવ વગરના નવ જુવાનોના હાથમાં એ મુકવી સલાહ કારક નથી એવી માન્યતા કેટલેક અંશે જનસમાજમાં હશે ખરી; પરંતુ તેમાં નવલકથાકારનો દોષ હોય, તો તે એટલોજ કે જેવો મનુષ્ય હોય છે તેવોજ તેને એ રજુ કરી

બતાવે છે; અને જે સ્થળે પડદો પાડવો ઘટે તે સ્થળ કરતાં આગળ ચેકડો મારી જઇને પછી પડદો પાડે છે.

આ નવલકથાનું " સૈનિકની સુંદરી " એ નામ આપીને ભાષાંતર કરવાને ભાઇ કૃષ્ણપ્રસાદે મને સુચન કરેલું અને તેમણે આપેલા ઉત્સાહથી પ્રેરાઇને આ ભાષાતર મેં શરૂ કર્યું છે. અને તેમનાજ સ્તુત્ય પ્રયાસથી આ પુસ્તક આજે વાંચનારના કરકમળમાં મુકાય છે. તેને માટે હું એમનો ઓછો આભારી થયો નથી.

ભાષાંતર કરવાનું કાર્ય સરળ નથી. સરળ ભાષામાં અને તેના સાથે મૂળ ગ્રંથની ખુબીઓ જળવાય અને તેનો ઉદ્દેશ ભાષાંતરમાં માર્યો ન જાય તેવી રીતનું થવુ જોઇએ. વળી પોતે જે પુસ્તક વાંચે છે તે અસલજ છે એવો વાંચનારને ખ્યાલ આવે અને વાતોનો પ્રવાહ અસ્ખલિતપણે વહ્યો જાય તો તો ભાષાંતરની સાર્થકતા વધારે થઇ ગણાય. આવાજ નિયમોને અનુસરીને આ ભાષાંતર કરવાનો મેં યથામતિ પ્રયાસ કર્યો છે અને તે પ્રયાસમાં હુ કેટલે અંશે સફળ થયો છું તેનો નિર્ણય કરવાનું હુ વાંચનારનેજ સોંપું છું.

ભાષાંતર જેટલે અંશે વાંચનારને રૂચિકર લાગે તેટલે અંશે, યશ મૂળ ગ્રંથકારનેજ ઘટે; અને જે દોષો જણાય તે મારે શિરજ ઓઢી લેવા મને યોગ્ય છે. આ ભાષાંતરમાં કેટલાક અંગ્રેજી શબ્દોના તદનુરૂપ ગુજરાતી શબ્દો મને ન જડયા; તેથી તે શબ્દો સમજાવવાને માટે તેવા શબ્દોનું તેના અર્થ સાથે જુદું લીસ્ટ પુસ્તકના અંતે આપ્યું છે. ઇતિ શિવમ્.

રાયપુર—કોકડીયાની પોળ;<br>અમદાવાદ.<br>તા. ૧—૭—૨૨.

રત્નેશ્વર ભવાનીશંકર.

શ્રી.

# સૈનિકની સુંદરી.

## પ્રકરણ ૧ લું.

### ભરતી કરનાર અમલદાર.

ખાસ કરીને, અમારા ખેતીવાડીના મુલકોમાં આવેલાં નાનાં નાનાં સુંદર ગામડાંઓ ઇંગ્લાંડની સૃષ્ટિસૌન્દર્યતાને ઠીક વધારી મુકે છે. અમે અમારા વાંચકવૃંદને, આવા એક ગામડાનો પરિચય કરાવીએ છીએ. અમારી વાર્તા મોટે ભાગે, બનેલા બનાવોનીજ ઘટના છે. પરંતુ એમાં આવતાં મુખ્ય પાત્રો ઓળખાઇ ન જાય તેટલા માટે તેમનાં ખરાં નામ નહિ આપતાં, અમે કૃત્રિમ નામથી તેમનું ઓળખાણ કરાવવા માગીએ છીએ. અને તેજ કારણથી ઉપરકથિત ગામડાનું ખરૂં નામ નહિ આપતાં તેનું પણ કૃત્રિમ નામ આપીશું. આપણે તેને "ઓકલે"ના નામથી ઓળખાશું. "ઓકલે" નામ જો કે કૃતિમ છે ખરૂં; છતાં અમારૂં મનસ્વી નથી. એ ગામમાં, તેમજ એની પડોશમાં ચારસો વર્ષનાં જુનાં અતિવિસ્તારવાળાં ઓકનાં વૃક્ષો હતાં, તે ઉપરથી ઉપલું નામ અમને સુઝી આવે છે. હજુએ ત્યાં ઓકનાં કેટલાંક વૃક્ષો સારી રીતે ઉછરી રહેલાં અને કેટલાંક સુકાઇ ગયેલાં, લાંબા સોટા જેવાં ઉભેલાં માલમ પડે છે. એ ગામના

લોકોને આ વૃક્ષો પ્રત્યે ઘણું માન અને આદર હતાં અને કોઇપણ બહારનો માણસ પોતાને ત્યાં આવતો, ત્યારે તેને કહેતા કે "આ વૃક્ષો તો અમારા આ સ્થળના સિંહ છે."

આ ગામમાં બહુ ત્યારે આશરે સોએક ઘરની વસ્તી હશે. અને તે બધાંએ ઘર મોટે ભાગે ખેડુતોનાં હતાં. ગામમાં દુકાનો પણ જુજ્જ હતી. અને તે બધી એકજ ફળીઆમાં આવેલી હતી. તેમાં એક ડૉકટરનું દવાખાનું હતું. એ દવાખાનામાં જુદા જુદા રંગના પાણીની બે ચાર બાટલીઓ ગોઠવી દીધી હતી. વળી બીજા પાંચ છ શીશામાં કાંઈ ઘેન ચડે એવા પદાર્થ ભરેલા હતા. વળી ગરીબ લોકોને માટે પણ એ ડૉકટર સાહેબને ત્યાં ખાસ દવા હતી. ડૉકટર સાહેબનું નામ મી. કૉલીસીન્થ હતું. ગામમાં તથા આસપાસનાં નજીકનાં ગામડાંમાં મી. કૉલીસીન્થની ઘરાકી સારી ચાલતી હતી. અને તેથી તેણે એક ઘોડો તથા નાની ગાડી પણ વસાવ્યાં હતાં. આટલા ઉપરથી તો મીસીસ કૉલીસીન્થ તથા તેમની ત્રણ છોકરીઓ ફુલાઈને ફાળકો થઇ જતી અને પોતે જાણે કેવાંયે મોટા સારા ઘરનાં હોય એમ થઈને ફરતાં. પહેરવેશ પણ ઠાઠમાઠથી પહેરતાં. તેમાં મી. કૉલીસીન્થની વચલી છોકરી કીટી જે જરા દેખાવડી હતી, તે તો પોતાની બીજી બે બેનો કરતાં વધારે ભપકામાંજ ફરતી હતી. ડૉકટરના ઘરથી બેએક ઘરને છેટે ગામના હજામ મી. ઓબેડીઆ બેટ્સનું "હેરકટીંગ" સલુન હતું. નામ તો સલુન આપેલું હતું. પણ દુકાનના રંગ ઢંગ જોયા હોય તો તે એટલી ગંદી અને અંધારી કોટડી જેવી હતી, કે ત્યાં કોઈને ઉભું રહેવું પણ ગમે નહિ. એ દુકાન ઉપર મોટા અક્ષરે ચીતરેલું હતું કે "સફાઈદાર

વાળ કાપનાર, અત્તરથી સુગંધિત બનાવનાર તથા માથાની અસ્ક્રી વિગ બનાવનાર." એની દુકાનમાં નજર કરતાં પાંચેક બાટલા નજરે પડતા. તેમાં કોણ જાણે શાયે પદાર્થ ભર્યા હશે. પણ તેના ઉપર ચોટેલાં લેબલ કોઇ વાંચે તો "અતિ ઉત્તમ, બેટ્રસની બનાવેલી રીંછની ચરબી" એવું લખેલું માલુમ પડતું. વળી જોડે જો એક જાહેર ખબરનું પાટીયું હતું, તેમાં લખેલું હતું કે "રીંછની ચરબી, ખરો અસલ માલ, ચરબી બનાવવાને માટેજ મી. બેટ્રસે ખાસ મંગાવેલાં સુંદર રીંછમાંથી જાતિ દેખરેખ નીચે તૈયાર કરેલી ચરબી." આ જાહેર ખબરમાં કેટલું સત્ય હશે તે તો આ ગામના વૃદ્ધ માણસોને પુછવાથી તરત માલમ પડી આવે. તેઓ બિચારાઓને તો પોતાના જન્મારામાં કોઈ દિવસ પણ પોતાના ગામમાં કોઈએ ચરબી બનાવવા રીંછ મંગાવેલાં હોય તેવું સ્મરણ પણ નહોતું. તેઓ એમ તો કહેતા કે એકવાર જંગલી પ્રાણીઓ લશ્કરને ... જતા હતા, તે વખતે તેઓ આ ગામમાં એક રાત રહ્યા હતા ત્યારે તે જંગલી પ્રાણીઓના ટોળામાં તેમણે રીંછને જોયેલું. જ્યાં મી. બેટ્રસની જાતિદેખરેખ નીચે બનાવેલી રીંછની ચરબી અસલ છે કે બનાવટી છે, તેનું સત્યાસત્ય કોઈએ પણ તપાસ્યું હોય એમ લાગતું નહોતું. તેથી ઉપલી જાહેર ખબર કાયમજ રહી હતી. હજામની દુકાનની જોડેજ ભઠીઆરાની દુકાન હતી. એ દુકાનમાં બેએક દારૂ માપવાનાં ગ્લાસ હતાં. અડધો એક ડઝન બાંધેલી કણક-ના લોદા હતા. લોટના બે એક કોથળા ભરેલા હતા. આ બધુંએ બારીમાં ગોઠવી મુકયું હતું. એની જોડે ખાટકીની દુકાન આવેલી હતી. એ દુકાન એટલી તો નાની અને સાંકડી હતી કે જો એમાં એકાદ

પશુ કરતાં વધારે પશુ લટકાવેલાં હોય તોતો એ કદાવર ખાટકીને પણ એમાં હરવા ફરવાની મોટી મુશ્કેલી નડે. એની દુકાનમાં એક અંકોડી ઉપર માંસનો સુકાઈ ગયેલો કટકો લટકાવેલો માલુમ પડતો હતો. અને એક પાટીઆ ઉપર કેટલાક બીફના કટકા હતા. આટલીજ વસ્તુ જ્યારે જુઓ ત્યારે ખાટકીની દુકાનમાં જોવામાં આવતી. ખાટકીના જોડે પરચુરણ સરસામાન વેચનારની દુકાન હતી. એ દુકાનમાં વિવિધ જાતની વસ્તુઓ ભરેલી હતી. કાંઇ ચાહ, કોફી ખાંડ, પનીર, મીણબત્તી, નાની નાની રાતી દરીઆની સુકી માછલીઓ, દોરાના દડા, ડુક્કરના માંસનું અથાણું, ડુક્કરની ચરબી, મીઠાઇ, લાકડાં, બ્લૅકીની શીશીઓ, તપખીર, સીગારેટ, તાજું ખારૂં માખણ, ઇંડાં, સાબુ, ચુલો બનાવવાના પથરા, મીઠાના મોટા મોટા ગાંગડા એ ઉપરાંત ઘરગતુ ઘણી ચીજો એ દુકાનમાં હતી. ત્યાં એક દરજીની તથા મોચીની પણ દુકાન હતી. એની જોડે એક વિધવા બાઇએ પણ થોડી જગ્યા રોકી હતી. એમાં એ બાઇ કાંઈ જમરૂખ, બિસ્કીટ વિગેરે પરચુરણ ચીજો વેચીને પોતાનો ગુજારો ચલાવતી હતી. આ બધી ચીજો એક બારીમાં એ ગોઠવતી. એની પાસે જે કાંઇ માલ વેચવાનો હતો તે બધોએ જો આપણે અડધો કાઉન આપીને ખરીદી લઈએ, તો પણ તે સોદો આપણને તો મોંઘોજ પડી જાય. એ ઉપરથી અનુમાન થશે કે તે બિચારી આટલા ઉપર પોતાનું ગુજરાન કેવી રીતે કરતી હશે. આ બાઈની દુકાન પાસેજ એક નાનું ખુલ્લું ગભાણ હતું. તેના ઉપર એક નાનું ઝુંપડું હતું. તે ઝુંપડું આપણી વાર્તા શરૂ થાય છે તેના પહેલાં કેટલાંક વર્ષ ઉપર બળી ગયું હતું. અને તેમાં એક ઘરડી બાઈ બળીને મરી ગઈ હતી.

આ બળી ગયેલા ઝુંપડાનાં કાંઈક નિશાન આ ખુલ્લા ગભાણુ ઉપર માલમ પડતાં હતાં. આ ઝુંપડાને આગ લાગ્યા સંબંધી બનાવનો ઉલ્લેખ હવે પછી અમે કાંઈક વિસ્તારથી કરીશું. આ ઓકલે ગામમાં ઉપર વર્ણવ્યા પ્રમાણેની દુકાનો હતી. તે ઉપરાંત તેમાં એક દારૂનું પીઠું પણ હતું. આ પીઠા આગળ એટલાં બધાં ઓકનાં ઝાડ હતાં કે એ પીઠું "રૉયલ ઓક"ના નામથી ઓળખાવા લાગ્યું. વળી જેણે અસલ આ પીઠું કાઢયું હતું, તેની એવી માન્યતા હતી કે આ ઓકના ઝાડોમાં એક વખત એમના રાજા સંતાઈ ગયા હતા તેથી પોતે તેની વફાદાર રૈયત તરીકે રાજાના નામનું સ્મરણ રાખવા ખાતર પોતાના પીઠાનું નામ "રૉયલ ઓક" રાખ્યું હતું એમ પણ કહેવાય છે. આ પીઠું રસ્તાના માથા ઉપર આવ્યું નહોતું પણ જરા ખુણા ઉપર આવ્યું હતું; અને બીજાં બધાં ઘરથી પણ છુટું પડેલું હતું. એની પાછળના ભાગમાં નાની ક્રીકેટ ગ્રાઉન્ડ પણ હતી. પીઠાના માલીક મી. બુશલ કરીને હતા. એ અને એની ધણીઆણી મીસીસ બુશલ બેઉ જણ મળીને આ પીઠું ચલાવતાં હતાં. આખા એમના જીલ્લાઓનાં પીઠાંઓમાં આમનું પીઠું ઘણું ખ્યાતિ પામેલું હતું. અને એમના પીઠામાંનો "એલ" નામનો દારૂ ઘણો વખણાતો હતો. સાંજે તો પીઠું માણસોથી ચીકારજ રહેતું હતું. મી. તથા મીસીસ બુશલ લોકોને દારૂડીઆ બનાવી દેવાને કોઇ પણ પ્રકારે અયોગ્ય ઉત્તેજન આપતાં નહિ અને તેથીજ તેમના પીઠા પ્રત્યે લોકોને માન હતું. આ પીઠાની જમીનની માલીકી "લૉર્ડ ઑાફ મેનોર" ની હતી. એ "જસ્ટીસ ઓફ ધી પીસ" હતા એટલે આ બન્ને ધણી-ધણીઆણીને બહુ સાચવીને વર્તવું પડતું હતું.

આ ગામડાનું તેની સંપૂર્ણ ખુબીઓ સાથેનું ચિત્ર જોવાનો સમ તો વસંત ઋતુનોજ છે. તે વખતે બરફ બધું જતું રહેલું હોય છે અને તેથી દરરોજ ગામની શોભામાં કાંઇ કાંઇ નવીનતાજ માલમ પડે છે: આ ઋતુમાં વૃક્ષો નવીન પાંદડાંથી શોભી રહેલાં હોય છે. પ્રત્યેક છોડ અને ડાળીઓ ઉપર નવીન કલિકાઓ આવી રહેલી હોય છે. થ્રશ પક્ષિઓનો મધુર કલરવ ઝાડીઓમાં સંભળાયા કરે છે. લાર્ક પક્ષીનું મધુર સંગીત પ્રિયકર સૂર્યપ્રકાશમાં મગજને આનંદિત કરી મૂકે છે. ધુધુ કરતા અવાજથી પાણીનાં ઝરણાં સૂર્યનાં પ્રકાશિત કિરણોમાં વધારે પ્રકાશિત બને છે અને તે ઝરણાં જળ-ધોધની માફક પાસેના જંગલમાં પડતાં પડતાં અદૃશ્ય થાય છે. પત્ર અને પુષ્પો ઉપર સવારનાં ઝાકળ-બિંદુઓ કાંઇ અજબ શોભા આપે છે. વળી બાગોમાં કેટલેક ઠેકાણે તરતના પુરા થયેલા શિયા-ળાના સ્મરણચિહ્નસમા બરફના કકડા પણ માલમ પડે છે. પ્રિમરોઝનાં પુષ્પો પૂર્ણ કળાથી વિકાસ પામી રહે છે. આવી સુંદર અલૌકિક સૃષ્ટિ-લીલાનો અનુભવ " ઓકલે " માં આ ઋતુમાં થાય છે.

આ ગામમાં એક નાનું દેવળ પણ હતું. એની આસપાસ 'યો' નામનાં ઝાડો પુષ્કળ હતાં અને તે પણ ઓકના જેવાંજ અસલી હતાં. આ મોટા યોના ઝાડના છાંયડામાં સમાધિસ્થાનો (કબરસ્તાન) હતાં અને એ સમાધિસ્થાનોમાં આ ગામના લોકોના વડવાઓ સમા-ધિસ્થ થયા હતા. અને ત્યાં કરેલી સમાધિઓ ( કબરો ) ના પથરા ઉપર તેમના ચારિત્ર્યના ઉલ્લેખ પણ માલમ પડતા હતા. આ કબરસ્તાનને એક છેડે એક મોટું ઘર હતું. તે ઘર ગામનાં બીજાં

ઘર કરતાં કાંઇ જુદી બાંધણીનું નહોતું; પણ ફક્ત બીજાં ઘરો કરતાં એ મોટું હતું. એના આગલા ભાગમાં દ્રાક્ષના વેલા હતા, અને તે એટલા બધા વધી ગયા હતા કે ઘરની બારીઓ પણ ઢાંકી દેતા હતા. વળી ત્યાં ઉગેલાં ગુલાબ વિગેરેનાં પુષ્પો એટલાં બધાં ખીલી નીકળ્યાં હતાં કે એ ઘરના રવેશને પણ તે પુષ્પો ઢાંકી દેતાં હતાં. આ મકાન પાદરી એટલે ક્રિશ્ચિયન ધર્મગુરૂનું હતું. પાદરી સાહેબનું નામ આપણે રેવરંડ મી. આર્ડન રાખીશું.

આપણી વાર્તાના પ્રવાહે આગળ વહેતા પહેલાં આપણે હજુ એક દૃશ્ય જોવાનું બાકી રહ્યું છે; તે જોઈ લઇએ. અહીંથી બે એક માઇલ દૂર ટેકરીના છેડા ઉપર એક મોટી હવેલી આવી રહી હતી. એ હવેલી "ઓકલે" માં પગ મૂકતા કોઇ પણ નવા આગંતુકનું ધ્યાન ખેંચ્યા વગર રહેતી નહિ. નવો આગંતુક એજ પ્રશ્ન પુછતો કે "આ હવેલી કોની છે?" હવેલી ઘણી સુંદર હતી. એ એક વિશાળ બાગના મધ્યમાં આવી રહી હતી. એ બાગમાં ઘણાં મોટાં અસલી ઓકનાં ઝાડનાં ઝુંડ આવી રહ્યાં હતાં અને તે બાગની સુંદર ભૂમિની સુંદરતાને પોતાની ડાળીઓથી ચુમતાં હતાં. આ બાગમાં પાળેલાં હરણાં ફર્યા કરતાં હતાં. તેઓ કેટલીક વખતે ઓકના ઝાડોમાં છુપાઇને વળી પોતાનાં શીંગડાં બહાર કાઢતાં. કેટલીક વખતે ત્યાં આવેલા સ્થિર પાણીના તળાવમાં પાણી પીવા આવતાં. આ હવેલી હતી તો ઘણી મોટી, પણ તે સુવ્યવસ્થિત રીતે બાંધેલી નહોતી. એની આસપાસ બીજાં નાનાં નાનાં ઘરો હતાં, નાના બગીચા હતા અને બાજી ઘણી ભવ્યતા નજરે પડતી હતી. જે ઉપરથી આ હવેલીનો ભોક્તા પૂર્ણ વૈભવશાળી અને દ્રવ્યવાન્ હશે એમ જણાતું હતું. આ હવેલીનો ભોક્તા સર આર્ચી-

બોલ્ડ રેડમર્ન હતો. તે પોતે એવું અભિમાન રાખતો કે એટલા આખા જીલ્લામાં એમનું કુટુંબજ સૌથી અસલ કુટુંબ હતું. એ મોટી મીલકતનો સ્વામી હતો. આખું "ઓકલે" ગામ અને એની આસપાસનાં ખેતર તથા જમીનો બધી એનીજ હતી. ગરીબ લોકો તો પૈસાદારના ગુલામો થવાજ સર્જાયલા છે એવી એની માન્યતા હતી અને તેથી પૈસા અને વગથી જેટલી બની શકે તેટલી બધી બાબતમાં એ પોતાનુંજ ધાર્યું કરવા મથન કરતો. છતાં કેટલીક બાબતમાં પોતાનું ધાર્યું કરવાને એ નફાતો પણ ફાવી શકતો. એના આવા સ્વભાવને લઇને ગામના લોકો "એ તો ઘણો ગર્વિષ્ટ અને જોહુકમીનો દોર ચલાવનાર જુલ્મી સર આર્શી છે" એવી માંહો-માંહી વાતો પણ કરતા. એની ઉમ્મર પચાસેક વર્ષની હતી. એ પરણેલો હતો અને એને આશરે એકવીસેક વર્ષનો એક યુવાન છોકરો હતો. સર આર્શી બોલ્ડને એક બેન પણ હતી અને તે એની સાથેજ રહેતી હતી. તે એના કરતાં દસ અગીઆર વર્ષે નાની હતી અને એ કુંવારીજ રહી હતી.

આટલો પ્રસ્તાવ કર્યા પછી અમે આ વાર્તા આગળ ચલાવીએ છીએ.

ઈ. સ. ૧૮૨૮ના મે માસમાં સાંજના સમયે ટપાલ લાવ લઈજા કરનારી ટપાલ-ગાડી ઓકલે ગામમાં આવી પહોંચી અને "રૉયલ ઓક" ના બારણા આગળ ઉભી રહી. ટપાલવાળો આવ્યો છે તેની ખબર આપવાને માટે ટપાલીએ ગામમાં પેસતાંજ પોતાનો ઘંટ વગાડયો હતો. એટલે રૉયલ-ઓકના ઘોડાવાળાએ ટપાલ ગાડીના ઘોડા માટે પાણી અને ચંદી તૈયાર રાખ્યાં હતાં. સવાર ને સાંઝ

ટપાલ ગાડીની આવજાનો બનાવ ત્યાંના લોકોને મન ખાસ અગત્યનો ગણાતો. સવારમાં ટપાલી જ્યારે "મિડલટન" જતો ત્યારે મિડલટન આપવાની ટપાલ તે અહીંથી લઈ જતો અને સાંઝે ત્યાંથી પાછો આવતો ત્યારે સવારે લઈ ગયેલ ટપાલના જવાબ વિગેરે લાવતો. અને તેથી જ્યારે ટપાલીનો ઘંટ વાગતો, ત્યારે બધા ગામના લોકો પોતાને ઘેરથી રૉયલ ઓક આવતા, પોતાના કાંઈ કાગળો, પાર્સલો વિગેરે આવ્યાં છે કે કેમ તેની તપાસ કરતા અને હોય તો તે લઇને પોતાને ઘેર જતા.

આજે ટપાલ ગાડીમાં ટપાલ ઉપરાંત એક પેસેન્જર પણ આવેલો હતો. આ પેસેન્જરનો દેખાવ "ઓકલે"ના રહેવાસીઓને કાંઇક ભય અને આશ્ચર્ય પમાડે તેવો હતો. આ નવો આવનાર લષ્કરી પોષાકમાં સજ્જ હતો. એણે ભુરા રંગનો કોટ પહેર્યો હતો. કોટના છેડા ધોળા હતા. કફ અને કોલર વાદળી રંગના હતા. એની કમરે કમરપટો હતો. તેમાં તલવાર લટકાવેલી હતી. જાતે ઉંચો કદાવર અને દેખાવે ભવ્ય લાગતો હોવાથી એ કોઈ ઉંચા દરજ્જાનો અમલદાર છે એમ સૌ કોઇને લાગ્યું. ટપાલ લેવા આવેલા લોકો આ લશ્કરી પોષાકમાં આવેલા ગૃહસ્થને લળીલળીને સલામ કરવા લાગ્યા. આ ગૃહસ્થે પણ પોતાનો જમણો હાથ પોતાની ટોપી સુધી લઈ જઇને તેમની સલામો ઝીલવા માંડી. ત્યાર પછી આ અક્કડને અક્કડ રહેનાર ગૃહસ્થે, જાણે ઈશ્વરે એના શરીરમાં વાંકા વળવાને સ્પ્રિંગ મુકીજ ન હોય; અથવા તો એ વાંકા વળી શકતો-જ ન હોય; તેમ સીધા સોટાની માફક અક્કડાઈમાં ને અક્કડાઈમાંજ "મિડલટન" થી અહીં સુધીનું ભાડું અરાઢ પેન્સ ટપાલીને ચુકવી

આપ્યું; અને પોતાનો સર સામાન પીઠામાં મુકી દેવાનો હુકમ કરતો, એ સીધોજ ગણી ગણીને ડગ ભરતો પીઠાના બારણામાં પેઠો. ત્યાં સુધી ત્યાં ભરાયલા લોકો એની સામુંજ જોઈ રહ્યા. એ ઘરમાં ગયો એટલે લોકોએ રસ્તા તરફ નજર કરી અને એવી આશામાં બેઠા, કે કર્નલ સાહેબ આવ્યા અને હવે એમની પાછળ ધીમે ધીમે લશ્કરની ટુકડી આવશે. પણ એમણે લશ્કર તો કાંઈ જોયું નહી. એટલે ટોળું વળી એ લોકો એક ઠેકાણે બેઠા અને "આ લશ્કરી માણસ કેમ આવ્યો હશે? એને ઓકલેમાં શું કામ હશે?" વિગેરે મતલબની ગુપચુપ વાતો કરવા લાગ્યા. થોડીવાર બેઠા એટલે એમને માલમ પડયું કે એ ગૃહસ્થ સાથે ટ્રંકો કે પેટીઓ જેવું તો કાંઈજ નહોતું. ફક્ત એક સાધારણ કદનું ભુરા કાગળનું એક પાર્સલજ એની સાથે તો હતું. એટલે તો "આ નવો આવનાર કોઈ મોટો માણસ નહી હોય" એવા અનુમાન ઉપર પણ એ આવી ગયા. આખરે એમણે ટપાલીને પૂછ્યું કે "ભાઈ, આ નવો આવનાર કોણ છે?" ત્યારે તેણે ખુલાસો કર્યો કે નવો આવનાર ગૃહસ્થ સાર્જંટ છે. એ કોવેન્ટ્રના લશ્કરી મથકમાં રહે છે. પણ હમણાં થોડો વખત થયાં એ મીડલટન આવેલો હતો અને ત્યાંથી આજે ટપાલ ગાડીમાં બેસીને એ અહિં આવ્યો છે. હવે આ લોકોમાં અંદર અંદર વાદવિવાદ ચાલવા લાગ્યો. ભઠીઆરો કહે કે જનરલ કરતાં સાર્જંટ મોટો; મોચી કહે કે કૅપ્ટનથી એક પાયરી નીચે તે સાર્જંટ; પણ એટલામાં ગામનો હજામ મી. બેટસ આવી પહોંચ્યો. તે બધા વાતથી માહિતગાર હતો. તેણે બધી હકીકત કહેવા માંડી અને સાર્જંટ કોણ હોઇ શકે તે તેમને સમજાવ્યું.

અત્યાર સુધી ટપાલી ટપાલ ગોઠવતો હતો. તેમાંથી એ નવરો થયો એટલે એ સર્વને ઉદ્દેશીને કહેવા લાગ્યો "ભાઇઓ, જો તમે મારી સલાહ માનો, તો એકલે ગામમાં જેટલા જુવાનીયા છે તેમને બધાને કહી દેજો કે તેઓ આ નવા આવેલા ઑફીસરથી સાવચેત રહે. લશ્કરી માણસનું મારાથી ભુંડું બોલી શકાય નહિ. વળી એણે તો મારી ગાડીમાં બેઠા બદલ મને ભાડું પણ આપ્યું છે અને રસ્તામાં પણ એણે દારૂ વિગેરેથી મારી તો અચ્છી તહેનાત કરી છે. છતાંએ દરેક માણસ અભિપ્રાય બાંધવાને સ્વતંત્ર છે અને પોતાનો અભિપ્રાય સામાને જણાવવો તે મારી જાણ પ્રમાણે કાંઇ કાયદાવિરૂદ્ધ નથી. અને તેથીજ હું કહું છું કે ભાઇઓ, તમારા જુવાનીઆઓને કહેજો કે આનાથી સાવધ રહે. આ ઑફીસર એકલેમાં કાંઇ અમથો નથી આવ્યો. એણે જે પોષાક ધારણ કર્યો છે તેજ પોષાકનો વાવટો ફરકાવવા એ એકલેમાં આવ્યો છે. જો હું આમાં જરાએ ખોટું કહેતો હોઉં, તો આ મારી ટપાલ ગાડી ઉપર મારૂં નામ મોટા અક્ષરે ચીતર્યું છે તે તમે ખોટું માનજો." આટલું બોલીને એ દારૂ પીવાને પીઠામાં ગયો. એટલે ત્યાં બેઠેલામાંનો એક જણ હજામને પુછવા લાગ્યો કે "ટપાલી શું કહી ગયો? શાના વાવટાની વાત એ કરી ગયો?"

મી. બેટસ—"કેમ સમજ્યો નહિ? સાર્જંટે જે રંગનો પોષાક પહેર્યો છે તે રંગ જ બતાવે છે કે એ લશ્કરનો માણસ છે. અને પોતાના પોષાકનો વાવટો ફરકાવવા એ અહીં આવ્યો છે, એટલે એ બધાને પોતાના જેવા બનાવવા આવ્યો છે." એટલે ખાટકી પથરી ઉપર પોતાનો છરો ઘસતો ઘસતો બોલી ઉઠ્યો "હવે સમજાયું, એ તો લશ્કરમાં ભરતી કરનાર સાર્જંટ હશે."

આ સાંભળીને તો બધા બેઠેલાઓના દીલમાં એક પ્રકારનો ધ્રુજારો વછુટયો. આ વખતે લોકોનો જમાવ ઠીક થઇ ગયો હતો. કારણ કે કોઇ નવો લશ્કરી અમલદાર પીઠામાં આવ્યો છે, એ સાંભળીને એક પછી એક ત્યાં ઘણા લોકો ભેગા થઈ ગયા હતા. આ બધામાંથી કોઇને પણ ખાસ ડંખ લાગે એવું સગું સંબંધી કે સ્નેહી નહોતું, તેમ તેવો કોઈ મિત્ર પણ નહોતો. તેથી ભરતી કરનાર સાર્જંટ તેમના કોઈ સ્નેહીને પોતાની ચુંગાળમાં સપડાવશે એવી તેમને બીક નહોતી. એટલે જેમણે એને જોયો નહોતો, તેમને એને જોવાની ઇચ્છા થઈ આવી અને જેમણે એને જોયેલો તે પણ એને ફરીથી જોવા તૈયાર થઈ ગયા હતા. તેથી "રૉયલ ઓક" આગળની ખુલ્લી જગ્યામાં બધા ભરાયા અને જે ખંડમાં સાર્જંટ બેઠો હતો ત્યાં બહારથી ડોકીઆં કરવા લાગ્યા. સાર્જંટ તો રૉયલ ઓકના પ્રધાન ખંડમાં ( પાર્લર ) વિંડસર જાતની ખુરશી ઉપર અક્કડનો અક્કડ બેઠેલો હતો. એના મોંઢામાં ચીરૂટ હતી અને સામે ટેબલ ઉપર એલ દારૂનો ગ્લાસ પડેલો હતો. પ્રધાન ખંડમાંની બારીમાંથી બહાર ખુલ્લી જગ્યામાં જ્યાં બધા લોકો ભરાયા હતા ત્યાં સાર્જંટની નજર પડી ચુકી હતી. એટલે એ જાણી ગયો હતો કે "આ લોકો ખાસ મને જોવાને માટે જ અહીં એકઠા થયા છે." છતાં પોતે જાણે કાંઇ જાણતોજ ન હોય એવો ડોળ ઘાલીને અક્કડ, ગંભીર અને શાંત થઇને પ્રભાવશાળી મુખમાંથી ચીરૂટના ધુમાડા કાઢતો પુતળાની પેઠે, જરા પણ હાલ્યા ચાલ્યા વગર એ બેસીજ રહ્યો. આ પ્રમાણે પોતાની સ્થિતિ–સ્થાપકતા એણે બે ત્રણ મિનિટ જાળવી હશે, એટલામાં સામા ટેબલ પરનો દારૂનો ગ્લાસ લેવા માટે જરા નમીને એણે હાથ લંબાવ્યો અને તે લઇને એ લાંબે ઘુંટડે દારૂ પીવા લાગ્યો.

ખાટકી બોલી ઉઠયો " આ ભાઇ સાહેબ જેમ મનમાન્યો દારૂ ઉડાવે છે, તેમ જો માંસ મટન પણ ઉડાવે, તો આપણી ઘરાકી સારી ચાલે અને આપણને ઠીક તડાકો પડે. "

આ સાંભળી ભઠીઆરાને પણ પોતાની રોજી સાંભરી આવી અને એ પણ કહેવા લાગ્યો કે " જો એ માંસ મટન ખાતો હશે, તો એને રોટલી પણ જરૂર જોઇશે; એટલે મારી પણ રોજી સારી ચાલશે. " પાસે હજામભાઈ બેઠેલા. તેમનું બાકી રહી જઇ હતું તે પણ બોલી ઉઠયા કે, " લશ્કરી અમલદારને તો પોતાની દાઢી રોજની રોજ સાફ રાખવી જોઈએ. એ લોકો તલવારના પટા ફેરવી જાણે, પણ અસ્ત્રો ન ફેરવી જાણે. તેથી મારે પણ એના તરફ બેદરકારી બતાવવી જોઇતી નથી. એ પણ જે છે તે છે. આપણે તો એનો સાથે સલાહ સંપથીજ કામ લઇશું. કદાચ એ પણ રીંછની ચરબી વાપરતો હોય તો કોને ખબર ?" બીજા બધાએ પણ ધાર્યું કે સાર્જંટ સાહેબ આવ્યા છે, એટલે એમને કાંઇને કાંઈ ચીજની જરૂર પડશે અને તેથી આપણી પણ ઘરાકી ચાલશે અને પૈસા પણ સારા મળશે. માટે એની સાથે આપણે બગાડવું નહી. આખરે બધાએ એકઠા મળીને વિચાર કર્યો કે આપણે રૉયલ ઓકમાં ઉતરેલા અમલદાર સાથે એક પછી એક જઇને મુલાકાત લેવી અને તેની સાથે ઓળખાણ કરવું, આમ વિચાર કરી બધા વેરાયા. ટપાલનો ગાડી ધડ ધડ ધડ ચડ અવાજ કરતી ચાલી ગઈ, તેનો અવાજ પણ સંભળાતો બંધ થઈ ગયો. પછી આખા ઓકલે ગામમાં શાન્તિ પ્રસરી રહી. ફક્ત બેટસ હજામના ઘરમાં બેચાર માણસ એકઠા થયા હતા અને આ લશ્કરી અમલદારના સંબંધમાં એનો કેવો

અભિપ્રાય છે તે સાંભળતા બેઠા હતા. કારણ કે આ ગામમાં બેટ્રસ સમજદાર ગણાતો હતો. અને કોઇ પણ નવી બાબતમાં લોકો એને જ પુછતા હતા. એ કહે તે બધું ખરૂંજ હોય છે એમ બધા ગામડીયાનું માનવું હતું, તેથી આ પ્રસંગે પણ એના જ્ઞાનનો લાભ લેવા કેટલાક આવ્યા હતા.

---

## પ્રકરણ ૨ જું.

---

### પ્રેમી યુગલ.

પીટર આગળ ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણેનું દૃશ્ય જે વખતે રજુ થતું હતું, તેજ વખતે તેથી થોડેક દૂર આપણી વાર્તા સાથે તેટલોજ સંબંધ ધરાવતું અને વધારે ધ્યાન ખેંચે એવું રસપૂર્ણ દૃશ્ય નજરે આવતું હતું. જે વખત ટપાલીએ પોતાના આગમનનો ઘંટ વગાડી લોકોના કાનને ઝણઝણાવી મુકયા હતા, તે વખતે એક નવયુવક મજુરના પોષાકમાં એ ગામના નાળાની પાળે પાળે થઇને જંગલ તરફ જતો હતો. એ આશરે બાવીસેક વર્ષની ઉમરનો હશે. એ શરીરે ઉંચો અને કદાવર હતો. એની ચાલવાની ગતિ ઉપરથી કોઇ એમ ન કહી શકે કે આ ગામડીઓ મજુર હશે. જો કે એ અત્યારે મંદ ગતિએ ચાલતો હતો, એનું મુખમંડળ ઉદાસીનતા ધારણ કરી રહ્યું હતું; છતાં પણ એનામાં જે નૈસર્ગિક સ્ફૂર્તિ હતી તે માલમ પડી આવ્યા વિના નહોતી રહેતી. કપડાં તો એણે ઘણાં હલકાં પહેર્યાં હતાં અને કામ ઉપરથી પરવારીને હમણાંજ

છુટો થયો હતો; છતાં એ તદ્દન સુઘડ લાગતો હતો. એની સુઘડતાને લીધે એ કોઇ સારા ઘરનો હશે એમ ભાસ થતો હતો. એની સાથે કામ કરતા બીજા મજુરોથી એ તદ્દન જુદોજ પડતો હતો. એનું નામ ફ્રેડરિકલૅાન્સડેલ હતું. એ ઘણો દેખાવડો હતો. એના આખાએ મુખમંડળ ઉપર ગ્રામ્યતાનું બીલકુલે ચિન્હ દેખાતું નહોતું. એનું મુખ જરા શ્યામતાવાળું લાગતું. પણ તેનું કારણ તો એવું હતું કે એને આખો દિવસ તડકામાંજ પોતાના ગુજરાનને માટે મહેનત કરવી પડતી હતી. એના માથાના વાળ અને આંખો કાળાં હતાં. એની મુછો તથા દાંત ભલભલા ઉચ્ચ કુટુંબના સદગૃહસ્થને પણ અદેખાઇ આવે એવા સુંદર હતા. એની વાણીમાં બીલકુલે ગ્રામ્યતા નહોતી. એની ભાષા પણ એના જેવાને છાજે એવીજ શુદ્ધ હતી. એના જન્મ સંબંધી એક ગૂઢ રહસ્ય હતું. પણ એ જે સ્થિતિમાં ઉછર્યો હતો તે તો સૌને જાણીતું હતું. નાનપણથીજ એ આ ગામમાં ઉછરેલો હતો. ગ્રાન્ટ કરીને એક વિધવાએ એને છોકરીને મોટો કર્યો હતો. એ બાઇ એક નાની દુકાન માંડીને તેમાંથી માંડમાંડ પોતાનું પોષણ કરતી. છતાં એ ગામમાં કોઇ જાણે નહિ એવી રીતે થોડો વખત એ બાઇને થોડી છુપી રીતે મદદ મળી હતી. એ મદદથી એ બાઇએ ફ્રેડરીકને પોતાના ગામની ગામડી નિશાળે મુકેલો. માસ્તર પણ છોકરાની બુદ્ધિ અને નમ્રતા જોઇને એના ઉપર વધારે કાળજી રાખવા લાગ્યો. જેમ જેમ ફ્રેડરિક મોટો થતો ગયો તેમ તેમ એ ગામમાં જેટલાં પુસ્તકો મળી શકયાં તે બધાંએ એણે વાંચી નાંખ્યાં, અને નિશાળમાં મળેલા જ્ઞાનમાં એણે ઘણો વધારો કરી દીધો. મીસીસ ગ્રાન્ટ એને પોતાનાજ છોકરા પ્રમાણે રાખતી.

ફ્રેડરિક અરાઢ વર્ષનો થયો ત્યાં સુધી પોતાનું ગુજરાન ભવિષ્યમાં કેવા રીતે ચલાવવુ તેનો એણે જરાએ વિચાર કર્યો ન હતો. નિશાળના માસ્તરે એને પોતાના આસીસ્ટંટ તરીકે રાખી લેવાનો વિચાર કર્યો હતો, પણ મૃત્યુએ તેનો એ વિચાર અમલમાં આવવા દીધો નહિ અને માસ્તરને કબરસ્તાનમાં યોના ઝાડ તળે કબરમાં સમાધિસ્થ થવું પડયું. ત્યારપછી થોડાજ વખતમાં મીસીસ ગ્રાન્ટના ઘરમા આગ લાગી. ફ્રેડરિક ઘરમાં નહોતો. એ એના કાંઈ કામસર મિડલટન ગયો હતો. મીસીસ ગ્રાન્ટ ઘરમાં માંદી હતી. લાકડાં કામડાંનું ઘર એકદમ સળગી ઉઠ્યુ. આથી એ બાઈ બહાર પણ ન નીકળી શકી અને કોઇ મદદે પણ ન આવી શકયું, અને એ અંદરજ બળી મરી. બાઇ મરી ગઇ એટલે ફ્રેડરિકના જન્મ સંબંધી જે ગૂઢ રહસ્ય તે જાણુતી હતી, તે પણ તે વખતે તો એની સાથેજ ચાલ્યું ગયેલું લાગ્યું. ફ્રેડરીક ઘેર આવ્યો ત્યારે એને માલમ પડયું કે એ ઘરબાર વગરનો, દમડી વગરનો અને મિત્ર વગરનો થઇ ગયો. લોકોએ એના ઉપર દયા લાવીને એને કાંઇ મદદ કરી, પણ તેજ બિચારા એવા ગરીબ હતા કે વધુ વખત એને કાંઇ મદદ કરી શકયા નહિ. તેમ પારકાને ભારરૂપ થઇ પડવાનું અને પારકાની દયા ઉપર જીવવાનું ફ્રેડરિકના સ્વાત્મમાની સ્વભાવને બીલકુલ રૂચિકર થયું નહીં. તેથી પોતાનું ગુજરાન ચલાવવા પોતેજ મહેનત મજુરી કરવાને માટે તૈયાર થઇ ગયો. જુના માસ્તરની જગ્યોએ તો નવા માસ્તર આવી ગયા હતા અને તેથી એ દિશા તરફ તો ફ્રેડરીકને કાંઈ આશા રહી નહિ. એને માટે બેજ રસ્તા ખુલ્લા હતા. કાંતો એણે ગામ છોડીને આજીવિકા શોધવા બીજે ઠેકાણે ચાલ્યા જવું, નહિ તો ગામના ખેતરોમાં ખે-

તીની મજુરી કરવી. એ તો ગામ છોડીને ક્યારનોએ ચાલ્યો ગયો હોત, પણ ઓકલેમાં એક જબરા બંધને એને બાંધી રાખ્યો હતો. તેથીજ ગામ ન છોડતાં એણે ખેતીની મજુરી કરવાનું પસંદ કર્યું. મિસીસ ગ્રાન્ટના મૃત્યુ પછી ફ્રેડરિક, બેટ્સ હજામના ઘરમાં એક નાની ઓરડી ભાડે રાખીને રહેતો હતો, અને રેડબર્ન મેનોરના માલિક સર આર્શિબોલ્ડ રેડબર્નના વજીફામાં એ મજુરીએ જતો હતો. ફ્રેડરિક ચારિત્ર્યવાન પુરૂષ હતો એમાં કશો સંદેહ નહોતો. પણ એક બાબતમાં એ પોતાનાજ દુશ્મનની ગરજ સારતો હતો. એનો સ્વભાવ જરા તીખો હતો અને એ આવેશમાં આવી જતો ત્યારે વશમાં રહેતો નહોતો. ગામમાં સર આર્શિબોલ્ડ રેડબર્ન અને પાદરી એ બે લોકોની નજરમાં મોટા માણસો ગણાતા હતા, પણ તેમને એ કોઇ દિવસ પણ નમતો નહી; તેમજ એ અમથો જઈને એમ પણ પુછતો નહી કે " તમારે કાંઇ કામકાજ છે? હોય તો કહેજો." આવી નરમાશ એનામાં નહોતી.

ફ્રેડરિક લોન્સડેલ સંબંધી જરૂર જેટલી અમે બધી હકીકત વાંચકવૃંદ સમક્ષ મુકી છે. હવે એ જ્યાં જાય છે ત્યાં એની સાથે સાથે નાળાની પાળે પાળે આપણે પણ જઈએ. એ જંગલમાં આવી પહોંચ્યો. હજુ પણ એ પાળે પાળે ચાલ્યા કરતો હતો. હવે એ જે જગ્યાએ પુલ હતો ત્યાં આવી પહોંચ્યો. એ આવ્યો કે તરતજ થોડા સમયમાં ત્યાં એક સ્ત્રી પણ આવી પહોંચી. આ સ્ત્રીનું નામ લ્યુસી ડેવીસ હતું. સર આર્શિબોલ્ડ રેડબર્નના બેલીફ ડેવીસની એ પુત્રી હતી. એની ઉમ્મર આશરે વીસેક વર્ષની હતી. જાતે ઘણીજ સ્વરૂપવાન, ઉંચી અને મજબુત બાંધાની હતી. લ્યુસી કોઈ ગામડી-

અણુ સ્ત્રી જેવી નહોતી. જેમ ફ્રેડરીક લોન્સડેલ બીજા ગામના લોકો કરતાં તદન જુદોજ પડતો હતો, તેમ લ્યુસી પણ ગામની બીજી સ્ત્રીઓ કરતાં ઘણી ઉચ્ચ કોટિની જણાતી હતી. એને દેખતાંજ એ કોઇ સારા કુટુંબની હોય, એમ સૌ કોઇને અનુમાન જતું. એના વાળ કાળા ભમ્મર અને ઘણા સુશોભિત હતા. એની આંખો ઘેરા ભુરા રંગની હતી. એની ભ્રમરો બાણના સમાન હતી. એના ગાલની લાલાશ એનું પૂર્ણ આરોગ્ય સુચવતી હતી. એના હોઠ ઉપર સુખનું સ્મિત મંદ મંદ ફરકી રહ્યું હતું. આવા મધૂર હાસ્યથી ફરકી રહેનારા એના હોઠનું સૌંદર્ય તો અપ્રતીમજ હતું. જ્યારે એના બન્ને હોઠો સ્મિત વખતે જુદા પડતા ત્યારે એની દંતકલિકાઓ એના મુખની શોભામાં ઓર ઉમેરો કરતી હતી. વસ્ત્ર તો તદન સાદાં હતાં, પણ એણે ઘણી સફાઇ અને સ્વચ્છતાથી તે પહેરેલાં હતાં. સુંદરમાં સુંદર વસ્ત્રોમાં તે જેવી શોભી ઉઠે તેના કરતાં આ સાદાં વસ્ત્રોમાં એ ઘણી સુંદર અને મોહક લાગતી હતી. એ સર્વાંગ સુંદર હતી. એનું અંગે અંગ પૂર્ણપણે ખીલી નીકળ્યું હતું. આખી એની દેહલતા પ્રત્યેક ઘાટીલાં અવયવોથી સુંદર રીતે ઝુકી રહી હતી. બ્રહ્માએ એને એવી ધ્યાનપૂર્વક ઘડી હતી કે કોઇ પણ શિલ્પકળાના અભ્યાસીને એ તેના અભ્યાસનો સર્વોત્તમ વિષય થ પડે. લ્યુસી ડેવીસના આટલા ઓળખાણ પછી અમારા વાંચકવૃંદના સમજવામાં આવ્યું હશે કે ફ્રેડરિક લોન્સડેલને ઓકલેમાં કયા જબરા બંધને બાંધી રાખ્યો હતો. ફ્રેડરિક અને લ્યુસી પરસ્પર પ્રેમબંધનથી બંધાયલાં હતાં. નાની ઉમ્મરથીજ એ બન્ને સાથે રમતાં અને જેમ જેમ તેઓ મોટાં થતાં ગયાં, તેમ તેમ તેમના બાલ સ્નેહનું પૂર્ણ

અને સત્ય પ્રેમમાં પરિવર્તન થતું ગયું. એમનો પ્રેમસંબંધ હજી સુધી કોઇના જાણવામાં આવ્યો નહોતો. તેમાંએ ખાસ કરીને લ્યુસીનો પિતા તો આ ગુપ્ત પ્રેમથી તદ્દન અજાણ્યોજ હતો. મી. ડેવીસની સ્થિતિ સાધારણ રીતે સારી હતી. એટલે એણે પોતાની પુત્રી માટે ઉંચી ધારણા ધારી મુકી હતી. એણે તો લોભમાંને લોભમાં એટલે સુધીની ગણતરી કરી મુકી હતી કે, લ્યુસીનું અપ્રતીમ સૌંદર્ય સર આર્શિબોલ્ડના એકના એક પુત્ર અને વારસ જીરોલ્ડ રેડમનના જીગરને પણ જીતી લે, અને એ તેના હૃદયની અધિષ્ઠાત્રી પણ બની જાય. આવી ગણતરી કરતી વખતે એ વાત તો એના ખ્યાલમાંજ હતી કે રાજી ખુશીથી સર આર્શિબોલ્ડ આ લગ્નમાં સંમતિ નહી આપે; પણ એણે એવું ધારી મુકયું હતું કે સર આર્શિબોલ્ડની જે જમીન જાગીર છે, તે તો વારસામાં એના છોકરાનેજ જવાની. કારણ કે કાયદેસર રીતે એની બીજી કોઇ પણ પ્રકારે વ્યવસ્થા થઈ શકે નહી. એટલે જ્યારે જીરોલ્ડ મોટો થશે, ત્યારે એને હાથમાં લઇ લેવો અને આર્શિબોલ્ડને દબાવી દેવો; એટલે પોતાની ધારેલી ધારણા પર પડી જાય. એના આવા વિચારોથી સૌને અનુમાન થશે કે એ પૂરેપૂરો અવિચારી અને કોઇ પણ જાતના સિદ્ધાન્ત વગરનો હતો. સ્વાર્થ સાધવા ગમે તે વખતે ગમે તે કરવામાં એને કાંઈ પણ ખાટી કોતર નડતું નહિ. યુક્તિઓ રચવામાં જેવો તે પુરો હતો, તેવોજ તે છુપાવવામાં પણ એટલોજ કુશળ હતો. એની સ્ત્રી એટલે લ્યુસીની માતા ગુજરી ગઇ હતી. લ્યુસી એની એકની એક પુત્રી હતી. તેથી એના મનમાં, લ્યુસીને ઉમરાવ કુટુંબમાં પરણાવાને તેને "લેડિ"નું પદ મળે અને પોતે પણ એક "ગૃહસ્થ" માં ખપે, એવા અભિલાષ હતા.

ઉપર જણાવ્યા પ્રમાણે પુલ આગળ સંધ્યાકાળ પહેલાં ફ્રેડ-રિક લોન્સડેલ અને લ્યુસી ડેવીસ ભેગાં થયાં. આ સમય સુખી પ્રેમી યુગલને સુખનો, અને દુઃખમાં ડુબી રહેલાંને મન દુઃખનો હતો. આ સમયેજ હર હમેશ આ પ્રેમી જીવો આ સ્થળે આવીને મળતાં. હસતી હસતી પ્રફુલ્લ વદને લ્યુસી પુલ ઉપર થઇને આવીને પોતાના પ્રિયને હર્ષથી ભેટી પડી. ફ્રેડરિકના મુખ ઉપર છવાઈ રહેલી ગ્લાનિ લ્યુસી હર્ષના આવેશમાં થોડીવાર તો ન જોઈ શકી. વળી લ્યુસીને આલિંગન દેતાંજ એના મુખ ઉપરની ગ્લાનિ થોડીવારે દુર થઇ ગઈ અને એનું મુખમંડળ વધારે તેજસ્વી દેખાવા લાગ્યું. પરંતુ તે થોડીજ વાર. વળી હૃદયના દુઃખભારના આવેગને સહન નહી થઇ શકવાથી ફ્રેડરિકના મુખ ઉપર કાલિમા પાછી ફરી વળવા લાગી. એક બીજાના હાથમાં હાથ રાખીને તેઓ પાળે પાળે વાતો કરતાં કરતાં આગળ ચાલવા લાગ્યાં. ખરેખર આ જોડી એક બીજાને યોગ્યજ હતી. આ વખતે આ બન્ને તરફ જો દૃષ્ટિ પડી હોય તો ખરેખર એ ઘણુંાંજ મનોહર લાગ્યા વગર ન રહે. થોડેક સુધી બન્ને ગયાં. એટલામાં કાંઈ ખાસ વાત કરવાને લ્યુસીએ ફ્રેડરિકના મુખ સામે દૃષ્ટિ કરી તો એને એ મુખ ઉપર ઉદાસીનતા છવાયલી માલમ પડી અને કહેવાનુ હતું તે ભુલી ગઈ. તે એકદમ ચાલતી ચાલતી ઉભી રહી. એકાદ મિનિટ ફ્રેડરિક સામે જોઇને પછી રૂપાની ઘંટડીઓ મૃદુ અને મધુર અવાજે વાગી રહે તેમ એ મધુર સ્વરે બોલવા લાગી. " ફ્રેડરિક, વ્હાલા ફ્રેડરિક! કહો ના કહો, પણ તમે આજે ઉદાસ દેખાઓ છો. એવું શું બન્યું છે ?"

ફ્રેડરિક—" પ્રિયતમા લ્યુસી, તારાથી મેં શું છાનું રાખ્યું છે ?

મારૂં અપમાન થયું છે, ભયંકર અપમાન થયું છે. ગોગાનુયોગે ઉંચા કુળમાં જન્મ્યો અને મારો શેઠ થયો એટલે મને દુઃખમાં ફ્ચડી નાંખ્યો." લ્યુસીની આંખમાં આંસુ આવી ગયાં, એ ઉશ્કેરાઈ ગઇ અને બોલી "કોણે તમારૂં અપમાન કર્યું?" "જીરોલ્ડ રેડબર્ને. અરે મને એ વાત યાદ આવે છે, ત્યારે એમ થાય છે કે મેં જીરોલ્ડ રેડબર્નને ઘોડા ઉપરથી ઘસડીને મારા પગ તળે છુંદી કેમ ન નાખ્યો? હું તો એને છુંદી નાખત, પણ એવો એ જાતે સુકલકડી પડપા જેવો અને ઠોંસો મારે તો મરી જાય એવાના ઉપર જો હું ઘા કરૂં તો એમાં મેં શું મોટું પરાક્રમ કર્યું? એમ ધારીને મેં એને જવા દીધો. મને એણે ઘણો ચીઢવ્યો છે."

"વ્હાલા ફ્રેડરિક, તમે કહો છો એ ખરૂં છે. તમને એણે બહુ ચીઢવ્યા છે. તમારા મનનું સાંત્વન થાય એવું હું શું કરૂં? કોઇએ મને જો તમારા જેટલી સતાવી હોય તો પણ તમારા દિદારનાં દર્શન જો હું કરૂં, તો મને તો પાછી શાંતિ થઇ જાય."

"તને મારા પ્રત્યે આટલો બધો પ્રેમ છે એને માટે હું તારો આભારી છું." એમ કહીને ફ્રેડરિકે લ્યુસીના હાથ ઉપર ચુંબન કર્યું અને બોલ્યો "પ્રિયતમા, મને પણ તારા મધુર સંસર્ગથી ખરેખરી રાહત મળે છે. ગમે તેવા મર્મસ્થાનના ઘાને પણ તારો મીઠો સહવાસ રૂઝવી દે છે. અત્યારે મારા મનને એકલું અપમાનજ નથી સાલી રહ્યું, પણ તે ઉપરાંત મારી ગરીબી હાલતમાં પણ મારે હજી ઝંપીને બેસવાનું નથી, એથી મને ઘણું લાગે છે."

લ્યુસી બિચારી બીકની મારી ફરીથી ચમકી ઉઠીને પુછવા લાગી, "વ્હાલા ફ્રેડરિક, તમે શું કહો છો, તે મને સમજાવો."

"પ્રિય બાલા, શું સમજાતું? પેલા ઉદ્ધત જીરોલ્ડને મને અપમાન ભરેલી રીતે ગાળો ભાંડતાં સંતોષ ન વળ્યો, તેથી મારી રોજી ખુંચવી લેવાની પણ મને એણે ધમકી આપી છે. એના બાપના વજીફામાં હું મજુરી કરૂં છું, ત્યાંથી પણ મને કાઢી મુકશે. અને એના બાપના બીજા ખેડુતો છે તે પણ મને મજુરીએ ન બોલાવે તેવાં પગલાં પણ તે ભરનાર છે. આવું જો થશે તો મારે માટે આ ગામમાંથી દેશવટોજ છે. મને ધમકી આપી છે તે પ્રમાણે એ નક્કી વર્તશે એવી મને પાકી ખાત્રી છે."

આ સાંભળીને લ્યુસીના વદન ઉપર વિષાદની છાયા છવાઈ રહી; અને થોડો વખત સુધી બન્નેએ કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર ચાલ્યાજ કર્યું. છેવટે લ્યુસી ઉભી રહી અને કાંઈ ઓચિંતું સાંભરી આવ્યું હોય તેમ બોલી ઉઠી:—

"પ્રિય ફ્રેડરિક, તમારે અને રેડબર્નને આ ઝઘડો શાથી થયો એ તો તમે કાંઈ કહ્યું નહી."

"લ્યુસી, તું જાણે છે અને મેં તને ઘણીવાર કહ્યું પણ છે, કે સર આર્શિબોલ્ડ અને જીરોલ્ડ રેડબર્નને મારા પ્રત્યે પહેલેથી જ એક પ્રકારનું વૈમનસ્ય છે. રેવરંડ મી. આર્ડન પણ મારા તરફ સ્નેહ દૃષ્ટિથી જોતા નથી. આનું કારણ એટલુંજ છે કે હું જરા ભણ્યો છું અને મારા જ્ઞાનમાં હું થોડો થોડો વધારો કરતો જાઉં છું એ વાત એમને બીલકુલ પસંદ નથી. મારા જેવો માણસ આટલું ભણે એ મોટા માણસોની આંખમાં આવે છે. અત્યારે ગરીબ લોકોને રીબાવી રીબાવીને આ મોટા લોકો માલેતુજાર બની જાય છે. એ રહસ્ય ભણેલાના ધ્યાન ઉપર ઝટ આવે છે, એવું એમનું માન-

વું છે. વળી ઘણીવાર હું એમ કહ્યા કરૂં છું કે ગરીબ લોકોના ભોગેજ આ લોકો તવંગર થાય છે, તેથી સર આર્શિબોલ્ડ તથા મી. આર્ડન એમ માને છે કે હું ગરીબ લોકોને આ વાત સમજાવું છું અને તેમને તવંગર પ્રત્યે દ્વેષની લાગણી ઉભી થાય એવા વિચારો તેમના મનમાં ઠસાવું છું. પરંતુ મારો પરમાત્માજ જાણે છે કે મેં મારા વિચારો કોઇને પણ જણાવ્યા છે કે નહિ? હું તો દારૂના પીઠાંમાંએ જતો નથી. ગરીબ લોકો સાથે મારો એવો સંસર્ગ પણ નથી. તેમ તેમને મારા વિચારો જણાવવાનો મને પ્રસંગ પણ મળતો નથી, અને તેવા પ્રસંગને હું શોધતો પણ નથી. તો પછી તેમના મગજમાં તવંગર પ્રત્યે દ્વેષભાવના વિચારો હું કેવી રીતે ઘુસાડી શકયો? છતાં બેરોનેટ તથા પાદરીના મગજમાં આવું ભૂત ભરાઈ ગયું છે. અને આજ બે વર્ષથી મને કેવી રીતે ગામમાંથી કાઢવો તેનોજ એ લોકો વિચાર કરે છે."

લ્યુસી પ્રેમપૂર્ણ નેત્રે પોતાના પ્રેમીના મુખ સામું જોઇને બોલી:—

"પણ વ્હાલા, ગામમાં તમે એટલા બધા પ્રિય થઇ પડયા છો, કે લોકલાગણી વિરૂદ્ધ સર આર્શિબોલ્ડ તમને ગામમાંથી કાઢી મુકવાની હીમત નહી કરી શકે."

"પ્રિયતમા લ્યુસી, તારા કહેવામાં પૂર્ણ સત્ય સમાયલું છે. પણ હવે એવો તેવો કાંઈ વિચાર એ કરવાના નથી. અને હવે મારા ઉપર જુલમ થશેજ. આજે બપોરે હું ખેતરમાં કામ કરતો હતો, તે વખતે હેરોલ્ડ રેડબર્ન ઘોડા ઉપર સ્વાર થઇને ત્યાં આગળ થઇને જતો હતો. મેં એને ટોપી ઉતારીને સલામ કરી,

પણ એણે મારા સામું યે ન જોયું. પછી થોડેક સુધી એ ગયો એટલે એક માંદા અને કમતાકાતવાન માણસની માફક મને બુમ પાડી ને કહ્યું કે, "અલ્યા એ લોન્સડેલ, અહીં આવ." આવી તોછડાઇથી મને બોલાવ્યો તેથી મને એમ તો થઈ ગયું કે હું એના હુકમનો અનાદર કરૂં. પણ મારે એકદમ ગુસ્સે ન થવું એમ ધારીને મારા દુઃખને દાબીને અને મારા ક્રોધને શમાવીને હું એની પાસે ગયો. એની ચાબુક જમીન ઉપર પડી ગઇ હતી, તે તરફ આંગળી કરીને મને કહ્યું કે "અલ્યા એ, આ મારી ચાબુક લાવ." આ શબ્દો એ એવા હલકટપણાથી બોલ્યો કે એવી રીતે તો આપણે આપણા ગામનાં કુતરાંને પણ ન બોલાવીએ. તેથી મને ઘણોજ ક્રોધ ચઢી ગયો અને ક્રોધ ભરેલી આંખોથી મેં એના સામું જોયું. એટલે ગુસ્સામાં આવી જઇને એણે મને કહ્યું કે "ઓ ભિખારડા, શું જોઈ રહ્યો છે? ઝટ કર, અને નીચે પડેલી ચાબુક લાવ. નહિતો એજ ચાબુકથી તારો બરડો હું હમણાં રંગી નાખીશ." મેં મારી મનોવૃત્તિઓને રખાય એટલા કાબુમાં રાખીને કહ્યું કે, "મી. રેડબર્ન, જો જરા સભ્યતાથી બોલવાનું શખો તો તમે કહેશો તે હું કરીશ." એમ કહેતાંની સાથેજ એના જેવા સદ્‌ગૃહસ્થના મોઢામાં બીલકુલ શોભે નહિ એવા શબ્દોથી એણે મને અભિશાપ્યો અને વળી પાછા એના એજ શબ્દોમાં મને ચાબુક આપવાનું એણે ફરમાવ્યું, લ્યુસી, ખરૂં કહું છું, મારો મીજાજ તે વખતે ઠેકાણે ન રહ્યો."

"ફ્રેડરિક, ખરૂં છે. આવા સંજોગોમાં તમને ઘણો ગુસ્સો ચઢયો હશે, પણ વારૂં પછી શું થયું.?"

"મી. રેડબર્ન તો હદ વગરનો ગુસ્સે થઇ ગયો. એનું ફીક્કું અને માંદલા જેવું મોઢું કાળું પડી ગયું. એના હોઠ પણ પુણી જેવા ધોળા થઇ ગયા અને એણે એવી ગાળોનો વરસાદજ વરસાવા માંડયો, કે જે સાંભળીને તો કાનના કીડા પણ ખરી પડે. વળી મને કહ્યું કે, "તારાં મા બાપ કોણ છે તેની તો તને ખબર નથી. કોઇ ભિખારીનો તો છોકરો લાગે છે, જરા વાંચતાં લખતાં આવડયું એટલે ફુલાઈ ગયા. તારા જેવાએ તો તારા મુરબ્બીઓને કેટલું માન આપવું જોઇએ, અને તેમની કેટલી પગસી કરવી જોઇએ." આવું આવું એણે જેટલું કહ્યું તેટલું બધુંએ હું સાંભળી રહ્યો. પછી મેં પણ એની ન છાજતી રીતભાત માટે એને કહ્યું અને એની ચાબુક પણ મેં એને આપી નહિ. એ પણ મારા શબ્દો અને તે વખતનો મારો ચ્હેરો જોઇને ગાંડોજ થઇ ગયો. મેં એને ચાબુક ઉઠાવીને ન આપી એટલે એણે મને ધમકી આપવા માંડી. એટલે આટલું થયા પછી એ મને નોકરીમાંથી જરૂર કાઢી મુકાવશે અને એ હુકમ મારે તારા બાપને મોઢેથીજ સાંભળવો પડશે."

"ફ્રેડરિક, ખરેખર આ માઠા સમાચાર છે. હવે શું કરવું? મારા પિતાને હું પગે પડું? હું તમને ચાહું છું એ વાત એમને કહીને એમને વિનવું કે મને દુઃખના દરીયામાં ન ડુબાડે."

"નહિ નહિ. લ્યુસી; ગમે તેમ થાય તો પણ તારા પિતાનો ક્રોધ તારે ઓ'રી લેવાની કશી જરૂર નથી. મારાં દુઃખ હુંજ ભોગવી લઇશ. મારે માથેથી તારે માથે ઓઢી લેવાની કાંઇ જરૂર નથી. સુખના સ્વપ્નમાંથી આજે હું જાગી ઉઠયો છું. ભાગ્યદેવી મારા ઉપર પ્રસન્ન થશે અને હું એવી સારી સ્થિતિમાં આવી જઇશ કે

જેથી કરીને હું તારા હાથની માગણી કરી શકીશ, આવી આશામાંને આશામાં અત્યાર સુધી હું દિવસો વિતાવ્યા કરતો હતો. ખરેખર હવે મને લાગે છે કે મારા આ વિચારો વાહિયાતજ છે. તારા ઉપરના મારા અનહદ પ્રેમને લીધેજ મેં આવી આશાઓ બાંધી હતી. લ્યુસી, તારા પ્રત્યે મારો પ્રેમ કેટલો બધો છે તે તું જાણુતી નથી, અને જાણી શકત પણ નહિ. કારણ કે મારા વિચારો મારે મોઢેજ હું પુરેપુરી રીતે જણાવી શકતો નથી. આ નાળાના પાણી સામે જો; જ્યાં આપણે ઉભાં છીએ ત્યાં પાણી બીલકુલ અવાજ કરતું નથી. અહિં ઓઢા પણ આવતા નથી, છતાંય પણ અહિંજ પાણી ઉંડું છે. આજ પ્રમાણે મારો પ્રેમ પણ ઘણો ગાઢ છે. આખો દિવસ મજુરી કરૂં છું, તે વખતે પણ મને એજ પ્રેમ આનંદ આપે છે. સાંઝે કામમાંથી પરવારૂં છું, ત્યારપછી પણ એજ પ્રેમ મારો સાથી બની રહે છે. કોઇ દિવસ પણ જો મને પીઠામાં જવાનું મન થઈ આવે, તો એજ પ્રેમ મને ત્યાં જતાં વારી રાખે છે. જે વખતે હું મારા આખા દિવસના કામથી કંટાળી જાઉં છું, ત્યારે મને એમ થઇ જાય છે કે બળ્યું આ કામ. તેમ કેટલીક વખત મારા જન્મ વિષેના રહસ્ય સંબંધી મને વિચાર આવે છે, ત્યારે મને એમ થઈ જાય છે કે, એ રહસ્યની મને ખબર પડે તો મારી આર્થિક સ્થિતિ કેટલી બધી સુધરી જાય. આવા વિચારો મને જ્યારે મુઝવી નાંખે છે, ત્યારે તારી રમ્ય મૂર્તિજ મારૂં સઘળું દુ:ખ વિસરાવી દે છે અને મને આનંદી બનાવી દે છે. તારી મનોહરતાએ મારા ઉપર અજબ અસર કરી દીધી છે."

લ્યુસી આ વખતે અત્યંત આક્રંદ કરતી હતી. પોતાના

પ્રિયતમના હાથને વળગી રહી હતી. આંખોમાંથી આંસુ સરતાં હતાં છતાં પૂર્ણ પ્રેમથી પોતાના પ્રેમીના મુખ સામું જોઈ રહી હતી. કાંઈક બોલવાનો પ્રયત્ન કરતી હતી, પણ એને એવો ડુમો ભરાઈ આવ્યો કે એક શબ્દનો પણ તે ઉચ્ચાર કરી શકી નહિ. એટલે લોન્સડેલે કહ્યું:—

"વ્હાલી લ્યુસી, ન રડ ન રડ." આમ બોલી દીલાસો આપવા જતાં એની આંખમાં પણ ઝળઝળીઆં આવી ગયાં. એટલે તે લુછતો લુછતો ફરી બોલવા લાગ્યો કે:—

" હવે એવો વખત આવ્યો છે કે આપણે પુરેપુરી હિંમત રાખ્યા વગર છુટકો નથી. ધૈર્ય અને શાંતિથી સર્વ સહન કરવું પડશે. મારે માથે તવાઈ આવી પડી છે તો એ દુઃખના વમળમાં તને મારાથી શી રીતે સાથે ખેંચાય ? ના ના. ગમે તેમ થાય તોયે તને તો મારા સંકટમાં નહી નાખું. તારા અનહદ પ્રેમને લીધે જે અનહદ આત્મભોગ આપવા હું તૈયાર થઈ રહ્યો છું તેનો તારે વિચાર કરવાનો છે. મારો પ્રેમ સ્વાર્થી નથી. તું મારા કરતાં પણ વધારે સુખી થાય, અને સૌથી પહેલું તારૂં સુખ સધાય એમ કરવાને મારો પ્રેમ મને દોરે છે."

લ્યુસી અડધી બ્હીતી, અડધી આજીજી કરતી ફ્રેડરિક સામું જોઈ રહી. પછી બોલી:—

" ફ્રેડરિક, તમે આ શું બોલો છો ? તમારા શબ્દો મને ભય પમાડે છે."

" પ્રિયતમા, હું એમ કહું છું કે મારા પ્રત્યેના તારા સ્નેહને લઈને તેં મને જે વચનો આપ્યાં છે–પ્રતિજ્ઞાઓ કરી છે–તેમાં તને

બાંધી રાખવી એ મને જરાએ ઠીક લાગતું નથી. એ તો અન્યાયજ કહેવાય. એ વચન અને પ્રતિજ્ઞાઓનો હવે કાંઈ ઉપયોગ નથી. ટુંકામાં આપણે બન્નેય હવે છુટાં થઈ જઇએ. તું મને ભુલી જા. મારો વિચાર કરવો પણ મુકી દે."

"ફ્રેડરિક, બહુ થયું. મારાથી આ સહન નથી થતું." આમ બોલી લ્યુસીએ ગાંડાની માફક હાથ અફાળ્યા. વળી હિંમત લાવીને એ ફ્રેડરિક સામે આતુર નેત્રે જોઈ રહી અને કાંઈ કહેવાનું જડી આવવાથી એના ગાલ ઉપર વિજયનાં તથા અંતરના સંતોષનાં ચિહ્ન જણાવવા લાગ્યાં. પછી તે શાંત સ્વરે બોલી, "ફ્રેડરિક, આપણે બન્નેએ અરસ-પરસ જે પ્રતિજ્ઞાઓ લીધી છે તેમાંથી તમે મુક્ત થવા મથો છો એવી શંકા લાવીને હું તમારૂં અપમાન કરવા નથી માગતી. બાલપણથી આપણે એક બીજાને ઓળખીએ છીએ. તમારા સાચા હૃદયની અને ઉમદા સ્વભાવની મને પુરી પિછાણ થઇ છે. એ હૃદય અને એ સ્વભાવને, આવા દુઃખદાયક વિચારો વ્યક્ત કરવા ઉચિત ન હોય. તમે હવે મારૂં સાંભળી લો. હું પ્રભુને સાક્ષી રાખીને કહું છું કે ગમે તે થઇ જાય, તમારા દુશ્મનો તમને દુઃખ દેવામાં ગમે તેટલા ફાવી જાય, સંજોગ વશાત્ તમારે મારાથી ગમે એટલે દુર જવાનું થાય, મારા બાપ મારે માટે ગમે તેવા વિચારો ધરાવે અને મારા હાથની માગણી ગમે તે કરે છતાં મને કશાની દરકાર નથી. મારો પ્રેમ તો તમારા પ્રત્યે છે તેજ છે, એમાં કાંઇ ફેરફાર થવાનો નથી. મરણ પર્યંત મારી એ દૃઢતા કાયમ રહેશે. સમજ્યા. મારે કહેવાનું મે કહી દીધું છે. હવે મારા હૃદય ઉપર જે ભાર હતો તે જતો રહ્યો છે."

" પ્રિયે, તારા આવા અચળ અને અમર પ્રેમની સાબીતી આપીને તેં મને ઉપકારવશ કરી દીધો છે. મારો ઉપકાર હું તને કયા શબ્દોમાં જણાવું ? જે આશાઓએ અત્યાર સુધી મને ઉત્સાહ આપ્યો છે તે આશાઓને હું નહી તજું. નિરાશાના ભાર નીચે મારા જીગરને હું નહી કચડી નાખું. તારા અમૃતમય શબ્દોએ મારા મન ઉપર અકસીર અસર કરી છે. ખરેખર તારા જેવી સ્ત્રીઓના પ્રેમમાં દૈવી અંશજ રહેલો છે. મારે માટે તેં જે પવિત્ર શપથ લીધેલા છે તેને હું સ્વીકારૂં છું અને તેટલીજ પવિત્રતાથી હું પણ તેવીજ પ્રતિજ્ઞા કરૂં છું."

આ વખતે આ પ્રેમીજનો પોતાની ચિંતાઓને ઘડીભર ભુલી ગયેલાં લાગતાં હતાં અને બન્ને એક બીજાની કોટે વળગીને મીઠું આલિંગન–સુખ અનુભવતાં હતાં તેજ વખતે એમને કાંને કાંઇક અજાયબી અને કાંઇક ગુસ્સા ભરેલો ઉદ્ગાર આવ્યો, એટલે બન્ને જણ એકદમ ચમક્યાં. એટલામાં એક મનુષ્ય, જંગલના ઉંડાણના ભાગમાંથી નીકળી આવી, આમને ગુંચવડામાં નાખતો એમની સમક્ષ આવીને ઉભો. આ મનુષ્ય તેજ લ્યુસીનો પિતા મી. ડેવીસ હતો. એકદમ બરાડો પાડીને એ બોલી ઉઠયો. " લુચ્ચી દગાખોર છોકરી, આટલા માટેજ તું વારંવાર સાંજે ફરવા આવે છે કે ?" આટલું બોલીને એ લોન્સડેલ તરફ પોતાનું ક્રોધાવિષ્ટ મુખ ફેરવીને કહેવા લાગ્યો " મારી પાસેથી મારી પુત્રીને આમ ઉઠાવવાની તું હિંમતજ શી રીતે કરી શકયો ? "

ફ્રેડરિક સમયસૂચકતા વાપરીને બોલ્યો " મી. ડેવીસ, તમારી પુત્રીને હું ઉઠાવી લાવ્યો નથી. એની પ્રત્યે હું સત્ય પ્રેમ ધરાવું

છું અને એ પણ મને તેવાજ પ્રેમથી ચહાય છે. નાનપણથીજ અમારો પરસ્પર પ્રેમ પરિપકવ થતોજ આવે છે."

પોતાના સ્વાભાવિક કઠોર અવાજને વધારે કઠોર કરતો મી. ડેવીસ બોલ્યો "એ વિષય ઉપર એક શબ્દ પણ હવે વધારે બોલીશ નહિ." "ચાલ છોકરી." એમ કહીને એણે લ્યુસીનો હાથ જોરથી પકડીને એને પોતાની પાસે થથડાવી લીધી અને ફરી બોલ્યો, "ચાલ મારી સાથે ઘેર. હવે હું જોઉં છું કે તું કેવી બહાર ફરવા જાય છે. લોન્સડેલ, મારે તને ફક્ત થોડાજ શબ્દો કહેવાના છે. સર આર્શિબોલ્ડ રેડબર્નનો હુકમ છે કે તારે હવે તારો રોજગાર અન્યત્ર ખોળી લેવો. એ કહેવાને હું તારા ઘર તરફ આવતો હતો. આ તારો પખવાડીઆનો પગાર. ગામમાંથી વહેલો ચાલ્યો જઇશ તેમાંજ તારી શોભા છે." આટલું કહીને એણે ફ્રેડરિકના પગ આગળ કેટલાક અડધા ક્રાઉન ફેંકયા અને તરતજ લ્યુસીને પોતાની સાથે ખેંચી ગયો. લ્યુસીએ જતાં જતાં ફ્રેડરિક સામું જોઇ લીધું. એની દૃષ્ટિ શબ્દો કરતાં પણ વધારે અર્થસૂચક હતી. એનો જાણે એવો અર્થ થતો હતો કે "મેં જે પ્રતિજ્ઞા લીધી છે તે ધ્યાનમાં રાખજે." એ દૃષ્ટિનો જવાબ ફ્રેડરિકે શાંત સ્મિતથી વાળ્યો. મી. ડેવીસ લ્યુસીને લઇને ગયો અને ફ્રેડરિક તો એ જગ્યા ઉપર જાણે ચોંટી ગયો હોય નહિ, તેમ ત્યાંનો ત્યાંજ થંભી ગયો અને પેલાં જનાર તરફજ જોઇ રહ્યો. એ લોકો એની દૃષ્ટિની બહાર નીકળી ગયાં એટલે ડેવીસે ફેંગોટેલા પૈસા ત્યાંના ત્યાંજ પડયા રહેવા દઈને તેના તરફ દુર્લક્ષ કરતો એ પણ ત્યાંથી ચાલતો થયો.

# પ્રકરણ ૩ જું.

## પિઠાના પ્રધાન ખંડમાં.

રાતના નવ વાગ્યા હતા. રોયલ ઓકના પ્રધાન ખંડમાં દીવાબત્તિ થઈ ગઈ હતી. રોજના કરતાં આજે અહીં સારી ઘરાકી હતી. બીડીઓના ધુમાડા કાઢતા અને દારૂની મઝા ઉડાવતા, બારેક માણુસ એ ખંડમાં ભરાઈને બેઠા હતા, મી. બુશલ શગડી પાસે બેઠો હતો. જ્યારથી રૉયલ ઓકનો એ માલીક થયો ત્યારથી એટલે વીસ વરસથી એની હમેશની બેસવાની જગ્યાજ એ હતી. પછી ઉનાળો હોય કે શિઆળો હોય અને શગડીમાં દેવતા હોય કે ન હોય છતાં એ ત્યાંજ બેસતો. એ બેઠો હતો તેની સામેના ખુણામાં સર્વનું લક્ષ-બિંદુ થઇ પડેલો સાર્જંટ લેંગલી બેઠો હતો. એનો યત્કિંચિત પરિચય તો વાંચનારને થયો છે. એ ઉંચો અને મજબુત બાંધાનો માણુસ હતો. એનું મુખ લાલાશ ઉપર હતું. એના વાળ ખુંટી કઢાવેલા હતા, તેથી જાણે એના માથાના આગલા ભાગમાંથી વાળ ખરી પડેલા હોય એવું જણાતું હતું. એની આંખો નાની, ચળકતી અને ભુરી હતી. એ આંખો તરફ જો બારીકાઈથી જોઇએ તો તેમાં લુચ્ચાઇ, સામા માણુસને અણગમો ઉત્પન્ન થાય એવી નજર અને વેર લેવાની સાપના જેવી નીચ વૃત્તિ જણાઇ આવતી હતી. એના થોભીઆ ઘણા આછા હતા. પાયદળ લશ્કરમાંનો એ સીપાઈ હોવાથી એણે મુછો નહોતી રાખી. એ પીસતાળીસેક વર્ષનો જણાતો હતો, પણ એવી અચ્છી રીતે સજેલો હતો કે એની ઉમર

કરતાં એ ચાર પાંચ વર્ષે મોટો લાગતો હતો. અત્યારે એ ચુંગી પીતાં પીતાં વાતોના તડાકા મારતો હતો. એક બાજુએ હજામ મી. ઓબેડીઆ બેટ્સ ખુરસીના છેડા ઉપર વાંકો વળીને અદુમડો બેઠો હતો અને બીલાડી જેમ ઉંદર ઉપર તરાપ મારવાને તાકીને બેઠી હોય તેમ એ મી. લેંગલીના સામું તાકીને જોતો બેઠો હતો. આ સ્થિતિમાં એને બેઠેલો જોઇને કોઇને પણ હસવું આવ્યા વગર રહે નહી. એને તો એના સ્વભાવ પ્રમાણે એમજ થઇ રહ્યું હતું કે "મી. લેંગલી ક્યારે પોતાની વાતમાંથી જરા વિસામો લે, કે હું મારી બે ચાર વાતો ફેંકી લઉં." અને એ લા'યમાંને લા'યમાં તો એની અડધી પીધેલી બીડીએ એના હાથમાંને હાથમાં ઓલવાઈ ગઈ અને ટેબલ ઉપર એનો દારૂનો ગ્લાસ પણ એમને એમ પીધા વગરનોજ રહ્યો. પોતાની સાથે વાતો કરવાને હજામને ઘણીજ ઇંતેજારી છે એ વાત મી. લેંગલી જાણી ગયો હતો. પણ એ ખંધાએ જાણી જોઇને હજામને બોલવાનો પ્રસંગ આપ્યો જ નહિ.

ખાટકી, ભઠીઆરો, કરીઆણાવાળો, દરજી, મોચી, દેવળનો ક્લાર્ક, દેવળમાં કામ કરનારો (સેક્ષ્ટન) અને બીજા ગામના આગેવાનો પણ આ મંડળમાં ભળ્યા હતા. આ બધાએ મી. લેંગલીની અજાયબી પમાડે એવી વાતો ફાડી આંખે અને કાન દઇને સાંભળતા હતા. મી. લેંગલી તો પોતાનું કાર્ય સાધવાજ અહીં આવ્યો હતો. એટલે એણે હેરત પમાડે એવી બુદ્ધિ અને ખંધાઈથી પોતાનું કામ લેવા માંડયું. એ તો એવું સમજાવવા આવ્યો હતો કે સૈનિકના જીવન પ્રત્યે કોઈએ શંકાની નજરે ન જોવું જોઈએ. સૈનિકના જીવનમાં જે ભય રહેલો છે તેના કરતાં તેમનામાં સ્વદેશાભિમાનનો

ગુસ્સો વધારે જોરમાં જાગી રહેલો છે. વળી સૈનિકના જીવનનાં દુઃખો, એના જીવનમાં થતા વારંવારના ફેરફારો, મનુષ્યજીવનને હલકું પાડનારી સૈનિકને કરાતી શિક્ષાઓ એ સર્વને સુખનો ઢોળ આપવા; અને ટુંકામાં કહીએ તો લોકો જેને ઉજ્જડ વેરાન જાણતા હતા, તે ઉજ્જડ વેરાન નથી પણ સ્વર્ગ છે એમ બતાવવા એ આવ્યો હતો. લોકોને એ જે કાંઈ સમજાવતો હતો તે સાચું નહોતું એટલું તો કહેવું પડશે. એ કલ્પનાશક્તિ દોડાવીને લાંબાં લાંબાં ટાયલાં કરતો હતો. આનું કારણ વાંચનાર સમજી ગયા હશે. આ મંડળીમાં આટકી હતો તે જોઈએ તે કરતાં વધારે જાડો હતો. હજામ વધારે માંદો હતો. ભડીઆરો વધારે ઠીંગણો હતો. સેક્ષ્ટન વધારે ઉંચો હતો. કલાઈ વધારે ઘરડો હતો. કરીઆણાવાળો ટાંપાટયડા પગવાળો હતો. દરજી ખુંધો હતો. મોચી વાંકા પગવાળો હતો અને બીજા પણ કાંઈક એવીજ શારીરિક અશક્તતાવાળા હતા. એટલે આમાંના તો કોઈએ લશ્કરની ભરતી કરવામાં કામ આવે એવા નહોતા. એટલે આમાંથી જ પોતાને જોઈતા રેકુટ મળી આવશે એવી તો કાંઈ ખાસ એને આશા નહોતી. પણ એ બંધા સાર્જંટના મનમાં એવું હતું કે આ લોકોના મગજમાં સૈનિક જીવનને માટે ખરાબ અભિપ્રાય બેસી ગયો છે, તેથી એ અભિપ્રાય એમના મનમાંથી જો દૂર કરી શકાય તો એ લોકો ભરતીમાં જતાં કોઈને અટકાવે નહિ; અને આવા જ વિચારથી એ પૂર્ણ છટાથી પોતાની વાગ્ધારા વ્હેવડાવી રહ્યો હતો.

"શું તમે એમ કહો છો કે સૈનિકને ઘણાં કષ્ટ સહન કરવાં પડે છે ? અરે હું તો કહું છું કે એના જેવી સુખી જીંદગીજ બીજાં કોની છે ? તમારાજ ઉમરાવો અને દ્રવ્યવાન ગૃહસ્થોને દેશાવરોમાં

મુસાફરી કરવાનું કે નવું નવું જોવા જવાનું મન થાય, તો તેમને ગાંઠના પૈસા ખરચીને જવું પડે છે; પણ સૈનિકને ગમે તેટલા દૂર દેશમાં જવું હોય તો એને ગાંઠના પૈસા ખરચવા પડતા નથી. એને તો એનો સમ્રાટ પૈસા આપે છે. ગૃહસ્થો, આનો તો તમે વિચાર કરો. તમારો મુસાફરી ખર્ચ તમારો સમ્રાટ તમને આપે એ કાંઈ જેવું તેવું માન છે ? ગૃહસ્થો, આજ ત્રીસ વર્ષ થયાં હું લશ્કરમાં જોડાયો છું. અને અત્યાર સુધીમાં દુનિઆના સર્વ પ્રદેશોમાં મેં સમ્રાટને પૈસે મુસાફરી કરી છે. આનો હું વિચાર કરૂં છું ત્યારે મગરૂબીથી ફુલાઇ જાઉં છું. અહા, અહા, કેટલું બધું મોટું માન. આ, માન નથી એમ કોણ કહી શકશે ? એમ જો કોઇ કહેવાની હિમત કરે તો હું કહું છું કે માન શું છે તેજ એ જાણતો નથી." આટલું બોલીને થોડીવાર એ બોલતો બંધ રહ્યો અને એકદમ ઝનુની દેખાવા લાગ્યો. એટલે હજામ ગાંડાની માફક, આ ગાળામાં બોલવા લાગ્યો કે " પણ તેમ છતાંએ હું કહું છું—" પણ મી. લેંગ્લીએ પોતાના હાથમાંની ચુંગી હલાવીને તે બિચારા હજામને એનું વાકય પણ પુરૂં કરવા દીધું નહિ અને એને મુંગા રહેવાની ઇશારત કરીને પાછું આગળ ચલાવ્યું.

" ગૃહસ્થો, હું જે કહું છું તે સર્વ સત્ય છે. મેં જે રંગનો ડગલો પહેર્યો છે. તે રંગનો ડગલો પહેરનાર કદી જુઠું બોલતો નથી. તમને હું બીજો સવાલ પુછું. સૈનિક, સુંદરીઓનો કેટલો બધો માનીતો છે ? સૈનિકને જોતાંજ સુંદરીઓના મુખ ઉપર કેવું રમ્ય સ્મિત ફરકી રહે છે ? એમનાં નયન કેવાં ભાવમય બની જાય છે ? એવી કોઈ સ્ત્રી છે કે જેનું હૃદય સૈનિકને જોઈને આનંદથી છલકાઇ ન ગયું

હોય ? તમે જોશો તો તમને જણાશે કે તમારી સ્ત્રીઓ, છોકરીઓ, કાકીઓ, દાદીઓ એ સર્વેની દૃષ્ટિ મારા ઉપર જ હશે. છતાં તમારામાંના કોઈને પણ ઘેર તમારા આમંત્રણને માન આપીને પ્રસંગવશાત્ મારૂં આવવાનું થાય તો તમે મારામાં મૂકેલા વિશ્વાસનો હું ભંગ ન કરૂં. સૈનિકને પોતાની આબરૂ આગળ સર્વ હેઠ છે. હવે સૈનિકનાં કપડાં વિષે કાંઈક કહું. એમનાં કપડાં કેટલાં સુન્દર હોય છે. એ કપડાં ઉપર તો સુંદરીઓ મરી ફીટે છે. એના પણ સૈનિકને પૈસા ખરચવા પડતા નથી. સૈનિક તો એક લીલીના પુષ્પ જેવો છે. એને મજુરી કરવી પડતી નથી, એને કાંતવુંએ પડતું નથી, અને એને ખાવું પણ નિયમિત મળવાનું. કોઇ પણ સૈનિકને બદ હજમીની ફરીઆદ કરતો તમે સાંભળ્યો છે ? નિયમિત ખોરાક મળે તો પછી એવી ફરીઆદનો પ્રસંગજ ક્યાં ? ડાકટરો પણ નિયમિત ખોરાકની તો ભલામણ કરે છે. અંગ કસરતને માટે પણ એમને માટે પરેડ ગ્રાઉંડ તૈયાર જ. ત્યાં ચાલવામાં પગલાં ભરી ભરીનેજ મુકવાનાં. બહુ ઉતાવળાએ નહી અને બહુ ધીરાએ નહિ થવાનું. એનું રહેવાનું કેવું સરસ હોય છે. એમાં કેવો આનંદ થાય છે. ફેશનની ધમાલ વગરનું સુખ. ફરનીચર બગડવાની તો એમાં ધાસ્તીજ નહી. વળી ત્યાં સાથીઓની પણ ખોટ નહિ. બસ મઝાની વાતો ચાલ્યાજ કરે. આનંદ, મોજ અને શાન્તિનું સ્થાનજ જોઇ લ્યોને! ઑફિસર લોકો પણ કેટલા માયાળુ, કેટલા આનંદી. હા, બહાર લોકોમાં તો એ અતડાપણું બતાવે પણ પોતાના સૈનિકો સાથે ખાનગીમાં તો બહુજ મિલનસાર રહેવાના. સમ્રાટની નોકરીમાં મને પણ ઑફિસર થવાનું માન મળ્યું છે. મારો જ દાખલો લ્યોને. વેગળે ક્યાં જવાનું છે. ?"

આમ મી. લેંગ્લી બોલી રહ્યો છે એટલામાં અદક પાંસળીઓ હજામ, પોતે સૈનિકોમાં જે જુદા જુદા દરજ્જા હોય છે તે સારી રીતે જાણે છે એવું બતાવવાને વચમાંજ બુમ પાડીને બોલી ઉઠયો કે "તમે તો બીન સનંદી (Non commissioned) અમલદાર છો."

સાર્જંટે ભપકામાંજ કહ્યું કે " હા બીન સનંદી અમલદાર, કર્નલના જેટલા ઉંચા દરજ્જાનો તો નહિ પણ એનાથી બહુ નીચેએ નાહ. જુઓ હું જરાએ મગરૂર લાગું છું. હું ગમે તેવા હલકા અને નાનામાં નાના સૈનિકને પણ તુચ્છકારી કાઢતો નથી. ઉલટો તેમને ઉત્સાહ આપું છું. હું તેમને મદદ કરૂં છું, તેમને ઉત્તેજન આપું છું અને તેમનો મિત્ર બની રહું છું. અમે સઘળા ભાઇઓની માફક વર્તિએ છીએ. તમે અત્યારે શાનો વિચાર કરી રહ્યા છો તે હું જાણું છું. સૈનિકોને કેમ ફટકાની શિક્ષા કરવામાં આવે છે એ વાત તમારા મનમાં ઘોળાયા કરે છે ખરૂં ને? તમને એ શિક્ષા વિચિત્ર લાગતી હશે; પણ એ શિક્ષા કરવાની રીત ઘણી આનંદદાયક છે. એ તો એક જાતની મનને ઉત્તેજીત કરવાની શક્તિ છે. એનામાં સૈનિકને સુધારવાની શક્તિ છે. એનાથી શરીરના લોહીને ફરવા માટે ઘણી સારી ગતિ મળે છે. કેટલીક વખતે તો એના વગર શારીરિક રચનાનાં યંત્રો ખવાઇ જાય છે. માટે એ યંત્રોને નિયમમાં રાખવાને આ શિક્ષા ઘણી ઉપયોગી છે. એ શિક્ષા ભોગવી રહ્યા પછી ભોગવનાર જાણે વરાળ-સ્નાન કરી આવ્યો હોય એવો એના ઉપર ઉજેસ માલમ પડે છે. ગૃહસ્થો એ શિક્ષાના ફાયદા એથીયે વધારે છે. એ અંતઃકરણને સ્વચ્છ બનાવે છે, આત્માને ઉન્નત કરે છે અને સૈનિક ગમે એટલે ઉંચે દરજજે ચઢયો હોય અને ગમે એટલો મોટો માણસ

થઇ ગયો હોય તો પણુ આખરે એ નાશવંત પ્રાણી છે, એવું સ્મરણુ એ શિક્ષા કરાવે છે. ગૃહસ્થો, ભલા શહેરી તરીકે, કુટુંબના પિતા તરીકે, પતિ તરીકે અને નીતિમાન મનુષ્ય તરીકે તમે પણુ કબુલ કરશો કે આ શિક્ષાની અસર ઘણી સારી થાય છે. એકવાર જેણે ફટકાનો સ્વાદ ચાખ્યો છે તે તો ફરી ફરીને પાછો એ સ્વાદ ચાખવા આવવાનોજ. આટલા ઉપરથી સાબિત થાય છે કે સૈનિકને ફટકા ખાવા બહુ ગમે છે. "

હજામ બોલવાને માટે ઘણો આતુર થઈ રહ્યો હતો. એ પોતાની ખુરશી ઉપરજ ઉભો થઇ ગયો અને બોલ્યોઃ—" પણુ પણુ " એટલે સાર્જંટે એને ત્યાંજ અટકાવીને કહ્યું કે " એક મિનીટ પછી તમારે જે કહેવાનું હોય તે બેલાશક નીરાંતે કહેજો. ગૃહસ્થો, હું ધારૂં છું કે મેં મારો કેસ ઘણી સારી રીતે તમારા આગળ રજુ કર્યો છે. સૈનિકોને તો બીલકુલ દુઃખ પડતુંજ નથી. ગુલાબજળની નદીમાં જાણે મુસાફરી કરતા હોય નહિ એવું મજેનું એમાં સુખ છે. ફકત કાંઠા ઉપર ઉગેલાં ફળ તોડી લેવાનીજ મહેનત છે. અરે, એની કીર્તિનો તો વિચાર કરો. આ મારો હાથ જેણે આ ચુંગી ઝાલી છે, તેણે પણુ પોતાનું કામ કરી બતાવ્યું છે. મારે કહેવું તો ન જોઇયે, છતાં હું કહું છું કે મેં આપણા કિનારાઓ ઉપર હુમલો કરનાર ક્રૂર શત્રુઓને મારે હાથે કાપી નાખ્યા છે. નહિ તો આ ઓકલેના શાંત ગામડામાં પણુ ધાડ પડત, તમારાં ઘરો લુંટાઇ જાત, તમારી સ્ત્રીઓનું હરણુ થાત, તમારી માલમતા, તમારી દુકાનોનો સર્વ માલ ફના ફાતીયાં થઇ જાત. ગૃહસ્થો, હું તો કશી ગણુતરીમાં નથી, છતાં મેં વોટર્લુ આગળ મારા પોતાને હાથે

તમારા કટ્ટા દુશ્મનોમાંના ૬૭ ને કાપી નાખ્યા અને ૯૫ ને અશક્ત બનાવી દીધા. આ રીતે તમારી માલમતાનો ઉદ્ધાર કરવામાં મેં પણ ફાળો આપ્યો છે."

અત્રે અમારે જણાવવું જોઇએ કે ખાટકીની દુકાનમાંના માંસના કટકાનો, કરીઆણાવાળાની દુકાનમાંના બ્લેકીની બોટલ્સ અને પનીરનો, હજામની દુકાનની રીંછની ચરબીનો, ભઠીઆરાની દુકાનના રોટલીના ચોડાનો આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણને એમ થાય છે કે, જ્યારે સાર્જંટે આ નાના ઓકલે ગામની માલમતા બચાવવાની ખાતરજ લોહી રેડયું છે એમ એ કહેવા માગે છે; તો તે માલમતાની કીંમત કરતાં તો મનુષ્યની જીંદગીની વધારે કીંમત છે. પરંતુ ત્યાં એકઠા મળેલા ગામડાના વેપારીઓ આવી ગણતરી ન કરી શક્યા. ઉલટા એતો આ બહાદુર સાર્જંટના બલિષ્ઠ હાથે જે તેમની સેવા કરી હતી તેને માટે હજામ સુદ્ધાંત બધા લોકો સાર્જંટનો આભાર માનવા લાગ્યા.

સાર્જંટ વળી કહેવા લાગ્યો કે "સૈનિકની મોજ મઝાનું હું થોડું વર્ણન કરૂં છું તે સાંભળો. મેં એવા એવા સુંદર દેશો જોયા છે કે તેની ખુબીઓ અને નવાઇનો, તમે બુદ્ધિશાળી છો છતાં તમને સ્વપ્ને પણ ખ્યાલ આવી શકે નહિ. દુધ દેતા ઝાડની વાત તો તમે સાંભળી હશે. જરાકજ એ ઝાડને છેદીએ એટલે એમાંથી મિષ્ટ દુધ નીકળે છે. તેવું બીજું પણ એક ઝાડ છે. તે ઝાડને છેદીએ તો તેમાંથી બીરનો દારૂ નીકળે છે. અત્યારે આપણે આ "એલ" નો દારૂ પીએ છીએ તેવોજ સ્વાદિષ્ટ. વળી એની ખુબી એવી છે કે

અમે એટલો એ દારૂ આપણે પીએ તો પણ આપણે પીધેલા છીએ એવું તો કોઈ ત્રાહિતને લાગેજ નહિ. આવી મઝા દારૂ પીવાની. જે દેશમાં આવાં ઝાડ છે ત્યાં પણ સૈનિકોને જવાનું થાય. વળી તમને બીજું કહું. લંડનના ઓલ્ડરમેન (ફોઝદારી અમલદારો) ને ટરટલ સુપ (કાચબાનો સેરવો) ઘણો ભાવે છે એ તો તમે જાણતા હશો. આ ઘણું વૈભવી ખાણું ગણાય છે. એ ખાણું ખાઈ ખાઈને તો અમે ઓચાઈ ગયા છીએ. અમે એવા દેશોમાં ફરેલા છીએ કે ત્યાં દરીઆ કિનારે પથરાને બદલે ટરટલજ ભરેલા. ત્યાં અમારી આખી પલટણને રોજ ટરટલ સુપ ખાવાનો મળે. તે એટલો બધો કે આખરે અમે એનાથી ધરાઈ જતા અને એને બદલે અમારે બીજા પદાર્થોનો ઉપયોગ કરવો પડતો. આવું ઉમદા અમારૂં જીવન છે. હું ચોક્કસ કહું છું કે તમને બધાને ફળ ઘણાં ભાવતાં હશે અમે એવા દેશોમાં ફરેલા છીએ કે ત્યાં વાડે વાડે દ્રાક્ષ લચી રહેલી હોય છે. આખે રસ્તે તમે જુઓ તો રસ્તાની બાજુએ વૃક્ષો ઉપર ફળ એટલાં બધાં, કે ફળથી વૃક્ષો નમી ગયેલાં. તમને તે રસ્તામાં ભિખારી મળે અને તે તમને કહે કે હું ભુખે મરૂ છું, કાંઈ ખાવાનું આપો. એટલે સ્વાભાવિકજ તમે કહો કે ભાઈ આ ઝાડ ઉપરથી ફળ તોડી તોડીનેજ ખાને. મોઢા આગળ તો છે: પછી અમારી પાસે શું માગે છે. તે વખતે એ ભિખારી તમારૂં આવું કહેવું સાંભળીને મોઢું મચકોડશે અને તમને કહેશે કે ફળથી તો હું ઓચાઈ ગયો છું, એ ખાવા કરતાં તો મરવું સારૂં છે. કહેવાની મતલબ કે એટલાં બધાં ફળ ખાઇને એના ઉપરથી મન પણ ઉતરી જાય. આવા આવા દેશોમાં અમારૂં રહેવાનું થાય છે" આટલું બોલીને સાર્જંટ

અજબ થતા અને હર્ષ પામતા શ્રોતાઓ તરફ ધીમે ધીમે જોવ લાગ્યો. એટલે વળી પાછો હજામ માથું મારતોકને બોલવા લાગ્યો "વ્હાલા સાહેબ, મહેરબાની કરીને એક શબ્દ મને બોલવા દો."

"મિત્ર, તમે જે કહેવા માગો છો તે હું જાણું છું. મેં જે ફળોની વાત કરી તે બાબત તમે પુછવા માગો છો. તમને બધાને નાળિએરનું કોપરૂં તો ભાવતું હશે, પણ તે દેશોમાં જેવાં નાળિએર મળે છે તેમાંનાં તો તમને ઈંગ્લાંડમાં મળેજ નહિ. મેં નગારા જેટલાં મોટાં મોટાં નાળિએર જોયાં છે. અંદરનું કોપરૂં તો તદ્દન સંગીન અને ક્રિસ્ટમસ પ્લમ પુડિંગ જેવું તો મોટું. એટલે તમારે કાપીને કટકા કરીનેજ ખાવું પડે. પરદેશમાં જેવાં શાકભાજી મળે છે, તેવ ઈંગ્લાંડમાં તો તમે દીઠાંએ નહિ હોય. દાખલા તરીકે કોબીજનું ઝાડ. ઉનાળામાં તો એ ઝાડ ઉપર પુષ્કળ કોબીજ લાગી રહેલાં હોય છે. વળી જે દેશમાં આ કોબીજનાં ઝાડ થાય છે ત્યાં કુદરતની એવી ખુબી છે કે, ત્યાં ડુક્કરો એ ઘણાં છે. ડુક્કર દરિયામાં નહાય તેથી એમનામાં ખારાટ આવે એટલે તમારે કંઈજ કરવાનું નહિ. ડુક્કરને ગમે તે ભાગમાંથી કાપો, ઝાડ ઉપરથી કોબીજ ઉતારો અને બન્નેને તપેલીમાં મુકો. થોડા વખતમાં ઉત્તમ ખાણું બની રહેશે. અને આના પૈસાએ નથી પડતા. આ તો મને જે તાત્કાલિક યાદ આવ્યુ તે મેં તમને કહી નાખ્યું છે. જો આવી આવી મઝાને તમે દુઃખ માનતા હો, ત્યારે તો મારે કહેવું પડે કે સૈનિકને આવાં તે દુઃખ ભોગવવાં પડે." વૃદ્ધ ગુરાસ તરફ ફરીને પાછું આગળ ચલાવ્યું " પહેલ વહેલો ઈંગ્લાંડમાં "મીલ્કપંચ" ( એક જાતનો દારૂ બનાવવાનો શી રીતે વિચાર થયો તે તમે જાણો છો. હું તમને કહું

મેં હમણાં તમને દુધ દેતા ઝાડની વાત કહીકની; તે ઉપરથી એ વિચાર સુઝી આવ્યો. સખત ઉનાળામાં તાપને લીધે આ ઝાડની ઉપલી ડાળીઓનું દુધ ઉકળી જાય છે અને તેનો "આલકોલ" (માદક પદાર્થ) થઈ જાય છે. એ આલકોલ ઝાડના થડમાં રહેલા તાજા દુધની સાથે મળતાં સ્વાદિષ્ટ "મિલ્કપંચ" બને છે. હું ધારૂં છું કે આ વાત તમારા મગજમાં ઉતરી હશે. અમારી પલટણ જે ટાપુમાં એ ઝાડ થાય છે ત્યાં ગઈ અને પહેલેજ દિવસે કર્નલથી માંડીને ડ્રમર બૉય [ લડાઈમાં પડઘમચી ] સુધીનાએ એ ઝાડને છેદ્યું તે વખતે ઉનાળો હતો, તેથી દુધને બદલે એમાંથી "મિલ્ક-પંચ" નીકળ્યો અને આખી પલટણે એટલો બધો પીધો કે બાર કલાક સુધી તો એનો નીશો ઉતર્યો નહિ અને બધાએ પડી રહ્યા. અમારા ઉપર કોર્ટમાર્સ્યલ થવાની તો ધાસ્તી નહોતી. કારણ કે બધાએ પીધો હતો અને બધાજ લટ્ટુ બન્યા હતા. પણ અમને બધાને દારૂનો નીશો શી રીતે ઉતરી ગયો એ જાણીને તમને ઘણી અજાયબી થશે. એ ઝાડની પાસેજ એક પાણીનો ઝરો છે, એમાંનું અમે પાણી પીધું ત્યારે અમને માલમ પડયું કે એ તો અમારા જન્મારામાં નહિ ચાખેલું સુંદર સોડા વૉટર છે. એનું કારણ એવું હતું કે જે જગ્યાએ ઝરો હતો તેની નીચે ચૉકવાળી ભૂમિ હતી અને એ ભૂમિમાંથી ઝરણાં ફુટતાં હતાં અને હવા ઘેરાઈ જાય એટલે પાણીમાં ઉભરો આવતો હતો. ગૃહસ્થો, કુદરત કેવું ડહાપણ વાપરે છે. આવાં ઝાડ પેદા કરે છે તેની સાથે એનો ઉતાર આવા ઝરા પણ પાસેજ રાખે છે.' આટલું બધું ભાષણ ચલાવ્યું ત્યારે હવે સાર્જંટને થોડી મિનીટ વિસામો લેવાની જરૂર પડી. એટલે પાસેના ગ્લાસમાંથી એણે થોડો દારૂ પીધો. હવે હજામને બોલવાની

તક મળી. " ભાઇઓ, આપણા આ નવા મિત્રે આપણને જે માહિતી આપી છે તેને માટે આપણે એમના ઘણા આભારી છીએ. એ એમ કહે છે કે સૈનિકનું જીવન કેટલું બધું સુંદર છે. એમને નથી ખાવાના પૈસા આપવા પડતા, નથી પીવાના પૈસા આપવા પડતા, કે નથી કપડાંના પૈસા આપવા પડતા. ત્યારે એમને હું એ પુછું છું કે ' સ્ટૉપેજીસ " ( સૈનિકોનો ખોરાક તથા કપડાં બદલ પગાર કાપી લેવામાં આવે છે તે ) એટલે શું ? સૈનિકને પોતાના ઉપયોગ માટે પગાર તરીકે રોકડું શું આપવામાં આવે છે ? વળી હું પુછું છું કે–" હજામ આટલું બોલ્યો એટલામાં તો સાર્જંટ વિશ્રામ લઇને ફરીથી પાછો ભાષણ ચલાવવા સ્વસ્થ થઇ ગયો અને હજામને એટલેથીજ બોલતો અટકાવીને કહ્યું કે " એક પછી એક સવાલ પુછો, સામટા નહિ. સૈનિકના પગાર સંબંધી મને પુછવામાં આવે છે અને સ્ટૉપેજીસ એટલે શું એવું પણ પુછવામાં આવે છે. મને તો આ સાંભળીને અચંબો અને નવાઇજ લાગે છે. સ્ટૉપેજીસ એવું તો કાંઈ છેજ નહિ. આવી કીર્તિવંત અને સુખમય નોકરીમાં કોઈ ઇંગ્લંડનો યુવક જોડાય નહિ તેને માટે કોઈ દુશ્મને આવું અવળું ભેરવેલું હોવું જોઇએ. બ્રિટિશ સૈનિકને રોજના તેર પેન્સ મળે છે. તે એના પોતાનાજ છે. દારૂમાં અને ખાવામાં એ વાપરી શકે છે. ગૃહસ્થો, લશ્કરમાં પૈસાની ખોટજ નથી. અમારે ઘણા પૈસા છે. અમે એટલા બધા તે શામાં વાવરીએ તેનીએ અમને સુઝ પડતી નથી. સમ્રાટ અમારા પ્રત્યે ઘણા ઉદાર છે. હા, આટલો બધો પૈસો તમારા સૈનિકોને મળે છે તેથી તમારા ઉપર પડતા ટેક્સને માટે ફરીયાદ કરવાનો તમને હક છે એમ હું માનું છું. " એમ બોલતાં બોલતાંમાં મી. લેંગલીએ પોતાના ગજવામાંથી મુઠ્ઠી

ભરીને કેટલાક સોવરેન, ચાંદીના સીક્કા તથા હાફ્પેન્સ કાઢયા અને કહ્યું "જુઓ, આ પૈસા. અરે એતો મારા હિસાબમાંએ નથી. અમારી પાસે પૈસા પુષ્કળ એટલે ખરચીએ પણ છુટે હાથે. મી. બુશલ, દારૂ લાવો," "હું કેવો પૈસા ઉડાવું છું," એમ અત્રે બેઠેલાઓને જણાવવાની ખાતરજ આ ઓર્ડર એણે આપ્યો હતો. એણે જોયું કે લોકો ઉપર ધારેલી અસર થઇ છે એટલે એ ખંધાએ એમના ઉપર ઉંડી છાપ પાડવાને તરતજ બીજી યુક્તિ કરી. એણે મી. બુશલ તરફ જોઇને કહ્યું "સબુર, અહીં બારેક ગૃહસ્થો બેઠા છે. આજે મને એમનું ઓળખાણ થયું તેથી હું મારી જાતને મગરૂર માનું છું. માટે આપણા રાજાના આરોગ્યની ખુશાલીમાં મારે ખર્ચે આ બધાને તમે દારૂ આપો. મને આપો તેની સાથે એમને પણ ગેગેલન દારૂ વહેંચી આપો, ચાલો જલદી કરો." સાર્જંટની આ વર્તણુકથી બધા બેઠેલાઓમાં આનંદનો ઘોષ ઉઠી રહ્યો. અને વૃદ્ધ બુશલ પણ રૉયલ-ઓકમાં આવો મોટો ઓર્ડર એકી વખતે કોઇએ નહિ આપેલો તેથી આ ઓર્ડરથી ખુશ થતો થતો ઓર્ડરનો અમલ કરવા ઉઠયો. બુશલ ગયો કે તરતજ સાજંટ હજામ તરફ જોઇને બોલ્યો "તમારા બીજા સવાલો પુછવાને માટે મેં તમને સમય નથી આપ્યો તેને માટે માફ કરજો સાહેબ. પણ આપને હું એક સવાલ પુછવા માગું છું. આપજ આ ગામના હેર-ડ્રેસર અને પરફ્યુમર (વાળમાં સુગંધિક પદાર્થો નાખીને અચ્છી રીતે ઓળી આપનાર) કે?" પોતાની દુકાન ઉપર જે નામ ચીતરેલું હતું તેજ મોટા નામથી પોતાને સંબોધેલો જોઇને હજામના હરખનો પારજ રહ્યો નહિ.

" હાજી હું પોતેજ. હમેશાં હું મારા અસ્ત્રા ધારવાળાજ રાખું છું. હજામતને માટે ગરમ પાણી મારે ત્યાં તૈયારજ રહે છે. પુષ્કળ ફીણ નીકળે એવો સારો સાબુ વાપરૂં છું. ટુવાલ પણ તદ્દન ધોયેલા અને સ્વચ્છ, તાબડતોબ કામનો નિકાલ, હજામત કરતાં મને વારજ નહિ. કોઇને ખોટી તો થવુંજ ન પડે. રીંછની ચરબી પણ મારા ઘરની બનાવટની હું વાપરૂં છું. મારો હાથ જુઓ તો હલકો ફુલ. અસ્ત્રો કયાં ફરે છે તેની તમને ખબરજ ન પડે. આ ઉપરાંત બીજી ઘણી સગવડો મારા સલુનમાં મળે છે, અને તેથી મારી સામે કોઇ બીજો હરીફ ટકી શકે એમ નથી. "

" ખરૂં, એમાં કાંઈ શકજ નથી. જનસમાજમાં જે મોભો તમે જાળવો છો તેની લાયકાતની સાક્ષી તમારો દેખાવજ આપે છે. તમારા સુંદર ગામમાં હું જયાં સુધી રહીશ ત્યાં સુધી હરરોજ સવારે મારી દાઢી મુડાવવાને માટે તમારી હુંશીઆરોનો હું ઘણી ખુશીથી અનુભવ લઈશ. હું પણ રીંછની ચરબી વાપરૂં છું. તેથી તમે કેવી બનાવો છે તે પણ આપણે જોઇશું. વળી ભરતીમાં પહેલ વહેલા જે શખસો જોડાય છે તેમની હજામત કરાવવી પડે છે અને વાળ પણ કપાવી નંખાવવા પડે છે. તેમને હજામને ત્યાં–અરે માફ કરજો–હેરડ્રેસરને ત્યાં મોકલવા પડે છે. અને એ હેરડ્રેસરને રાજાના પૈસામાંથી હું ઘણા સારા પૈસા આપું છું. વળી હેરડ્રેસરે જાતે ભલામણ કરીને જો ભરતીમાં માણસોને મોકલ્યાં હોય છે, ત્યારે તો દરેક માણસ દીઠ હજામતનો હું હેરડ્રેસરને અડધો ક્રાઉન આપું છું. લ્યો દારૂ આવી પહોંચ્યો. "

સાર્જંટ ભરતીમાં જોડાતાં માણસો સાથે કેવી સારી રીતે વર્તે

છે એ સાંભળીને મી. બેટસ એટલો બધો ખુશી થઇ ગયો કે બીજા સવાલો પુછવાનું પણ ભુલી ગયો. બીજા સવાલો પુછવાના હતા તે પુછાયા નહી એટલુંજ નહિ પણ તે મી. લેંગ્લીની વાતમાં કાંઇ પણ ટાપસી પુર્યા વગર એક ચિત્તે એની વાત સાંભળીજ રહ્યો. અને તેથી મી. લેંગ્લીને જે કહેવું હતું તે કહેવાનો પુરેપુરો અવસર મળ્યો અને બિચારા ભોળા ગામડીઆ લોકોના મન ઉપર દારૂ પાઇને અજબ છાપ પાડી દીધી. લોકો પણ એની વાતમાં એટલા બધા લીન થઇ ગયા હતા કે વાતમાંને વાતમાં મધરાત થઇ ગઈ તેની પણ એમને ખબર રહી નહિ. રૉયલ ઓકમાં આજે મધરાત સુધી દીવો બળતો હતો લોકો તો હજુ પણ ઉઠત નહિ પણ ભઠીઆરાની બૈરીના પેટમાં ફાળ પડી કે "પેલો નવો લશ્કરી માણસ આવેલો છે તે ગામના માણસોને મારી નાખવા તો નહિ આવ્યો હોય? અને તેમાં કદાચ એમને એ લઇ પાડે તો!" આમ વિચાર કરતી કરતી એ હાંફલી હાંફલી ભઠીઆરાની તપાસ કાઢવા પીઠામાં આવી પહોંચી. ત્યારે બધા લોકો જાણે ઉંઘમાંથી જાગ્યા હોય તેમ ઓચિંતા ઘેર જવાને માટે ઉઠયા. સાર્જંટે દરેકને ઉઠતી વેળાએ શેકહેન્ડ કરી અને સર્વને કહ્યું કે કાલે સાંજે પાછા મળજો. પછી સઉ સઉને ઘેર વિદાય થયા.



# પ્રકરણ ૪ થું.

---

## પિતા અને પુત્રી.

લ્યુસીનો પિતા પિટર ડેવીસ આસરે પંચાવનેક વર્ષનો હતો. બહુ કદાવર નહિ, પણ મજબુત બાંધાનો અને ઘણો કૌવતવાળો મધ્યમ કદનો હતો. એના મોઢાનો દેખાવ સારો નહોતો. એના કાન એટલા બધા મોટા હતા કે એનો ચહેરો કદાચ ગમે એટલો સુંદર હોત તો પણ એના કાન જ આખા એના મુખમંડળને બેડોળ બનાવી દે તેવા હતા. એના વાળ હવે કાળાશ ઉપરથી ભુરાશ ઉપર આવવા લાગ્યા હતા અને ઉભા ઓળેલા હતા. એના થોભીયા કાળા હતા, એના ભવાં ઉપર પુષ્કળ વાળ હતા, આંખો ઝીણી અને લીલા રંગની હતી, એના કપાળ અને મુખ ઉપર ઘણી જાડી જાડી રેખાઓ હતી. મુખપરીક્ષક એની મુખમુદ્રા ઉપરથી કળી શકે કે એ મજબુત મનોવિકારવાળો, કડક સ્વભાવનો અને જે કામ એણે હાથ ઉપર લીધું હોય તે બાબતમાં મક્કમ વિચારનો હશે. એનો અવાજ કર્કશ અને અણગમો ઉત્પન્ન કરે તેવો હતો. સ્વભાવે ઘણો અતડો, ભીજાસી અને જક્કી પણ હતો. ચાર પાંચ વર્ષ થયાં એની સ્ત્રી ગુજરી ગઈ હતી એટલે એ વિધુર હતો.

નાનપણમાં છોકરીઓના ઉપર ખાસ કરીને માની દેખરેખ સારી હોવી જોઇએ. લ્યુસીની માતા એની નાની વયમાં લ્યુસીના ઉપર તેવીજ દેખરેખ રાખતી હતી. મીસીસ ડેવીસ એટલી બધી મળતાવડી અને માયાળુ સ્ત્રી હતી કે જેના જેના સંબંધમાં એ

બાઈ આવતી તે સર્વને એના ઉપર પ્રેમ ઉપજતો. જે કુટુમ્બમાં એ જન્મી હતી તે એકવાર ઘણી સારી સ્થિતિમાં હતું પણ પાછળથી ઘણી તંગ દશામાં આવી ગયું હતું. એટલે એને શિક્ષણ સારૂં મળ્યું હતું. એના કુટુંબના ગરિબ સ્થિતિને લઇને પિટર ડેવીસની સારી સ્થિતિ હોવાથી એની માગણી કબુલ રાખી એ બાઇને એની સાથે પરણાવવી પડી હતી. આ લગ્નને સ્નેહ લગ્ન તો ન જ કહી શકાય. છતાં આ બાઇ "પડયું પાનું નિભાવી લે" એ ભાગ્યની આજ્ઞાને વશ વર્તીને સંતોષ માનીને રહી હતી. અને એક આદર્શ પત્ની તરીકે પોતાનું જીવન ગાળતી હતી. લ્યુસીને માતાની કેળવણી મળી હતી અને તેથીંજ, એ બીજી બધી છોકરીઓમાં બોલવે ચાલવે, રીતભાતમાં, દેખાવમાં અને બીજી સર્વ રીતે સર્વોપરિ હતી.

પતિ તેમજ પિતા તરીકે પિટર ડેવીસનું વર્તન ખોટું નહોતું. એનામાં સ્નેહ જેવી તો કાંઇ લાગણીજ નહોતી; છતાંએ પત્નિ કે પુત્રી પ્રત્યે કારણ વિના પોતાના સ્વભાવની કઠોરતા જણાવતો નહોતો. એ જો ચીડાય તો જ ઉશ્કેરાઈ જતો. એનું ધાર્યું જો ન થાય તો જ એ આપખુદ સત્તાથી વર્તતો. આવા માણસોનું કહેલું અને કરેલું ધીરજથી સહન થાય તો એવા માણસ સાથે રહેવાય. આ બાઇ બિચારી કહ્યાગરી એટલે પિટર ડેવીસનું ગૃહજીવન દુઃખમય નહોતું. બાઇ બિચારી બધી રીતે પિટરની ઇચ્છાઓને આધીન જ રહેતી અને તેથી કુટુમ્બ કલેશ થતો નહોતો. લ્યુસી પણ એની માના જેવીજ આનંદી અને મળતાવડા સ્વભાવની હતી અને પોતાના પિતાને પ્રેમથી ચહાતી હતી. બધી બાબતોમાં લ્યુસી નરમ, કહ્યાગરી અને આજ્ઞાંકિત હતી. પણ એકજ બાબતમાં એ એના પિતાનો

મરજી વિરૂદ્ધ થતી. એ બાબત એવી હતી કે માબાપ પ્રત્યે પુરેપુરૂં માન ધરાવનાર, માબાપ પ્રત્યે પ્રેમ રાખનાર, તેની સર્વ આજ્ઞાઓનું પાલન કરનાર છોકરાં પણ વિરૂદ્ધ થઈ જાય. એટલે એમાં લ્યુસીના વાંક જેવું અમે કાંઇ જોતા નથી. એ બાબત કયી હતી તે વાંચનારને માલુમ પડયું હશે. ઘણા વખતથી લ્યુસી અને એનો પ્રેમી લોન્સડેલ બન્ને સાંજે એકાંતમાં મળતાં અને એમનો આવો મેળાપ તદન ગુપ્ત રાખવાને તેઓ બહુ સંભાળ અને સાવચેતી રાખતા. આ બન્ને જણુ એક બીજાને ચહાય છે અને અવાર નવાર મળે છે એવી ગામમાં ગને સને વાત થતી હતી. છતાં પિટર ડેવીસને તો આ બન્નેની મુલાકાત અને પ્રેમ વિષે કાંઇ પણ ખબર પડી નહોતી અને એને એવી શંકાએ નહોતી ગઇ. પણ એણે જંગલમાં લ્યુસી અને લોન્સડેલને એક બીજાને આલિંગન દેતાં જોયાં ત્યારે જ બધી વાત એના જાણવામાં આવી, અને લ્યુસી એકલી એકલી વારંવાર કેમ ફરવા જતી હતી તેનું કારણ પણ એને ત્યારેજ સમજાયું.

લોન્સડેલ પાસેથી પિટર લ્યુસીને થથડાવી લઈ ગયો એ આપણે બીજા પ્રકરણના અંતમાં વાંચી ગયા. એ પ્રમાણે આખું જંગલ એમણે વટાવ્યું ત્યાં સુધી પિટર એક શબ્દ પણ બોલ્યો નહિ. જંગલ વટાવીને એ ખેતરાઉ રસ્તે આવ્યાં. કારણ કે અહિં આગળથી એના મકાન તરફ જવાનો રસ્તો હતો. ઓકલે અને મેનોર હાઉસની અધવચ એનું મકાન આવેલું હતું. મકાનની જગ્યા સારી હતી. ત્યાં એક નાનો બાગ હતો. એ બાગમાં લ્યુસીના હાથથી ઉછરેલા પુષ્પના છોડ પુષ્પોથી ઝુકી રહ્યા હતા. ખેતરાઉ રસ્તે બન્ને જણુ આવ્યાં એટલે પિટર બોલ્યો “ લ્યુસી, ફ્રેડરિક લોન્સડેલ

સાથેની તારી છુપી મુલાકાતોથી તેં એને ઘણુંજ ઉત્તેજન આપ્યું છે. તમોએ પરસ્પર પ્રેમના શપથ પણ લઇ લીધા છે કે શું ? "

"પિતાજી, એક પળ પણ હું તમારાથી સત્ય છુપાવવા માગતી નથી. હું ફ્રેડરિકને ચહાઉં છું. ખરા અંતઃકરણથી અને પુરા પ્રેમથી ચહાઉં છું. બીજા પ્રત્યે હવે મારો પ્રેમ ઢળી નહિજ શકે. હું એની સાથે વચનથી પણ બંધાઇ ચુકી છું."

"હા, મને બીકજ હતી." એમ બોલીને ડેવીસે ગુસ્સામાં પોતાનો હોઠ કરડયો. પણ તરતજ એણે જોયું કે ધારેલી ધારણા બર લાવવાને ગુસ્સે થવા કરતાં યુક્તિથી કામ લેવું પડશે. એટલે એ બોલ્યો:—

"લ્યુસી, તું મારી સાથે આમ ઠગાઇથી કેમ વર્તી ? આવો ઢોંગ તેં કેમ કર્યો ? શું હું તારો પિતા નથી ? પિતા તરીકેનું મારૂં કર્તવ્ય મેં શું નથી બજાવ્યું કે, જેથી તું આ પ્રમાણે કરે છે ? "

"પિતાજી, આપની આજ્ઞાંકિત પુત્રી તરીકે તમારી સર્વ આજ્ઞા હું ઉઠાવી રહી છું." એમ કહેતાં કહેતાં લ્યુસીની આંખમાં આંસુ આવી ગયાં. વળી એણે આગળ બોલવા માંડયું "પરંતુ મારા હૃદયની લાગણીઓને નિયંત્રિત કરવી મુશ્કેલ છે. મનુષ્યમાં તો એવી શક્તિ નથીજ."

"પરંતુ, તું જાણે છે કે ડાહી છોકરીઓ પોતાની લાગણીઓને કાબુમાં રાખી શકે છે. માટે તારો એ બચાવ ઘડીભર પણ નભતો નથી."

"હું કોઇ રીતે મારો બચાવ કરવા માગતી નથી. પણ મારો અપરાધ ધારો છો તેવો ગંભીર નથી, એટલુંજ હું બતાવવા માગું છું.

ફ્રેડરિકને હું છાની છાની મળતી હતી તેમાં હું દોષિત છું એની ના નહિ; પણ પિતાજી એ અત્યારે જે સ્થિતિમાં છે તેનો વિચાર કરતાં તમે મને એની સાથેના વિવાહસંબંધની સંમતિ આપત જ નહિ. છતાં, મને વારંવાર એમ તો થતું કે તમારી સંમતિ મેળવવાને હું તમારે પગે પડું અને તમને આજીજી કરૂં."

" લ્યુસી, આ તો ગાંડપણજ કહેવાય. તું એના ઉપર આટલી બધી ફીદા થઈ ગઈ છે એ જાણીને તો મને ક્રોધ ચઢે છે."

" પિતાજી, તમે ફ્રેડરિક લોન્સડેલને નાનપણથી સારી રીતે ઓળખો છો. તેથી એ તો તમારે કબુલ કરવુંજ પડશે કે એમની રીતભાતમાં કાંઈજ કહેવાપણું નથી. એ મળતાવડા સ્વભાવના છે અને દરેક રીતે એક આદર્શ યુવક છે."

" લ્યુસી, આ બધી દલીલો નવલકથાના કોઇ કલ્પિત નાયક માટે ઠીક છે. આપણે કલ્પિત મનુષ્યો નથી એટલે એ બધી વાતો નકામી છે. તું જાણે છે કે અત્યારે એ દમડી વગરનો એક મજુર છે અને એને મજુરી પણ મળતી બંધ થઈ ગઇ છે. એવા માણસ માટે મરી ફીટવું એ તો પાગલપણુંજ કહેવાય."

" એમને મજુરી મળતી કેમ બંધ થઈ ગઇ છે, એનાં કારણ તમે જાણો છો. જો તમારામાં હૃદય હોય, કાંઇ લાગણીનો અંશ હોય તો હું તમને કહું છું કે સર આર્શિબોલ્ડ રેડબર્ને ફ્રેડરિકને અન્યાય કર્યો છે. એ અન્યાયને દૂર કરવાને માટે તમે તેમને વિનવો."

"છોકરી, હવે તો મારી ધીરજ ખુટી ગઈ છે. આ બાબતમાં હું તને શાંતિથી સમજાવું છું ત્યારે તુ તો આગળ વધે છે. હું તને

છેલ્લું કહી દઉં છું કે એના ઉપરથી તારી મમતા તું હવે કાઢી નાખ. હું તારો બાપ છું અને તને સારૂં ઘર મળે એવો પ્રયત્ન કરવાની મારી ફરજ છે. તારે માટે હું મગરૂર છું. માટે, મારે શરમાવું પડે એવું તું ન કરીશ."

"પિતાજી, એવું તો હું કદી પણ કરીશ નહિ."

"પુત્રી, હું જાણું છું કે તું નિર્દોષ છે અને તારી નિર્દોષતાનો જ લોન્સડેલે લાભ લીધો છે."

"પિતાજી, એમના ચારિત્ર્યને ડાઘ લાગે એવું ન બોલો. એ સ્વાર્થી કે દગાખોર નથી."

"ખરો ચારિત્ર્યવાળો! મને અંધારામાં રાખીને તને એની સાથે છાની મુલાકાતો લેતાં શીખવે એ ચારિત્ર્યનો નમુનો! પણ તેમાં તને હું ઠપકો દેતો નથી. તારી માતા સારા કુટુંબની હતી અને તેથી તારો સંબંધ પણ સારા કુટુંબમાં થાય એ પ્રકારનું મેં તને શિક્ષણ આપ્યું છે. મારે કહેવું જોઇએ કે આપણા આખા ગામમાં તું અતિ સ્વરૂપવાન છે અને તારા સ્વરૂપ પ્રમાણે તારો સંબંધ જો કોઇ ઉચ્ચ કુટુંબમાં ન થાય તો હું ગાંડો થઇ જઇશ; અને તું મારૂં કહ્યું નહિ માને તો હું તને તજી દઇશ. પોતાના કરતાં ઉતરતા કુટુંબમાં પરણવું એ ઘણું નીચું જોવડાવનારૂં છે. મારી વ્હાલી પુત્રી, તારે માટે મેં ઘણી સારી આશાઓ બાંધી છે અને તે ફળીભૂત થાય એવી છે માટે તે નષ્ટ ન કરીશ."

લ્યુસી વિચારનિમગ્ન હતી એટલે એના પિતાનાં ઉપલાં વચન ઉપર એનું વિશેષ ધ્યાન નહોતું. મી. ડેવીસ ક્રોધ કર્યા વગર બહુ જ શાંતિથી એને સમજાવી રહ્યો હતો. તે ઉપરથી એમ લાગે કે

એ એક પિતા તરીકે પોતાની ફરજ બજાવી રહ્યો હતો. દુનિઆદારીના રીત રીવાજ મુજબ ફ્રેડરિક સાથેની છાની મુલાકાતો કરવામાં પોતે ખોટું કર્યું હતું અને એ બાબતમાં પિતા તરીકે પોતાને ઠપકો આપવામાં મી. ડેવીસ વ્યાજબી હતો એમ લ્યુસીને લાગ્યું. છતાંએ એના મનમાં ફ્રેડરિક પ્રત્યેનો પ્રેમ જરાએ ઓછો થયો નહોતો. તેમ એણે ફ્રેડરિકને જે પવિત્ર પ્રેમનું વચન આપ્યું હતું તેને માટે એને પસ્તાવો પણ થયો નહોતો. પણ એને એમ તો થયું કે "મારા પિતાજી આટલું બધું મંથન કરી રહ્યા છે તે મને સુખી કરવાને માટેજ." છતાં એ પિતાની ઇચ્છાને આધીન નથી થઇ શકતી, તેથી એને દીલગીરી પણ થઈ અને તેથીજ એના મુખ ઉપર વિષાદની છાયા છવાયલી હતી.

વાતોમાં ને વાતોમાં એમનું મકાન આવી પહોંચ્યું અને એમની માર્થા નામની ચાકરડીએ બારણું ખોલ્યું, એટલે લ્યુસી માળ ઉપર પોતાના શયન ખંડમાં ચાલી ગઈ અને કપડાં કાઢીને બેઠી બેઠી બહુ રડીને મનનો ઉભરો ખાલી કર્યો. એથી એના મનને જરાક ટાઢક વળી. એટલામાં માર્થાએ આવીને ખબર આપી કે "વાળુની તૈયારી થઈ ગઈ છે અને મી. ડેવીસ તમારી રાહ જોઈ રહ્યા છે."

લ્યુસીએ પોતે રડેલી છે એવું ન જણાય માટે પોતાનું મોઢું ધોઇ નાંખ્યું અને નીચે વાળુ કરવા ગઈ. બન્ને બાપ દીકરી વાળુ કરવા જોડેજ બેઠાં. પણ બાપે રોજના જેટલું ખાધું નહિ અને દીકરીએ તો વળી સમૂળગુંએ ન ખાધું. જમી રહ્યા પછી ફરીથી ડેવીસે પાછી એજ વાત છેડી.

"લ્યુસી, મેં તારા લગ્નસંબંધમાં ઘણી સારી ઉમેદ

રાખી છે અને કયે રસ્તે ઉતરવું એ પણ મેં મારા મન સાથે નક્કી કરી રાખ્યું છે. "

" કર્યું હશે. "

" જો સાંભળ ત્યારે હું તને સમઝાવું. તને પરમાત્માએ જે સૌન્દર્ય આપ્યું છે, તે સૌન્દર્યને લીધે કોઇ ઉચ્ચ કુટુંબ પ્રત્યે તારી દૃષ્ટિ જવી જોઇએ અને જનસમાજમાં ઉંચે દરજ્જે ચઢવાની તને અભિલાષા થવી જોઇએ. "

" પિતાજી, આપના કહેવામાં મને કાંઇ સમજ પડતી નથી. "

" હું એમ કહું છું કે અત્યારના એવા અનુકૂલ સંજોગો છે કે તું જો જરા બુદ્ધિ અને યુક્તિ વાપરીને કામ લે, તો તારાં લગ્ન ઘણે સારે ઠેકાણે થાય તેમ છે. હવે તું સમજી. "

" હજી હું ન સમજી. "

" જો ત્યારે હું વધારે ચોખવટ કરીને તને સ્પષ્ટ સમજાવું. એક ગરીબ દમડી વગરના ભિખારી મજુરની પત્ની તરીકે રહેવાનું તને પસંદ છે કે એક મહાલયમાં રહેનાર, અઢળક સંપત્તિવાળા, ઉંચું પદ ધરાવતા સદ્‌ગૃહસ્થની પત્ની થવાનું તને ગમે છે ? બોલ. તું ઘણી ચતુર છે. થોડામાં ઘણું સમજી જાય એવી છે, બુદ્ધિશાળી છે. જો, એકજ શબ્દમાં તને સમજાવું છું. જો તારી ઇચ્છા હોય તો તું " લેડી " ( સન્નારી )નું પદ મેળવી શકે એમ છે. લગ્ન થતાંની સાથેજ લેડીનું ગૌરવભર્યું પદ તને મળશે. "

લ્યુસીએ આનો કાંઇ જવાબ ન આપ્યો. બાપની ધારણા કાંઇક એના સમજવામાં આવી. બાપને હવે એ વધારે સારી રીતે ઓળખી

શકી. એણે કાંઇ જવાબ ન આપ્યો એટલે મી. ડેવીસ ફરીથી ગુસ્સો કરતો બોલ્યો " શું તું નથી સાંભળતી ? મારૂં કહ્યું તું નહિ માને, એ ટીનપાટ જેવા માણસને માટે આટલો બધો વિચાર શો ? બેરોનેટના ખેડુતો પણ એને મજુરીએ નહિ બોલાવે. એનો તો હવે આ ગામમાંથી જતો રહેજ છુટકો છે. એણે ગામ છોડયા પછી હું નથી ધારતો કે તું એની સાથે ગુપ્ત પત્રવ્યવહાર રાખે. હું હવે તારા ઉપર સખત દેખરેખ રાખીશ. હું કહું છું તેમ તારે કરવુંજ પડશે. ગૌરવભરી પદવિ તને મળી શકે એમ છે. મેં બધા સંજોગો-નો વિચાર કરેલો છે. શું શું કરવાનું છે તે બધું મેં નક્કી કરી મુકયું છે. મારા જીવનનું લક્ષ્યબિન્દુ તારૂં લગ્નજ છે અને ધારેલી યુક્તિ બર લાવવાને માટે હમણાં તક છે. જો તું મારી સામે થઇશ અને મારી ધારણામાં ધૂળ મેળવીશ તો તારા ઉપર સખતાઇ વાપરવામાં જરાએ પાછી પાની નહિ કરૂં. "

બાપના મોંઢામાંથી આવા શબ્દો નીકળતા સાંભળીને લ્યુસી-થી ઓચીંતી બુમ પડાઈ ગઇ. એણે જોયું કે બાપે પોતાનું પોત પ્રકાશ્યું છે. પોતાની છોકરીના સુખના ભોગે પણ પોતાના સુખના રસ્તા ખોળવાને કોઈ પણ જાતનો એને આચકો લાગતો નથી. એવો સિદ્ધાંત અને ચારિત્ર્ય વગરનો એ છે. અત્યાર સુધી એ પિ-તાને પૂરો પ્રમાણિક અને અંતઃકરણને પુછીને કામ કરનારો જાણતી હતી, અને તેથી એ એના ઉપર પ્રેમ અને આદર રાખતી હતી. હવે એ લ્યુસીના અંતરમાંથી એકદમ ઉડી ગયા.

" લ્યુસી, હવે મેં તારાથી કાંઈ છાનું રાખ્યું નથી. મારા કહેવાનો ભાવાર્થ તું સમજી ગઈ છું. માટે જો તું શાંતિથી વિચાર

કરીશ તો જરૂર મારા મતને તું મળતીજ થઈશ. તને સભ્ય મંડળીમાં ફરવાનું મન ન થાય એ હું માની શકતો નથી. તારા જેવી બુદ્ધિમતી સર્વ સુંદરીઓને એવી અભિલાષા તો હોયજ. જ્યારે તને જણાશે કે મારી યુક્તિ બરાબર સફળ થઇ છે અને મારો ધારેલો દાવ પડયો છે ત્યારે અત્યારનો તને ઉદ્‌ભવેલો ક્ષણિક પ્રેમ એની મેળે શાંત થઈ જશે." પિતાનાં આવાં વચન સાંભળીને લ્યુસી બેઠેલી હતી, ત્યાંથી એકદમ ઉભી થઇ ગઈ અને બોલી ઉઠી:—
"પિતાજી, વધુ ન બોલો. મેં મારૂં હૃદય બીજાને ન અર્પ્યું હોત, તો પણ તમારી ધારેલી યુક્તિમાં હું જરા પણ સંમત થાત નહિ."

"પણ હું કહું છું કે, તારે મારી યુક્તિમાં સંમત થવુંજ પડશે. હું જેમ જેમ ઢીલી દોરી મુકતો જાઉં છું અને તારી સાથે નરમાશથી વર્તું છું તેમ તેમ તું માથે ચઢી વાગે છે. નરમાશથી ઠેકાણે નહિ આવે તો સખ્તાઈ વાપરતાં મને આચકો લાગવાનો નથી એ ચોક્કસ માનજે. જો, પેલા બબુચક જૅરૉલ્ડ રેડબર્નને ગમે તેમ કરીને તારી જાળમાં સપડાવ અને ગમે તે ભોગે તારી સાથે લગ્ન કરવાને એ તૈયાર થાય એવી એને મોહિની લગાડ. તારી સાથે એનો મેળાપ કરાવી આપવો એ મારૂં કામ, અને તેની સાથે તારી મુલાકાત થયા પછી તારો વેષ તારે પુરેપુરો ભજવવો પડશે. કેમ સમજી."

"હા, પુરેપુરૂં સમજી." એમ કહીને લ્યુસી દિવાબત્તી લઇને પોતાના શયન ખંડમાં, રોજના નિયમવિરૂદ્ધ પિતાની આજ્ઞા લીધા વગરજ આજે સુવા ચાલી ગઈ.

---

# પ્રકરણ ૫ મું.

## રેડબર્ન કુટુંબ.

અમારા વાંચક-વર્ગને હવે રેડબર્ન મેનોર ભવનના એક ખંડમાં લઇ જઇએ છીએ અને અહીં એ કુટુંબ જોડે એમનો પરિચય કરાવીએ છીએ. અમે ગત પ્રકરણમાં જણાવી ગયા છીએ કે સર આર્શીબોલ્ડ રેડબર્ન આશરે પચાસેક વર્ષની ઉમ્મરનો હતો. એ ઉંચો અને દેખાવડો હતો. એક ઇંગ્રેજ સદ્‌ગૃહસ્થની જુની પદ્ધતિથી એને પોષાક પહેરવાનો શોખ હતો. લેડી રેડબર્નની ઉમ્મર ચાળીસ વર્ષની હતી. એ પણ ઘણી સૌન્દર્યવતી હતી. પણ મોટી ઉમ્મરને લીધે એનું સૌન્દર્ય કાંઇક અંશે ઓછું થયેલું લાગતું હતું. પરંતુ એ સ્વાભાવિક નૈસર્ગિક સૌન્દર્યની ખામી બહારની ટાપટીપ કરીને પુરી લેવાતી હતી. ઉમ્મરને લીધે એના મુખ ઉપરની લાલિમા ઓછી થયેલી હતી, પણ ગાલ ઉપર કૃત્રિમ લાલી લાવવામાં એની દાસી એટલી કુશળ હતી કે લેડી રેડબર્નના ગાલ ઉપર કૃત્રિમ લાલી છે એવું કોઇ જાણતું નહોતું. આખા ગામમાં એ બાઇના રૂપની પ્રશંસા થતી હતી. જેવું એ બાઇનું શરીર સુંદર હતું તેવું મન સુંદર નહોતું. એ સાંકડા અને છાલકા મનની હતી. કાંઇક દ્વેષિલી પણ ખરી અને ગર્વિષ્ઠ તેવી. એ બન્ને ધણી ધણીઆણીને ગરીબ લોકો પ્રત્યે અજબ તિરસ્કાર હતો. બન્ને એમજ માનતાં કે તવંગરની બરદાસ ઉઠાવવા અને એમની જોહુકમી ખમવાજ ગરીબ લોકો સરજાયલા છે. બેરોનેટને એક ચાલીસેક વર્ષની બેન હતી. તે ઉંચી અને બહુજ પાતળી હતી. એનામાં હાડકાં અને ચામડી સિવાય કાંઇજ નહોતું,

એમ કહીએ તો ચાલે. એ બાઇ એવી હિમાયલી અને સુકલકડી હતી કે એના મુખ સામું પણ કોઇને જોવું ગમે નહિ. એ ઘણી અતડી રહેતી હતી. જ્યારે એ કાંઈ પણ બોલતી ત્યારે સામા માણસને એનું બોલવું ગમતું નહિ; તેમ એને કોઇનો સહવાસ ગમતો નહિ. એ ઘરમાંથી બહાર પણ કવચિતજ જતી. ફક્ત દર રવિવારે નિયમસર ઓકલેના દેવળમાં જતી હતી. એ નિયમને એ જરાએ ચુકતી નહોતી. આજથી ઘણાં વર્ષ પહેલાં આ બાઇને જેણે જોઈ હોય તેને તો અત્યારનામાં અને તે વખતના બાઇના શરીરમાં અને સ્વભાવમાં આસમાન જમીન જેટલો ફેર લાગે. નાનપણમાં એ ઘણી સ્વરૂપવાન અને આનંદી હતી. શરીરે પણ ભરાવદાર હતી. પણ હમણાં હમણાં એની પ્રકૃતિ શાથી આવી થઇ ગઇ હશે તેનું કારણ કોઇ જાણતું નહોતું.

સર આર્શિબોલ્ડ રેડબર્નના પુત્ર જીરોલ્ડ રેડબર્નની ઉમ્મર એકવીસેક વર્ષની હતી. એ જરા માંદલા જેવો અને સુકલકડીયો હતો. વિષયભોગનો જબરો શોખીન હતો અને એજ લતમાં એ પાયમાલ થતો જતો હતો. સોળ વર્ષનો થયો ત્યાં સુધી એ ઘણો ચાલાક હતો. પણ પછીથી એ લંડનમાં બે એક વર્ષ રહ્યો અને અભ્યાસ માટે ઑાકસફર્ડ મહાવિદ્યાલયમાં ગયો, ત્યાં ખોટે છંદે ચઢી ગયો અને શરીરની પાયમાલી કરી. એના એ છંદની એનાં માબાપને પણ ખબર પડી નહિ. પણ આખરે ઑાકસફર્ડના ડૉાકટરે સર આર્શિબોલ્ડને વાત કરી કે તમારો પુત્ર ખોટે છંદે ચઢી ગયો છે, ત્યારે એણે કોલેજ છોડાવી દીધી અને એને ઘેર બોલાવી લીધો. અહિંનાં હવાપાણીથી કાંઈક દરજ્જે જીરોલ્ડનું શરીર ઠેકાણે આવ્યું.

છતાં એ રહ્યા તો હિમાયલોજ. એ સર આર્શિબોલ્ડનો છોકરો હશે એવું પણ કોઈ ધારે નહિ એવું એનું શરીર કથળી ગયું હતું. અત્યારે, મેનૉરના આ ખંડમાં આપણે પગ મુકયો તે વખત રાતના નવ અને દસની વચ્ચેનો હતો. બેરોનેટ, "મોર્નિંગ પોસ્ટ" નામનું છાપું વાંચતા હતા. લેડી રેડબર્ન, રેડબર્ન મેનૉરના ખેડુતો અને મજુરો કેટલા બધા સુખી થયા છે તેનો વિચાર કરી રહી હતી. જરોલ્ડ નવી આણેલી નવલકથા વાંચતો હતો. અને સર આર્શીબોલ્ડની બેન મીસ રેડબર્ન જેનું નામ "આન્ટ જેન" હતું તે એક ખુરશી ઉપર બેઠી બેઠી પોતાની ભાભીના વિચારોને સાંભળ્યા કરતી હતી.

પેપર વાંચતાં વાંચતાં બેરોનેટ બોલ્યા "જરોલ્ડ, તારી કોલેજનો મિત્ર પેલો પેલો ફ્રેંક ડેશવડ તો "કોરનેટ"(વાવડો ઝાલનાર)થયો !"

"એ તો પાદરી થવાનો હતો. મેં ધાર્યુ હતુંજ કે એ એ લાઇનમાં નહિ જાય."

"ત્યારે તારેજ ત્યાં જવું હતું." આન્ટ જેને કહ્યું.

"જો હું જુવાન હોઉં તો તો બીજા ધંધા કરતાં લશ્કરમાં જવાનું વધારે પસંદ કરૂં." બેરોનેટે કહ્યું.

લેડી રેડબર્ન "તમેયે જતા નહિ અને જરોલ્ડના મગજમાં એવા મુર્ખાઈ ભરેલા વિચાર ધુસાડતાએ નહિ. મારે તો એને લશ્કરમાં નથી મોકલવો. એનું શરીર તો બિચારાનું અડધું છે. તમે જાણો છો ? મારો ભાઇ કર્નલ હતો. બાવીસ વર્ષનો હતો ત્યારે કેવો સુંદર જુવાન જોય—"

આન્ટ જેનઃ-" આપણા જીરોલ્ડ જેવો કેમ ? "

આન્ટ જેને જીરોલ્ડને આ ટોણો માર્યો એટલે બેરોનેટે એના સામી આંખ કાઢી.

જીરોલ્ડ—" ફોઈ, તમારા હંમેશના ખરાબ સ્વભાવનું આ દિગ્દર્શન કરાવતાં હશો કેમ ? તમેજ જુવોને કેવાં સુંદર લાગો છો. નર્યાં ચાડીઆ જેવાં તો છો. ખેતરમાં જ્યારે ડુંડાં ઉપર અનાજ આવે ત્યારે પક્ષિઓને તે ખાતાં અટકાવવાને ખેતરમાં ચાડીઓ કરીને ખોસે છે. તે ચાડીઆની જગ્યાએ તમને ખોસવા જેવાં છે."

" ભાઈ, મારા કરતાં એ જગાએ તુંજ વધારે સારો શોભે. કારણ કે ચાડીઓ મરદના રૂપમાં હોય છે, સ્ત્રીના રૂપમાં નથી હોતો.—"

" મરો અહિંથી." એમ બોલીને જીરોલ્ડ પોતાના પિતાને કહેવા લાગ્યોઃ-" પિતાજી તમે વાત સંભારી છે તો મને પણ લશ્કરમાં જોડાવાનો વિચાર થઇ આવ્યો છે."

લેડી રેડબર્ન—એ ભગવાન્, તને દીકરા આ વિચાર ક્યાંથી સુજ્યો ? એકનો એક છોકરો, મીલકત અને પદવિનો વારસ, તને હું લડાઇમાં મરવા મોકલું ?"

આન્ટ જેનઃ—"અરે એ શાણે મરે છે. મોખરે જાય ત્યારેને. એ તો કયાંએ સૌથી પાછળ ભરાઇ રહેશે."

લેડી રેડબર્નઃ—" વચ્ચે તમે ન બોલો. આર્શિ, તમે મારા જીરોલ્ડના મગજમાં આ કેવો વિચાર ઘુસાડયો !"

જીરોલ્ડ રેડબર્નઃ—" એમણે વળી કયારે એ વિચાર મારા મ-

મગજમાં ઘુસાડયો છે. મને ઘણા વખત થયાં એવો વિચાર થયા કરતો હતો. પણ હું ઘોડેસ્વાર–પલટણમાં જવા માગતો નથી. કારણ કે મને એનો યુનિફોર્મ (લશ્કરી માણસને પહેરવાનો પોષાક) નથી ગમતો. હું તો પાયદળમાં જોડાઈશ. પિતાજી તમારે "હોર્સગાર્ડસ" સાથે સારૂં છે; એટલે કોક્ષ અને ગ્રિનવુડને ત્યાં પૈસા ભરી દીધા કે તરતજ મને કમીશન મળી શકશે. વળી મને મારી મન ગમતી પલટણમાંજ જગ્યા મળે; એટલે કે જે પલટણ તરતનીજ પરદેશ જઇને પાછી આવી હોય તેમાં મારી ગોઠવણ કરી આપો. જેથી થોડાં વર્ષ તો ઇંગ્લાંડ છોડીને બહાર ન જવું પડે."

લેડી રેડબર્ન:—"હા, જો એવું કાંઈ બને તો તો ઠીક."

જીરોલ્ડ રેડબર્ન:—"ચાલો, ત્યારે તો તમે બન્ને એકમત થયાં છો એટલે કાંઇ વાંધો નથી. બોલો ત્યારે, કયારે એ બાબતની તમે તપાસ કરશો, અને પૈસા કયારે ભરશો?"

સર આર્શિબોલ્ડ:—"હું અને તારી માતા હજુ એ બાબતનો વધારે વિચાર કરીએ છીએ, અને અમે છેવટે જો એજ નિર્ણય ઉપર આવીશું તો હું એક બે દિવસમાં એને માટે લંડન લખીશ. જીરોલ્ડ, પેલાનું નામ શું તો? તારા કહેવા પ્રમાણે એને કાઢી મુકવાને મેં ડેવીસને હુકમ આપી દીધો છે."

"એનું નામ તો ફ્રેડરિક–નોન્સડેલ. એના જેવો ઉદ્ધત અને હરામખોર તો મેં કોઇ જોયો નહિ.

આન્ટ જેન:—"એણે કાંઈ તારા કાન આમળ્યા હતા કે શું?"

"અરે, એ શું મારા કાન આમળતો હતો. જરાક વધારે એ

મારી પાસે ઉભો રહ્યો હોત તો હું એને જીંદગીમાં નહિ ચાખેલો એવો મારી ચાબુકનો સ્વાદ ચખાડત. હું જેવો ચાબુક લેવા ઘોડાં ઉપરથી ઉતરવા જતો હતો, તેવો તો એ અગીઆરાજ ગણી ગયોને. બધા ગામડીઆ પુરેપુરા બાયલા છે."

"તમે કેટલાક ગૃહસ્થો પણ તેવાજ છો ?

"પિતાજી, એ હરામખોરને આપણી આખી જાગીર ઉપર કોઇ પણ કામ ન આપે એવી ગોઠવણ કરી છેને ?"

"મેં એવોજ હુકમ આપ્યો છે. આપણે આપણી જાગીરમાં એવો માણસ જોઇએજ નહિ. એને તો ગામમાંથીએ કાઢવો છે. કારણ કે મજુર વર્ગમાં પણ એ ઉશ્કેરણી કરી મુકે છે અને તેમને બગાડે છે. મજુરીઆ લોકોને વળી હક શા ?"

આન્ટ જેનઃ—"ના, એમને કશા હક હોય ? એ તો ઘુંદાવાનેજ જન્મ્યા છે."

"ઘણો વખત થયાં આને કાઢી મુકવાનો હું વિચાર કર્યા કરતો હતો. પણ કાંઈ કારણ નહોતું મળતું. હવે કારણ મળ્યું એટલે ગામ છોડયા વગર એને છુટકો નથી."

આ વાત ચાલતી હતી એટલામાં મી. આર્ડન ઓકલેના દેવળનો પાદરી આવી પહોંચ્યો અને બોલ્યોઃ—

"સર રેડઅર્ન, હું તમને એક નવલ વિશેષ કહેવા આવ્યો છું."

લેડી રેડઅર્નઃ—"શું નવલ લાવ્યા છો ?"

"આપણા ગામમાં ભરતી કરનાર સાર્જંટ આજે સાંજે આવ્યો છે અને બુશલના પીઠામાં ઉતર્યો છે."

સર આર્શિબોલ્ડઃ—"સારૂં થયું. આવા માણસની આપણા ગામમાં જરૂરજ હતી. મજુર વર્ગમાંનો બધો કચરોએ ઘસડી જાય તો સારૂં. પાંચ છ આળસુ માણસો તો ગામને દુઃખરૂપ છે. એવાને દીસતા કરાય તો ગામનો આશીર્વાદ લેવા જેવું છે. વળી આ ગામમાં બધાનું પુરૂં થાય એટલું કામ નથી એટલે કામ વગરનાને માટે કાંઈક તો કરવું જોઇએ. મારા ખેડુતો બિચારા બબડતા હતા કે મજુરીઆ લોકોએ મજુરીના ભાવ ઘણા વધારી દીધા છે. એટલે આમાંના કેટલાય કામ વગરના રખડે છે. તેમને તો એ સાર્જંટ લઈ જાય તો સારૂં."

મી. આર્ડનઃ—"ખરી વાત છે. પરમાત્માએ ગરીબ અને તવંગર એને જુદા પાડવામાં ડહાપણ વાપર્યું છે. જે ગરીબ લોકો આળસુ થઇ રખડ્યા કરે છે તેમને લશ્કરમાં વિદાય કરી દેવાજ સારા છે. કેટલાક લંગિા અનાથાશ્રમમાં જાય છે અને કેટલાક ઘેરે-ઘેર ભિખ માગે છે. એ બધાને કેદમાં પુરી દેવાને સરકાર કાયદો કેમ ઘડતી નથી?"

સર આર્શિબોલ્ડઃ—"હા, તમારો વિચાર ઘણો ઉત્તમ છે. પેપરોમાં તમે એવી મતલબનો નનામો આર્ટિકલ આપો."

"તમારી એવી ઇચ્છા હશે તો તેયે થશે. આ રવિવારે ધ-ર્મોપદેશ કરતી વખતે હું સાર્જંટની વાત કાઢવાનો છું. એના આવવાથી આખું ગામ ખળભળી ઉઠયું છે. અત્યારે રૉયલ-ઓક માણસોથી ચીકાર હશે."

સર આર્શિબોલ્ડ:—"મી. બુશલનું સારૂં ચાલે છે એ જાણીને

અને હર્ષ થાય છે. એ વીસ વર્ષનો મારો ભાડુત છે. એને કોઈ પણ રીતે મદદ અપાય એમાં હું રાજી છું. એકવાર પાસેના શહેરમાંથી એક માણસ આવ્યો અને મીસ ગ્રાન્ટ રહેતી હતી કની, એ ગભાણ ભાડે રાખવાને માટે એ ડેવીસને મળ્યો અને એની સાથે સોદો પણ કરી દીધો. જમીન એને શા માટે જોઈએ છીએ તેનું કશુંએ કારણ એણે ન બતાવ્યું. જ્યારે કરાર વિગેરે લખાઈને બધું ચોકકસ થયું ત્યારે એણે કહ્યું કે હું તો અહીં પીઠું કાઢવાનો છું. કારણ કે બુશલ બહુ મોંઘો દારૂ વેચે છે અને અહીં ઘરાકીએ ઠીક છે. ડેવીસે આ વાત જાણી એટલે એ તો મારી પાસે દોડયો આવ્યો અને બીતાં બીતાં એણે મને બધી હકીકત કહી. મેં એને કહ્યું કે ગભરાતો નહિ. તું એવા એને મારી પાસે મોકલ. એટલે પેલાને એણે મારી પાસે મોકલ્યો. એ તો રૂવાબમાંજ આવ્યો હતો. પછી મેં એને પૂછયું કે કેમ પેલી જમીન ઉપર તમે દારૂનું પીઠું કરવા માગો છો? ત્યારે કહે કે હા સાહેબ. હું મારી જીંદગીભર એજ ધંધો કરતો આવ્યો છું. હું બચરવાળ માણસ છું. પાસે થોડા ઘણા પૈસા છે, અને મેં સાંભળ્યું છે કે ઓકલેમાં દુકાન સારી ચાલશે. એટલે મારા એટલા પૈસા રોકીને અહીંજ એક પીઠું ખોલવા વિચાર છે. મેં કહ્યું કે ભાઈ, જે કરો તે બે વાર વિચાર કરીને કરજો.

. રૉયલ ઓક મારી માલીકીનું છે. અને મી. બુશલ મારો ભાડુત છે. તમે અહીં આવો તો બુશલનો ધંધો પડી ભાગે અને મારૂં ભાડું પણ મને ન મળી શકે. એટલે મારે તો મારા સ્વાર્થને લીધે બુશલનો પણ સ્વાર્થ જોવો રહ્યો. તમારે મકાન બાંધવું હોય તો બાંધો તેની મને ના નથી; પણ દારૂનું લાઇસન્સ આપવું કે ન આપવું

તે મારા હાથમાં છે. કારણ કે લાઇસન્સ આપનારી કમીટીનો હું ચેરમેન છું. એટલે તો પેલો બબડતો બબડતો વિદાયજ થઇ ગયો."

આન્ટ જેન: " પછી એણે આપઘાત કર્યો કે શું ? "

સર આર્શિબોલ્ડ:—" કેમ મી. આર્ડન, એમાં મેં કાંઇ ખોટું કર્યું છે ? "

" બીલકુલે નહિ. એ તો ઘણુંજ સારૂં કર્યું. તમને એવી ગુંચવણ ભરેલી બાબતોનો તોડ લાવતાં સારો આવડે છે. હાં પણ હું એમ કહેતો હતો કે આજે રસ્તામાં મને પેલો લોન્સડેલ મળ્યો હતો. તેને મેં કહ્યું કે અલ્યા, હજુ પણ તું તારા પહેલાનાજ વિચારવાળો છું કે ? ત્યારે એણે મને સખતાઇથી જવાબ આપ્યો કે " હા. હજુ હું તેવાજ વિચારવાળો છું. હાલ મને તાજેજ અનુભવ થયો છે કે પસાદાર લોકો ગરીબોને કચડી નાંખે છે, એટલે એ વિચારમાં હું મક્કમ થઇ ગયો છું." મેં એને ઠપકો આપ્યો, પણ તેની દરકાર કર્યા વગર એ તો ચાલ્યોજ ગયો. "

આ વાત મી. આર્ડને કરી એટલે ગ્રીરોલ્ડે લોન્સડેલ સાથે પોતાને ચાબુક વિષે જે રકઝક થઇ હતી તેનો બધો વૃત્તાંત મીઠું મરચું ભભરાવીને અથથી ઇતિ સુધી કહેવા માંડયો. એ સાંભળીને મી. આર્ડન પણ ખીજવાઇ ગયો. અને આખરે એ લોકો એવા નિર્ણય ઉપર આવ્યા કે ગમે તેમ કરીને ફ્રેડરિકને ભરતીમાં ધકેલી દેવો.

# પ્રકરણ ૬ ઠું.

## રેક્રુટ.

બીજે દિવસે સવારે સાર્જંટ લેંગલીની હજામતને માટે મી. બેટસને રોયલ ઓકમાં બોલાવ્યો હતો. હજામત કરાવી રહ્યા પછી મી. લેંગલીએ મી. બેટસને હજામતનો એક શિલીંગ આપ્યો, એટલે હજામ પરચુરણ આપવા પોતાના ગજવામાં હાથ ઘાલે ને કાઢે પણ કાંઇ નીકળ્યું નહિ. સાર્જંટ હજામની આ ચાલાકી સમજી ગયો અને એને કહ્યું કે "મારે જોઇતું નથી. તમે આવી સરસ હજામત કરો તેથી મેં ખુશીથી તમને એક શિલીંગ આપ્યો છે." મી બેટસ આથી ઘણો હરખાઇ ગયો. સાર્જંટનાં ઘણાં વખાણ કર્યાં અને વધારામાં જણાવ્યું કે "તમે જે કાર્યને અર્થ અહિં પધાર્યા છો તે કાર્યમાં હું યથાશક્તિ મદદ કરીશ." એમ કહીને હજામે ત્યાંથી રજા લીધી.

મી. બેટસને હજામતનો એક શિલીંગ આપી દીધો એમાં પણ સાર્જંટની પૉલીસી હતી. એ જાણતો હતો કે આ હજામની દુકાનમાં ઘણા માણસો ભરાય છે અને ત્યાં વિવિધ વિષય ઉપર વાતો થાય છે તેમાં રેક્રુટની પણ વાત નીકળશે ત્યારે હજામ એ બાબતમાં પોતાના લાભમાંજ બોલશે, અને લોકોને સમજાવશે કે ભરતીમાં જવાથી તો ઘણો ફાયદો છે. અને તેમ થવાથી ભરતીમાં ઘણાં માણસો મળી આવશે, આમ જાણીનેજ હજામને હાથ પર લેવાની એણે બાજી રચી હતી. અહિં કદાચ કોઇ ને શંકા થાય કે સાર્જંટે લોકોને પોતાને ખર્ચે દારૂ પાયો અને હજામને ઉદારતાથી પૈસા આપ્યા, એટલું

બધું એને પોતાના પદરના પૈસા કાઢીને કરવાનું શું પ્રયોજન હશે? તો એ શંકાનું સમાધાન એવું છે કે, ભરતી કરનાર સાર્જંટને ભરતી-માં માણસો મેળવવાને માટે જરૂર પડતા પૈસા એને આપ-વામાં આવે છે, અને તેમાંથીજ એ પૈસા વાપરે છે. તેમ જે અમલદાર ઘણો ચતુર, ખંધો, યુક્તિબાજ અને જેને કાંઇ ખાડી-કોતર ન નડે, એવાનેજ ભરતી કરનાર કામદાર તરીકે પસંદ કરવામાં આવે છે. મી. બેટસ લેંગલીની હજામત કરીને સીધોજ પોતાની દુકાને ગયો. ત્યાં ફ્રેડરીક હજામત કરાવવાને એની રાહ જોઇનેજ બેઠો હતો. એટલે બેટસે એની હજામત કરવા માંડી. એટલામાં બીજા પણ એક પછી એક ધીમે ધીમે હજામત કરાવવાને આવવા લાગ્યા. બધા ભરાયા એટલે હજામે જાણ્યું કે આ ઠીક તક છે. એમ ધારીને એણે ધીમે ધીમે રેક્રૂટ વિષે વાત કાઢી. " આપણા ગામમાં ભરતી કરનાર સાર્જંટ આવ્યા છે તે ઘણા મળતાવડા ગૃહસ્થ છે. એમનો સ્વભાવ પણ ઘણો સારો છે. એઓ તો લશ્કરના ઉપરી છે. અરે તમને શું કહું લશ્કરી સિપાઇના સુખની વાત! " એમ કહીને મી. લેંગલીએ જેવું સૈનિક–જીવનના સુખનું વર્ણન કર્યું હતું, તેવું રસિક વર્ણન હજામે પણ કરવા માંડયું અને બધા એક ચિત્તે સાંભળવા લાગ્યા. લોન્સડેલ હજામત કરાવીને એક ખુણામાં ચોપડી વાંચતો બેઠો હતો. પણ એનું ધ્યાન ચોપડીમાંએ નહોતું તેમ હજામની વાતમાંએ નહોતું. એ વિચાર કરતો હતો કે " હવે મારે કરવું શું? " સર આર્શિબોલ્ડે તો એને કામ ઉપર આવતો બંધ કર્યો, તેમ એના બીજા ખેડુતોને પણ એને કામે બોલાવવાની એણે મના કરી હતી. એટલે આજીવિકા શી રીતે મેળવવી, એની એના મનમાં

ગડભાંગ થયા કરતી હતી. રેડગર્ન એસ્ટેટ છોડીને બીજા કોઈ જમીનદારની મજુરી કરવા જાય; પણ જ્યાં જાય ત્યાં મજુરો વધી પડયા હતા અને મજુરી થોડી હતી. એટલે જવું પણ ક્યાં? એમ એને બિચારાને થયા કરતું હતું. અહિંથી એ પોતાના ખંડમાં જવા ઉઠતો હતો, એટલામાં એક જણે એને પૂછયું "સાંભળ્યું છે કે, તમને સર આર્શિબોલ્ડે રજા આપી એ ખરી વાત?"

"હા ખરી વાત."

"મેં એ વાત સાંભળી કે તરતજ મને થયું કે બિચારા લોન્સડેલની ખરી કમબખ્તી આવી. પણ લોન્સડેલ, હવે હું તો એમ ધારૂં છું કે તારૂં ભાગ્ય ખુલ્યું છે." હજામે કહ્યું.

લોન્સડેલ: "ભાગ્ય ખુલ્યું છે! તું શું વાત કરે છે?"

"હું ખરી વાત કહું છું. જો સાંભળ. તું મોટો માણસ થઇ જાય એમ છે. રેડગર્નની કે બીજા કોઇની પણ તને પરવા ન રહે. તું સારા અધિકાર ઉપર આવી જાય. તને ઓદ્ધો અને પૈસા બન્ને મળે. તું કદાચ કર્નલ કે જનરલ પણ આસને દહાડે થઇ શકે એવો તને જોગ છે. પણ જો તારી ઇચ્છા હોય તો."

લોન્સડેલે કાંઇ જવાબ ન આપ્યો, થોડો વાર વિચાર કરતો ઉભો રહ્યો અને પછી પોતાના ખંડમાં ચાલ્યો ગયો. ફ્રેડરીકના ગયા પછી હજામે પોતાની વાત પાછી શરૂ કરી, અને વાણીમાં એટલી બધી મીઠાશ આણીને સૈનિકના સુખી જીવનનું રસમય વર્ણન કર્યું, કે એની છટાથી ત્યાં બેઠેલાઓમાંના ઘણા ઉપર એની અસર થઇ ગઇ; અને એમને એમ થયું કે બેટસ કહે છે તેવી સૈનિકની જીંદગી ખરેખર સુખી હોય, તો બળી આ મજુરી! એમાં આપણને

શું મળતર છે ? આખો દિવસ વઇતરૂં કરવાનું. વળી હમણાં તો મજુરો વધી પડયા છે એટલે મજુરીએ મળતી નથી. માટે આપણે સાર્જંટને મોઢેથી પણ ખરૂં શું છે તે જાણી લેવું એવો વિચાર કરીને, પાંચ છ જણ ઉઠયા અને રૉયલ ઓક તરફ જવા નીકળ્યા. પણ પોતાના ફુલ ડ્રેસમાં ભપકાભેર અક્કડ ચાલે ચાલતો સાર્જંટ તેમને રસ્તામાંજ મળ્યો. તેમને જોઈને હસતું મોઢું રાખીને સાર્જંટ બોલ્યો " ઓ, ગુડ મોર્નીંગ, ગુડ મોર્નીંગ. તમે બધા કયાં ચાલ્યા ? હું ધારૂં છું કે મજુરીએ જતા હશો. શું કરે ત્યારે ? પેટનું પુરૂં કરવાને કાંઇએ કર્યા વગર છુટકો છે ? પણ ભાઇઓ, તમે તો જબરૂં વઇતરૂં કરો છો. આખો દહાડો વઈતરૂં અને મળતર જોઇએ તો પ્રમાણમાં કશુંયે નહિ. બળી એ મજુરી. જુઓ હું કેવો પ્રફુલ્લ દેખાઉં છું ? હું કેટલો હસમુખો છું ? અમારા સૈનિકોને તો મજુરીનું નામજ નહિ. બસ મઝાજ કરવાની. અમારે સારૂં સારૂં ખાવાનું, સારૂં પહેરવાનું, સારૂં રહેવાનું અને મનમાન્યા પૈસા ઉડાવવાના. અમે કોઇના તાબેદાર નહિ. મને તો અમારા સૈનિકોનું જીવનજ સુખી જીવન લાગે છે. બાકી બીજાનું જીવતર તો ખારૂં છે. જુઓ મોજ શોખ પણ સૈનિકનાંજ. દારૂ પીવાનો ગણુ ભરપટે મળે. " દારૂની વાત સાંભળીને આ ગામડીઆઓના મોઢામાં પાણી છુટવા માંડયું અને રૉયલ ઓક તરફ એમણે દૃષ્ટિ કરી. એટલે ચતુર અને ખંધા સાર્જંટે તરતજ આમના મનોભાવ જાણીને કહ્યું " ગભરાશો નહિ, અમે સૈનિકો અતડા હોતા નથી. અમે પણ મળતાવડા અને આદર સત્કાર કરીએ એવા છીએ. તમારી સાથે બોલતાં, ચાલતાં કે દારૂ પીતાં અમને શરમ નથી આવતી. તમે મારા દેશ બાંધવો

છો. તમને જોઇને મને ઘણો હર્ષ થાય છે. ચાલો મારી સાથે. આપણે રૉયલ ઓકમાં જઈને બધાએ દારૂ પીએ. તમારે પૈસા નહિ ખરચવા પડે. એને માટે બેફિકર રહેજો." બિચારા ગામડીઆઓ આવી રીતે સાર્જંટની ભપકાભેર આડંબરભરી વાતચીતથી અને રીતભાતથી અંજાઈ ગયા: અને વગર પૈસે દારૂ પીવાનો મળે છે એથી સાર્જંટના આમંત્રણને ના ન પાડી શકયા, અને એની સાથે એ બધાએ રૉયલ ઓકમાં ગયા. સાર્જંટ છેક તેમને પ્રધાન ખંડમાં લઇ ગયો. આ ખંડમાં તેઓ આજેજ પગ મુકવાની હિમ્મત કરી શકયા. બાકી જ્યારે એ દારૂ પીવા આવતા, ત્યારે ટેપરૂમ (દારૂ રાખવાની ઓરડી)-માંજ બેસતા. આજે આ ખંડ દીઠો એટલે ખુશ ખુશ થઇ ગયા.

સાર્જંટે એકદમ મી. બુશલને બોલાવ્યો અને રોફમાંજ કહ્યું "મી. બુશલ, એક ગેલન દારૂ લાવો. ઉંચામાં ઉંચો લાવજો. શું કહું છું? આ મારા મિત્રો આવેલા છે તેનો મારે સત્કાર કરવાનો છે." મી. બુશલ મનમાં સમજી ગયો કે સાર્જન્ટ બાજી ખેલી રહ્યો છે. પણ એને શું? એને તો તડાકો પડતો હતો. દારૂ આવ્યો એટલે સાર્જન્ટે દરેકને ગ્લાસ ભરી ભરીને આપવા માંડયો. ગ્લાસ ભરી ભરીને આપતો જાય અને વાતોના તડાકા ઠોકતો જાય. ધીમે ધીમે સાર્જન્ટે સૈનિકને રહેવાના મકાનનો ચિતાર આપ્યો. "સાંભળો, સૈનિકને રહેવાનાં મકાનો કેવાં સરસ હોય છે! જાણે રાજાના મહેલ! એમાં ફરનીચર કેવું ઉત્તમ પ્રકારનું! ભલભલા ઉમરાવના ઘરમાં પણ તેવું ન હોય તેવું. સૈનિકો પોતાનો ઘણો ખરો વખત તો બાગ બગીચામાં સુંદર સુવાસિત પુષ્પોની સુવાસ લેતા, ફુવારા ઉડી રહ્યા હોય ત્યાં ગાળે છે. એક કલાકની રોજની પરેડ કરીને એ થાકી ગયા હોય, ત્યારે એ કેવું સુખ ભોગવે

છે એ જાણો છો? સ્વર્ગીય સુખ! એ ઉત્તમ બાગ બગીચામાં મનોહર બાળાઓના સહવાસમાં તેઓ પૂર્ણ આલિંગન–સુખ ભોગવી રહેલા હોય છે." આવી લહેરી વાતો કરતાં કરતાં સાર્જંટે દરેકને છ છ ગ્લાસ દારૂ પાઈ દીધો. એમાંના કેટલાક દારૂથી અડધા ટેં થઈ ગયેલા તો ઉઠયા; અને કામે જવાનું મોડું થશે એમ કરતા ચાલ્યા ગયા. અને બેજ માણસો બેસી રહ્યા. તેમનેજ સાર્જંટે નજરમાં રાખ્યા હતા. એ બન્ને જણ બધી રીતે ભરતીમાં કામ આવે એવા લાયક હતા અને તેથીજ એમને સમજાવીને એણે રોકયા હતા. હવે પેલા બે જણ એકલા પડયા, એટલે તેઓ ચેતી ન જાય તેવી રીતે એણે એમને એક પછી એક સવાલો પુછયા; અને ખાતરી કરી લીધી કે એ લોકો ભરતીમાં દાખલ થવાને નામ નોંધાવે, તો પછી તેમાંથી છટકવાને એમને માટે કાંઇ છટકબારી છે કે કેમ?"

"મિત્રો, તમને તો ભૂખ લાગી હશે કે કેમ તે તો કોણ જાણે. પણ મને તો કકડીને ભૂખ લાગી છે. હજુ મેં નાસ્તો નથી કર્યો." એટલું બોલી સાર્જંટે બ્રાન્ડીની એક બૉટલ અને થોડું ભોજન પણ મંગાવ્યું. બન્ને જણને એણે બ્રાન્ડી વહેંચી આપી, અને ત્યાર પછી ફરીથી પાછો એણે બન્નેને દારૂ પાયો. મી. બુશલ આ બધો તમાસો જોયા કરતો હતો. એટલે એ બોલી ઉઠયોઃ–"મી. લેંગ્લી, આ લોકોને તમે જાળમાં સપડાવો છો તો ખરા, પણ મારા પીઠામાં આ વેષ ભજવાય છે; એટલે લોકો એમ જાણશે કે મેં એમને ફસાવ્યા. મારે માટે એવું કહેવાય તે મને પસંદ નથી." મી. લેંગલીએ ગંભીર બનીને કહ્યું "મી. બુશલ, તમારી વાત ઉપરથી તમે રાજદ્રોહી છો એમ અનુમાન કરવાનું મને કારણ મળે

છે. હું તમને ધમકી નથી આપતો, પણ તમારે યાદ રાખવું જોઇએ કે રાજદ્રોહીને માટે કાયદો છે. વળી અમો રેક્રુટનું કામ કરનારા અમલદારોને બધી સત્તા હોય છે, સમજ્યા." બિચારો બુશન્ન આ સાંભળીને એકદમ ડરી ગયો, ગભરાઈ ગયો અને બોલતાં બોલતાં પણ તતફફ થઈ ગયું. "ભાઇ સાહેબ, હું જાણતો નહોતો. મને માફ કરો." "ઠીક છે, હું માફ કરૂં છું." આટલું બોલીને લેંગલીએ જે ભોજન આવ્યું હતું તે બન્ને જણને વહેંચી આપ્યું અને ભોજન સાથે પણ પુષ્કળ દારૂ એમને પાયો. બન્ને જણે પુષ્કળ ખાધું અને દારૂ પણ ઘણોજ પીધો. પુરેપુરા એ લટ્ટુ બની ગયા પછી સાર્જંટે વાત છેડી "મિત્રો હું ધારૂં છું કે કામ ઉપર જવાનું તમને મન નહિ થતું હોય. જુઓ, તમને સૈનિકની સુખી જીંદગી ગમે છે? ઇચ્છા હોય તો બોલો. સૈનિકને પૈસાની ખોટ પડતીજ નથી. મનમાન્યા પૈસા, ખાવાનું ને લુગડાં મળે છે. તમારા જેવાઓને પૈસા વગર ચાલેજ કેમ? તમે જો તમારૂં નામ સૈનિકના લીસ્ટમાં નોંધાવશો, તો ત્રણ પાઉંડ તમને મળશે. હમણાંજ તેટલા પૈસા મારી પાસે તૈયાર છે. કેમ, થાય છે મરજી? ત્રણ પાઉંડ કેવી મોટી રકમ. લો હું તમને આપું છું. હા, તમારો વિચાર થયો છે ખરો. જુઓ ત્રણે પાઉંડ સામટા તમને હું આપી દઈશ તો તમે વાપરી નાખશો કે ખોઈ નાખશો. હું તમને કકડે કકડે ત્રણ પાઉંડ આપીશ. હમણાં દશ દશ શિલીંગ લ્યો. બાકીના મારી પાસે રાખું છું તે પછી આપીશ." બન્ને જણે દશ દશ શિલીંગ લઇ લીધા. ત્યાર પછી લેંગલીએ ખડીઓ કલમ મંગાવીને આ બન્ને જણનાં નામ ઠામ અને બીજી જોઈતી વિગત પૂછીને

લખી લીધી. ત્યાર પછી બન્ને જણને એણે કહ્યું કે "હવે તમે ટેપ રૂમમાં જઇને બેસો. સીગાર, પાઇપ પીઓ અને મઝા કરો. હમણાં તમારે ઘેર જવાનું નથી. તમને લુગડાં-લત્તાં, ખાવા-પીવાનું બધું મળશે. ગભરાશો નહિ. તમે મને તમારા ઘરનું ઠેકાણું આપો એટલે હું તમારાં સગાં વ્હાલાંને તમારી ખબર કહી આવું. તમારા મિત્રો કે સગાં વ્હાલાં તમને આડું અવળું સમજાવે, તો તેમનું કહ્યું સાંભળશો નહિ." એમ કહીને સાર્જંટ બહાર નીકળી પડયો. આ બન્ને રેક્રુટોને ઘેર ગયો. ત્યાં એમનાં સગાં સંબંધીને એમને માટે ફીકર થતી હતી. તેમાં સાર્જંટને જોયો એટલે તો એમને વધારે ધાસ્તી લાગી. સાર્જંટે તેમને સાંત્વન આપીને કહ્યું કે "તમારે એ બે જણની કશી ફીકર કરવી નહિ. એ લશ્કરમાં જોડાયા છે. ત્યાં એમને કશું દુઃખ નથી. ત્યાં તો મોજ કરવાની છે." પેલા બિચારાં રડતાં કકળતાં હતાં અને કહેતાં હતાં કે "અમારે તો એમને લશ્કરમાં નથી મોકલવા." પણ કાંઈ ધાકથી, કાંઈ સમજાવટથી—સાંત્વનથી સાર્જંટે આ લોકને સમજાવી દીધા.

વાંચકવૃંદને અમે જણાવીશું કે કાયદા પ્રમાણે ભરતીમાં નામ દાખલ કરાવ્યા પછી અડતાળીસ કલાકમાં રેક્રુટને લેખિત નોટીસ અપાય છે. તેમાં એવું જણાવેલું હોય છે કે હવે એને લશ્કરમાં દાખલ કર્યો છે. એ નોટીસ આપ્યા પછી સાક્ષીના રૂબરૂ એને કહેવું પડે છે કે, એના રાજી ખુશીથી એનું નામ લીસ્ટમાં દાખલ કરવામાં આવ્યું છે. કાંઈ ગેરસમજથી કે ધમકીથી અથવા આડી અવળી રીતે સમજાવવાથી તેમ થયું નથી. આવી કબુલત આપ્યા પછી રેક્રુટથી ફરી જવાય નહિ. ત્યાર પછી એને મેજીસ્ટ્રેટની રૂબરૂ

લઈ જવામાં આવે છે. ત્યાં રેક્રુટ એની સ્વેચ્છાથી દાખલ થયો છે કે કેમ, તે મેજીસ્ટ્રેટ પૂછીને ખાતરી કરી લે છે. આ બધીએ વિધિ અડતાળીસ કલાકમાં કરવી પડે છે. છતાં રેક્રુટ મેજીસ્ટ્રેટ સમક્ષ સ્માર્ટ મની (સાર્જંટ તરફથી, લશ્કરમાં જોડાતાં અગાઉ જે પૈસા આપવામાં આવે છે તે) આપી દે, તો એનું નામ રેક્રુટમાંથી કમી કરવામાં આવે છે. આથી સાર્જંટે ધાર્યું કે જો બન્ને જણને છુટા મુકવામાં આવશે, તો એમનાં સ્નેહી સંબંધી એમના મનને ફેરવી નાખશે. તેથી અડતાળીસ કલાક એમનો કોઈ સાથે પણ મેળાપ ન થાય, એ ઇરાદાથી જાણી જોઇને પોતાની દેખરેખ નીચે રૅાયલ ઓકમાં બન્ને રેક્રૂટને એણે રાખ્યા હતા. બીજે દિવસે ખુશાલની રૂબરૂ આ બન્ને જણને નોટીસ પહોંચાડી, અને એમણે કાંઈ પણ આનાકાની કરી નહિ; એટલે એ લોકોનાં નામ રેક્રુટમાં દાખલ થઈ ગયાં. પછી મેનોર ભવનમાં મેજીસ્ટ્રેટ મી. આર્શિબોલ્ડના રૂબરૂ લઇ જઇને બધી કાયદેસર વિધિ કરાવી દીધી. આ પ્રમાણે આ બન્ને જણ લશ્કરમાં દાખલ થયા.

## પ્રકરણ ૭ મું.

### ફ્રેડરિક લોન્સડેલ.

લેંગલીને આવે એક અઠવાડીઉં થયું હતું. તે દરમ્યાનમાં એણે ૭ જણને પોતાની જાળમાં સપડાવ્યા. ફ્રેડરિક, બેટસના ઘરમાં રહે છે એ વાત બેટસે લેંગલીને કહી હતી, અને એક દિવસ ફ્રેડરિકને આ-

મેથી બતાવ્યો હતો. ફ્રેડરિક શરીરે તંદુરસ્ત, મજબુત બાંધાનો, જોઇએ તેવો ઉંચો, સીનાબાજ અને સર્વ રીતે લાયક હતો. તેથી સેંગલીના મનમાં એમ થયું કે ગમે તેમ કરીને ફ્રેડરિકને તો રેકૂટમાં લેવોજ. એ જો સપડાય તો તો ઓકલેમાં આવેલું સફળ ગણાય. ફ્રેડરિક પોતાની ચિંતામાંજ ફરતો હતો. સર આર્શિબોલ્ડે એને રજા આપી, ત્યારથી બીજા કાંઈ કામની શોધમાંજ એ આખો દિવસ ફરતો હતો. આજે આઠ દિવસ થયા પણ એને આજીવિકાનું કાંઈ પણ સાધન હાથ લાગ્યું નહિ. એણે જે કાંઇ બચાવેલું હતું તે પણ પુરૂં થઈ ગયું. હવે એની ચિંતાનો પાર રહ્યો નહિ. પોતાની પ્રિયતમા લ્યુસીની જ્યાં વારંવાર મુલાકાત થતી હતી, ત્યાં પણ એ એને મળવાની આશાએ જઈ આવ્યો. પણ તેયે મળી નહિ. એટલે એને એની પણ ફિકર પડી. "બિચારીને એના બાપે ઘરમાં કેદ કરી હશે." આવા અનેક વિચાર કરતો એ પોતાના ખંડમાં બેઠો હતો; એટલામાં બેટસ બારણું ઉઘાડીને અંદર આવ્યો અને ફ્રેડરિક સાથે વાત કરવા લાગ્યો.

"ફ્રેડ, તું બહુ દુઃખી જણાય છે. મારાથી તારૂં દુઃખ જોવાતું નથી. તને શું થાય છે તે તો કહે. કેમ ઉદાસ થઈ ગયો છે?"

"ભાઈ, તું મારી હકીકત જાણે છે. મહેનત મજુરી કરીને હું રોટલો રળવા માગું છું, તો તે મહેનત મજુરીયે મને મળતી નથી. હું ભટકી ભટકીને થાકયો પણ મને મજુરી નથી મળતી. હવે મારે શું કરવું?"

"શું કરવું શું? હુ જો તારી જગ્યાએ હોત તો શું કરવું તે બતાવત." બેટસ શું કહેવા માગતો હતો તે ફ્રેડરિક સમજી ગયો

હતો. એટલે બેટસે કહ્યું—" તું મારું કહેવું સમજી ગયો છે. ફ્રેડ, તું મજુરી કરવા સરજાયલો નથી. તું ઑફિસર અને ગૃહસ્થ થવાને યોગ્ય છે."

" ગૃહસ્થ અને વળી ઑફિસર ? તું શું કહેવા માગે છે ?"

" હું કહું છું તે ખરું કહું છું. લશ્કરમાં પગાર સારો મળે છે અને ઉંચી પાયરીએ પણ જલદી જલદી જવાય છે. આપણા ગામમાં રેક્રુટીંગ સાર્જંટ આવેલો છે. તેની સાથે વાત કરતાં કરતાં વાત નીકળી અને મેં પૂછ્યું ત્યારે એણે બધી હકીકત મને કહી. તે ઉપરથી મને જણાયું કે આજકાલ તો ખરો સુખી સૈનિક છે. તું તો થોડા વખતમાં કૉરપોરલ (પાયદળ લશ્કરનો છેલ્લા ગ્રેડનો અમલદાર) કે સાર્જંટ બની જાય. વળી ઉપરી અમલદારને કામકાજથી સંતોષ આપે તો મોટો ઑફિસર પણ થઈ જાય."

બેટસની વાત સાંભળીને ફ્રેડરિક વિચારમાં પડી ગયો. એ છેક નીરાશ થઈ ગયો હતો. ચારે તરફથી ઘેરાઈ ગયો હતો. એને કોઇનો આશરો નહોતો. એક પાઈ પણ પાસે નહોતી. આવા અણીના પ્રસંગે બેટસની વાતે એના મનમાં અજબ સુખની સૃષ્ટિ ખડી કરી દીધી. " મારી ઉમ્મર હજુ નાની છે. લ્યુસીની ઉમ્મર પણ નાની છે. થોડાંક વર્ષ લશ્કરમાં ગાળી આવું. પૈસા કમાઈ લાવું તો સારી સ્થિતિમાં આવી જાઉં. અને લ્યુસીના હાથની માગણી પણ પછી તો માન સાથે કરી શકાય." આવા તરંગોમાં થોડીવાર ઝુલ્યા પછી, ઓચિંતો ખુરશીમાંથી ઉભો થઇને એણે બેટસને કહ્યું " બેટસ, મેં નક્કી કરી દીધું છે. મારી પાસે હવે એક પાઇએ નથી. હવે તો બીજું એક અઠવાડીઉં તારા ઘરમાં જો હું વધારે રહું તો

મારી પાસે ભાડું આપવાના પૈસાએ નથી. અને તું ભાડું લીધા વગર મને રાખવાનોએ નથી. હું ખાઈશ શું તેનો પણ એક મોટો સવાલ છે. કોઈની પાસે ભિખ માગવી મને ગમતી નથી. તેથી મેં નક્કી વિચાર કર્યો છે અને કાલે સવારે હું રેક્રૂટીંગ ઓફિસર પાસે જઈશ."

"અરે આજે રાતેજ ચાલજેને. હું મારા મિત્રને મળવાને જવાનો છું, એટલે આપણે સાથેજ જઈશું અને સાર્જંટને મળીશું. માણસ ઘણો સારો ને મળતાવડો છે."

"પણ હું પીઠામાં નહિ આવું."

"કાંઈ ફીકર નહિ. આપણે એને પીઠાની બહાર વાત કરવા બોલાવીશું."

ત્યાર પછી બન્ને જણ રાતે પીઠા તરફ ગયા. ફ્રેડરિક પીઠાની બહાર ઉભો રહ્યો અને હજામ પીઠાના પ્રધાન ખંડમાં જ્યાં લેંગલી બીજા માણસોને કાલના માફક પોતાની જાળમાં ખેંચતો હતો, ત્યાં જઈ પહોંચ્યો અને એના કાનમાં ધીમે રહીને કહ્યું કે "ફ્રેડરિક ભરતીમાં રેક્રૂટ તરીકે દાખલ થવાનું હા કહે છે. તમે જરા મારી સાથે આવો તો." આ સાંભળીને સાર્જંટ ખુરશી ઉપરથી ઉઠ્યો, અને બેટસની પાછળ પાછળ પીઠાની બહાર જ્યાં ફ્રેડરિક ટહેલતો હતો ત્યાં આવી પહોંચ્યો. એટલે બેટસે કહ્યું:–
"ફ્રેડ, આવ હું તને મી. લેંગલીની ઓળખાણ કરાવું."

"મી. લોન્સડેલ, તમારી મને ઓળખાણ થઈ તેથી હું ઘણો ખુશ થયો છું. આપણા રાજાના લશ્કરમાં તમે જોડાવા માગો છો એ મેં જાણ્યું. તમે ઘણો સારો હિમ્મતભર્યો વિચાર કર્યો છે.

પલટણના તમે નાકરૂપ થઈ પડશો. ડીપોનો આપણો કેપ્ટન તમને જોઇને ઘણો પ્રસન્ન થશે. આપણો કર્નલ પણ જ્યારે તમને જોશે ત્યારે ખુશ થશે."

"મી. લેંગલી, સાત વર્ષની સરતથી લશ્કરમાં જોડાવાનો મારો વિચાર છે. જો એ પ્રમાણે નોંધતા હોય, તો મારૂં નામ નોંધજો."

"બરોબર છે. હું સાત વર્ષને માટેજ નામ નોંધું છું. લો આ દશ શિલીંગ. તમારૂં નામ હું નોંધી લઉં છું." એમ કહીને લેંગલીએ લોન્સડેલના હાથમાં દશ શિલીંગ મુકયા.

લોન્સડેલે પુછ્યું:—"હવે શી શી વિધિ કરવી પડશે?"

"હાલ તરત તો કશી વિધિ કરવાની નથી. પણ ચાલો જરા એકાદ ગ્લાસ દારૂનો ઉડાવજો."

"નાજી. હું દારૂ નથી પીતો. માફ કરશો. પણ એમ ન ધારશો કે હું હવે ફરી જઇશ."

"તમે તમારા જેવાને છાજે તેવુંજ બોલ્યા છો. આ બે દિવસમાં તો તમે તમારી ધ્યાનમાં આવે ત્યાં જજો આવજો. જુઓની આજે ગુરૂવાર થયો. શનિવારે સાંજે મારે તમને એક લેખિત નોટીસ આપવી પડશે. ફક્ત એટલું બતાવવા ખાતરજ કે તમારૂં નામ નોધ્યું છે. પછી સોમવારે સવારે નવ સાડા નવ વાગે પાસેના મેજીસ્ટ્રેટ પાસે કબુલત આપવા તમારે તસ્દી લેવી પડશે."

"તેમ કરવા હું નહિ ચુકું. ચાલો ત્યારે અત્યારે તો હું રજા લઉં છું." એમ કહીને લોન્સડેલ પોતાને ઘેર ચાલ્યો ગયો.

શનિવારની સાંજ પડી એટલે બેટસની રૂબરૂ લેંગલીએ જાતે જ લોન્સડેલને નોટીસ પ્હોંચાડી. સારજન્ટે પૂછ્યું તેના જવાબમાં

લોન્સડેલે કહ્યું કે " હું મારી સ્વેચ્છાથી આપણા રાજાની નોકરીમાં રેક્રૂટ તરીકે જોડાઉં છું. " ત્યાર પછી સોમવારે સવારે સાડા નવ વાગે પોતાને મળવાનું લોન્સડેલને યાદ દેવડાવીને લેંગલી ચાલ્યો ગયો.

હવે લોન્સડેલે નોકરી ઉપર જતા પહેલાં છેલ્લીવાર પોતાની પ્રિયતમા લ્યુસીને મળવાનો વિચાર કર્યો. એને મળવાને વારંવાર જંગલમાં નદી-કિનારે, એ પ્રેમી યુગલ જે જગ્યાએ મળતું હતું ત્યાં પણ આશામાંને આશામાં એ જઇ આવ્યો; પણ મેળાપ ન થયો. "શું એને બિચારીને બંધનમાં રાખી હશે ? એનો નિષ્ઠુર પિતા એના ઉપર સખત દેખરેખ રાખતો હશે ? એ માંદી તો નહિ પડી હોય ? અરે ! એ માંદી પડે એવા વિચારથી પણ હૃદય કંપી ઉઠે છે. શી રીતે એને મળવું ? એની સાથે છેલ્લી મુલાકાત કરવાને એના પિતાને હું પગે પડું ? ના. ત્યારે શું કરૂં ? હા, યાદ આવ્યું. કાલ રવિવાર છે. લ્યુસી એના પિતા સાથે કાલે દેવળમાં આવ્યા વગર તો નહિજ રહે. તે વખતે પ્રસંગ શોધીને મળી શકાશે. " આવા આવા અનેક તરંગો એ કરવા લાગ્યો. બીજે દિવસે રવિવાર હતો. આજે જરૂર દેવળમાં લ્યુસીનો મેળાપ થશે, એવી આશામાં એ વેળાસર દેવળમાં જઇ પહોંચ્યો. પ્રાતઃકાળની પ્રાર્થના વખતે બધા ભરાયા હતા; પણ લ્યુસી કે લ્યુસીનો પિતા જણાતો નહતો. લોન્સડેલ નિરાશ થઇ ગયો. કદાચ મધ્યાહ્નની પ્રાર્થનામાં તો જરૂર આવશે; એવી આશા રાખી બપોરે આવ્યો પણ બપોરે પણ લ્યુસી ન આવી. બિચારો ભગ્નહૃદય થઈ ગયો. નિઃશ્વાસ મુકતો દેવળમાંથી ચાલતો થયો. હજુ પણ એણે આશા છોડી નહી. વખત છે આજે લ્યુસી રોજની જગ્યાએ મળે એમ ધારીને જંગલમાં એ રોજની જગ્યાએ આવી

પહોંચ્યો. એ અહિં આવ્યો તે વખતે સાંજના સાત વાગ્યા હતા. અહિં ફ્રેડરિક ઉભો ઉભો વિચાર કરી રહ્યો હતો. "શું મારે નિરાશ થઇનેજ જવું પડશે? સામે કાંઇ ઝાડમાંથી શાનો અવાજ આવે છે? પુલ ઉપર થઇને કોણ આવતું જણાય છે? ઓહો, એ તો લ્યુસી આનંદ આનંદ!" લ્યુસી આવીને ફ્રેડરિકના દીલ ઉપર અર્ધી બેભાન અવસ્થામાં પડી. "પ્રિયતમા, અત્યારે હું કેટલો સુખી છું. તારા સહવાસમાં મારૂં સઘળું દુઃખ ભુલી જવાય છે." ફ્રેડરિકે હર્ષના આવેશમાં આવી જઈને કહ્યું.

"ફ્રેડરિક, બોલો બોલો, શું એ સાચી વાત છે કે તમે—"

"હા, સાચી વાત છે." ફ્રેડરિકે લ્યુસીના સવાલને જાણી લઈને જવાબ આપ્યો. આ સાંભળી બિચારી લ્યુસી અવાક્ બની ગઈ અને ફ્રેડરિકના ખભા ઉપર માથું નાંખીને રડી પડી.

"વ્હાલી લ્યુસી, મને કશી જ આશા રહી નહિ, એટલે મારે કરવું પણ શું?"

"ફ્રેડરિક, હું છાની માની આવી છું. મારા પિતાજી જાણશે તો તે દિવસની માફક એ અહિં જરૂર આવશે. માટે અહિંથી બીજે સ્થળે ચાલો."

"હા, ચાલો આપણે પેલી ઝાડીમાં. ત્યાં પેલું મોટું ઓકનું ઝાડ છે ને—"

"હા હા. ચાલો ત્યાં. પ્રેમની પ્રથમ યાચના તમે ત્યાંજ કરી હતી ચાલો, એ પવિત્ર સ્થળે જઈએ.' આ બન્ને જણ ઝાડીમાં આવ્યાં અને ઓકના ઝાડ નીચે બેઠાં.

"વ્હાલા, તમે જાણો છો? બેર મારા ઉપર સખત ચોકી

પહેરો છે. મારા પિતા ભાગ્યેજ મને વ્હીલી મૂકી બહાર જાય છે. અરે તમે માનશો ? જ્યારે એ બહાર જાય છે ત્યારે મને ઓરડામાં પુરીને તાળું મારીને જાય છે. એટલે તમને હું શી રીતે મળી શકું ?"

"લ્યુસી, તને મળવાની આશામાંને આશામાં રોજ હું અહિં આવું છું ને દેવળમાં જાઉં છું; પણ તારો મેળાપ ન થયો. પ્રભુનો હું પાડ માનું છું કે તારો આજે મેળાપ થયો."

"ફ્રેડરિક, આજે ઘણી મુશ્કેલીથી હું અહિં આવી છું મારી દાસી બિચારી માર્થા ઘણી ભલી છે અને એની માયાથીજ હું અત્યારે આ પ્રથમ વારજ મારા પિતાની કરડી નજર ચુકાવીને આવી છું. પણ મારાથી અહિં ઝાઝી વાર ટકાશે નહિ. મને જો વાર લાગશે તો બિચારી માર્થા મારે લીધે પીડામાં આવી પડશે. ફ્રેડ, મેં એને મોઢેથીજ ઉડતી વાત સાંભળી. શું એ વાત ખરી છે ? હવે એનો કાંઇ ઉપાય છે ? તમારાથી થયેલું ફેરવી શકાય એમ નથી ?"

"લ્યુસી, હવે એટલું બધું કરવાની શી જરૂર ? મને શી આશા રહી છે ? મજુરી મેળવવાને હું કયાં કયાં ફર્યો છું તે તું જાણે છે ? મારી બધી મહેનત નકામી ગઈ છે. પછી મારે બીજું શું કરવાનું હતું ?"

"ફ્રેડરિક, તમને મારામાં વિશ્વાસ નહોતો ?"

"તારામાં મને ઘણોજ વિશ્વાસ છે અને તેથીજ મને વિચાર થયો કે, આપણ બન્નેએ અનુકુલ સમય આવે ત્યાં સુધી એક બીજામાં વિશ્વાસ રાખીને સહન કરવું પડે તે સહી લેવું."

"ફ્રેડરિક, એવી આશામાં મને કાંઈ ભરોંસો નથી. આ સંસારમાં એવા બનાવો બને છે કે એકવાર વિયોગ થાય છે, તો પછી

ફરીથી સંયોગ થતાં થતાં તો અનેક સંકટો સહન કરવાં પડે છે. તમે સૈનિકમાં જોડાવ, એ વિચારજ મને તો ભયંકર લાગે છે. તમારી પલટણને ઇંડીઆમાં જવું પડે કે કોઇ બીજા સંસ્થાનમાં જવું પડે. વળી ત્યાં લડાઇમાં પણ ઉતરવું પડે. હજાર જાતનાં જીવને જોખમમાં નાખે એવાં ભારે સંકટો વેઠવાં પડે. આ સર્વનો વિચાર કરતાં ફ્રેડરિક, મારૂં મન કહ્યું નથી કરતું." એમ બોલતાં બોલતાં લ્યુસીની આંખમાંથી દડદડ આંસુ નીકળી પડયાં.

" મધુરી, શાંત થા. તારા દીલમાં દુઃખનો સખત આઘાત કરીને, તને છોડીને ચાલ્યા જવામાં મને ઓછું દુઃખ થાય છે ? મારી ખાતર શાંતિ રાખ." લોન્સડેલ લ્યુસીના ગાલ ઉપર ચુંબન કરતો બોલ્યો.

" તમારી ખાતર હું શાંતિજ રાખું છું. પણ કહો તો ખરા, તમે તમારો વિચાર નહિ ફેરવી શકો ?"

" વળી પાછો એનો એજ સવાલ ? પણ ધાર કે હું મારો વિચાર ફેરવું, તો પછી મારી શી ગતિ ? મારે કયાં ભટકવું ?"

" ફ્રેડરિક, જરા મારૂં સાંભળો. આપણે માટે આ ઘણો બારીક અને કટોકટીનો પ્રસંગ છે. તે વખતે મેં શું કરવા ધાર્યું છે તે હું તમને કહું છું. એમાં મારી ધૃષ્ટતા થતી હોય તો ક્ષમા કરજો. ફ્રેડરિક, તમારા પ્રત્યે મારો કેવો અને કેટલો પ્રેમ છે તે તમે જાણો છો. મેં તમને વચન આપ્યું છે. હું તમારી થઇ ચુકી છું અને કદી બીજાની થવાની નથી. અંતર્યામી પ્રભુને સાક્ષી રાખીને હું કહું છું કે હું તમારી વિવાહિતા પત્નિ અને તમે મારા પતિ છો. તમારી સાથે મારો વિવાહ થઇ ગયો છે એમજ હું માનું છું. માટે

તમે જે વગર વિચાર્યું અત્યારે પગલું ભરી રહ્યા છો તેમાંથી પાછા ફરો. લગ્નમંડપમાં હું તમારોજ હસ્ત ગૃહણ કરીશ." આમ બોલી લ્યુસી શરમાતી શરમાતી નીચું જોઈ રહી.

"પ્રિય લ્યુસી, તારાં વચનામૃતથી મને કેટલો આનંદ થાય છે? તેં મને ઘણો આભારી કર્યો છે. પણ તું જાણે છે? મને વરવાથી તું નિર્ધનતાને વરીશ. તારા સુંદર અને સુખમય આવાસને ત્યજી તારે એક ભટકતા, ભુખે મરતા ભિખારી મજુરની સાથે ભટકાં મારવાં પડશે. અરે મારી પ્રેમ–મૂર્તિ હૃદયદેવી! મારા સ્વાર્થની ખાતર શું હું તારા દૈવી–આત્માનું તને બલિદાન આપવા દઉં? ના ના. કદી નહિ."

"પ્રિય ફ્રેડરિક, દુઃખના આવેશમાં તમારા પ્રત્યેના સ્નેહને લીધે વગર વિચાર્યું હું કાંઈ બોલી નથી. મેં બહુજ વિચાર કર્યો છે અને પ્રથમથીજ જે કહેવાનું હતું તે કહ્યું છે. અને હજુએ કહું છું તે સાંભળો. હું સારી રીતે ભપકાથી ઓઢી પહેરીને ફરૂં અને સુખમાં રહુ એવા વિચારથી મારા પિતા મને ઘણા પૈસા આપે છે. આવી રીતે મારા પિતા તરફથી મળતા બધાએ પૈસા હુ વાપરી નથી નાખતી. મારી પાસે ઓછામાં ઓછા દસ બાર પાઉંડ બચત છે. આ ગામમાં તમને રોજી નહિ મળે તો આપણે બીજે સ્થળે જઇશું. ત્યાં મારા બચેલા પૈસામાંથી આપણે આપણો સંસાર માંડીશું. અને તમારા જ્ઞાન પ્રમાણે ત્યાં તમને રોજગાર પણ સારો હાથ લાગશે. છેલ્લા થોડા દિવસથી દુઃખે મને ઘણું શિખવ્યું છે. આવા નિર્જન જેવા નાના ગામડામાં અત્યાર સુધી તમે કેમ પડી રહ્યા? તમારામાં ઘણી સારી બુદ્ધિ અને જ્ઞાન હોવા છતાં કોઈ

સારા શહેરમાં કોઇ વધારે સારો રોજગાર કરવા કેમ ન ગયા? એનું કારણ મારાથી હવે સમજાય છે. ફ્રેડરિક, મને તમારો વિયોગ ન સાલે, અને હું તમારાથી છુટી ન પડું એવા મારા પ્રત્યેના તમારા અનહદ પ્રેમને ખાતર તમે તમારૂં ઉચ્ચ જીવન ત્યજીને મજુરી પસંદ કરી. મારે માટે તમે તમારા સર્વ સુખનો ભોગ આપ્યો તો તમારે માટે હું આટલુંએ ન કરી શકું? આમ કરવામાં હું કશુંએ વધારે કરૂં છું એમ ન કહેવાય."

"લ્યુસી, તેં તો મારા ભાવી સુખનો ચિતાર આપવા માંડયો છે; પણ એ સુખ મળવું મને તો દુર્લભ ભાસે છે."

"ના, ના. એવું ન બોલો. શું હવે કાંઇજ રસ્તો નથી રહ્યો? તમે જે પગલું ભર્યું છે એમાંથી છુટવાની કાંઇજ બારી નથી?"

"પ્રભુનો પાડ માન કે એમાંથી છુટવાની બારી છે." આ સાંભળીને લ્યુસીની આંખો હર્ષથી ચમકવા લાગી અને એ આશા:-વંત થઇને બોલી:—

"કહો ત્યારે સાર્જંટના પંજામાંથી છુટવાને માટે કયો રસ્તો છે, તે બતાવો."

"કાલે સવારે સાડા નવ વાગે કેટલીક વિધિ બાકી છે તેટલા માટે સાર્જંટની સાથે મારે સર આર્શિબોલ્ડ રેડબર્ન પાસે જવાનું છે. આર્શિબોલ્ડ મને પૂછશે કે ભરતીમાં જોડાવાનો મારો વિચાર જેવો ને તેવો કાયમ છે? ત્યારે હું ના કહીશ. પછી ચોવીસ કલાકમાં એટલે મંગળવારે સવારે દસ વાગ્યા સુધીમાં સાર્જંટ તરફથી મને મળેલી બક્ષિસ તથા વીસ શિલીંગ સ્માર્ટ મનિ—ના અને

સાર્જંટને થયેલો ખર્ચ—એકંદર આશરે બે પાઉંડ—એ મારી પાસે માગશે. એ જો હું આપી દઉં તો મને એ બંધનમાંથી મુક્ત કરવામાં આવે."

"ઓહો, એટલુંજને. ત્યારે બોલો તમે કબુલ થયા છોને? ચાલો, ત્યારે તો સારૂં. ફ્રેડરિક, મારા પિતાની મરજી વિરૂદ્ધ તમારી સાથે લગ્ન કરીને એમના ઘરનો હું ત્યાગ કરવાની છું; તેથી હું એમની આજ્ઞા ઉલ્લંઘન કરનારી તો થઇશ. પણ પતિની આજ્ઞા ઉત્થાપનારી તો કદીએ નહિ થાઉં, એની ખાતરી રાખજો."

"વાહરે લ્યુસી. હું કદી એવો વિચાર સરખો પણ લાવું ખરો? તારા પ્રેમની મને પુરેપુરી ખાત્રી મળી છે. તું તો મારૂં એક અણમોલ રત્ન છે. તારે માટે મને પૂર્ણ પ્રેમ અને માન છે. તારા સંબંધમાં જરા પણ ઘસાતો વિચાર લાવવો એ મહા પાપ છે."

"જુઓ ત્યારે ફ્રેડરિક, તમને બંધનમાંથી મુક્ત થવાને માટે આ પૈસા મંગળવારની સવાર સુધીમાં મળવા જોઇએ ખરૂંને? તો કાલ સાંજ સુધીમાં તમને મળી જાય એવી ગોઠવણ હું કરીશ. હું જાતે તમને મળી શકાશે તો મળીશ. નહિ તો હું મારી માર્થાને મોકલીશ. એનામાં મને પૂર્ણ વિશ્વાસ છે. મારા પ્રત્યે એને પુરેપુરો ભાવ છે. અને તેથી હું જે કહું તે એ કરે એવી છે. એટલે હું નહિ આવું તો એ આવશે. કાલે સાંજે આ ઠેકાણે આપણે મળીશું. હવે કદાચ કોઇ સંજોગોમાં મારાથી કે તમારાથી કાલે અહિં ન અવાય, તો માર્થા કાલે સાંજે સાત અને આઠની વચ્ચે ગામમાં આવશે. ગમે તે બાનું કાઢીને એ આવશે.

અને મી. બેટસને ત્યાં આવીને તમને એ પૈસા આપી જશે. તમે નહિ હો તો મી. બેટસને આપી જશે."

"હા. મી. બેટસને આપી જશે તો ચાલશે. બેટસને મારે માટે લાગણી છે, અને મને આપવાને માટે એને ગમે તે ચીજ આપી હોય તો એ મને બરોબર પહોંચાડશે."

"વ્હાલી લ્યુસી, મારે માટે તેં લીધેલી આટલી બધી કાળજીનાં હું કયા શબ્દોમાં વખાણ કરૂં? હું તારો આભારી છું."

"આભારી! વાહ! આટલો જશ પણ મને નહિ લેવા દો કે?"

"કબુલ કબુલ. મારી મધુરી."

"વ્હાલા, હવે બે દિવસમાં તમે બંધનથી મુક્ત થઈ જશો અને પછી—"

"પછી મારા સુખને તું પૂર્ણ કરજે. આપણે પછી કોઇ બીજા શહેરમાં ચાલ્યા જઈશું અને ત્યાં લગ્ન કરીને સુખી થઇશું."

આખરે આ બન્ને પ્રેમીઓ પરસ્પર એક બીજાને આલિંગન દઈને છુટાં પડયાં. લ્યુસી પોતાને ઘેર પહોંચી ગઇ અને ફ્રેડરિક આનંદિત થતો થતો એને મકાને આવ્યો.



# પ્રકરણ ૮ મું.

---

## સ્માર્ટ મનિ. *

પોતે વિચાર ફેરવેલો છે એ હકીકત લોન્સડેલે હજામને કે સાર્જંટ લેંગલીને કહી નહિ, અને સોમવારે સવારે એ રૉયલ ઓકમાં લેંગલી પાસે ગયો. લેંગલી કપડાં પહેરીને તૈયાર થઈ રહ્યો હતો. એણે ફ્રેડરિકને આવી પહોંચેલો જોઇને એની સાથે શેકહેન્ડ કરીને કહ્યું "ઓહો મિત્ર, તમે તો ખરેખરા નિયમિત છો. તમે તો કોઈ પણ પલટણના શણગાર રૂપ થશો. આપણે સર આર્શિબોલ્ડ-ને પણ વખતસર જ દસ વાગે મળી શકીશું." ફ્રેડરિકને તો મન થઈ ગયું કે પોતે વિચાર ફેરવેલો છે તે વાત કહી દેવી. પણ રૉયલ ઓકથી મેનોર બે માઇલ દૂર હતું અને રસ્તામાં જો એ સ્ફોટ કરે, તો લેંગલી હજાર જાતની સમજાવટ કરવા માંડે કે ગુસ્સે થઈને અપમાન વરસાવવા માંડે. એ વિચારથી એણે કહેવાનું માંડી વાળ્યું. મેનોર તરફ જતાં રસ્તામાં એમને ડેવીસના ઘર તરફ રહીને જવાનું હતું; એટલે ત્યાં જતાં જતાં કદાચ લ્યુસી બારીએ ઉભી હોય તો એના સુંદર લલિત મુખનું દર્શન થશે એવી આશાથી લોન્સડેલે એ ઘર તરફ દૃષ્ટિ કરી. દૃષ્ટિ કરતાંની સાથેજ એ ઘરની એક બારી ઓચીંતી ઉઘડી અને એક ગોરો હાથ રૂમાલ હલાવતો એને જણાયો. એક મિનિટ-માં રૂમાલવાળો હાથ પાછો ખેંચી લેવાયો અને બારી બંધ થઈ ગઈ. લોન્સડેલને પોતાની હૃદય-વલ્લભાનાં દર્શન થયાં. આ બનાવ

---

* લશ્કરમાં દાખલ થતાં પહેલાં જે નાણું આપવામાં આવે છે તે.

એટલો જલદી બન્યો કે સાર્જંટને પણ તેની ખબર ન પડી. ફ્રેડરિકને આ બનાવથી ઘણો આનંદ થયો. એ પ્રફુલ્લ બન્યો. રૂમાલ હલાવવાનો હેતુ ફ્રેડરિક સમજી ગયો. ગઇ કાલની ફ્રેડરિક સાથેની મુલાકાત ગુપ્તજ રહી હતી. ડેવીસને એની કાંઈજ ખબર પડી નથી અને બન્ને વચ્ચે જે મસલત થઇ છે તે કાયમજ છે એવું બતાવવાને માટે આ રૂમાલ સૂચના તરીકે વપરાયો હતો. ફ્રેડરિકને હવે નિરાંત વળી અને ખુશ મીજાસમાં એ લેંગલી જોડે ચાલવા લાગ્યો. પા કલાકમાં મેનોર આગળ એ બન્ને આવી પહોંચ્યા. નોકરે સર આર્શિબોલ્ડને તેમના આગમનની ખબર આપી એટલે આર્શિબોલ્ડે એમને અંદર બોલાવ્યા. ફ્રેડરિકને જોઇને આર્શિબોલ્ડના મનમાં એક પ્રકારનો આનંદ થતો હતો. એણે જાણ્યું કે હવે તોફાની લોન્સડેલની કાશ ટળશે. ફ્રેડરિકે એને સલામ કરી પણ એણે કાંઇ ધ્યાન આપ્યું નહિ. એણે સાર્જંટની સલામ ઝીલી અને કહ્યું: “ આ બીજો રેક્રુટિંગ કેસ લાવ્યા છો કે શું ? ” “ હાજી ” લેંગલીએ ઉભા થઈને જવાબ આપ્યો. પછી બેરોનેટ લોન્સડેલને કહેવા લાગ્યા:—“ જો આ મ્યુટીની એક્ટની ૩૪ મી કલમ તને વાંચી સંભળાવું છું.” એમ કહીને એમણે તે કલમ લોન્સડેલને વાંચી સંભળાવી. “ તારૂં નામ, ઠામ તથા સ્થિતિ તો હું જાણું છું. માટે એ વિષે તો તને કાંઈ પુછવાનું નથી. હવે તું તારી રાજી ખુશીથી ભરતીમાં જોડાયો છે કે કેમ, તે કહે. ”

“ હું જોડાયો હતો તો રાજી ખુશીથી. પણ આપની આજ્ઞા હોય તો—”

“ એમ વચ્ચે વચ્ચે બોલ્યા ન કર. સવાલ પુછું તેનોજ જવાબ દે. જો હવે લશ્કરમાં જોડાયા પછી બળવો કરે કે લશ્કરમાંથી

નાસી જાય તે સંબંધમાં " આર્ટીકલ્સ ઑફ વૉર " તને વાંચી સંભળાવું છું. અને ત્યારપછી તારે વફાદારીના સોગન લેવા પડશે."

" પણ સાહેબ, એ બધી મહેનતમાંથી હું તમને ઉગારવા માગું છું. "

" શું? તું શું કહે છે ? તારે સોગન નથી લેવા ?" વચ્ચે સાર્જંટ બોલી ઉઠયો " લોન્સડેલ, શું છે વળી ? "

" એજ એક્ટમાં બીજી પણ કલમ છે અને તે આપે મને વાંચી સંભળાવી જોઈએ. " લોન્સડેલે શાંતિપૂર્વક બેરોનેટને કહ્યું.

" અરે તે આ ૩૫ મી કલમ છે. એ કાંઈ મહત્વની નથી. વાંચવા ખાતર વાંચવાની છે. "

" છતાંએ એ કલમ મને વાંચી સંભળાવવાને માટે હું આપને વિનંતિ કરૂં છું. "

જો હું તને ભાવાર્થ કહી જાઉં. એમાં એવું છે કે મેજીસ્ટ્રેટના મોઢા આગળ જો કોઇ પણ શખસ ભરતીમાં જોડાવાની ના પાડે અને જો તે એને મળેલા પૈસા, ખર્ચના વીસ શિલીંગ અને સાર્જંટની ફી પાછી આપે, તો તે શખસને મુક્ત કરવો. "

" અને એ પૈસા ક્યાં સુધીમાં આપી દેવા, એની કાંઇ મુદત છે ? "

સાર્જન્ટઃ—" તારે હવે તેનું શું કામ છે? તું કાંઇ ફરી જવા માગે છે ? "

બેરોનેટ—" જો એ ફરી જાય તો ખરો રાસ્કલજ કહેવાય. ચાલ ચાલ, એ બધું ટાયલું જવા દે. સાંભળ જો હું વાંચું તે. "

" સર આર્શિબોલ્ડ, બેઅદબી માફ છે. પણ હું કહું છું કે મારે ભરતીમાં જોડાવું નથી અને ' સ્માર્ટમની ' ભરી દેવાને માટે મને ચોવીસ કલાકની મહેતલ આપો. "

આ સાંભળીને સાર્જંટ પોતાની લાકડી જમીન ઉપર પછાડીને બબડી ઉઠયો " આવો કેસ તો મેં મારી જીંદગીમાં જોયો નથી. "

સર આર્શિબોલ્ડ:—" વાહ, આપણા રાજાની નોકરીમાં ઉંચો દરજ્જો ભોગવતા આ સાર્જંટને પણ તેં મૂર્ખા બનાવ્યા. અને હું મેજીસ્ટ્રેટ, તેને પણ તેં નાહક તકલીફ આપી. આનું કાંઇ કારણ આપી શકે છે ? એકવાર બોલીને ફરી જવાતું હશે કે ? ચાલ વફાદારીના સોગન લે. "

" સાહેબ, માફ કરો. આપના પ્રત્યે મને પૂર્ણ માન છે; છતાં હું કહું છું કે, મારો વિચાર બદલાયો છે. આ બાબતમાં મેં સાર્જંટને તસ્દી આપી છે, તેને માટે હું ઘણો દીલગીર છું. "

હવે બેરન ધરૂકી ઉઠયા: " બસ બહુ થયું. તારે માટે આ દરવાજા ખુલા છે. સાર્જંટ, ચાલો સાહેબજી. પણ ફ્રેડરિક, યાદ રાખજે. કાલે સવારના દશ વાગ્યા સુધીમાં સાક્ષીની રૂબરૂ સાર્જંટ લેંગલીના હાથમાં "સ્માર્ટ મનિ" નહિ આપે તો ફરીથી તને અહિં લાવવામાં આવશે અને તે વખતે પણ તું વફાદારીના સોગન નહિ લે તો તને હું કેદમાં રાખીશ. સમજ્યો. "

ફ્રેડરિક કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર ચાલતો થયો અને ગુસ્સે થતો થતો સાર્જંટ પણ એની પાછળ ગયો.

" રાસ્કલ, તું મારી સાથે રમત રમી ગયો ! સાલા લુચ્ચા ! મને એમ થાય છે કે હું તારૂં માથું તોડી નાખું. " લેંગલીના

આવા શબ્દોથી લોન્સડેલ ગુસ્સે થઇ ગયો અને બોલ્યોઃ " મી. લેંગલી, મારાથી આવા હલકા શબ્દો સહન નહિ થઈ શકે. "

" ચુપ રહે. અત્યારે તું રાજાનો સૈનિક છે. હું તારો ઉપરી ઓફિસર છું. ચાલ, જલદી ચાલ બદમાસ." આ સાંભળીને લોન્સડેલનો મીજાસ ગયો અને લેંગલીને મારવા હાથ પણ ઉપાડયો. પણ વળી પાછો એણે વિચાર કર્યો કે " જો હું લેંગલીને એક બે લગાવી દઈશ તો એ બેરોનેટને ફરીઆદ કરશે, અને બેરોનટ મને તરતજ જેલમાં ધકકેલી દેશે. તો મારા અને લ્યુસીના ભાવી સુખનો એકદમ જ અંત આવશે. " એટલે એ એકદમ તેમ કરતાં અટકયો અને ક્રોધ દબાવીને આગળ ચાલ્યો. લોન્સડેલ હાથ ઉગામી જો કે મારતાં અટકી ગયો હતો; છતાં "એણે મારા ઉપર હુમલો કર્યો અને મને તમાચા માર્યા " એવી ખોટી ફરીઆદ કયા વગર લેંગલી રહેત જ નહિ. પણ સારે નસીબે ત્યાં બેરોનેટનો નોકર નજરે જોનાર હાજર હતો એટલે એવી ખોટી ફરીઆદ કરવાની એની જરૂર ચાલી નહિ. પણ એણે લોન્સડેલને તો કહ્યું કે " તું પુરેપુરો ભાગ્યશાળી કે મને અડકયો નહિ. નહિ તો તારી કમબખ્તીજ હતી. પણ યાદ રાખજે; હજુએ તું મારા હાથમાંથી છટકવા પામવાનો નથી. તેં મારી સાથે ઠગાઇ કરી છે એ તને ભારે પડી જવાની છે. "

લેંગલી કહેતો તે બધું લ્યુસીની ખાતર લોન્સડેલ મુંગે મોઢે સાંભળતો સાંભળતો ચાલવા લાગ્યો. ઘેર પાછો ફરતાં પણ લ્યુસીનું મકાન રસ્તામાં આવ્યું અને ત્યાં પાછી રૂમાલની ઇશારત થઇ અને લ્યુસી લોન્સડેલની નજરે પડી. આથી લોન્સડેલમાં બમણું જોર આવ્યું. લેંગલી આખે રસ્તે એને ગાળો ભાંડતો હતો તે પણ એણે

ગણુકાર્યું નહિ. આખરે બેટસનું ઘર આવી પહોંચ્યું અને જેવો લોન્સડેલ ઘરમાં પેસવા ગયો તેવો જ સાર્જન્ટ બુમ પાડી ઉઠયો: " ઉભો રહે. " હજુ જ્યાં સુધી સ્માર્ટમની ભરાયા નહોતા, ત્યાં સુધી ફ્રેડરિક રેકૂટજ હતો. તેથી જો કે એને લાગી તો ઘણું આવ્યું, છતાં સાર્જંટના હુકમને એને તાબે થવું પડયું.

સાર્જંટઃ—" હાલ તરત તું મારો કેદી છે. તારે તારી રૂમ છોડીને બીલકુલ બહાર જવું નહિ. નીચે બેટસની દુકાનમાં પણ આવવું નહિ. સંભાળજે. હું તારા ઉપર જાપતો રાખું છું. માટે જે કરે તે વિચારીને કરજે. જા હવે અહીંથી ટળ. "

લોન્સડેલ સાર્જન્ટનો આવો હુકમ સાંભળીને મૂઢ બની ગયો. આવો વિચિત્ર હુકમ થશે એવું એણે નહોતું ધાર્યું. સાર્જંટની આટલી બધી સત્તા હશે એની એને માહીતી નહોતી. પોતાની સ્વતંત્રતા સાર્જંટની દયાને આધીન હતી, એટલે હવે લ્યુસીને કરેલા વાયદા પ્રમાણે એને અથવા માર્થાને જંગલમાં શી રીતે મળાશે? આવી ચિંતામાં એનું મુખ મ્લાન થઇ ગયું. એ છેક હતાશ થઇ ગયો. સાર્જંટ લોન્સડેલની ગ્લાનિમય મુખમુદ્રા ઉપરથી પામી ગયો કે એને આ હુકમ વસમો પડયો છે અને એથી એ વધારે પ્રસન્ન થયો.

લોન્સડેલઃ "મી. લેંગલી, મેં તમને જાણી જોઇને દુભવ્યા નથી."

" ચાલ, ચાલ્યો જા તારી રૂમમાં. હું કલાકે કલાકે આવીને તારી તપાસ કાઢીશ, અને જરા પણ જો તું બહાર નીકળવાની હિંમત કરીશ તો તને ડેઝરટર ( નાસી જનાર ) તરીકે જાહેર કરીશ. " આટલું કહીને સાર્જંટ ત્યાંથી રૅાયલ ઓક તરફ વિદાય

ચયો. એ ગયો એટલે બેટસ એક જણની હજામત કરતો હતો તે હજામત કરતો કરતો એક હાથમાં અસ્ત્રો ને એક હાથમાં લટપટીઉં ઝાલીને, પેલાની અડધી હજામત પડતી મેલી લોન્સડેલ પાસે આવ્યો ને બોલ્યોઃ—

"લોન્સડેલ, જો લેંગલીએ કહ્યું છે તેમજ કરજે હોં. એના ઉપરાંત થઇને કાંઈ પણ કરવામાં સાર નથી."

ફ્રેડરિક માળ ઉપર પોતાની રૂમમાં ચલ્યો ગયો અને ત્યાં જઈને વિચાર કરતો બેઠો.

"લ્યુસીને મેં આજે જંગલમાં મળવાનું વચન આપ્યું છે. એનાથી નહિ અવાય તો માર્થા આવશે. એ મારી રાહ જોશે અને નહિ દેખે એટલે નિરાશ થશે, મારે ત્યાં જવું પણ શી રીતે ? સાર્જંટના હુકમને લીધે મારાથી મારી રૂમની બહાર જઈ શકાય એમ નથી. ત્યારે કરવું શું ? હા, મને યાદ આવ્યું. લ્યુસીએ કહ્યું હતું કે "કોઇ સંજોગોમાં આપણા બન્નેથી ન આવી શકાય તો માર્થાને હું બેટસને ઘેર મોકલીશ; એટલે બેટસને ત્યાં તમારો મેળાપ થશે. એટલે જરૂર માર્થા અહિં આવશેજ અને મારી મુશ્કેલી ટળી જશે." આવો વિચાર કરતો હતો એટલામાં બેટસ એની રૂમમાં આવી પહોંચ્યો, અને ફ્રેડને માટે જાણે એને કેવીએ લાગણી હોય એવો ડોળ કરીને કહેવા લાગ્યો "ફ્રેડ, એ બધી શી ધાંધલ હતી ?" "મી. બેટસ, એ તો એકવાર મેં ભરતીમાં જોડાવાને મારૂં નામ લખાવ્યું અને હવે મેં મારો વિચાર ફેરવ્યો છે. એટલે પેલા સાર્જંટનો મીજાસ ગયો છે. એણે મારા ઉપર ગાળાનો વરસાદ વરસાવ્યો અને મને નજરકેદમાં રાખ્યો છે. આવી બીના છે."

એટલે અધીરાઈથી પૂછ્યું:—" તેં સ્માર્ટ મનિ ભરી દીધા ?"

" ના હજુ સુધી તો નથી ભર્યા. પણ દોસ્ત, તારે મારૂં એક કામ કરવું પડશે. "

" અરે દોસ્ત, તું કહીશ તે કરવા તૈયાર છું. બોલ શું કરવાનું છે ? "

" કાં તો આજે રાત્રે કે કાલે સવારે મારા નામનું પાર્સલ કે કાગળ અહિં કોઈ આપી જશે. તારે એ લઈને મને આપી જવું. મારે એ ઘણું મુદ્દાનું છે."

" હા, હું સમજ્યો. તારે ભરવાના સ્માર્ટ મનિ આવવાના હશે. ચાલો, તારે માટે સ્માર્ટ મનિ ભરી દેનાર તને મિત્ર મળી ગયો તેથી હું ઘણો ખુશી થયો છું. પેકેટ આવશે કે તરતજ હું તને આપી જઈશ. બેફિકર રહે. આજે સાંજે હું પિઠામાં કે બીજે કાંઈ બહાર નહિ જાઉં. તારા પેકેટની રાહ જોતો ઘરમાંજ બેસી રહીશ. પછી કાંઈ ? "

" ત્યારે તો તારો મોટો ઉપકાર. પણ જોને, પેલાએ પોતાનું પુરૂં પોત પ્રકાશ્યું. કેવા મીઠા શબ્દ બોલતો હતો. હવે તારીએ ખાત્રી થઈ હશે કે એ બધું ઉપરનુંજ હતું. એ કેવા પ્રકારનો માણુસ છે એ આજના એના મારી સાથેના વર્તન ઉપરથી માલમ પડી આવે છે. "

" ખરી વાત છે. હું પણ એનાથી છેતરાઈ ગયો. "

" મહા મુશીબતે હુંજ છુટવા પામું છું ને ! આવા જંગલી પશુના પંઝામાં સપડાવાના વિચાર માત્રથી મને કંપારી વછુટે છે.

બીજાઓ પણ જે એની જાળમાં સપડાયા છે, તેને પણ પ્રભુ એનાથી છોડાવે એમ હું ઇચ્છું છું."

"હં, ત્યારે ફ્રેડ, તારી ખાતરી છે ને કે સ્માર્ટ મનિ તને જરૂર મળશેજ? નહિ તો પછી હું તારે માટે બીજી ગોઠવણ કરૂં. કોઇના પાસેથી હું ઉછીના મંગાવી આપું?" બેટસ જાણે ફ્રેડરિકનો કેવોએ દિલોજાન દોસ્ત હોય તેવી રીતે બોલ્યો.

"ના, તારે એટલી બધી તસ્દી લેવાની જરૂર નહિ પડે. મને જરૂર પૈસા મળી જશે."

"ત્યારે બહુ સારૂં. હવે અહિંજ છાનો માનો બેસી રહેજે. નાહક લેંગલીના પંજામાં ફસાતો નહિ."

"હવે કદી ફસાઉં નહિ."

બેટસ લોન્સડેલ પાસેથી ઉઠીને નીચે પોતાની દુકાનમાં આવ્યો અને કપડાં પહેરીને એકદમ રૉયલ-ઓક તરફ ગયો અને લેંગલીને મળ્યો. બન્નેએ થોડીવાર કાંઈ અગત્યની મસલત ચલાવી. પછી બેટસ ત્યાંથી જવાને તૈયાર થયો ત્યારે જતાં જતાં એના ગજવામાં બે અડધા ક્રાઉન ખખડવા લાગ્યા. એ રૉયલ-ઓકમાં પેઠો તે વખતે એના ગજવામાં કશુંએ નહોતું. હજામના ગયા પછી મી. લેંગલી ખુશ મીજાસમાં આવી જઇને દારૂના ગ્લાસ અડાવવા લાગ્યો અને સીગારેટના ધુમાડા કાઢવા મંડયો.

અહિં લોન્સડેલ પુસ્તકો વાંચીને પોતાનો વખત વિતાવવા પ્રયત્ન કરવા લાગ્યો. એનો વખત કેમે કર્યો નીકળતો નહોતો. વારંવાર બેટસ એની પાસે આવતો અને કહેતો કે "હમણાંજ સાર્જંટ આવીને તપાસ કરી ગયો કે લોન્સડેલ રૂમમાં છે કે નહિ?

એને કેવો સખત જાપતો રાખે છે? " હવે સંધ્યાકાળ થવા આવી હતી. અત્યારે લ્યુસી કે માર્થા જંગલમાં નિર્ણીત સ્થળે મારી રાહ જોઇ રહી હશે. લાવ, બેટસને લ્યુસી સાથેના મારા પ્રેમની વાત કહી દઉં; અને અત્યારે એને ત્યાં આગળ લ્યુસીને મળવા મોકલું. ના ના, અમારા પ્રેમની વાત તો મારે ગુપ્તજ રાખવી જોઇએ. બેટસના પેટમાં કદાચ વાત ન ટકે." આમ વિચાર કરતાં કરતાં સૂર્ય અસ્ત પામ્યો અને ફ્રેડરિકે પોતાની રૂમમાં દીવો કર્યો અને વળી વાંચવા બેઠો. રાતે દસ થયા ત્યારે બેટસ એની રૂમમાં આવ્યો અને કહેવા લાગ્યો "ભાઇ, પેકેટ તો હજું આવ્યું નહિ અને લેંગલી તો તારી ભાળ કાઢવા આંટા માર્યાજ કરે છે."

"ત્યારે રાતે તો આવવાનો સંભવ નથી. સવારમાં તો જરૂર આવશે, એમાં મને બીલકુલ શંકા નથી."

"સવારે આવે તો બહુ સારૂ. તો તો કાલે સવારે દશ વાગ્યામાં તું છુટો થઇ જઇશ. ચાલો સાહેબજી. ત્યારે ઉંઘી જાઓ અને મધુર સ્વપ્નનો અનુભવ કરો." બેટસ ગયો અને લોન્સડેલ પણ સુઇ ગયો. બીજે દિવસે સવારે છ વાગે લોન્સડેલ ઉઠયો. "આજે તો જરૂર પેલા કાળમુખા લેંગ્લીથી મારો છુટકો થશે. પછી એ દુષ્ટ મને ગાળ દેવાની અરે મારી સામે જોવાની પણ હિંમત કરી શકશે નહિ. હવે થોડા કલાકમાંજ હું પૂર્ણ સ્વતંત્ર થઇશ. મારો લ્યુસી સાથે લગ્ન કરીશ. પછી અમે ગમે તે કોઈ સારા શહેરમાં જઇને રહીશું અને આનંદમાં દિવસ નિર્ગમન કરીશું. લ્યુસીના સહવાસથી મારૂં જીવન કેવું રસમય બની જશે! અમારાં લગ્ન થઈ જશે એટલે ડેવીસ એની મેળે નરમ થશે. લ્યુસી એને

ઘણી વ્હાલી છે એટલે એ એને ક્ષમા આપશે. પછી અમારૂં અધુરૂં સુખ પરિપૂર્ણ થશે. ઓ પ્રાણપ્રિય લ્યુસી, તારી રમ્ય મૂર્તિ નિરંતર મારાં નયનસમક્ષ રમી રહેવાથી મને કેવો અપૂર્વ આનંદ થશે ? " આવી આવી કલ્પનાના હવાઈ વિમાનમાં બેસીને આશાના આકાશમાં લોન્સડેલ વિહાર કરી રહ્યો હતો. બિચારાને ભવિષ્ય કાળમાં પૂર્ણ વિશ્વાસ હતો. એને ભાવિ સુખમાં જરાએ શંકા નહોતી.

હવે એ નાસ્તો કરીને પરવાર્યો. આનંદથી એ એવો ઝુકી રહ્યો હતો કે એનું પેટ થોડું ખાવાથીજ ભરાઈ ગયું. એટલામાં ઘડીઆળમાં આઠ વાગ્યા. " હવે માર્થા આવવાની તૈયારીમાંજ." એમ પાછો વિચાર-સાગરમાં વિહરવા લાગ્યો અને પાછા ઘડીઆળના ટકોરા વાગ્યા. " શું એટલામાં કલાક ચાલ્યો ગયો ? હા નવ વાગ્યા. કેમ માર્થા હજુ ન આવી. " એટલામાં કોઇ દાદરે ચઢતું સંભળાયું. " બેટસજ આવતો હશે. નક્કી એ પાકિટ લઇનેજ આવશે." બેટસ રૂમમાં આવ્યો એટલે લોન્સડેલે જાણ્યું કે તે પાકિટ લઇનેજ આવ્યો છે, તેથી પાકિટ લેવાને એણે હાથ લંબાવ્યો. હજામે જાણ્યું કે એ પોતાની સાથે શેકહેન્ડ કરવા માગે છે; એટલે એણે પણ હાથ લંબાવ્યો. પણ એના હાથમાં તો પાકિટ ન જણાયું. એટલે એ બોલી ઉઠયો " શું હજુ નથી આવ્યું ? "

" ના ભાઈ, નથી આવ્યું. વખત છે કોઇ આવીને પાછું જશે એમ ધારીને હું બહારજ નથી નીકળ્યો. તેમ તારી પાસે પણ આવ્યું નથી. મેં તો અત્યાર સુધી રાહ જેયા કરી, પણ કોઇ આવ્યું નહિ "

" પ્રભુની ખાતર ફરીથી નીચે જા. તારી દુકાનમાંથી તું જરા પણ ખસતો નહિ દોસ્ત, તું જાણે છે? આ કામ કેટલું જરૂરી છે?"

" ગભરાતો નહિ, હું મારી દુકાનમાં જઈને જ બેસું છું. પણ ભાઈ, તું તારી રૂમમાંથી બહાર ન નીકળતો. પેલા લેંગલીએ તારી તપાસને માટે બહાર બે રેક્રૂટ ઉભા રાખ્યા છે. અહિંથી કાંઈ જવાનો વિચાર જ ન કરતો."

" હવે થોડા વખતમાં જ હું એના ત્રાસમાંથી મુક્ત થઈશ. પણ તું હવે દુકાનમાં જઈને બેસ."

હવે લોન્સડેલનો જીવ ગભરાટમાં પડયો. અત્યાર સુધી તે જે મધુરી કલ્પનાઓના ઘોડા દોડાવતો હતો, તે બધી કલ્પનાઓ એકદમ ઉડી ગઈ. એ ઘરની બારી રસ્તા ઉપર પડતી નહોતી એટલે કોણ જાય છે આવે છે તે જણાતું નહોતું. " આટલી બધી વાર કેમ થઈ હશે? કેમ નહિ આવી હોય? આવવાની હતી એ તો ચોક્કસ. હજુએ પણ કદાચ આવી પહોંચે, સમય તો છે." મિનીટ ઉપર મિનીટ વહી જવા લાગી. એમ કરતાં અડધો કલાક થયો. " સાડા નવ થયા. ન માર્થા જણાઈ કે ન લ્યુસી જણાઈ; તેમ કાગળની કાપલી પણ તેણે ન લખી. કાંઈ સંદેશો પણ ન મોકલાવ્યો. એનું શું કારણ? શું ડેવીસ બધી હકીકત જાણી ગયો હશે? એણે માર્થાને કે લ્યુસીને આવતી રોકી તો નહી રાખી હોય? શું કોઈ દગો રમતું હશે?" હજાર જાતના એણે વિચાર કર્યા, તર્ક બાંધ્યા; પણ બેટસ દગો રમતો હશે તો? એવો તો એને ખ્યાલ સરખો પણ ન આવ્યો; " ભાઈ પોણા દસ થયા." એમ કહેતો હજામ ફરીથી આવ્યો. પણ એ

વિચારમાં એટલો બધો તલ્લીન હતો કે એને બેટસના આવ્યાની ખબર પણ ન પડી; તેમ બેટસે કહ્યું તે એણે સાંભળ્યું પણ નહિ. જ્યારે બેટસ એની દૃષ્ટિએ પડયો ત્યારે એ બોલી ઉઠયો. " ભાઇ, પ્રભુની ખાતર તું નીચે જા. નીચે જ બેસ અને રાહ જો. " એમ કહીને હજામને પોતાને હાથે એણે નીચે ધકેલ્યો. વળી પાછો ફ્રેડરિકને વિચાર થયો. " એક કાગળ હું ડૉ. કોલીસી-થને લખું. બીજો ખાટકીને લખું. એક ભઠીઆરાને લખું. લખું કે મહેરબાની કરી બે પાઉન્ડ ઉછીના આપો. બે ત્રણ કલાકમાં હું પાછા આપીશ. " પાંચ મિનીટમાં ત્રણ કાગળ ચિતરી કાઢયા અને એટલામાં દસ વાગવાની તઈયારી હતી. એણે રૂમમાંથીજ બેટસને બુમ મારી એટલે બેટસ દોડતો ઉપર આવ્યો. બેટસને કહ્યું " આ ત્રણે કાગળ એમાં લખેલા ત્રણે જણને પોંચાડવાની ગોઠવણ કર. " " હમણાં પોંચાડી દઉં છું; પણ નીચે લેંગલી આવી પહોંચ્યો છે માટે રૂમનું બારણું બંધ રાખજે. " એમ કહીને બેટસ ગયો. મિનીટ ઉપર મિનીટ પુરી થવા લાગી. કોઇ પણ આવ્યું નહિ. બિચારો હવે તો ગાંડા જેવો થઇ ગયો. " અરે હવે મારા ભોગ મળ્યા. ઓ ભગવન્ ! હવે થઇ ચુકયું. મારૂં આવી બન્યું. હવે બિચારી લ્યુસીની શી ગતિ ? મારૂં મગજ ઠેકાણે રહેતું નથી. " એટલામાં ઘડીઆળમાં દસના ટકોરા ગયા. હવે તો ઘણું જ મોડું થયું. એટલામાં સાર્જંટે નીચેથી બુમ પાડીઃ-" ફ્રેડરિક લોન્સડેલ, નીચે આવ. " આ બુમથી એ બિચારો થથરી ગયો. જાણે યમ-દૂત એને પોકારતો હોય એમ એને ભાસવા લાગ્યું.

---

# પ્રકરણ ૯ મું.

## વિદાય.

ફ્રેડરિક પૂર્ણ શાંત થઈ ગયો હતો. ભાગ્યને આધીન થઈને એ ધીમે ધીમે નીચે ઉતર્યો. સાર્જંટ દુકાનમાં ઉભો હતો. એણે ફ્રેડરિક ઉપર વિજય મેળવ્યો હતો તેથી ફુલાતો હતો અને જેમ કોઈ હિંસક પ્રાણી પોતાના શિકારને પંજામાં દબાવીને જે નજરથી જોયા કરે તેવીજ નજરથી અત્યારે એ ફ્રેડરિક તરફ જોઈ રહ્યો હતો. એટલે ફ્રેડરિકનો હાથ ઝાલીને કહ્યું; "મિત્ર, હું ઘણો દીલગીર છું. તું માનશે ? કાલે આખી રાત હું તારે માટે પૈસાની ગોઠવણ કરવા રખડયો છું."

"હા ભાઈ, તેં તારાથી બનતું બધુંએ કર્યું છે."

લેંગલીઃ—"ચાલ, હવે ઉતાવળ કર. નકામી વાતોમાં વખત ન ગાળ."

ફ્રેડરિક પીળી પુણી જેવો થઈ ગયો. એનું મોઢું ઉતરી ગયું. એ બહાર નીકળ્યો. બીજા રેકૂટો એની ચોકી કરવા ઉભા હતા તેઓ પણ બિચારા ફ્રેડરિકના સામું જોઈ રહ્યા. એમની આંખો બોલી રહી હતી કે એ પણ પોતાની મરજી વિરૂદ્ધ ફસાઈ પડયા છે. સારજન્ટની સાથે સાથે ભગ્ન હૃદયે લોન્સડેલ બહાર નીકળ્યો અને બન્ને ગામ બહાર જવા લાગ્યા. તેઓ મેનોર ભવન તરફ વળ્યા. રસ્તામાં ડેવીસના મકાન તરફ લોન્સડેલની નજર ગઈ પણ પાછી ખેંચી લીધી. એટલામાં ડેવીસના ઘરનું બારણું ઉઘડયું અને તેમાંથી એક સ્ત્રી ઉતાવળી ઉતાવળી આ તરફ આવી. એ લ્યુસી હતી.

ઉન્માદ અવસ્થામાં હોય તેની પેઠે એ એકદમ બૂમ પાડીને બોલી: "ફ્રેડરિક, ફ્રેડરિક, આ શું? હજુ કેમ સાર્જંટની સાથે રહ્યા છો?" એમ કહીને એણે લેંગલી સામું કાતર દૃષ્ટિએ જોયું.

"હૃદય-રામા, તેં મોકલ્યા નહિ ને?"

"ઓ પ્રાણ! ભયંકર દગો થયો છે. કાલે સાંજે ઓકના વૃક્ષ આગળ નહોતા ગયા?"

"ના, હું નહોતો ગયો. હું બંદીવાન હતો."

"પણ માર્થાએ ગઇ રાતે પોતાને હાથે તમારે ઘેર પાકીટ આપ્યું છે."

એકદમ વિજળીની ઝડપે લોન્સડેલના મગજમાં બેટસને માટે શંકા ઉપસ્થિત ગઈ. એ બોલી ઉઠયો, "આહ, બેટસ!"

"હા, બેટસનાજ હાથમાં આપ્યું છે. માર્થા ઉપર મને પુરો વિશ્વાસ છે. એણે એનેજ આપ્યું છે. એ મને ન છેતરે."

"પ્રભુ મને દગો દેનારને શિક્ષા કર્યા વગર નહિ રહે" એમ બોલતાં બોલતાં લોન્સડેલે અર્ધી મૂર્છિત સ્થિતિમાં આવી પડેલી લ્યુસીને પડતી પડતી પોતાના હાથ ઉપર ટેકવી રાખી. સારજન્ટ આઘો ઉભો ઉભો આ દૃશ્ય જોયા કરતો હતો. હવે એ બોલ્યો: "લોન્સડેલ, હું વધારે વાર થોભી શકતો નથી. તારા કૃત્ય પ્રમાણે તો આટલોયે વખત તને ન આપવો જોઇએ; પણ દયાની ખતર હું ઉભો રહ્યો." ખરી વાત એવી હતી કે સાર્જંટ લ્યુસીના અપ્રતીમ સૌન્દર્યથી મુગ્ધ બની ગયો હતો અને તેથીજ એ એક શબ્દ પણ બોલી શકયો નહોતો. એ ફ્રેડરિકની દયાની ખાતર ઉભો રહ્યો નહોતો. અહિં આ બનાવ બની રહ્યો હતો એટલામાં પોતાના

મકાનમાંથી દોડતો ડેવીસ આવી પહોંચ્યો. લોન્સડેલની બાહુવલ્લિમાં ભારયલી લ્યુસીને જોઇને એ રાતો પીળો થઈ ગયો, અને લ્યુસીને પોતાની પાસે થથડાવી લીધી. એટલે લ્યુસી પુરેપુરી મૂર્છિત થઇને પડી. ડેવીસે ક્રૂર દૃષ્ટિથી લોન્સડેલ તરફ જોયું અને "લુચ્ચા!" એટલું કહીને લ્યુસીને લઇને ઝડપથી પોતાને મકાને ચાલ્યો ગયો.

ગમે તેમ થાય પણ લ્યુસીની સાથે છેલ્લી મુલાકાત કરી લેવાનો લોન્સડેલે વિચાર કર્યો; અને લેંગલી જો એને જતો અટકાવત તો એને એ ત્યાંજ પાડી નાખત. પણ તરત એને એનો વિચાર પાછો વાળવો પડયો. એને બીજો વિચાર આવ્યો કે, "જો હું લ્યુસીને મળવા જઇશ તો ડેવીસ બમણો ક્રોધે ભરાશે અને એનાં માઠાં પરિણામ લ્યુસીને ભોગવવાં પડશે." આથી સીધો સીધો એ સાર્જંટની સાથે મેનોર-ભવન તરફ ચાલવા લાગ્યો. બેટસની દુકાનેથી નીકળ્યા પછી આ પ્રેમીઓની મુલાકાત દરમીઆન લેંગલી કાંઈ બોલ્યો હશે તેજ. બાકી આખે રસ્તે એ કશુંજ બોલ્યો નહોતો અને હવે બોલત તો તે તરફ લોન્સડેલનું લક્ષ પણ નહોતું.એ આખે રસ્તે એકજ વિચાર કરી રહ્યો હતો.અત્યારે એની સર્વ આશાઓ ધુળમાં મળી ગઇ હતી. દગો કરનાર કોણ હશે, શું થયું હશે વિગેરે અનેક તર્કો એને આવવા લાગ્યા. એ તર્કમાંને તર્કમાં મેનોર-ભવન આવી પહોંચ્યું અને ઠેઠ સર આર્શિબોલ્ડની સમક્ષ એ આવ્યો તોએ એને કશી ખબર રહી નહિ. એની નજર બેરોનેટ ઉપર પડી ત્યારેજ એ એકદમ જાણે ઉંઘમાંથી જાગ્યો હોય તેમ ભાનમાં આવ્યો.

"કાલે નાહક મારો વખત ગુમાવ્યો. પૈસા નહોતા ત્યારે

શું જોઇને તારી પતરાજી ચલાવી ? ” વિગેરે અનેક કટુ વચનો બેરોનેટે સંભળાવ્યાં. તે લોન્સડેલે મુંગે મોંઢે સાંભળ્યા કર્યાં. એણે અત્યારે જે અસહ્ય દુઃખ વેઠવું શરૂ કર્યું હતું અને જે દગાનો ભોગ એ થઈ પડયો હતો, તે જોતાં તો બેરોનેટનાં કટુ વચનો કાંઈ લેખામાં નહોતાં.

ગઈ કાલની બધી વિધિ પાછી ફરીથી થઈ. મ્યુટીની એક્ટ તથા આર્ટીકલ્સ ઓફ વોર વંચાયાં. પણ લોન્સડેલનું ચિત્ત એમાં જરાએ નહોતું. આખરે બાઈબલ લઇને વફાદારીના સોગન લેવાનું એને ફરમાવવામાં આવ્યું, ત્યારે યંત્રવત્ એણે સોગન લીધા. આ વખતે મૃત્યુ ધસડી જવાને સામે ઉભું હોય અને તે વખતે મનુષ્યને જેવી વેદના થાય તેવી વેદના એને થવા લાગી. હવે એ ઓરડાની બહાર નીકળ્યો અને વચલા ખંડમાં થઇને જતો હતો, તે વખતે દાદર આગળ બેરોનેટની બહેન આન્ટ જેન જતી જણાઈ. ફ્રેડરિકને એમ લાગ્યું કે એ બાઇએ પોતાની સામે કાંઈ વિચિત્ર દૃષ્ટિ કરી. એ દૃષ્ટિમાં કાંઈક એવું હતું કે ફ્રેડરિકનું ધ્યાન ખાસ ખેંચાયું. એ દૃષ્ટિમાં નહોતો તિરસ્કાર કે નહોતો આનંદ. એમાં દયાનો ભાવ હતો. એટલો દૃષ્ટિપાત કરીને એ તો તરતજ ચાલી ગઈ પણ લોન્સડેલ ઉપર એ દૃષ્ટિની બળવત્તર અસર થઇ હતી. એ દૃષ્ટિ ત્યાર પછીથી કેટલોએ સમય સુધી એનાં નયન આગળ તરવરી રહી હતી. મેનોર-ભવનમાંથી બહાર નીકળ્યા પછી સાર્જંટે બકવા માંડયું. “બચ્ચાજી, તું મારા કબજામાં આવી ગયો છે. હવે તારાથી છટકી જવાય એમ નથી. તેં મને જે જહેમત અને પશેમાની પાડી છે, તેનો હવે હું બદલો લીધા વિના છોડનાર નથી. તેં જે ઉદ્ધતાઈ

બતાવી છે, તે પાછી તારાજ માથામાં મારીશ. લશ્કરમાં કોઈ દિવસ તું ઉંચે હોદ્દે ચઢીશ એમ ધારે છે ? અરે તું "કૉરપોરલ" નો પણ ઓહ્વો મેળવી શકવાનો નથી. તું ગમે તેવું સારૂં વર્તન રાખીશ છતાંએ તું આગળ વધવાનો નથી. મને ખાતરી છે કે તું તારૂં વર્તન પણ સારૂં રાખવાનો નથી; અને થોડા વખતમાંજ હું બતાવીશ કે વિરૂદ્ધ વર્તનને માટે તને કેવી સજા થાય છે. તે વખતે મને આનંદ થશે. એક સાધારણ સૈનિક જેવીજ તારી જીંદગી થઈ જશે. આ દુનિઆમાંજ તને નર્કનો સાક્ષાત્ અનુભવ ન કરાવું તો મારૂં નામ લેંગલી નહિ." ડેવીસનું મકાન આવ્યું ત્યાં સુધી સાર્જંટે પોતાના શબ્દ–પ્રયોગો કરવાનું જારીજ રાખ્યું. જતાં જતાં છેલ્લી વિદાય લેવાય અને મધુરીના મધુર મુખની ઝાંખી કરાય એ આશાથી લોન્સડેલે એ મકાન તરફ નજર કરી. એટલામાંજ એને કાને બારીનો કાચ ભાગ્યાનો અવાજ આવ્યો. અવાજ સાંભળી ફ્રેડરિક ઉભો રહ્યો અને તે મકાનની બારીના ભાગેલા કાચમાંથી ગોરો હાથ બહાર આવ્યો. એ હાથમાં રૂમાલ હતો. રૂમાલ હાલ્યો અને ઈશારત થઈ. જે રીતે રૂમાલ હલાવવામાં આવ્યો હતો તે જોતાં હલાવનાર પણ ઉશ્કેરાઈ ગયેલી સ્થિતિમાં હશે એમ અનુમાન જાય. ફ્રેડરિકે પણ પોતાનો રૂમાલ હલાવીને સામી ઇશારત કરી જવાબ વાળ્યો. આ બધાનો અર્થ ફ્રેડરિક તરત સમજી ગયો. પિતા આપખુદ–સત્તા–ધારી બની ગયો હતો. પોતાની પુત્રીને બંદીવાન બનાવી પોતે જેલર બની સખત જાપતો રાખતો હતો. આટલા કારણને લીધેજ લ્યુસીથી બહાર ન નીકળાયું; તેથી એણે બારીનો કાચ ભાગીને પોતાના જિગરજાન ફ્રેડરિકને છેલ્લી વિદાય દીધી. આ છેલ્લી વિદાયમાં ફરી મળવાની આશા આપાઈ

હતી અને " આમરણાંત હું તમારીજ રહીશ." એવું લ્યુસીનું વચન પણ હતું. અત્યારનું ફ્રેડરિકનું દુઃખ ઘણું તીવ્ર હતું. એ છેક નિરાશ થઇ ગયો હતો.

આખરે એ અને સાર્જંટ બન્ને ગામમાં આવ્યા "લુચ્ચા હજામે મને અધવચ ફસાવ્યો. મને દગો દીધો તેને માટે હું એને સખત ઠપકો આપું." એ વિચારે એ બેટસની દુકાન તરફ વળતો હતો; પણ સાર્જંટે એને ત્યાં ન જવા દીધો અને પિડા તરફ વળવાનો હુકમ કર્યો. એને હુકમને તાબે થવું પડયું. હવે એને જણાયું કે એ મનુષ્યત્વ ખોઇ બેઠો છે. એની ગતિ યંત્રવત થઇ રહી. રૉયલ-ઓકમાં આવ્યા પછી એની ટોપીએ રીબન બાંધવાનો હુકમ થયો. તેમ કર્યા પછી એને ટેપ-રૂમમાં બેસવાનો હુકમ થયો. થોડી વાર એ ત્યાં બેઠો એટલામાં લેંગલી આવ્યો અને એના તરફ એક પોટલું ફેંકીને બોલ્યોઃ-" બેટસે તારી બધી વસ્તુઓ બાંધીને પેક કરી છે તે આ રહી. વળી આ તને આપવાનું એ ભૂલી ગયો હતો તે લે." એમ કહીને એક નાનું પાકીટ લોન્સડેલ તરફ ફેંકીને બારણું બંધ કરી ત્યાંથી એ ચાલ્યો ગયો. લોન્સડેલે એ પાકીટ લીધું. એમાં પૈસા હશે એવી આશાથી નહિ, પણ કદાચ એમાં પત્ર પણ હશે; એ આશાથી એણે પાકીટ ઉઘાડયું. ખોલીને જોયું એટલે એમાંથી પૈસા જમીન ઉપર પડી ગયા. તેના તરફ લક્ષ ન આપતાં એમાંનો કાગળ વાંચવામાં એ પ્રવૃત્ત થયો. કાગળમાં નીચે પ્રમાણે લખ્યું હતુંઃ—

સોમવાર, સાંજના ૭.

વ્હાલા ફ્રેડરીક—

ગઈ કાલ સાંજની આપણી મુલાકાતની મારા પિતાને ખબર પડી નથી. પણ મારા ઉપર એમનો સખત પહેરો છે તેથી આપણે નિશ્ચિત કરેલે સ્થળે મારાથી આવીને તમને મળી શકાશે નહિ. બાઈથી તમને ત્યાં મળશે. એ ભલી બાઈને આપણી બધી ગુપ્ત વાતથી મેં વાકેફ કરી છે. એક આગળ અડધો કલાક એ તમારી રાહ જોશે, છતાં જો તમે ત્યાં નહિ ગયા હો તો એ એકદમ બેટ-સને ત્યાં જઈને એને પાકીટ આપી દેશે. આ પ્રમાણે મેં કોઈ પણ ન જાણે તેમ પાકો બંદોબસ્ત કર્યો છે. પૈસા તરતજ ભરી દેજો એટલે તમે ઝટ છુટા થઈ જશો. તમે છુટા થયા છો એ સાંભળીને મને કેવો આનંદ થશે? નવ વાગશે એટલે હું ધારી લઈશ કે તમે મુક્ત થઈ ગયા છો, તમે ગુલામી દશામાંથી છુટયા છો અને સુખી થયા છો.

પ્રિય ફ્રેડરિક, દરરોજ સાંજે તમે આપણે નક્કી કરેલે સ્થળે જરૂર જજો. મને લાગ મળશે કે તરત હું ત્યાં આવી પહોંચીશ. પછી આપણે વિયોગ નહિ સહેવો પડે. પ્રિયકર ફ્રેડરિક, આથી તમને કેટલો બધો આનંદ થશે? અત્યારે હું હર્ષથી ફુલાઈ જાઉં છું. મને એવો હર્ષ થાય છે કે હું તે શબ્દોમાં વ્યક્ત કરી શકતી નથી. ઓ મારા વ્હાલા, પ્રભુ તમને સુખી રાખો. વધુ શું લખું. એક શુદ્ધ અને સર્વ રીતે પ્રેમાળ સ્ત્રી પોતાના પતિને પોતાના સત્ય પ્રેમથી સુખી કરી શકે છે તેવીજ

હું છું તમારી લ્યુસી.”

આ પત્ર વાંચીને લોન્સડેલની આંખમાંથી બોર બોર જેવડાં

આંસુ નીકળી પડયાં. બિચારાને ઘણુંજ લાગી આવ્યું અને એક નાના બાળકની પેઠે રડયો. અરે બાળકને કાંઈ દુઃખ થતું હોય ને રડે તેના કરતાંયે ફ્રેડરિક વધારે રડયો. "ઓ પ્રભુ! એક સેકંડમાં સર્વ સુખનું સત્યાનાશ વળી ગયું. અરે, આ ભયંકર દગાથી કેવો મોટો વિનિપાત થયો છે? એક ફળદ્રુપ દેશને ઉજ્જડ કરીને ખંડખોર લશ્કર જેટલું નુકશાન કરી શકે, તેના કરતાંએ સખત રીતે પ્રેમીઓનાં અંતઃકરણને ઉજ્જડ કરી નાંખીને આ દગો કરનારે દાટ વાળ્યો છે. એક નિર્દોષ પવિત્ર કુમારિકાની મધુર ભાષામાં વ્યક્ત થતું સર્વ સુખ નાશ પામ્યું. બિચારીને માથે દુઃખનાં ઝાડ ઉગ્યાં. એ નિર્દોષતાની રમ્ય મૂર્તિના જીગરમાં ખંજર ખોસી દીધું. પ્રભુ તું શું ઉંઘ્યા કરે છે? તારા ક્રોધના અગ્નિથી અરે વિજળીના કડાકાથી આવા સેતાનોને તું કેમ બાળી દેતો નથી? આવા દુઃખના આઘાતથી એમ થઈ જાય છે કે પ્રભુનું અસ્તિત્વ હશે કે? નહિ તો આવા નિર્દોષના સુખને માથે છીણી ફરે ખરી કે!" અમારાથી ફ્રેડરિકના દુઃખનું આથી વિશેષ વર્ણન થઈ શકતું નથી. એના કાતર દુઃખનો ચિતાર આપતાં અમારો આત્મા વધારે પરિતાપ પામે છે. થોડીવારે ફ્રેડરિકના રૂમમાં કોઈ માણસ આવ્યો અને એને માટે ભોજન મુકી ગયો. ભોજન કોણ મુકી ગયું, તે જાણવાની પણ એણે દરકાર ન કરી. તેમ એ ભોજનને અડકયો પણ નહિ. ફરીથી પાછું બારણું ઉઘડયું અને એને ખબર મળી કે હવે અહિંથી થોડા વખતમાજ ઉપડવાનું છે માટે તૈયાર થઇ રહેવું. આ સાંભળીને એ વિચારસૃષ્ટિમાંથી ઝબકી ઉઠયો. લ્યુસીને છેકવેલ્લો કાગળ લખવાનો એને વિચાર થઈ આવ્યો અને ખડીઓ, કલમ, કાગળ વિગેરે મંગાવ્યું. એણે પત્રમાં પોતાનો

ઉભરો ખાલી કર્યો અને એક પિઠાના નોકરને બોલાવીને તેના હાથમાં કાગળ આપીને કહ્યું કે "આ કાગળ તું કોઇ ન જાણે તેમ મીસ ડેવીસને આપી આવ, અને તારી મહેનતના બદલામાં લે આ." એમ કહીને એના હાથમાં પેલા પાકીટમાંથી પડી ગયેલા પૈસા અને હમણાં લખેલો પત્ર એ બે વાનાં એણે આપ્યાં. નોકર લોન્સડેલને સારી રીતે ઓળખતો હતો અને એના પ્રત્યે એની લાગણીએ સારી હતી. એટલે એણે લોન્સડેલને કહ્યું કે "ફીકર ન કરશો. હું કાગળ બરોબર પહોંચાડી દઇશ."

એને પણ ખાતરી થઇ કે એ જરૂર લ્યુસીને કાગળ પહોંચાડી દેશે. કાગળ આપ્યા પછી તરત એક પડદાવાળી ગાડી રૅાયલ-ઓકના દરવાજા આગળ આવી પહોંચી. તેમાં લોન્સડેલ, બીજા રેકૃટો તથા સાર્જંટ એટલા બેઠા. આ વખતે ઘણા લોકો ભેગા થયા હતા. સર્વેએ આપણી વાર્તાના નાયક સાથે શેક હેન્ડ કરી અને એના પ્રત્યે માયાભાવ જણાવ્યો. બેટસે તો દેખાજ ન દીધી. શું મોઢું લઇને એ દેખા દે ? આવી ભયંકર દગાબાજી કર્યા પછી એ લોન્સડેલને મળવાની શી હિમ્મત કરી શકે ? અત્યારનું દશ્ય દયા ઉપજાવે તેવું હતું. રેકૃટોનાં સગાં વ્હાલાં, સ્નેહી સંબંધી જનો, એમનાં મા બહેન વિગેરે અત્યારે તેમને છેલ્લી વિદાય આપતાં હતાં. તેમનાં અંતર અત્યારે ઘણાં દુઃખી હતાં. બધા રેકૃટો પસ્તાતા હતા અને લૅંગલીનાં જુઠાણાં અને પ્રલોભનોથી ભોળવાઇ ગયા તેને માટે પરિતાપ પામતા હતા. ગાડી ઉપડી. દરેકે દરેક માણસ આ જોવાને પોતાના ઘરની બહાર નીકળ્યો હતો અને તેમની છેલ્લી ભેટ લેતો હતો. ધીમે ધીમે ગામમાં થઇને ગાડી પસાર થવા લાગી. ડૉ. કોલીસીન્થનું ઘર વટાવી, દેવળ મુકી, ડેવીસના ઘર આગળ

થઇને ગાડી ગઇ. ઓકલેથી ૩૦ માઈલ દૂર રેક્રૂટીંગનું મોટું મથક કોવેન્ટ્રી હતું, ત્યાં એમની ગાડી છેક રાતે જઇ પહોંચી; અને જુદે જુદે સ્થળેથી આવેલા રેક્રૂટોને એકજ ઓરડામાં રાખ્યા. બીજે દિવસે સવારે તેમની તપાસ માટે એમને એડજ્યુટંટ પાસે લઇ જવામાં આવ્યા. ત્યાં તેઓ લશ્કરને માટે લાયક છે કે નહિ, તેની તપાસ થઈ. લોન્સડેલ તો આ પરીક્ષામાં બધી રીતે ઉત્તીર્ણ થયો. પછી એને સર્જને તપાસ્યો. એણે પણ પાસ કર્યો. ત્યાર પછી સૈનિકોને રહેવાના સ્થિતિગૃહમાં એ ગયો. બે એક દહાડામાં એની પલટણને પોર્ટસ માઉથ જવાનો હુકમ મળ્યો. આવી રીતે લોન્સડેલ પોતાના વહાલા વતનથી અને પોતાની પ્રિયતમાથી કેટલાએ માઇલ દૂર ઘસડાઈ ગયો.

---

## પ્રકરણ ૧૦ મું.

---

### આપખુદ પિતા.

લોન્સડેલને ગામમાંથી ગયે એક માસ થઈ ગયો હતો. લ્યુસીના મનની સ્થિતિ ધીમે ધીમે સુધરવા લાગી હતી. લોન્સડેલના જવાથી લ્યુસીના હૃદયને જબરો આઘાત થયો હતો. એના બધા અરમાનો અને મનોરથો વ્યર્થ ગયા હતા, છતાં એણે હિંમત ન તજી. એ જાણતી હતી કે સાત વર્ષ પછી લાન્સડેલ પાછો આવશે. પણ સાત વર્ષ તો એના પ્રેમી હૃદયને સાત યુગ જેવાં હતાં. છતાં સાત વર્ષે તો પાછાં મળીશુંજ એ આશામાં લ્યુસી દિવસ ગાળવા લાગી.

અને એટલાં વર્ષ ક્યારે પુરાં થાય એની રાહ જોવા લાગી. અત્યારે એની ઉમર વીસ વર્ષની હતી. સાત વર્ષ પછી સત્તાવીસની થાય. ફ્રેડરિક બાવીસ વર્ષનો હતો. સાત વર્ષ પછી એ ઓગણત્રીસ વર્ષનો થાય; એટલે એના આવ્યા પછી પણ ઘણાં વર્ષ સુખમાં ગાળી શકાશે. આમ પ્રેમી હૃદય આશાના તુટયા તંતુ ઉપર પણ જીવી શકે છે. પડછાયાને પણ પકડવા જાય છે. સ્વપ્નના હિંડોળે ઝુલી રહે છે. જો ઈશ્વરે આશા જેવી ચીજ ન કરી હોત તો મનુષ્ય પોતાનાં દુઃખોને કેમ સહન કરત ? એક કવિએ સત્યજ કહ્યું છે કે "કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે."

ફ્રેડરિકે આપેલો કાગળ રોયલ ઓકના નોકરે બરાબર પહોંચાડયો હતો. એણે કાગળ માર્થાને અને માર્થાએ લ્યુસીને આપ્યો. લ્યુસીને ખાતરી થઈ કે લોન્સડેલનો પ્રેમ જેવો ને તેવો અવિચ્છિન્ન જ છે. પત્ર જ એ વાતની સાક્ષી પુરી રહ્યો હતો. કાગળમાંના અક્ષરો લખનારનાં આંસુ પડવાથી કેટલેક સ્થળે ભુસાઇ ગયેલા હતા. લોન્સડેલે પોતાનું આવેગપૂર્ણ હૃદય એ પત્રમાં ખાલી કરેલું લ્યુસીને જણાયું. પત્ર વાંચીને લ્યુસીને પણ રડવું આવી ગયું અને "એ મને અપ્રતીમ પ્રેમથી ચહાય છે" એ વિચાર લાવીને એણે મનનું સમાધાન કર્યું.

ફ્રેડરિકને ગયે કાંઈક સમય વહી ગયો અને લ્યુસીના મનનો વેગ નરમ પડયો એટલે ડેવીસે એના ઉપરનો જાપતો કમી કરવા માંડયો. હવે લ્યુસી બહાર હરવા ફરવા જઈ શકતી હતી. પેલા પૂર્વ પરિચિત નાળા આગળ અને સ્નેહસંબંધનું સ્મરણ કરાવનાર ઓકના વૃક્ષ આગળ એ આવીને વારંવાર બેસતી અને પૂર્વ પ્રેમનું

સ્મરણ કરતી દુઃખમય વિચારમાં પડી જતી હતી. આખરે ભવિષ્યના સુખની આશામાં મન વાળતી અને ભવિષ્યમાં કયે રસ્તે જીવનનું વહાણ હંકારવું તેના મનોરથો અને ઘાટ ઘડતી હતી.

છેલ્લા એક મહીનાથી એના પિતાએ એના લગ્નની વાત કહાડી નહોતી; છતાં મનમાં ધારી રાખેલા વિચાર એ ભૂલી ગયો નહોતો. લ્યુસીનો મનોવેગ નરમ પડે અને એની દીલગીરી ઓછી થાય એ ટકીજ રાહ એ જોતો હતો. થોડા દિવસ તો એ એની સાથે બીલકુલ બોલ્યોજ નહિ. પછી ધીમે ધીમે એણે પોતાની સખતાઇ ઓછી કરવા માંડી અને કાંઈક મીઠી નજરથી જોવા લાગ્યો. એની સાથે બહુ નરમાશથી વર્તવા લાગ્યો. એ ઘણો મુત્સદ્દી હતો એટલે સખ્તાઇથી કામ લેવા કરતાં સમજાવીને કામ લેવાનું ડહાપણભર્યું માનતો હતો. લ્યુસી ડેવીસને પિતા તરીકે માન આપતી ખરી, પણ પિતા પ્રત્યે પહેલાંના જેવો પ્રેમ એ ફરી ન પ્રકટાવી શકી.

પિતાના વર્તન અને રીતભાતની એને પુરી સમજ પડી ગઇ હતી. વચ્ચે રહેલો આડો પડદો ખસી ગયો હતો, એટલે ખરા રૂપમાં ડેવીસને એ ઓળખી ગઇ હતી.

એક દિવસ સવારમાં ડેવીસ ખેતરાંમાં ફરતો હતો અને જીરોલ્ડ રેડબર્ન પણ એના કુતરાઓને લઇને ફરવા નીકળ્યો હતો તેથી એ બન્નેનો ભેટો થઇ ગયો. ડેવીસ તો આવી તકની રાહજ જોયા કરતો હતો. જીરોલ્ડને જોઇને એણે તરત જ પોતાની ટોપીને સ્પર્શ કરીને તેને છાજતી સલામ કરી અને બોલ્યોઃ " આ રળીઆમણું પ્રભાત તમને સર્વ રીતે સુખકર નીવડે એમ હું ઇચ્છું છું. " રેડબર્ન આ સાંભળીને ઉભો રહ્યો. ડેવીસ થોડી ઘણી આડી અવળી વાત

કાઢયા પછી બોલ્યો; " મી. રેડઅર્ન, મેં સાંભળ્યું છે કે તમે લશ્કરમાં જોડાવ છો ? "

" હા, બાપાજીએ આર્મી એજન્ટ કોક્ષ અને ગ્રિનવુડને ત્યાં પૈસા પણ ભરી દીધા છે, અને થોડા અઠવાડીઆમાં મને કમીશન મળી જશે. "

" ત્યારે તે અરસામાંજ તમે લાયક ઉમરના થઈ જવાના, કેમ સાહેબ ? " આ સવાલ ડેવીસે શા મુદ્દાથી પૂછ્યો હતો તે વાંચનાર જાણી તો ગયા હશે.

" હા તે વખતેજ હું લાયક ઉમરનો થઈશ. મારા પિતાજી તે દિવસ ઉજવવા ધારતા હતા અને અમારા આડુતોને કાંઈ ઉજાણી આપવાનો વિચાર કરતા હતા. વળી ડાન્સ ( નાચ ) રાખવાનું અને સાથે સાથે ખાણું પણ રાખવાનું ધારતા હતા. પણ મેંજ ના કહ્યું કે એવા બાંધ મને પસંદ નથી. "

" ખરી વાત છે, મી. રેડઅર્ન. "

" મારો અને બાનો આ બાબતમાં એકજ વિચાર છે. વળી બીજી તમને એક ખાનગી વાત કહું. જુઓને, ડાન્સ રાખીએ તો-એ આપણા આ ગામડા ગામમાં કોની સાથે ડાન્સ કરવાનો ? અહિં એવી સૌન્દર્યવતીઓ કયાં છે ? નર્યાં ગામડાનાં રોંચાં છે. તેની સાથે તે શો ડાન્સ કરવો ? "

" આપનું કહેવું તદ્દન વ્યાજબી છે. વારૂ આપને કઈ પલટણ-માં જવાનું છે તે તો ખબર નહિ હોય. "

" ના, એ તો જ્યારે મારૂં નામ ગેઝેટમાં આવશે, ત્યારે જ

જણાશે. પણ એટલું તો નક્કી છે કે મારે પાયદળ લશ્કરમાં જવાનું છે અને ઘણુંખરૂં અમારી પલટણને દેશાવર નહિ જવું પડે."

"ત્યારે તો સ્કારલેટ કલરનો આપને યુનિફોર્મ જોઈશે."

"હાસ્તો. મને બહુ પસંદ નથી."

"તમે સ્કારલેટમાં ઘણા સારા ખીલી નીકળશો. સ્ત્રીઓ તો તમારા ઉપર મરી ફીટશે." રેડબર્નનો માંદલો ચહેરો ડેવીસને જાણે કેટલોએ ગમી હોય એમ એ બોલ્યો.

"હું પણ એમજ ધારૂં છું. પણ મારા યુનિફોર્મને હું બટ્ટો નહિ લગાડું."

"વારૂ પણ સાહેબ, મને ખબર છે કે આપને સાઇડર (એક જાતનો દારૂ) ઘણો ગમે છે. મારે ત્યાં ઘણો ઉત્તમ સાઇડર છે. એનો એકાદ ગ્લાસ લેવા આપ મારી ઝુંપડી પાવન કરશો?"

જીરોલ્ડ ડેવીસને નાજ કહી દેત, પણ એને સાંભરી આવ્યું કે ડેવીસની પુત્રી ઘણી સુંદર છે; તેથી ડેવીસના આમંત્રણનો સ્વિકાર કરીને એ એની સાથે ગયો. બારણું ખુલ્લું જ હતું એટલે બન્ને જણ ડેવીસના પ્રધાનખંડમાં ગયા. લ્યુસી ત્યાં બેઠી બેઠી ભરતી હતી, તે એમનને જોઇને ઉભી થઈ; અને વિવેકની ખાતર રેડબર્નને નમન કરીને ત્યાંથી ચાલી જતી હતી. એટલે એના સામું જોઇને જીરોલ્ડ વિનયપૂર્વક બોલ્યો: "મારા આવવાથી તમને હરકત થઇ જણાય છે."

"લ્યુસી, ઉઠી જવાની કાંઇ જરૂર નથી. મી. જીરોલ્ડનું તો તારે સ્વાગત કરવું જોઈએ." ડેવીસે કહ્યું. શું કરવું તે લ્યુસીને સુઝયું નહિ. એણે જાણ્યું કે મી. રેડબર્ન અત્યારે અહિં ઓચિંતો

આવી ચઢ્યો નથી પણ એનો પિતાજ એના લોભી મનોરથોની સિદ્ધિને માટે એને અહિં ખેંચી લાવેલો જણાય છે; તેથી એને ગુસ્સો ચઢ્યો.

" મીસ ડેવીસ, જો તમે અહિંથી ચાલ્યાં જશો તો હું એમજ માનીશ કે તમારા કાર્યમાં મેં ખલેલ કર્યું છે; અને તેથી હું એ ચાલ્યો જઈશ. " વિવેકના ખાતર લ્યુસીને ત્યાં બેઠા વગર છુટકો ન થયો. જીરોલ્ડ એના પાસ બેઠો અને ડેવીસ સાઇડર લાવવાનું મીશ કાઢીને ત્યાંથી ઉઠી બહાર ગયો.

લ્યુસીના સૌન્દર્યની રેડબર્નને ખબર તો હતી જ; પણ એની સાથે વાતચીત કરવાનો એને કોઇ દિવસ પ્રસંગ પડયો નહોતો. અત્યારે નજરો નજર એણે લ્યુસીને જોઇ અને એના અપ્રતિમ રૂપ-લાવણ્યથી એ મોહિત થઇ ગયો. આટલી બધી એ રમણી હશે એવું એણે જરાએ ધારેલું નહિ; તેથી એના મુખ સામું એ થોડીવાર ટીકી ટીકીને જોઇજ રહ્યો. લ્યુસીને એનું આ વર્તન ન રૂચ્યું. તેથી એના દૃષ્ટિ ચુકાવવા એ બારી બંધ કરવાના મીશથી ત્યાંથી ઉઠી ગઇ.

રેડબર્ન: " મને ખાતરી થાય છે કે હું તમને ખલેલ કરૂં છું. છતાંએ તમે અતિથિનો સત્કાર કરવાને તૈયાર ન હો, એવું ભાગ્યે જ બને. તમારો આ પ્રધાનખંડ ઘણો સ્વચ્છ અને સુંદર છે. કેવું બધુંએ વ્યવસ્થાપૂર્વક ગોઠવેલું છે. તમારી આવી વ્યવસ્થા અને સુઘડતા તમને શોભારૂપજ છે. ખરે, લલિત લલનાનો હાથજ આવી સ્વચ્છતા જાળવી શકે. એકવાર હું ઘણો નાનો હતો ત્યારે તમારા ઘરમાં આવેલો; તે વખતે તો તમેયે ઘણાં નાનાં. વખત જતાં કાંઇ

વાર લાગે છે ? મીસ ડેવીસ, તમે બહુ બહાર નથી નીકળતાં ખરૂં? બહારતો હું તમને ભાગ્યેજ જોઉં છું. ચાલો હવે એકવાર હું અહિં આવ્યો છું, તો વળી અહિં હવે હું થોડો વખત રહેવાનો છું. તે દરમ્યાન ફરીથી તમારા તરફ આવતાં મારો પગ વહેલો ઉપડશે, અને તમારી ખબર પણ પૂછાશે."

લ્યુસી:—' કાંઈ બહારગામ જવા ધારો છો કે શું ?"

"હા, થોડા દિવસમાં હું લશ્કરમાં જવાનો છું. આપણુને અહિં ગામડામાં કાંઇ ગમતું નથી. તમારૂં ઓળખાણ જો જરા વધારે થયું હોત તો મને જે અણગમો અહિંઆં થાય છે અને તેથી અહિંથી વહેલા જવાનું મન થાય છે, તે તો ન થાત."

લ્યુસીના સહવાસમાં પોતાને ઘણો આનંદ મળે છે એવું કહીને એની પ્રશંસા કરવાનો રેડબર્નનો હેતુ હતો. અને તેથી એણે પ્રેમ-ભરી મીઠી નજરે લ્યુસી તરફ જોયું. પરંતુ રેડબર્નના આમ બોલવા-થી લ્યુસીને ઉલટો ક્રોધ ચઢયો હતો. ક્રોધને લીધે એનું મુખ પણ લાલલાલ થઈ ગયું હતું. રેડબર્ન પામી ગયો કે એને ક્રોધ ચઢયો છે એટલે એણે કહ્યું: "મારા બોલવાથી ખોટું તો નથી લાગ્યું ને? મેં તમને ખોટું લગાડવા કાંઈ પણ કર્યું નથી. મીસ ડેવીસ, આપણે તો એક બીજાને નાનપણથી ઓળખીએ છીએ. કેમ યાદ છે ? આપણે નાનાં હતાં ત્યારે હું તમને લ્યુસી કહીને બોલાવતો અને તમે મને જીરોલ્ડ કહીને બોલાવતાં હતાં."

લ્યુસીએ ગુસ્સામાંજ જવાબ આપ્યો: "પણ હવે આપણે નાનાં નથી."

" આપણે નાનાં તો નથી પણ આપણા નાનપણના

પરિચયથી મને એમ થયું કે તમારાં જરા વખાણ કરવાથી તમને રીસ નહિ ચઢે; તેથી મેં તમારાં વખાણ કર્યાં. ”

“ મને વખાણ ગમતાં નથી, અને વખાણ કરનારાઓ ઉપર મને વિશ્વાસ નથી. ”

આ સાંભળીને રેડબર્નને ગુસ્સો તો ચઢયો અને અહિંથી ચાલ્યા જવાનો વિચાર કર્યો; પણ વળી એને સાંભરી આવ્યું કે “ કાંઇ નહિ; હું મહાવિદ્યાલયમાં હતો ત્યાં અને લંડનમાં હતો ત્યાં મને સ્ત્રીઓના સ્વભાવનો સારો અનુભવ થયો છે. પહેલાં તો હ્યુસી કરે છે તેમજ તેઓ શરમાળ અને અતડી થઇ જતી; પણ પછી ધીમે ધીમે પ્રેમપાશમાં પડતી. તેમ આ પણ ધીમે ધીમે ઠકાણે આવશે. ” એમ વિચાર કરીને એ ગુસ્સો શમાવીને બેઠો અને વાત લંબાવવા લાગ્યો. “ મીસ ડેવીસ, સાધારણ રીતે વખાણ કરનારાઓ બે જાતના હોય છે. ખોટાં વખાણ કરનારા અને ખરાં વખાણ કરનારા. વખાણ કરવા જેવું નથી એવું માનતા છતાં વખાણ કરે તે ખોટા. અને વખાણ કરવા જેવું છે એવું માને તોજ વખાણ કરે તે ખરા. આવાં ખરાં વખાણમાંથી પ્રશંસા કરવાનો સમય આવે છે. ”

“ પણ આવી પ્રશંસાએ મને ગમતી નથી. ”

રંગ બદલાયો જોઈ રેડબર્ને બીજા વિષય ઉપર વાત ઉપાડી. “ આવી સુંદર હવામાં તમે બહાર ફરવા જવાનું કેમ નથી રાખતાં ? સાંજે તો ફરવા જવાની બહુ મઝા પડે છે. જો તમારી મરજી હોય તો સાંજે ફરવા જતી વખતે હું તમને બોલાવું. આપણી આ બાબતની ખબર મેનોર ભવનમાં ન પડે એટલીજ આપણે સંભાળ રાખવાની. ”

આ વાકયથી લ્યુસીનો પિત્તો ઉકળી ગયો. એ ઉઠીને બારણા તરફ જતાં જતાં બોલી " મી. રેડબર્ન, તમારાં આવાં વચનથી હું અજબ થાઉં છું. "

" ઓ ભગવન્ ! તમે તો જબરાં રીસાળ લાગો છો. એમાં તમને ખોટું લાગ્યું ?" એમ બોલીને ઉછળતાંકનેજ રેડબર્ને લ્યુસીનો હાથ ઝાલ્યો.

" મને છોડી દો. " એમ છેડાયલી સિંહણ પ્રમાણે લ્યુસી ગુસ્સા અને પૂર્ણ તિરસ્કારભરી દ્દષ્ટિથી બોલતી પોતાનો હાથ તરછોડીને એકદમ એ ખંડની બહાર ચાલી ગઈ. ડેવીસ સાઇડર લેવા ગયો હતો, ત્યાં જાણી જોઈનેજ રેડબર્નને સમય આપવાજ બેસી રહ્યો હતો. લ્યુસી બહાર નીકળી તે વખતે એ આવી પહોંચ્યો અને પૂછવા લાગ્યો કે " શું છે લ્યુસી ? " " હવે જો ફરીથી મી. રેડબર્નને આપણા ઘરમાં તેડી લાવશો તો હું મારા શયનખંડમાં ચાલી જઈશ. " લ્યુસીએ રોષમાંજ જવાબ આપ્યો.

" ઠીક છે ઠીક છે છોકરી, હું જોઇ લઇશ. " એમ કહીને એ ગુસ્સામાં પ્રધાનખંડમાં ગયો અને લ્યુસી પોતાના શયનખંડમાં ચાલી ગઈ અને ત્યાં બેસીને ધ્રુસકે ધ્રુસકે રડી પડી. ડેવીસે પ્રધાન-ખંડમાં આવીને ટેબલ ઉપર ગ્લાસ અને શીશો મુક્યો અને પછી બોલ્યો " કેમ, લ્યુસી જતી રહી કે ? "

રેડબર્ન " અરે, મેં એમને જરાક કાંઇ કહ્યું એટલે એમને તો રીસ ચઢી. એમને ખોટું લાગે એવું મેં કશુંયે કહ્યું નથી. "

" ખરી વાત છે. તમે ખોટું લાગે તેવું કહ્યુંજ નહિ હોય. "

" ફક્ત મેં જરા એમની પ્રશંસા કરી. "

" એ તો સ્વાભાવિક છે. યુવાન સ્ત્રી પુરૂષની એક બીજા.ઃ વાતચીતમાં પ્રશંસા તો થાય જ. મી. રેડબર્ન, મારી લ્યુસી ઘણી સ્વરૂપા છે એને લીધે મારી જાતને હું અહોભાગ્યશાળી સમજુંછું."

" ખરેખર, તમે એનાથી ભાગ્યશાળીજ છો. મેં તો એમને એટલુંજ કહ્યું કે સાંજે ફરવા જતી વખતે હું તમને તેડવા આવું તો મારી સાથે ફરવા આવશો ? "

" એમાં તમે શું ખોટું કહ્યું ? એમાં તો ઉલટું એણે મોટું માન ગણી લેવું જોઇએ. તમે ઓછાં એક બીજાથી અજાણ્યાં છો. નાનપણથી તમારે તો ઓળખાણ છે. "

" હું પણ એમને એજ કહેતો હતો. અમે નાનપણમાં એક-બીજાને અમારાં ક્રિશ્ચિયન નામથીજ બોલાવતાં હતાં. "

" વારૂ, આ સાઇડર તમને કેવો લાગ્યો ?"

" ઘણોજ ઉત્તમ. તમારી પુત્રીનું મેં અપમાન કર્યું છે, એવું એ મનમાં ન લાવે તો સારૂં. "

" અરે નારે, એ તો શરમાય છે તેથી તમને એમ લાગે છે."

" મને તો એમજ લાગ્યું છે કે એમને રીસ ચઢી છે. "

ડેવીસ પોતાની ખુરશી રેડબર્નની નજીક લાવીને જરા ગંભીર-તાનો ડોળ કરીને કહેવા લાગ્યો " જુઓ મી. રેડબર્ન, લ્યુસીને ઘણી સારી કેળવણી મળી છે. તમે જાણો છો કે એની મા જન્મથી જ " લેડી " હતી અને એને શિક્ષણ પણ લેડી જેવું જ મળ્યું હતું. રીતભાતમાં પણ એ તેવીજ હતી. એની છોકરી લ્યુસી છે. એ કાંઇ સાધારણ તમારી આ ગામડાની છોકરીઓ જેવી નથી.

એનું બધું વર્તન કોઇ ઉમરાવની કે મોટા ઘરના ગૃહસ્થની પુત્રીને છાજે તેવું છે."

"મી. ડેવીસ, એ તો બરાબર છે. મને તો એમની રીતભાત અને રીત જોઇને નવાઇજ લાગી કે આવા ગામડામાં આવી સુંદર ઉમરાવના ઘરને શોભાવે એવી રમણી ક્યાંથી ? કેટલી સુઘડ છે !"

"મી. રેડબર્ન, એમાં કાંઇ અતિશયોક્તિ નથી. લ્યુસી તમારી સાથે આટલી બધી અતડી કેમ રહે છે અને શાથી શરમાય છે તેનું કારણ હું તમને કહીશ; એટલે તમારી ખાતરી થશે કે એણે તમારૂં અપમાન નથી કર્યું."

"નારે; હું સ્ત્રી જાતને સારી પેઠે ઓળખું છું. પહેલાં એ લોકો જરા શરમાય છે. હાં પણ તમે શું કહેતા હતા મી. ડેવીસ ?"

"હું કહેતો હતો કે લ્યુસીને કેળવણી ઘણી સારી મળી છે. છોકરી ઘણી ડાહી, સમજુ અને શાણી છે. એના જેવી ગુણિયલ છોકરી તો મેં કોઇ ઠેકાણેયે જોઇ નથી. જુઓ, અમારી અને તમારી સ્થિતિમાં મોટું અંતર છે. હવે તમે મારી પુત્રી પ્રત્યે પ્રેમની દૃષ્ટિથી જુઓ તે વખતે એના મનમાં એમ થાય કે તમે આવા મોટા માણસ, ઉમરાવજાદા અને વળી શ્રીમંત, તે વળી એની સાથે કોઇ દિવસ સંબંધ બાંધી શકો ખરા ? એ તો પૈસા અને પાયરીના મદમાં મસ્ત થયેલા હાલના જુવાનીયા ઇંદ્રિયસુખની તૃપ્તિને માટે જેવો ક્ષણિક પ્રેમ જોડે છે, તેવો પ્રેમ તમે કરવા ધારતા હશો એમ એણે ધારેલું; તેથી એણે આ પ્રમાણે કર્યું. પણ તમે તો સાધારણ વિનોદજ કર્યો હશે, એમાં એણે શું કામ ખોટું લગાડવું જોઇએ. ?"

" મારૂં પણ એવુંજ માનવું છે, "

" લ્યુસીને માટે આપને મેં ખરો ખુલાસો આપી દીધો છે. હવે આપણે બીજા વિષય ઉપર વાત કરીએ. " લુચ્ચા ડેવીસે જાળ પાથરવા માંડી.

" આ વિષયને એકદમ બદલવા જેવો નથી. એમાં મને રસ પડે છે. લ્યુસી આટલી બધી ખુબસુરત હશે એવો મને ખ્યાલ નહિ. મી. ડેવીસ, તમારો સાઇડર તો જરા કડક છે. માથું ભમાવી નાખે છે. પેલા લુચ્ચા ફ્રેડરિક લોન્સડેલ સાથે લ્યુસીને સંબંધ છે એમ કાંઈ સાંભળ્યુ હતું ને ? "

" તદ્દન જુઠું. કોઈ દાઝે બળતાએ એ ગપ ઉરાડી હશે. લ્યુસી તો એના સામું થુંકે પણ નહિ. "

" અરે એટલે સુધી સાંભળ્યું છે ને કે પેલો સારજન્ટ લોન્સડેલને લઈ જતો હતો, તે વખતે એને છોડાવવાને એ વચ્ચે પણ પડી હતી. "

" તમને હવે ખાતરી થઈ હશે કે મારી લ્યુસી એવું કરેજ નહિ. અરે એ તો એમ થયું, કે મારી પેથી નોકરડી માર્થા છે તેનો ને લોન્સડેલનો જીવ મળેલો છે. એથી એ તો ગાંડા જેવી એની પાછળ દોડતી હતી. "

" તમે કહો છો એ વાત ખરી હોય ત્યારે તો ઘણું સારૂં. લ્યુસી જેવી મનોહારિણી યુવતી એવા ભામટા પાછળ મરી ફીટે તો તો ગજબજ કહેવાય. "

" અરે ભામટો તે કાંઈ જેવો તેવો. અઠંગ લફંગો. મેં

તો સાંભળ્યું છે કે ઘણોખરો વખત એ તો પિઠામાંજ પડી રહેતો અને પૂરો રંડીબાજ હતો. ”

“ આવા ભિખારડા એવું કરે તે એમને શોભે ? હજુ મોટા ઘરના સદ્‌ગૃહસ્થ એવા છંદમાં હોય તો તો જાણે કાંઈ નહિ. પણ એના જેવા એવી લતમાં પડવાની હિંમતજ કેમ કરી શકે ?”

“ સાહેબ, કદાચ આપના કહેવા મુજબ સદ્‌ગૃહસ્થ એવી હલકી સ્ત્રીઓના છંદમાં પડતા હશે. બાકી મારી લ્યુસીના સંબંધમાં કોઈ સદ્‌ગૃહસ્થ પણ હલકું વચન ઉચ્ચારે, તો મારાથી ન સહન થાય. કેમ ખરૂં કે નહિ ? ”

“ બરાબર છે. ”

“ મી. રેડબર્ન, મારી લ્યુસી માટે મેં તો ઘણો ઉંચો વિચાર ધારી રાખ્યો છે. એક મિત્ર તરીકે તમને હું આ વાત કહું છું ?”

“ મી. ડેવીસ, હું પણ તમને મિત્ર તરીકેજ ગણું છું. ”

“ આપના મુખથી આ વચન સાંભળીને હું મારી જાતને ઘણો ભાગ્યશાળી ગણું છું. તમે મારી ઝુંપડીને પાવન કરી છે તેથી હું તમારો આભારી થયો છું. આજે આવ્યા છો તો વળી આશા છે કે–”

“ હું મીસ ડેવીસને તેજ કહેતો હતો હતો કે એકવાર હું આવ્યો છું એટલે ફરીથી અહિં કોઈ કોઈ વાર અમથા બે ઘડી વાતો કરવા પણ આવીશ. ”

“ અરે માના સાહેબ, જેટલી વાર આવવું હોય તેટલીવાર આવજોને. હાં હું શું કહેતો હતો ? લ્યુસીને માટે મેં ઉંચો વિચાર ધારી રાખ્યો છે. ”

"એમને માટે તો તમારે ઉંચો વિચારજ ધારવો ઘટે છે. અરે એતો સ્વર્ગની અપ્સરા જેવી છે. કેટલી મોહક છે! હું આવું બોલું છું તેને માટે મને માફ કરજો."

મી. રેડબર્ન, એથી તો હું વધારે ખુશી થાઉં છું. મારે મારી લ્યુસીને કોઈ સારા ખાનદાન કુટુંબના સદ્‌ગૃહસ્થ સાથે પરણાવવી છે. એ મારા મતને તમે અનુમોદન આપો છો તેથી મને ઘણો હર્ષ થાય છે. જુઓ હું તમારો સલાહજ પુછું છું હાં, મને નિખાલસપણે કહેજો—"

"બોલો બોલોને, તમારે શું કહેવું છે?"

"હું જરા આટલો બધો ઉંચો વિચાર ધરાવું છું, તેથી તમને એમ તો લાગતું હશે કે હું મોટી ફાળ ભરૂં છું."

"નહિરે, જરાયે નહિ. તમે જાણો છો કે રશીઆનો ઝાર એક ખેડુતની છોકરોને પરણ્યો હતો. અને એ છોકરીએ રાણીનું પદ દીપાવ્યું. તમારી લ્યુસી કાંઈ ખેડુતની છોકરી નથી. એ તો "લેડી" જેવી છે. એને પરણવાની કયો સદ્‌ગૃહસ્થ ના પાડે?"

"મારા વ્હાલા મી. રેડબર્ન, મને માફ કરજો; હું તમને એવી રીતે બોલાવું છું તેથી."

"મારા પ્રિય ડેવીસ, મને એમાં કાંઈ રીસ ચડવાની નથી.

"ત્યારે તમે મારા મતને અનુમોદન આપો છો અને તમારી સલાહ પણ એવી છે કે મારે મારી પુત્રીને કોઈ સારે ઠેકાણે નાખવી; એટલે હવે મારો વિચાર દૃઢ થયો છે. નક્કી એને કોઈ સારા સદ્‌ગૃહસ્થ સાથેજ પરણાવવી. અને આપને મારી નમ્ર પ્રાર્થના છે કે, આપ આ બાબતમાં લ્યુસીને કાંઇ શિખામણ આપો.

આપ મારા અન્નદાતાના પુત્ર છો અને લ્યુસી સાથે બાળપણથી ઓળખાણ ધરાવો છો; એટલે તમને આમ કહેવાની હું હિંમત કરૂં છું."

"બરોબર છે. આ બધું વિચારતાં મને સલાહ આપવાનો હક છે." રેડબર્નને સાર્ઈડર ચઢયો હતો એટલે એ ખીલ્યો. "હું કાલે કે પરમ દિવસે પાછો આવીશ અને લ્યુસી સાથે વાત કરીશ."

"હા, જરૂર આપજો. એની સાથે વાતચીતના પ્રસંગને માટે હું તમને અનુકૂળતા કરી આપીશ, તમે તમારી સલાહ એને આપજો; પણ મારા ગરીબની ઝુંપડીમાં તમે આવો, તે તમારાં માતા-પિતાને પસંદ પડતી વાત નહિ હોય."

"એમની કોણ દરકાર રાખે છે. હું તમારૂં દીલ દુઃખાવવા માગતો નથી. હું સંધ્યાકાળે અહિં આવવા ધારૂં છું એટલે એ લોકોને તેની કશી ખબર નહિ પડે. લ્યુસી એક પરી છે અને એ પરીને ગમે ત્યાં ન ફેંકી દેવી જોઇએ મી. ડેનીસ."

મી. રેડબર્ન, તમારી આવી લાગણીને માટે તમારો હું રૂણી છું."

"અરે વળી એમાં રૂણી શાના ? તમારી પુત્રી ઘણી ચિત્તાકર્ષક છે. એના સંબંધમાં તમે મારા ઉપર આટલો બધો વિશ્વાસ મુકો છો, તેથી મારી જાતને હું ઘણો ભાગ્યશાળી સમજું છું."

જીસેલ્ડ હવે ઉઠયો અને જતી વખતે એણે ડેનીસ સાથે શેકહેન્ડ કરી. હમેશાં ઉમરાવ લોકો પોતાના નોકર સાથે શેકહેન્ડ કરતા નથી. તેમ કરવાથી એમની પદ્ધતિનું ગૌરવ ઘટે છે. ત્યારે ડેનીસ સાથે રેડબર્ને શેકહેન્ડ કરી તેથી વાંચનાર વિસ્મિત તો થયા

હશે. જીરોલ્ડના ગયા પછી ડેવીસ એકલો પડયો અને વિચારમા-ળાના મણકા ફેરવવા લાગ્યોઃ " ચાલો, હવે ધાર્યા પ્રમાણેજ કામ થઈ જશે. એ લાલચમાં સપડાવા લાગ્યો છે. લ્યુસી પ્રત્યે એને ગાઢ મોહ લાગી ગયો છે. મેં ઘણી ખુબીથી કામ લીધું છે. ધીમે ધીમે મેં એને ઠીક લીધો. મારો બીજો મુદ્દો એ સમજી શકયો નથી." વળી પાસેના આયનામાં પોતાનું મુખ જોઇને એ બોલી ઉઠયોઃ–" બચ્ચા પીટર, તું પાકો તો ખરો." વિચારમાળા પુરી થઈ અને એ પોતાની નોકરીએ ચાલ્યો. બે એક કલાક પછી પાછો આવ્યો, તે વખતે લ્યુસી વિચારનિમગ્ન થઇને બેઠી હતી. લોન્સ-ડેલના ગયા પછી એ હમેશાં વિચારગ્રસ્તજ રહેતી હતી. એનું કારણ ડેવીસ સારી પેઠે સમજતો હતો; છતાં એને પોતાના મતમાં ભેળવવાને માટે એ અથાગ પરિશ્રમ કરી રહ્યો હતો. બન્ને બાપ દીકરી સાથે જમવા બેઠાં. જમી રહ્યા પછી લ્યુસી ઉઠીને પોતાના ખંડમાં જતી હતી, તે વખતે ડેવીસે એને બેસાડી અને પૂછયું " લ્યુસી, મેં તને થોડા દિવસ ઉપર કહ્યું હતું તે યાદ છે ?"

" પિતાજી, મને જે વિષય અકારો થઈ પડયો છે તે વિષય મહેરબાની કરીને તમે ન છેડશો. જો મારી માતા અત્યારે જીવતી હોત તો તમે આવો વિચાર કદી કરત નહિ." એમ કહીને લ્યુસી રડવા લાગી. " હવે તારૂં ડહાપણ રહેવા દે. તારી મા જીવતી હોત તો મારે ધારેલે ઠેકાણે તારૂં લગ્ન કરવામાં મને એ મદદ કરત. જીરોલ્ડ રેડઅર્નનું તેં અપમાન કર્યું એથી મને ઘણો ગુસ્સો ચઢયો છે."

" પિતાજી, તમે આ શું બોલો છો ? એનું ઉપરાણું લ્યો છો ! મારાથી સહન ન થઇ શકે એવાં વચન એણે મને કહ્યાં. એનાં વચ-

નને હું શી રીતે સાંખી શકું ? એણે મારૂં અપમાન કર્યું તેને માટે એને ઠપકો આપવો જોઇએ. તેને બદલે તમે મને સામો ઠપકો આપો છો ! ”

“ મૂર્ખી, જો મારૂં કહ્યું માન. ગમે તેવો મોટો ઉમરાવ જાદો હોય કે મોટો લખેશ્વરી હોય છતાં તેની સાથે તું આડો સંબંધ બાંધે તો હું તને ઠેર મારી નાખું. પણ જીરોલ્ડ રેડબર્ન તો તારી સાથે લગ્ન કરવાની માગણી કરવાનો છે. માટે તું એની અવગણના ન કરીશ. હું તારા સારાને સારૂં કહું છું. તારી મા જીવતી હોત તો અત્યારે મારૂં કામ કેટલું સરળ થઈ જાત ? ”

“ મારી માતા તમારાં આવાં કાળાં કર્મમાં બિલકુલ સંમતિ આપત નહિ. આવું બોલીને તો તમે એના પવિત્ર નામને કલંકિત કરો છો. ”

“ હવે એ વાતનો હું છેડોજ લાવીશ. જો, સાંભળ. જીરોલ્ડ રેડબર્ન આવે ત્યારે એની સાથે ખુશીથી વાત કરજે. એના પ્રેમને ઉદ્દિપ્ત કરજે અને એના સંવનનનો સ્વિકાર કરજે. જો મારા કહ્યા પ્રમાણે નહિ વર્તે અને તારી આડાઇથી મારા અભિલાષને તું ધુળમાં મેળવીશ, તો નક્કી માનજેકે હું તને ઘરમાંથી કાઢી મેલીશ અને તજી દઈશ. તને શ્રાપ આપીશ અને મરતાં મરતાં પણ મારી કકળતી આંતરડી તને ઝંપીને નહી ઠરવા દે. ” આટલું કહીને ડેવીસ ત્યાંથી ચાલ્યો ગયો અને જોરથી બારણું બંધ કરતો ગયો. આ શબ્દપ્રહારથી લ્યુસી ઉપર જાણે વજ્ર પડયું હોય તેમ હતાશ થઇને એ ખુરશી ઉપર પડી ગઈ.

# પ્રકરણ ૧૧ મું.

## ડેપો.

ફ્રેડરિક લૉન્સડેલની રેજીમેન્ટ અત્યારે માલ્ટામાં હતી. ત્રણ ચાર માસમાં ઈગ્લાંડમાં પાછી આવવાની એની વકી હતી. એ રેજીમેન્ટનો ઉપરી અમલદાર કેપ્ટન કોર્ટીને હતો. એની ઉંમર આશરે બત્રીસેક વર્ષની હતી. એ ઉંચો અને સુંદર બાંધાનો હતો અને એનો સીનો મીલીટરીને લાયકજ હતો. એ ઘણો દેખાવડો હતો. પોતે ઉંચા કુટુંબનો હોવાથી મગરૂર હતો અને જે બિચારા વચલા વર્ગના કે હલકા કુટુંબના હોય તેમના તરફ તો એ તિરસ્કારની નજરેજ જોતો હતો. બીન સનંદી ( નોનકમીશન્ડ ) અમલદારો અને સૈનિકો પ્રત્યે તો એ જુલમાટજ વાપરતો. બીનસનદી અમલદારો ઉપર જુલમ થતો ત્યારે એ અમલદારો, બિચારા કમનસીબ સૈનિકો ઉપર પોતાની દાઝ કાઢતા. કેપ્ટન કુંવારો હતો એટલે પુરો રંડીબાજ હતો. દારૂડીઓ પણ તેટલો. પહેલા નંબરનો જુગારી અને દેવાદાર હતો. પૈસા સબંધી એ ઘણી તંગ હાલતમાં આવી જતો, ત્યારે પોતાનાં સારી સ્થિતિનાં સગાંઓને એ કાગળ લખતો કે " હું મુસ્કેલીમાં આવી પડયો છું માટે પૈસા મોકલો; નહિ તો મારે મારૂં કમીશન વેચી દેવું પડશે." આથી તેઓ કેટલીક વાર તો પૈસા મોકલતા અને એને દેવામાંથી છોડવતા.

એના હાથ નીચે બે લેફ્ટેનંટ હતા. તેમાં એકનું નામ હીથકોટ અને બીજાનું નામ સ્કોટ હતું. હીથકોટની ઉંમર પચાસેક વર્ષની

હતી. એને હવે આગળ પ્રમોશન મળવાનો સંભવ નહોતો. પગાર ઉપરાંત એને બીજું કાંઇ મળતર નહોતું છતાં એક પાઇનોએ એ કોઇનો દેવાદાર નહોતો. ઉલટું એની પાસે બચત રહેતું. એટલું ખરૂં કે ગમે તેવો પોષાક હોય તો પણ એ ચલાવી લેતો. એનું બહાર જવું આવવું પણ ઓછું હતું. ઘોડોએ નહોતો રાખતો. ખાતી વખતે જેટલો દારૂ એને નિયમ પ્રમાણે આપવામાં આવતો, તેટલાથીજ એ ચલાવી લેતો. મિત્રોને એ જમવા તેડતો નહિ, રજા ઉપર રહેતો નહિ અને હદ કરતાં જાદે મોઝશોખ કરતો નહિ. આમ બધી રીતે નીતિમાં રહીને વર્તવાથી એને દેવું નહોતું કરવું પડતું અને પોતાની સ્થિતિ અનુસાર એ સારી રીતે રહેતો હતો. એના ઉપર ઉપરીનો જુલમ થતો તો એ મુંગે મોઢે સહન કરી લેતો પણ પોતાની દાઝ હાથ નીચેનાઓ ઉપર કાઢતો નહિ. બધાની સાથે એ માયાથી વર્તતો હતો. કેપ્ટન કોર્ટની સૈનિકોના ઉપર જુલમ કરવા જતો તો એ તેમનો બચાવ કરતો. પરંતુ કેપ્ટન એને ઝાઝો ગણતો નહોતો. સ્કૅાટની ઉંમર આશરે ત્રીસેક વર્ષની હતી. એ ડેપોમાં એજ્યુટંટ હતો. તેથી બધા ઉપર દેખરેખ રાખવાનું કામ એ કરતો હતો. ઉપરીની ખુશામત કરતો અને હાથ નીચેનાઓને કનડતો. એ હીથકોટ જેટલોજ ગરીબ હતો. દેવાદાર નહોતો. પણ એને મોઝમઝા કરવાની ઘણી ગમતી હતી. કેપ્ટન કોર્ટનીની એના ઉપર મહેરબાની હતી એટલે એના ખરચે એ દારૂનો શોખ પુરો કરતો અને એની બેઠક ઉઠક પણ કેપ્ટનને ત્યાંજ રહેતી.

ડેપોને અંગે બે ધ્વજવાહી ( એન સાઇન ) હતા. એકનું નામ ઑાન. ગસ્ટેવસ ફર્ડીનંડ રીચર્ડ ફીટજ મોરીસ હતું અને બીજાનું નામ મી. પેગેટ હતું. મી. ગસ્ટેવસની ઉમર વીસેક વર્ષની

હતી. સેંડહર્સ્ટની રૅાયલ મીલીટરી કૅાલેજમાંથી એને હમણાંજ કમીશન મળ્યું હતું. એના મગજમાં ભુસું ભરેલું હતું. એ પણ હલકા સૈનિકો પ્રત્યે તિરસ્કારથી જોતો હતો અને તેમને કુતરાં બીલાડાં જેવા ગણી કાઢતો. મી. પેગેટ સત્તર વર્ષની ઉમરનો હતો. એના મગજમાં એવોજ ફાંકો હતો કે મિલીટરી કાયદાનું એનું ઘણું સારૂં જ્ઞાન છે વસ્તુતઃ તો એને ડ્રીલ કે પરેડનુંએ પુરૂં ભાન નહોતું. એણે ઘોડો રાખ્યો હતો પણ પડી જવાની બીકે એકે દિવસ ઘોડા ઉપર બેઠો નહોતો. બીજાનું જોઈને એ પણ પુષ્કળ દારૂ પીતો હતો. પણ એ તો થોડા દારૂમાંજ ડેં બની જતો અને એને ઉંચકી જવો પડતો. એને બીડીપીવાનો બહુ શોખ હતો; પણ બીડીથી એને વારેઘડી એ દમ ચઢી જતો. વારંવાર સોગન ખાવામાં એ મોટું માન સમજતો હતો; તેથી બે ત્રણ શબ્દો બોલે અને ગમે તેના સોગન ખાવા મંડી પડે. બૈરીઓની વાતો કરવામાં શૂરો હતો. મારે તો ફલાણી સ્ત્રી સાથે આવો સંબંધ છે, ફલાણી તો હું કહું તેમ કરવા તૈયાર છે, ફલાણા તો મારી સાથે મઝા મારવા એના ધણીને પણ થાપ આપે છે, વિગેરે વાતો કરવામાં આનંદ માનતો. ખરૂં પુછો તો એ એટલો બધો ડરકુ અને બાયલો હતો, કે ભાગ્યેજ એ કોઇ સ્ત્રીના મુખ સામુંએ જોવાની હિંમત કરતો.

આજ રેજીમેંટમાં મી. લેંગલી સાર્જંટ મેજર હતો. એની સાથે તો વાંચનારને ઘણો સારો પરિચય છે એટલે હવે એના સંબંધમાં વધુ કાંઇ કહેવાની જરૂર નથી. બીજા સાર્જંટો આ કૅારપોરલ લેંગલીનો જોટોજ હતા. એ બધા સાધારણ સૈનિકની સ્થિતિમાં હતા ત્યારે તેમની શી ગતિ થતી હતી તે વાત ઓધ્ધે ચઢયા પછી એ ભૂલી ગયા હતા અને બિચારા સૈનિકોને ત્રાસ

આપતા હતા. એમાં એમનો બહુ વાંક કાઢવા જેવો નહોતો. કારણ કે રેજીમેન્ટમાં એ લોકો એવીજ રીતે ટેવાતા. સૈનિક તરિકે ઉપરીના ઝાંસા અપમાન, જુલમ સહન કરતા એટલે એમની આત્મમાની લાગણી બુટ્ટી થઈ જતી એ નઠોર થઇ જતા, અને ઉપરી ગમે તે કરે તોયે એમને કાંઈ લાગતું નહિ. તેઓ આવી બુટ્ટી મનોવૃત્તિવાળા થઇ જાય એટલે સામા માણસની લાગણી પણ એ બુટ્ટી થઈ ગયેલીજ ધારતા. એટલે પેલી સાસુ વહુની કહેવત જેવું એમને થતું. વહુએ સાસુના ઝાંસા અને જુલમ વેઠયો હોય એટલે એ સાસુ થાય ત્યારે પોતાની વહુ ઉપર તેવોજ અમલ ચલાવે. તે વખતે પોતે એકવાર વહુ હતી અને દુઃખ વેઠવું પડતું હતું તે ભુલી જાય છે. આ પ્રમાણે અહિં તો જે કોઇ પોતાના હાથ નીચે હોય તેને કનડવો એજ નીતિ ચાલી આવતી હતી. લૉન્સડેલને તો અત્યાર આગમચ ક્યારનોએ એવો અનુભવ થઇ ગયો હતો કે સૈનિકનું જીવન સુખી નથી હોતું. પણ એ બિચારો એમ નહોતો જાણતો કે એ જીવનમાં તો નર્યા કાંટાજ વાવેલા છે. એની રહેવાની ઓરડી ઘણીજ ખરાબ હતી. એમાં ભાગ્યેજ કોઇને રહેવાનું ગમે. એની જોડેના બીજા સૈનિકો તો દારૂના પીઠામાં તેમનો ઘણો વખત ગાળતા. લૉન્સડેલને અજાયબી થતી કે સૈનિકોના પગારમાંથી મોટો ભાગ તો એમના ખાધા–ખર્ચમાં, એમનાં લુગડાંમાં, ધોબીમાં અને એમનો યુનીફોર્મ સ્વચ્છ રાખવામાં વાપરવા માટે કાપી લેવાય છે અને એમના હાથમાં તો રોજ ત્રણ હાફ પેનીજ રહે છે. તો એટલામાંથી એ બીઅર ( એક જાતનો દારૂ ) શી રીતે પીતા હશે? એમને કેમ પાલવતું હશે? પણ પછીથી એની અજાયબી દૂર થઈ. એને માલુમ પડયું કે જે ઘણા દેખાવડા સૈનિકો હતા, તે કેટલાક વેપારી-

ઓની સ્ત્રીઓ અને પુત્રીઓના માનીતા થઇ પડયા હતા. તેમની વિષયવૃત્તિને પોષીને તેમની પાસેથી તેઓ પૈસા મેળવતા હતા અને એ પૈસા દારૂમાં વપરાતા. સૈનિકો આવી રીતે પૈસા મેળવે એમાં દોષ કોનો ! તેમને બીચારાઓને પૈસાની મોટી મોટી લાલચો બતાવીને, અને કાલ્પનિક સુખની આશાઓ આપીને ભરતીમાં જોડાવાને લલચાવ્યા હતા. તે વખતે ખુશબખ્તીના ત્રણ પાઉંડ દરેકને આપવાનુ વચન અપાયું હતું; પણ ખરી રીતે એમને બીચારાઓને તે ખાતે દશ દશ શિલીંગજ મળેલા હતા. બાકીના પૈસાની એ લોકો માગણી કરતા ત્યારે એમને જવાબ મળતો કે એ પૈસા તો એમના યુનિફોર્મ વિગેરેને માટે કાપી લેવામાં આવ્યા છે. આ નંબર પહેલાની છેતરપીંડી. એમને દરરોજનો એક શિલીંગ પગાર મળશે એમ કહેવામાં આવ્યું હતું; પણ અત્યારે તો બધી કાપકુપ કરતાં રોજના ત્રણ અડધા પેન્સજ તેમને મળતા. આ નંબર બેની છેતરપીંડ. પૈસા સંબંધી એમને ઘણી ચિંતા રહેતી; તેથી ચિંતાનો ત્યાગ કરવા અને આનંદમાં વિહરવા એમાંના ઘણા દારૂની લતે ચઢી ગયા. અને એ લતે ચઢયા એટલે તો પછી સીધે રસ્તે કે આડે રસ્તે પણ પૈસા લાવવા, એજ એમનું કર્ત્તવ્ય થઇ પડયું. પૈસા કયે રસ્તે મેળવાય છે તેનો વિચાર કરવાની એ ઝાઝી દરકાર કરતા નહિ. એમને ખાવાનું પણ ઘણું સારૂં મળશે એમ સમજાવેલું; પણ અત્યારે અનુભવથી તેમને જણાતું કે હલકામાં હલકો ખોરાક તેમને મળતો. અરે કેદખાનાના કેદીઓનેયે એમના કરતાં તો સારો ખોરાક મળતો. આખા દિવસમાં ફક્ત નાસ્તો અને ખાણું એમ બેજ વાર એમને ભોજન મળતું. ન્હાયે નહિ તેમ રાતનું વાળુએ નહિ. એટલે

એમને ઘણું ખરૂં ભૂખ્યાજ રહેવું પડતું. કેટલાક પોતાના ખાનગી પૈસામાંથી પેટના ખાડાને પુરતા. આ છેતરપીંડી નંબર ત્રણની હતી. સૈનિકથી આ બધી તકલીફ માટે ફરીઆદ પણ ન થઈ શકે. કારણ કે ફરીઆદ કરે તો દાદ ન મળે તો ન મળે, પણ તેનું નામ બ્લૅક લીસ્ટ ( કાળા ચોપડા ) માં દાખલ થઈ જાય અને ગમે તેવા હલકા ગુનાને માટે પણ એના ઉપર કોર્ટમાર્શલ કરવામાં આવે. સૈનિકને તો બધાને ખુશી રાખવા પડે. પહેલો કોરપોરલ. પછી સાર્જંટ. પછી મેજોર. પછી ધ્વજવાહી ( એન સાઇન ), લેફ્ટેનંટ, એડજ્યુટંટ અને કેપ્ટન આટલા બધાંનાં મન સૈનિકને સાચવવાં પડે. એ દરેક અમલદારની ધુન જુદી. એમની દરેકની ધુન પ્રમાણે વર્તવું જોઈએ. ઉપરીઓના દોષ હોય તો તેને પણ સ્વીકારી લેવાય, અને એ દોષ સહન થઇ શકે તો પણ તેની સાથે કજીયો કરવાનો પ્રસંગ ન ઉભો થાય, એવી કાળજી રખાય; તોજ એ સૈનિક ઉપાલંભ વગરનો રહી જાય. પણ એવો કોણ હોય? જેનામા જોબનું ધૈર્ય, માર્ટર (ધર્મવીર) નો ત્યાગ, સાધુની સહનશીલતા, દેવદૂતનું બીકણપણું અને તત્ત્વવેત્તાનું ડહાપણ હોય, તેનામાંજ એવા વર્તનની આશા રાખી શકાય. લેંગ્લીએ જે મધુરા ગુલાબી રંગમાં સૈનિકનું જીવન ચીતરી બતાવ્યું હતું, તેના કરતાં એણે મશી જેવા કાળા રંગમાં એ ચિત્ર ચિતરીને, ત્યાર પછી પણ તેના ઉપર મેશ ચોપડીને કાળામાં કાળું કરીને એનો અનુભવ કરાવ્યો હોત, તોયે એણે અતિશયોક્તિ કરી છે કે ખોટો ચિતાર આપ્યો છે એવું અમે ન કહી શકત.

આમાંના બધાજ સૈનિકો આબરૂદાર દેખાતી પણ સ્વચ્છંદમાં જીવન ગાળનારીઓનાં પેન્શન ખાનારા કે દારૂડીઆ હતા એવું

નહોતું. એમાં લોન્સડેલના જેવા ઘણા સારાએ હતા, તેમ ઉત્તમ અને દઢવિચારના પણ હતા. તેઓ બીચારા લોન્સડેલની માફક પોતાની કફોડી સ્થિતિને લઇને કે રેક્રુટીંગ ઓફીસરના ભરમાવ્યાથી દાખલ થયા હતા. આમનામાં જે સારો વર્ગ હતો તેમની એક કલબ જેવું હતું. પોતાની બચતમાંથી એ લોકો એક સાપ્તાહિક પેપર ( છાપુ ) મંગાવતા અને તે છાપું સરક્યુલેટીંગ લાયબ્રેરી પેઠે કલબના મેમ્બરોને ત્યાં વારા ફરતી વંચાવા જતું. આ પેપર ડેમોક્રેટીક એટલે પ્રજાવાદી યાને પ્રજાપક્ષનું હતું. એ પ્રજાકીય પેપરના તો હિથકોટ શિવાયના બધા અમલદારો કટ્ટા શત્રુ હતા. એટલે એ પેપરની એમને ઘણી કાળજી રાખવી પડતી. રખેને ઓફીસરોના હાથમાં જાય તો તેઓ પોતાના ક્રોધના ઓંગગોળા છોડયા વગર રહે નહિ. આ પેપર મંગાવવાનાં બે કારણો હતાં. એક તો એ સૈનિકોનો પક્ષ લેતું હતું, અને તેમને પડતાં દુઃખો તથા તેમના ઉપર ગુજરતા જુલમોને ઉઘાડા પાડતું હતું. સૈનિકોને જે ફટકાની સજા થતી હતી, તે સજામાં જે કમકમાટભરી રીતે અને ક્રુરતાથી ફટકા મારવામાં આવતા હતા તે રીત ખાસ વખોડી કાઢતું હતું. આ પેપરમાં સૈનિક જો પોતાની કાંઈ ફરીઆદ લખી જણાવતો તો તે પણ લેવાતી. સૈનિક જ્યારે પેપરમાં લખે ત્યારે પોતાનું નામ બહાર નહિ પાડવાને એડીટર ( અધિપતિ ) ને ખાસ વિનવતો. કારણ કે એમાં અફસરોનાં જુલમાટનાં ભોપાળાં બહાર પડતાં અને જો અફસરોને એમ માલમ પડે કે આ કોઈ સૈનિકનું કારસ્થાન છે તો તેના બિચારાના બારજ વાગી જાય. પ્રેસને લખવાની આટલી બધી સત્તા હતી તેથી અફસરો ડરતા તો ખરા; પણ એ પેપર સૈનિકોનો પક્ષ ખેંચતુ તેથી તેને ગાળો ભાંડતા અને તેને હલકું

પાડવા પોતાનો અનતો પ્રયત્ન કરતા. કેપ્ટન કોર્ટેનીનો સખત હુકમ હતો કે બેરેકમાં ( સૈનિક નિવાસ ) માં આ પત્ર કોઇએ લાવવું નહિ. એટલે કોઇને જાણુ ન પડે તેવી છુપી રીતે આ પેપર આવતું હતું. મીલીટરી કાયદો એટલા બધો સખત છે કે સીધી રીતે નહિ તો આડકતરી રીતે પણુ સૈનિકોને સર્વ રીતે યંત્રવત્ અને ગુલામની રીતભાત પળાવવાનો જ તેનો આશય હોય તેમ સમજાતું. ડીસીપ્લીન જ ( વ્યવસ્થા ) એવા પ્રકારની હતી કે તેથી એ લોકો ગુલામ જેવા, પશુ જેવા, અરે યંત્ર જેવા–ચાવી આપે તેમ ચાલનારા–થઇ જતા.

આ પેપર મંગાવવાનું બીજું કારણુ એ હતું કે એના બધાએ વિચારો પ્રજાપક્ષના હતા. કેટલાક સૈનિકો તો રાજકીય વિચારો સંબંધી કશુંએ જાણુતા નહોતા. જ્યારે એ લશ્કરમાં દાખલ થયા અને આવો જુલમાટ જોયો ત્યારે એમને લાગ્યું કે આવી ગુલામી તો ન વેઠાય અને આ સીસ્ટમજ બધી ખરાબ છે; અને તેથી જ તેઓ આ પત્રના વિચારને તરતજ અનુકુળ થયા હતા. ઘણુાને તો વાંચતાં લખતાંએ નહોતું આવડતું. એટલે જ્યારે ઓફીસર લોકો જમવામાં ગુંથાયા હોય ત્યારે સૈનિક–નિવાસમાં આ પેપર મોટેથી વંચાતું અને બધા સાંભળતા.

ડેપોમાં આવ્યા પછી લોન્સડેલને બીજાઓની સાથે ડ્રીલ કરવી પડતી. ડ્રીલ કરાવનાર સાર્જંટ લેંગલીના જેવોજ સખત અને કડક હતો. ડ્રીલમાં જરા ભુલ થતાં ઠપકો દેવા મંડી જતો. ડ્રીલ સાર્જંટને સંતોષ આપવાને લોન્સડેલ મહેનત કરતો અને સ્વાભાવિક રીતે એ બુદ્ધિશાળી અને હોંશીયાર હોવાથી ઉત્તમ રીતે પોતાનું

કામ બજાવતો. વિચારશીળ મનુષ્ય તો એનાથી ખુશ થયા વગર રહેજ નહિ. જ્યારથી એ દાખલ થયો ત્યારથી એના ઉપરજ સર્વનો ડોળો હતો. એ દાખલ થયો ત્યારથીજ સાર્જંટ લેંગલીએ એના સંબંધમાં બધા બીનસનંદી અમલદારોને ભરમાવી મુક્યા હતા. "આ તો ઘણો તોફાની છે, ઘણો સ્વતંત્ર મીજાસનો છે માટે એને તો કબજામાંજ રાખવો." વિગેરે એના વિરૂદ્ધ ઘણી વાતો કરી હતી. ડ્રીલ સાર્જંટ દેખાવે ઘણોજ બદશીકલ હતો અને લોન્સડેલ મજબુત બાંધાનો અને સુંદર દેખાવનો હતો. તેથી એ એના ઉપર વધારે દ્વેષ રાખતો હતો. લોન્સડેલની કાંઇએ ભૂલ ન હોય છતાં એ ભૂલ દેખતો અને ખોટા દોષો કાઢીને એને ઠપકો આપતો અને ગાળો ભાંડતો. તેથી લોન્સડેલ કેટલીક વખત તો ખીજવાઇ જતો અને ડ્રીલસાર્જંટને એકાદવાર મેથીપાક જમાડવાનો વિચાર કરી દેતો. પણ પાછો મનને વશમાં રાખતો અને અપમાનને ગળી જતો. આ બધું એ એકજ વ્યક્તિની ખાતર સહન કરતો. એક મનોહર મૂર્ત્તિ એના નયન સમક્ષ તરવરી રહેતી. તે મૂર્તિ એ અકળાઇ જતો ત્યારે એને સાંત્વન આપતી અને એના કર્ણમાં મધુર અમૃત રેડતી.

ડ્રીલ આવડયા પછી હથીયાર વાપરતાં શીખવવામાં આવે છે. તેથી ડ્રીલની પરીક્ષામાં પાસ થાય તો તે શીખવાય છે. એટલે દોઢ મહીના પછી એડજ્યુટંટ ડ્રીલની પરીક્ષા લેવા આવ્યો. એ પણ ઘણો ખીજાસી હતો. પરીક્ષા લેવા આવ્યો તે દિવસે તો એ ઘણો ખીજ-વાયલો હતો એટલે બધા રેકૃટોની એણે ધુળ કાઢી નાખી. ડ્રીલસાર્જંટે બરોબર ડ્રીલ શીખવવા નથી એમ એનો વાંક તો ન નીકળ્યો પણ શીખનારા બધા મૂર્ખા છે, કાંઇ આવડતું નથી એવો તેમને ઠરપાવ

મળ્યો. અને હથીઆર વાપરતાં શીખવા માટે નાલાયક ઠર્યો તે જુદું. જો કોઇ તટસ્થ મનુષ્યે આમને ડ્રીલ કરતાં જોયા હોય તો અવશ્ય તે આમને પાસ કર્યો વગર રહેજ નહિ. જે દિવસે ડ્રીલમાં લોન્સડેલની ટોળી નાપાસ થઇ તેજ દિવસે સાંજે સૈનિકનિવાસ આગળ લોન્સડેલને સાર્જંટ લેંગ્લી મળ્યો અને એને પૂછ્યું "કેમ અલ્યા, સૈનિકનું જીવન કેવું લાગે છે ? કેમ બોલતો નથી. તને એમ તો થાય છે કે આમાં ન જોડાયો હોત તો સારૂં. પણ તું મોઢે કહેતો નથી. કેમ હું કહું છું તે બરોબર છે ને ?" ફ્રેડરિકે કઠોર અવાજે કહ્યું. "હા."

"હું ધારતોજ હતો કે તને કશાથી સંતોષ નહિ મળે. ઓકલેમાં એકવાર નામ નોંધાવીને તું ફરી ગયો હતો તે હું ભુલી ગયો નથી. પણ હું તારાથી જાઉં એવો નહોતો. બેટસને મળીને મેં તને કેવો ઠેકાણે આણ્યો ? સ્માર્ટમનીને માટે તેં સર્જન તથા બીજા બે ત્રણ જણને કાગળ લખ્યા તે પણ હું જાણું છું. પણ બેટસ કાંઈ મૂર્ખો નહોતો કે તારા કાગળો પહોંચાડી આવે. એ ઘણો અચ્છો માણસ હતો. તું તથા બીજા કેટલાક રેકુટો તો મને એની મદદથી મળ્યા. અલ્યા, પછી પેલી છોકરી તારે ગળે હાથ નાખતી આવી હતી અને જે તારી પ્રિયતમા હતી તેનું શું થયું ? એ હતી તો ઘણી સુંદર. પણ હવે તો એણે બીજો આશક ખોળી કાઢયો હશે." લોન્સડેલને આ સાંભળીને ઘણો ક્રોધ ચઢયો હોવાથી એ ત્યાંથી ચાલ્યો જતો હતો; પણ લેંગ્લીએ સત્તાધારી અવાજે કહ્યું "હું તારી સાથે વાત કરૂં છું ને તું ચાલ્યો જાય છે ? હરામખોર લુચ્ચા, ઉપરી સાથે કેમ વર્તવું તે જાણે છે કે નહિ" ? ફ્રેડરિકે ખુનસભરી આંખે લેંગ્લી

સામું જોયું પણ કાંઈ બોલ્યો નહિ. " જો સાંભળ. તું તદ્દન નકામો માણસ છે; છતાં સફાઈમાંથી હાથ કાઢતો નથી. તારા ઉપર હું સખત દેખરેખ રાખું છું. મારી સાથે તું જરાકે અવિવેક કે તોછડાઈથી વર્ત્યો તો જોઈ લેજે તને શી શિક્ષા થાય છે તે." એ પ્રમાણે સાર્જંટ લોન્સડેલને ધમકી આપીને ચાલ્યો ગયો. લોન્સડેલને એથી એટલું બધું લાગી આવ્યું કે આવા દુઃખ અને જુલમમાંથી છુટવાને માટે જીવ ઉપર આવીને એ ગમે તેવાં પગલાં ભરત. પણ લ્યુસીની પવિત્ર પ્રેમાળ મૂર્ત્તિએજ એને તેમ કરતાં વારી રાખ્યો.

---

## પ્રકરણ ૧૨ મું.

### ડેવીસની યોજનાઓ.

આજ પંદર દિવસથી જીરોલ્ડ ડેવીસને ઘેર જતો આવતો હતો. એક દિવસ સાંજરે એ નિત્ય નિયમ પ્રમાણે ડેવીસના ઘર તરફ જવા નીકળ્યો. રસ્તામાં ચાલતાં ચાલતાં એ વિચાર કરવા લાગ્યો કે "છેલ્લા પંદર દિવસ થયાં કોણ જાણે મને શું થયું છે તેની મનેજ ખબર પડતી નથી. મારૂં મન એના તરફ વધારે આકર્ષાય છે, એના તરફ વધારે દોરાય છે. મારા મને કાંઈ વિલક્ષણ વલણ લીધું છે. ઇંદ્રિય-સુખની લાલસા તૃપ્ત કરીને પછી તજી દેવી એટલા માટે નહિ, પણ એને હંમેશની મારી બનાવીને મારી પાસે જ રાખવાને મારૂં મન ઉલટી રહ્યું છે. ખરેખર એ ઘણી સ્વરૂપવાન છે. જેમ જેમ હું એને વધારે જોઉં છું, તેમ તેમ એ મને વધારે સુંદર લાગે છે.

મને લાગે છે કે એને વધારે કાલાવાલા અને માન જોઇએ છીએ અને તેથીજ એ આટલી અતડી અને દૂરની દૂર રહે છે. ડેવીસ તો કહે છે કે એ શરમાળ છે. મને એના ઉપર પ્રેમ પ્રગટ્યો છે એ વાત ડેવીસે જાણી હશે? ના ના; એના બોલવા ચાલવા ઉપરથી એમ જણાતું નથી. એ વાત એ જાણતો હોય તો આટલો બધો મારામાં વિશ્વાસ મુકીને, જેમ કોઈ અંગત સંબંધી સાથે એ એની પુત્રીના લગ્ન સંબંધી વાત કરે તેટલી બધી છુટથી એ સંબંધમાં એ મારી સાથે વાત ન કરે. એને એવી જરા પણ શંકા નહિ હોય. છેલ્લા પંદર દિવસથી હું રોજ એને ઘેર જઉં આવું છું. જેમ વધારે જઉં છું તેમ વધારે જવાનું મન થાય છે. લ્યુસીની ઇચ્છા જેની સાથે લગ્ન કરવાની હશે તેની સાથેજ એ પ્રેમ કરશે એવી ડેવીસની વાત મને ખરી લાગે છે. જો કે હું તો ઘણો ધૃષ્ટ છું અને ગમે તેવી માગણી કરી શકું; પણ આની પાસે મારાથી તેમ નથી થઇ શકતું. એક ડયુકની પુત્રી પ્રતી અયોગ્ય પ્રેમ કરવાની જેમ મારી હિંમત ન ચાલી શકે તેમ આના આગળ પણ તેવો પ્રેમ દર્શાવતાં મને આંચકો લાગે છે. સદ્‌ગુણી સ્ત્રીઓનો જેવો પ્રભાવ હોય છે તેવોજ આનો પ્રભાવ છે. એ પ્રભાવને લીધે મારાથી અયોગ્ય કશુંયે બોલાતું નથી. સ્ત્રીઓના આવા પ્રભાવ વિષે મેં વાંચેલું છે તો ઘણું; પણ તે બધા તો હું ચોપડીમાંના ગપાટાજ માનતો. સદ્‌ગુણશાળી સુંદરીઓમાં કોઈ ઓર પ્રભાવ છે અને તેમના એ પ્રભાવને લીધે તેમની સાથે અયોગ્ય વર્તન કરવાની ગમે તેવા દુર્જન અને દુષ્ટ માણસની પણ હિંમત ચાલતી નથી. એ તો લ્યુસીએજ મને શીખવ્યું. એ એવાજ પ્રભાવવાળી છે, " આવા

વિચારમાં ને વિચારમાં ડેવીસનું ઘર આવી પહોંચ્યું. ઘરમાં જવું કે ન જવું તેની એને ગડભાંગ થવા લાગી. વળી એના વિચારના મણકા ફરવા લાગ્યા. "પણ આ તો હું ખોટું કરૂં છું. હું એની સાથે લગ્ન તો ન કરી શકું. તેમ લગ્ન વગર બીજી શરતે તો એ મને ન મળે. ત્યારે આ વાત હવે વધારે લંબાવવી યોગ્ય નહિ. કારણ કે પ્રેમનો અગ્નિ પૂર જોસમાં પ્રગટી ઉઠે તો પછી બાજી હાથમાં રહે નહિ અને વધારે દુઃખી થવું પડે. મારાં માતા પિતા એમ જાણે કે હું એમના બેલીફની પુત્રી સાથે પરણવા વિચાર કરૂં છું, તો એ લોકો ખચીત નારાજ થાય. મને તો એવો સંબંધ બંધાવોજ અશક્ય લાગે છે. માટે એ વિચાર માંડી વાળવો." એમ ધારીને એ મેનોર ભવન તરફ પાછો વળ્યો. થોડુંક ચાલ્યો હશે એટલે વળી પાછો મનના પ્રબળ વેગે એને રોક્યો અને એના હૃદય ઉપર સામ્રાજ્ય ભોગવી રહેલા લ્યુસીના સૌન્દર્યે એને ફરીથી આકર્ષ્યો. અત્રે અમારે જણાવવું જોઈએ કે એ તો સૌન્દર્યમંદિરની અધિષ્ટાત્રી દેવીને પોતાનું હૃદય અર્પણ કરી આવ્યો હતો; પણ એ હૃદયનો સ્વિકાર સામા પક્ષે જરાએ નહોતો કર્યો. "આ કેવી વિચિત્રતા. મને એમ થાય છે કે જાણે હું એને મળું. મનના વલણ વિરૂદ્ધ વર્તવું કામનું નથી. કારણ કે એની સત્તા બલવત્તર છે. હું એની સાથે લગ્ન કરૂં તો શું ખોટું ? મને તેમ કરતાં કોણ અટકાવવાનું છે. માત પિતાથી હું સ્વતંત્ર છું. થોડા વખતમાં હું લાયક ઉમ્મરનો થઈશ. અમારી મીલકત તો વારસાઈ હકે મનેજ ઉતરવાની છે. એમાંથી મને બાતલ કરી શકાય એમ નથી. મને એકત્રીસ વર્ષ થશે એટલે પૈસા મેળવતાં કાંઈ મુશ્કેલી નડવાની નથી. વળી એવું પણ મેં સાંભળ્યું છે કે રેજીમેન્ટમાં સૌન્દર્યવતી

પત્નીને સાથે લઇ જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો એના જેવું તો સુખ એકકે નહિ. સ્વરૂપવાન સ્ત્રીને લીધે મારે ત્યાં આનંદી મિત્રોનો જમાવ થશે. વળી આવી લલિતાંગના સાથે ભોજન કરવાનો પણ કેટલો બધો આનંદ મળે. લ્યુસી જો અનુપમ વસ્ત્રાલંકારથી મંડિત હોય તો એ બેલીફની પુત્રી છે એવું કોણ કહી શકે? એની બધી રીતભાત (લેડી) સન્નારીના જેવી છે. એ ચપળ અને બુદ્ધિશાળી છે. સુધરેલા સમાજમાં સહેલાઇથી ભળી જાય એવી છે. આ બાબતનો મારે વિચાર તો કરવો જોઇએ. હું તો ત્યાંજ જઇશ." આવો વિચાર કરીને જીરોલ્ડ રેડબર્ન ડેવીસના ઘર તરફ ફરીથી વળ્યો અને ત્યાં આવી પહોંચ્યો. માર્થાએ બારણું ઉઘાડયું અને એને, લ્યુસી અને ડેવીસ બેઠાં હતાં ત્યાં પ્રધાન ખંડમાં તેડી લાવી. ડેવીસ બ્રાન્ડી ચઢાવતો હતો અને લ્યુસી ભરતકામ કરતી હતી. પિતાને વારંવાર ગુસ્સે ન કરવાની ખાતર જ રેડબર્નની મુલાકાત એ સહન કરતી. લોન્સડેલ ઉપર એને અતિ દૃઢ પ્રેમ હતો તેથી જીરોલ્ડનાં વખાણ કે ખુશામત ઉપર જરાએ એ લક્ષ આપતી નહોતી. ઉલટું જ્યારે જ્યારે લાગ મળતો ત્યારે જીરોલ્ડ ઉપર પોતાનો અણગમો જણાવ્યા વગર રહેતી નહિ. જીરોલ્ડ તો એમજ ધારતો કે એ શરમાય છે. એટલે જેમ જેમ લ્યુસી અણગમો બતાવતી, તેમ તેમ એ વધારે ને વધારે એની પાસે બેસતો. લ્યુસી એમ ધારતી હતી કે હવે એને કમિશન ( લશ્કરમાં સનંદી અમલદારની નોકરી) મળશે એટલે એ લશ્કરમાં ચાલ્યો જશે અને એ પીડા એની મેળે ટળી જશે; તેથી એ સઘળું સહન કર્યા કરતી હતી. જીરોલ્ડના આવવાથી ડેવીસ ખુશ થતો હતો અને જેમ જેમ એ લ્યુસીનાં સ્વરૂપની મોક-

જાળમાં ફસાતો જતો હતો તેમ તેમ એ પ્રફુલ્લ થતો જતો હતો; તથા વિચાર કરતો હતો કે જો એકવાર જીરોલ્ડ લ્યુસીના રૂપમાં મુગ્ધ થઇને એના પ્રેમમાં આંધળો થઇ જાય અને એને ને એનેજ દેખ્યા કરે તો પછી લ્યુસી ઉપર દાબદબાણુ કરીને, એના ઉપર સખતાઇ વાપરીને અથવા તો ગમે તેમ કરીને એને તો ઠેકાણે લાવી દેવાશે. જમાનો ખાધેલ બેલીફ સમજી ગયો હતો કે લ્યુસી બેદરકાર રહે છે તેમ તેમ રેડબર્ન વધારે ફસાતો જાય છે. એટલે હાલ તરત તો લ્યુસી જેમ કરતી હતી તેમજ એણે એને કરવા દીધું. " મને તારા ઉપર પૂર્ણ પ્રેમ પ્રકટયો છે, તારા વગર હું રહી શકતો નથી અને તારી સાથે લગન કરવાનો મેં નિશ્ચય કર્યો છે." આવું રેડબર્ન જો ચોખ્ખે ચોખ્ખું લ્યુસીને કહી દે તો તો મારા જીવને પુરેપુરી નિરાંત વળી જાય, એમ એ વિચાર કરતો હતો. જીરોલ્ડ રેડબર્ને આવીને ડેવીસ સાથે શેકહેન્ડ કરી પણ લ્યુસી સાથે તેમ કરવાની એની હિંમત ચાલી નહિ. લ્યુસીને તો એના તરફ તિરસ્કારજ હતો. એણે ફ્રેડરિકનું ભયંકર અપમાન કરીને અને એની રોજી ખુંચવી લઇને એને ઘણી હાનિ પહોંચાડી હતી. એને પાપે જ એ બીચારાને લશ્કર-માં જોડાવું પડયું હતું. એટલે એને તો એ આંખના પાટા સમાનજ લાગતો હતો.

" કેમ મિ. ડેવીસ, ગ્લાસ ઉડાવો છો કે શું ! મારો એમાં ભાગ હશે એટલે હું યે આવી પહોંચ્યો છું. " રેડબર્ને ડેવીસ સાથે શેકહેન્ડ કરતાં કરતાં કહ્યું.

" મી. રેડબર્ન, તમને આવી હલકી જાતનો દારૂ મારાથી ન આપી શકાય. રહો હું ઘરમાં જઈને બીજો ઉંચી જાતનો વાઇન (દ્રાક્ષનો દારૂ) લઈ આવું. "

" ના ના, મને તો તમે પીઓ છો તેજ ચાલશે. વાઈનથી તો હું ધરાઇ ગયો છું."

" લ્યુસી, મી. રેડબર્નને એક ચોખ્ખું ગ્લાસ આપ."

" ના, એમાં એમને તસ્દી આપવાની જરૂર નથી. પુરૂષોએ સુંદરીઓને તકલીફ ન આપવી જોઇએ. સુંદરીઓ તો હુકમ કરવા સરજાયલી છે અને પુરૂષો તેમના હુકમનો આદર કરવા બંધાયલા છે."

જીરોલ્ડની આવી ખુશામત ઉપર લ્યુસીએ જરાએ ધ્યાન આપ્યું નહિ. પણ એને તે વખતે એમ તો થયું કે "આમ મારા પ્રિયતમ ફ્રેડરિક પાસે બેઠા હોય તો મને કેટલો આનંદ થાય?"

ડેવીસઃ "મી. રેડબર્ન તમારા કમીશનની કાંઇ ખબર અંતર આવી કે?"

" ના, હજી કાંઇ ખબર આવી નથી. બાપાજી ઉપર આજે કાગળ છે; એ ઉપરથી એમ લાગે છે કે ગેઝેટમાં નામ આવતાં હજુ ઓછામાં ઓછો એક મહિનો લાગશે. મનેયે જવાની કાંઈ એટલી બધી ઉતાવળ નથી."

"મને એમ લાગ્યું કે તમે લંડન અને ઓકસફર્ડમાં રહ્યા, એટલે આવા ગામડામાં તમને ગમતું નહિ હોય."

" અત્યાર સુધીતો નહોતું ગમતું. પણ—" એમ કહીને રેડબર્ન આગળ બોલવા જતો હતો પણ એણે ધાર્યું કે "હું વધારે પડતું બોલી જાઉં છું" તેથી એ વિષયાન્તર કરીને બોલ્યો "સાંભળ્યું છે કે બેટસ પૈસાના તંગીમાં આવી પડયો છે."

" હા, ગામમાં એને દેવું બહુ થઇ ગયું છે. બધા એને માટે

ભુમ મારે છે. મેં સાંભળ્યું છે કે હમણાં હમણાં તો એ રોજ પીઠામાં જાય છે."

"ગામમાં વળી એવું એ કહેવાય છે કે એ તો આપણા ગામમાં પેલો રેક્રુટીંગ સાર્જન્ટ આવ્યો હતો, તેનો પગારદાર નોકર છે. એની મદદથીજ સાર્જંટ આપણા ગામમાંથી રેકૃટો લઈ ગયો."

"હા, એવી વાત તો ઉડી છે."

"ગામમાં બધા વેપારીઓ સાથે બેટસને અણબનાવ થયો છે."

"પણ એક કામ તો બેટસે ઘણું સારૂં કર્યું. એણે પેલા લોન્સડેલને ધકકેલી દીધો એ ઠીક કર્યું. એણે એને શી રીતે સમજાવીને મોકલ્યો તે કાંઈ ખબર પડી નહિ."

જીરોલ્ડ લોન્સડેલનું આવું ઘસાતું બોલતો હતો તે લ્યુસીથી સહન થઈ શક્યું નહિ; તેથી એ ઉઠીને બહાર ચાલી ગઇ. ડેવીસ ચેતી ગયો એટલે એણે ધીમે રહીને રેડબર્નને દારૂનું ગ્લાસ ધર્યું અને કહ્યું "લ્યો મી. રેડબર્ન."

"કેમ, શું થયું? એ કેમ ચાલ્યાં ગયાં? તમે તો મને પુરી ખાત્રી આપી હતી કે તમારી પુત્રીને લોન્સડેલ સાથે કશોએ સંબંધ નથી. અને એનું નામ સાંભળતાંજ એ ઉઠીને ચાલી ગઇ."

"ખરી વાત છે. મી. રેડબર્ન મેં તમને ખરૂંજ કહ્યું છે. લ્યુસી માર્થા ઉપર બહુ માયા રાખે છે." માર્થા એના પ્રિયતમના વિયોગે દુ:ખી થઈ ગઇ છે. એણે લ્યુસીના મનમાં લોન્સડેલ માટે ઘણો સારો અભિપ્રાય ઠસાવી દીધો છે; તેથી લ્યુસીને માર્થાની દયા આવી હશે એટલે અહિંથી ઉઠી ગઇ. તમે જાણો છો? સ્ત્રીઓને એકબીજાનું

દુઃખ વધેલું લાગી આવે છે. તેમ મારી લ્યુસીને બીચારી માર્થાનું દુઃખ લાગી આવ્યું છે." ડેવીસે એકદમ સમયને અનુસરીને આવો હાજર જવાબ આપી દીધો.

"તમારૂં કહેવું બરોબર છે. હવે મીસ ડેવીસ હશે તે વખતે એવી વાત નહિ કાઢું."

• "હા, એ વાત પડતી મુકવીજ સારી છે."

"હજુ સુધી મીસ ડેવીસની શરમ ભાગી નથી લાગતી. આજે તો રોજના કરતાં એ મારી સાથે વધારે ઘુમરાયલી લાગતી હતી."

"મી. રેડબર્ન, મેં તમને કહ્યું છે કે મારી પુત્રીના વિચારો ઘણાજ ઉત્તમ છે, અને તેથી બહુ આગળવેડા કરતાં એ ડરે છે. એ શરમાય છે છતાંએ તમે અમારે ઘેર આવીને અમને કૃતાર્થ કરો છો, તે એ સમજે છે." ડેવીસનું આવું બોલવું સાંભળીને રેડબર્નને એક પ્રકારનો આનંદ થયો. એને એમ લાગ્યું કે "લ્યુસી-ને પણ મારા ઉપર પ્રેમ પ્રગટયો હશે અને એ પ્રેમ છુપાવવાની ખાતરજ એ આમ છટકાંમારી શોધ્યા કરતી હશે."

"તમે નથી હોતા, ત્યારે એ વારંવાર તમારી વાત કાઢે છે અને તમે એના મિત્ર હો તે પ્રમાણે તમારા સંબંધમાં એ બોલે છે."

"એમકે? લ્યુસી ઘણી રૂપવતી છે. ખરે જેની એ પત્ની થઈ રહેશે, તેના ભાગ્યની તો અદેખાઇજ કરવી પડશે."

"હું એનો પિતા છું છતાં એ વાત તો મારે કબુલ કરવી પડશે. મારે હવે એને પરણાવી દેવાનો વિચાર છે. મને તો ખાતરી

છે કે થોડા દિવસ એને અહિંથી કોઇ સારે સ્થળે લઇ જાઉં તો સભ્ય સમાજમાંથી જ એને વરવાને માટે ઘણાં માગાં આવે. તેટલા માટે સર આર્શબોલ્ડ પાસે થોડા દિવસની રજા માગવાનો મારો વિચાર છે. હજુ સુધી મેં એકકે રજા ભોગવી નથી અને મને ખાતરી છે કે એ જરૂર રજા આપશે."

"હા જરૂર આપશે. પણ જવાની એટલી બધી ઉતાવળ ન કરશો. હજુ ઘણો વખત છે."

"બરોબર છે. પણ જુઓની, લ્યુસી વીસ વર્ષની તો થઇ. ભાર જુવાનીમાં આવી છે. વળી હમણાં હમણાં એની તબીઅત ઠીક રહેતી નથી. એટલે હવા-ફેર કરવાનીએ ખાસ જરૂર છે. અરે પણ મારી કુટુંબકથા કહીને તમને હું કંટાળો આપું છું."

"ના, જરાએ નહિ. મી. ડેવીસ, મને તો એ કુટુંબકથા સાંભળવી ગમે છે. એથી તો તમારી મૈત્રી મારી સાથે ગાઢ થાય છે. હાં, પણ હું એમ કહેતો હતો કે તમારી જગ્યાએ જો હું હોઉં તો આટલી બધી ઉતાવળ ન કરૂં. એકાદ બે અઠવાડીયાં થોભી જાઓ. હજુ તો ઉનાળો અડધોજ ગયો છે. હજુ મહિના પછી હવાખાવાનાં સ્થળોએ સભ્ય મંડળના શોખીનો જશે. કેમ હવે મીસ ડેવીસ અહીં આવશે નહિ કે શું?"

"નહિ કેમ આવે! હું એને બોલાવી લાવું છું." એમ કહીને ડેવીસ લ્યુસીને બોલાવવા ગયો. લ્યુસીના શયનખંડ આગળ ગયો ત્યારે એ ખંડનું બારણું બંધ કરેલું માલમ પડયું. લ્યુસી અંદર બેઠી બેઠી રડતી હતી. રેડઅર્ને લોન્સડેલ પ્રત્યે જે કટુતા દર્શાવી

હતી તેને લીધે એને ઉણું લાગી આવ્યું હતું. ડેવીસે સાંકળ ખખડાવી; પણ અંદરથી જવાબ ન મળ્યો. ફરીથી જોરથી સાંકળ ખખડાવી. ખખડાટ સાંભળીને લ્યુસી ઝબકી ઉઠી અને બોલી:–"કોણ છે એ?"

"એતો હું છું. લ્યુસી, ચાલ નીચે." એમ ડેવીસે ધીમે રહીને કહ્યું.

"પિતાજી, મારી તબીયત ઠીક નથી; એટલે મારાથી નહિ અવાય."

"લ્યુસી હું કહું છું એટલે તારે આવવુંજ પડશે."

"પિતાજી, મારાથી નહિ આવી શકાય." લ્યુસીએ ડસકું ભરતાં કહ્યું.

"હું તને ખાસ કહું છું કે તારે આવવુંજ પડશે."

"પિતાજી, હું નહિજ આવું." ડેવીસને એમ તો થયું કે ધુરકીયું કરીને એને ધમકાવું; પણ નીચે રેડબર્ન બેઠો છે અને ધમાલ થશે તો એના જાણવામાં ખરી બીના આવી જશે, એ વિચારી ક્રોધ દબાવીને એ શાંત રહ્યો અને "યાદ રાખજે, ઉદ્ધત છોકરી, આનું પરિણામ સારૂં નહિ આવે." એટલું ધીમે અવાજે કહીને એ પાછો આવ્યો અને રેડબર્નને કહ્યું કે "લ્યુસી અત્યારે અસ્વસ્થ છે તેથીજ એ આપણી પાસેથી ચાલી ગઈ છે. એણે કહાવ્યું છે કે "મી. રેડબર્નને કહેજો કે "મારી પ્રકૃતિ મને અસ્વસ્થ જણાઇ માટે મારાથી આવી શકાશે નહિ. મારા એટલા અવિવેકને માટે હું એમની ક્ષમા માગું છું."

"લ્યુસીની પ્રકૃતિ અસ્વસ્થ જાણીને હું ગણો દિલગીર છું. હું પાછો કાલે સાંજે જરૂર આવીશ અને એમની પ્રકૃતિની ખબર

કાઢી જઈશ. " એમ કહીને રેડઅર્ન ત્યાંથી ઉઠ્યો. રસ્તામાં જતાં જતાં પાછો ગણગણવા લાગ્યો. "મને એના પ્રત્યે પ્રેમની જ્વાળા પ્રગટી ઉઠી છે." રાતે આશરે દસેક વાગે રેડઅર્ન ઘેર ગયો. દિવાનખાનામાં એના પિતા, માતા અને આન્ટ જેન એટલાં હતાં.

લેડી રેડઅર્નઃ "ભાઈ જીરોલ્ડ, દરરોજ રાતે હમણાંનો તું ક્યાં જાય છે?"

આન્ટ જેનઃ "ક્યાંક જતો હશે, વળી."

રેડઅર્નઃ "ફોઈ, તમે તો અવળું જ બોલ્યા કરવાનાં. તમારા મોઢામાંથી સારો બોલ તો નીકળવાનો જ નહિ. મને જરા સાંજને પોર ઠંડકમાં ફરવા જવાનું વધારે ગમે છે તેથી વાર લાગે છે."

લેડી રેડઅર્નઃ "પણ ભાઈ, રાતે બહુ બહાર રહેવાથી શરદી લાગી જાય."

આન્ટ જેનઃ "પણ બ્રાન્ડીથી ગરમાટો કરી લેતાં ક્યાં એને નથી આવડતું?" જેને રેડબર્નના મોઢામાં દારૂની વાસ મારતી હતી તે ઉપરથી કહ્યું.

"ભાઈ, તું પીઠામાં જાય છે કે શું?" કાંઈ વહેમ પડવાથી બેરોનેટે પૂછ્યું.

રેડઅર્નઃ—"બાપાજી, તમારા મગજમાં એવો વિચાર ક્યાંથી આવ્યો? હું ત્યાં શું કરવા જાઉં? મારે પીવો હોય તો આપણા ઘરમાંથી લઈને પીતાં મને કોણ અટકાવે છે?"

લેડી રેડઅર્નઃ—"ના ભાઈ, તને કોણ અટકાવે એમ છે. ફોઈને તો એવું કડવું બોલવાની ટેવ પડી છે. જો કે એમના મનમાં કશુંયે નહિ."

આન્ટ જેનઃ—" મારૂં કહેવું ઘણી વખતે ખરૂં પડે છે. પણ રોજ રાતે જીરોલ્ડ ક્યાં જાય છે એ તો એણે આપણને કહ્યું નહિ. "

રેડબર્નઃ—" ખેતરમાં બેસીને સીગાર ફુંક્યા કરતો હતો. લ્યો હવે જાણ્યું. "

આન્ટ જેનઃ—"ત્યારે તને ત્યાં બીક નથી લાગતી ? "

રેડબર્ને કાંઇ જવાબ ન આપ્યો અને બીજા વિષય ઉપર વાત નીકળી.

રેડબર્ન રોજ ડેવીસની મુલાકાત લેતો અને એ આવે ત્યારે લ્યુસીને ડેવીસની ધાકે એ બધાની સાથે એકજ ખંડમાં બેસવું પડતું. બનતા સુધી લ્યુસી ડેવીસને ગુસ્સે થવાનો પ્રસંગ નહોતી આપતી. છતાં રેડબર્ન તરફ તો એનું દુર્લક્ષજ રહેતું. એ તો એની લશ્કરમાં જવાની રાહ જોયાજ કરતી હતી. એને એમ થઈ ગયું કે એ ક્યારે લશ્કરમાં જાય, કે જેથી અહિં આવતો બંધ થાય.

લ્યુસી આગળ રેડબર્ને હજુ પ્રકટપણે પોતાનો પ્રેમ વ્યક્ત નહોતો કર્યો; તેથી એ એમ ધારતી હતી કે એ ડેવીસના ફંદમાં નહિ ફસાય. પરંતુ એને બીજો વિચાર થતો કે જો એ એની જાળ-માં ન ફસાયો હોય તો અહિં રોજ રોજ કેમ આવે ? વળી એના આવવાથી ડેવીસ ઘણો ખુશી થતો હતો. કદાચ બન્નેની છુપી મસલત પણ હોય. આવા અનેક વિચારો એને આવ્યા કરતા અને ખરૂં શું હશે તે એનાથી ન કલ્પી શકાયું. ગમે તેમ હોય પણ લ્યુસી ઘણી દુઃખી થતી હતી. એણે તો ઘર છોડીને નાસી જવાનો પણ વિચાર કર્યો હતો. પણ એક સદ્‌ગુણી અને ઉચ્ચ વિચારની સ્ત્રીને

એમ કરવું ન શોભે એથીજ એ અટકી રહી. અને ડેવીસ જો છેક અંત ઉપરજ આવે, તોજ એવું અંતિમ પગલું ભરવાનો એનો વિચાર હતો. જીરોલ્ડ પોતાનો મનોભાવ સ્પષ્ટ રીતે જણાવતો નહોતો, તેથી ડેવીસ પણ જરા ગભરાયો. એટલું તો એને સ્પષ્ટ જણાયું હતું કે, રેડબર્નને લ્યુસી ઉપર ગાઢ પ્રેમ પ્રકટયો હતો. પણ એનો પ્રેમ હજુ સુધી એ પ્રકટપણે કેમ નહિ જણાવતો હોય? પ્રેમ અને પદવિ એ બે વચ્ચે મુંઝાતો તો નહિ હોય? આખરે એને એમ જણાયું કે રેડબર્નને એકજ વાત ખુંચે છે. તે એ કે પોતે ઉમરાવજાદો હતો અને ડેવીસ એક સાધારણ સ્થિતિનો માણસ હતો. એટલે ઉમરાવ પોતાનાથી હલકી અને ઉતરતી પંકિતની સ્ત્રી સાથે શી રીતે લગ્ન કરી શકે? રેડબર્નની એ મુઝવણ દૂર કરવાને એણે એક પ્રસંગ સાધ્યો.

એક દિવસ સાંજે રેડબર્ન જ્યારે આવ્યો ત્યારે ડેવીસે લ્યુસીને એ ખંડમાંથી ચાલ્યા જવાની ઈશારત કરી. એને તો એટલુંજ જોઈતું હતું. એટલે એ ત્યાંથી ચાલી ગઈ. હવે ડેવીસ ને રેડબર્ન એકલા પડયા એટલે એણે વાત કાઢી. " મી. રેડબર્ન, મેં તો હવે હવાફેરને માટે દરિયા કિનારે તાબડતોબ ચાલ્યા જવાનો વિચાર કર્યો છે. "

" નક્કી વિચાર કરી દીધો કે શું ? "

" હા, કાલે હું સર આર્ચીબોલ્ડની પાસે ત્રણ મહિનાની રજા માગવાનો છું. મેં એ વાત એમને કાને તો નાંખી છે. મને એમણે કહ્યું છે કે, જ્યારે જવું હોય ત્યારે કહેજે. "

" આટલી બધી ઉતાવળ તમે કરશો એવું મેં નહોતું ધાર્યું. વાત એવી છે મી. ડેવીસ—" એમ કહેતો કહેતો એ ખચકાયો અને કહેવું કે ન કહેવું એનો વિચાર કરવા લાગ્યો. એણે જોયું કે. " હવે જો હું નહિ કહું, તો વાત મારી જશે. અને એકવાર જો મારા મનની વાત કહી દઇશ તો પછી માગથી ફરી જવાશે નહિ." એને એક તરફ લ્યુસી પ્રત્યેનો પ્રેમ અને એક તરફ પદવિનો ગર્વ બન્ને મુઝવવા લાગ્યાં. એક તરફ લ્યુસીનો વિચાર, બીજી બાજુ માતા-પિતાનો વિચાર આવ્યો. આમ એનું મન દ્વિધા વિચાર સાથે તુમુલ યુદ્ધ કરી રહ્યું હતું. આખરે લ્યુસી ઉપરના પ્રેમ આગળ પદવિનો ગર્વ ગળી ગયો. લ્યુસીની રમ્ય મૂર્તિ આગળ કુટુંબની કુલીનતાનો વિચાર લુપ્ત થયો અને અધુરૂં રહેલું વાક્ય પુરૂં કરતો બોલ્યો. " તમારી પુત્રીને માટે લાયક વર શોધવાને તમારે કાંઇએ જવાની જરૂર નથી." ડેવીસ જાણે અજાયબીમાં ગરકાવ થઇ ગયો હોય તેનો દેખાવ કરીને રેડબર્ન સામું અવાચક બનીને જોઇ રહ્યો.

" હું ખરૂં કહું છું. તમારી પુત્રીને હું ચાહું છું. હું એની સાથે લગ્ન કરીશ. આ વિષયની ગંભીરતા હું બરોબર સમજું છું. એને મશ્કરીમાં ન ગણી કાઢશો."

હજુએ જાણે એના આશ્ચર્યનો પાર ન રહ્યો હોય તેવી મુખ-મુદ્રા કરીને ડેવીસે કહ્યું: " મી. રેડબર્ન, પણ એ બનવું અશક્ય છે."

" કેમ અશક્ય છે ?"

" તમારા પિતા એ લગ્નમાં સંમતિ નહિ આપે."

" તમારે એમની સંમતિની જરૂર નથી. હું જાણું છું કે એ સંમતિ નહિ આપે; પણ તેમાં મને શું ? મારા સુખની કાળજી મારે રાખવાની છે. બે અઠવાડીઆમાં હું લાયક ઉંમરનો થઈશ. ગમે ત્યાં લગ્ન કરતાં મને કોણ અટકાવે એમ છે ?"

" આપે મને આવું માન આપીને ઘણો કૃતાર્થ કર્યો. પણ તમે જાણો છો ? હું તો તમારા પિતાનો એક નોકર છું."

" જુઓની, તેનો પણ આપણે હાલજ વિચાર કરીએ. લ્યુસી-ની મારી સાથે લગ્ન કરવાની મરજી છે કે કેમ તે પહેલું નક્કી કરો. મારો વિચાર તો અઠવાડીઆથી થઈ ગયો હતો, પણ વધારે પાકો વિચાર કરવાને માટેજ આટલા દિવસ મેં વાર લગાડી."

" તમારે મોઢે હું આ વાત સાંભળીશ એવો મને સ્વપ્ને પણ વિચાર નહોતો આવ્યો. એટલે મારે આ ઘડીએ તમને શો જવાબ દેવો, તેની પણ મને સમજ પડતી નથી. તમારાં માતા પિતા જો આમાં સંમત થાય, તો તો હું મારાં અને લ્યુસીનાં અહોભાગ્ય સમજું. લ્યુસી તો હું કહીશ તેમજ કરશે. પણ તમારાં માતા-પિતા કદીએ સંમતિ નહિ આપે."

"પણ મારે તેમની સંમતિ જોઇતી નથી. કેટલેક અંશે મારા પિતાથી હું સ્વતંત્ર છું. મને કમીશન મળી ગયા પછી હું રેજીમેન્ટ-માં જોડાઉં એટલે મારા પિતાજી મારે નામે શરાફને ત્યાં પાંચસો પાઉન્ડ જમા કરાવવાના છે. તે થોડો વખત ચાલશે અને અમારી મીલકતો તો પુત્ર-વારસને જ મળે છે. તેથી બીજી વ્યવસ્થા થઈ શકતી નથી એટલે મિલકત ઉપર પણ મને પૈસા મળી શકશે. તમને કદાચ મારા પિતા કાઢી મુકે તોયે શું ? તમે તમારા ગુજરાન જોગું

તો બેગું કર્યું છે. અરે હું તમારી લ્યુસીને લઈને નાસી જાઉં, તો પછી કોઇ જાણવાનું છે કે તમારો એમાં હાથ હતો ?"

"ના, એવું તો નહિ. લગ્નમંડપમાં મારી પુત્રી એના પતિને પ્રેમપૂર્વક વરમાળ પહેરાવે એ મારી નજરોનજર જોવાની મને ઘણી ઉમેદ છે. મારી લ્યુસીને લઇને નાસી જવાની તમને સંમતિ આપું અને લોકો મારી સામે આંગળીઓ કરે, તેના કરતાં તમારા પિતાની નોકરીમાંથી નીકળી જવું એ હજાર દરજ્જે સારૂં છે."

"વારૂ ત્યારે તમે કહો તેમ. પણ આજે મને તમારો છેવટનો નિર્ણય જોઈએ."

"ધારો કે મેં તમારૂં કહેવું કબુલ રાખ્યું; તો પછી તમે શાં પગલાં લેવા ધારો છો ?"

"મને કમીશન મળે અને મારા નામના પૈસા શરાફને ત્યાં જમે થઈ જાય એટલીજ વાર. પછી રેજીમેન્ટમાં જતા પહેલાં એક પખવાડીઆની રજા મંગાવી લઈશ. પછી કાં તો કોવેન્ટ્રી લીનકન, કે ડરબી, અથવા બીજે કોઈ સ્થળે જયાં તમને યોગ્ય લાગે ત્યાં લ્યુસીને લઈને આવજો. ત્યાં લગ્ન વિધિ કરી લઈશું." ડેવીસ બાજી રમી ગયો એનું રેડબર્નને બીલકુલે ભાન નહોતું. ફરીથી એ પેચમાંજ બોલ્યો " મી. રેડબર્ન, તમારે તરતજ મારો જવાબ જોઈએ છીએ ? આ સવાલ ગંભીર છે અને એને માટે મેં જરાએ વિચાર કર્યો નથી."

"તમે સંસાર વ્યવહારમાં ઘણા કુશળ છો એટલે તમને કોઈ પણ નિર્ણય ઉપર આવતાં શું વાર લાગવાની છે ? વિચાર કરીને

નક્કી કરો. તમે જો ના કહેશો તો મારૂં અહિં આવવું બંધ થશે. જો હા કહેશો તો મારે સુખનો સૂર્ય ઉગશે."

"સાહેબ, આપને હું નિરાશ નથી કરી શકતો. હું મારી સંમતિ આપું છું."

"શાબાશ. તમે મારા ઉપર અનહદ ઉપકાર કર્યો છે. બોલો, હવે કહો, લ્યુસી સાથે મારો ક્યારે મેળાપ થશે?"

"મી. રેડબર્ન, મારી સલાહ માનશો?"

"બોલોને, તમારી ઇચ્છાને હું આધિન છું."

"મારી લ્યુસીના વિચાર ઘણા ઉંચા છે. ફક્ત એક મહિના-ના તમારા સહવાસથી એ તમારી સાથે લગ્ન કરવાનું કબુલ ન કરે. કારણ કે, મને માફ કરજો હાં સાહેબ, મારે કહેવું પડે છે કે હજુ તમારામાં છોકરવાદી પાસું રહ્યું. જરાક તમે ઉતાવળીયા પણ હશો. કદાચ ઘડીકમાં તમે તમારો વિચાર બદલી નાંખો, ત્યારે એને પણ માઠું લાગે. આવો બધો એ વિચાર કરશે. માટે હમણાં તો તમે આવો છો તેમ આવ્યા કરો; એટલે તમારો સહવાસ પણ વધારે થશે ને બેયે વાત. પછી તમારે જ્યારે જવાનું થાય ત્યારે એક કામ કરજો. ત્યાંથી મને એક કાગળ લખજો. તેમાં લ્યુસી ઉપરનો કાગળ પણ બીડજો અને તે કાગળમાં તમારા પ્રેમનો ઈશારો કર-જો. મને જે કાગળ લખો તેમાં આપણે કયાં ભેગા થવાનું છે તેનો દહાડો વાર તથા સ્થળ લખી જણાવજો. એટલે હું લ્યુસીને લઇને તે દિવસે ત્યાં આવી પહોંચીશ. કેમ હું કહું છું તે બરો-બર છેને?"

"તમે કહો છો તેજ પ્રમાણે હું કરીશ." એમ કહીને

જીરોલ્ડ રેડબર્ને ડેવીસ સાથે શેકહેન્ડ કરી ત્યાંથી રજા લીધી. એ ગયો એટલે ડેવીસ તો હરખમાં નાચવા કુદવા લાગ્યો. "બસ મારી ધારેલી ધારણા હવે બર આવશે. મેં પણ એને યુક્તિથી ઠીક હાથમાં લીધો." એવો વિચાર કરતો ભોજનનો સમય થવાથી લ્યુસી સાથે એ જમવા બેઠો.

જીરોલ્ડ રેડબર્નના આનંદનો હવે પાર રહ્યો નહોતો. ડેવીસ સાથે હવે એ વધારે છુટથી વર્તવા લાગ્યો અને લ્યુસી સાથે પરિચય કરવાનો વધારે પ્રયત્ન કરવા લાગ્યો. છતાં લ્યુસી એને જરાએ સ્વિકારતી નહિ. પણ લ્યુસીને પાકો વહેમ ભરાયો હતો કે એનો બાપ અને રેડબર્ન કાંઈ જબરો ગોટાળો કરી રહ્યા છે. એને કેટલીક વાર એમ તો થઈ જતું કે, "રેડબર્નને એકાંતમાં મળીને લોન્સડેલ સાથેના મારા પ્રેમનો સ્ફોટ કરી દઉં. એટલે એ મારી આશા છોડી દે અને મને પજવતો પણ મટે." પણ કેટલાંક કારણુસર એને તેમ કરવું વ્યાજબી ન લાગ્યું.

એક દિવસ રાતે રેડબર્ન આવ્યો અને ખુશ થતાં ડેવીસને કહેવા લાગ્યોઃ "મી. ડેવીસ, મારૂં નામ ગેઝેટમાં આવી ગયું અને પેલો લોન્સડેલ જે રેજીમેંટમાં ગયો છે, તેજ રેજીમેન્ટમાં મને જગ્યા મળી છે." આ સાંભળીને લ્યુસીને સખત આઘાત થયો. "હવે એ મારા ફ્રેડરિકને વધારે દુઃખ દેશે, એના ઉપર જુલમ કરશે, એની સાથે દુશ્મનાવટ કેળવશે." એ વિચારે એ વધારે વ્યગ્ર બની ગઈ. એટલે એનાથી વધારેવાર એ ખંડમાં ન બેસાયું અને ત્યાંથી ઉઠી ગઈ. એ ઉઠી ગઈ એનું કારણ ડેવીસ તો સમજી ગયો પણ રેડબર્નને એણે ઉંધા પાટા બંધાવ્યા અને કહ્યું "જોયું, તમારા ઉપર લ્યુસીને કેટલો

બધો પ્રેમ છે? હવે તમારૂં નામ ગેઝેટમાં આવ્યું એટલે તમે તો જવાના અને એને તમારો વિયોગ પડવાનો; તેથી એ દુઃખી થઈ ગઇ અને દીલગીરી છુપાવવા અહિંથી ઉઠી ગઈ."

"એમ, મારા વિયોગના વિચાર માત્રથી એ એટલી બધી દીલગીર થઇ ગઇ ?"

"ત્યારે, એ તમને પૂર્ણ પ્રેમથી ચહાય છે. એને સર્વ પ્રકારે સુખી કરવી એ તમારા હાથની વાત છે."

"હું બાપાજી સાથે કાલે લંડન જઇશ, મારાં કપડાં તૈયાર કરાવી દઇશ અને પછી મારા પિતાજી અહિં આવતા રહેશે એટલે તમે મને જે સુચના આપી છે તે પ્રમાણે તમને અને લ્યુસીને હું કાગળ લખીશ. વારૂ ત્યારે અત્યારે લ્યુસી મારી સાથે વાતચિત કરશે ?"

"તમારા વિયોગના વિચારે એ બિચારી મુઝાઇ ગઇ છે. એનો જીવ જરા ઠેકાણે આવે ને મળો તો સારૂં."

"ઠીક, ત્યારે એમ રાખો." એમ કહીને જીરાલ્ડ ત્યાંથી વિદાય થયો.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### ઓકલેની પોસ્ટ ઑફિસ.

ડેવીસને ઘેર પ્રેમ અને લગ્નની વાતો ચાલી રહી હતી તે વખતે એનોર ભવન પણ આનંદથી ઉજમળી રહ્યું હતું. સર આર્ચિબોલ્ડ,

લેડી રેડબર્ન અને આન્ટ જેન એ ત્રણે દિવાનખાનામાં બેસીને જીરોલ્ડને કમીશન મળ્યું અને એનું નામ ગેઝેટમાં આવી ગયું તે વિષે વાતો કરતાં હતાં. માતાને હર્ષ થવા લાગ્યો કે " હવે મારો પુત્ર એક મોટો લશ્કરી અમલદાર થઈ ગયો. હવે એના યુનિફોર્મમાં એ કેવો મજેનો લાગશે. "

પિતા પણ એટલાજ ગર્વથી ફુલાવા લાગ્યો. પણ આન્ટજેન વચ્ચે વચ્ચે કાંઇ કડવું બોલીને એમના ઉત્સાહને મંદ કરતી હતી. આવી આનંદની વાતો ચાલી રહી હતી, એટલામાં નોકરે આવી ખબર આપી કે " બેટસ હજામ આપને મળવા માગે છે. જો આપની ઈચ્છા અને આજ્ઞા હોય તો એ આવે. " પહેલાં તો હમણાં ફુરસદ નથી, કોઈ બીજે સમયે આવજે, એમ કહાવી દેવાનો બેરોનેટે વિચાર કર્યો. પણ એને કાંઈ સાંભરી આવ્યું અને બોલ્યો: " પેલા નમાલા લોન્સડેલને સમજાવીને એણે લશ્કરમાં મોકલાવી આપ્યો હતો; તેમ બીજા ધંધા વગરના આળસુ મજુરીઆઓને ધકેલી દેવામાં એણે સારી મદદ કરી છે. માટે ભલે એ આવતો. એણે ગામના કચરાને વિદાય કર્યો એથી એના ઉપર હું ખુશ છું. " આ સાંભળીને આન્ટ જેને ટકોર કરી કે વધારાના બધાએ મજુરોને એણે ઠેર મારી નાંખ્યા હોત તો તો હું ધારૂં છું કે તમે એને વર્ષાસન કે પેન્શન બાંધી આપત. બેરોનેટ પોતાની બેનની આ ટકોર ઉપર ધ્યાન ન આપતાં બેટસને મળવાને બીજા ખંડમાં ચાલ્યો ગયો અને ત્યાં બેટસને બોલાવ્યો. એણે આવીને તરતજ બેરોનેટને છેક નીચા નમીને સલામ કરી અને જાણે બેરોનેટનો જીંદગી ભરનો ગુલામ હોય તેમ અદબમાં ઉભો રહ્યો. બેરોનેટ ઈઝી ચેરમાં પડયા પડયા બોલ્યા " કેમ બેટસ, શું કામ પડયું ? "

"મારા મહેરબાન સાહેબ, આપના અમૂલ્ય સમયનો હું દુરૂપયોગ કરવા આવ્યો છું તેને માટે મને ક્ષમા આપશો. આજે આપના એક નોકર તરફથી મને ખબર મળી કે આપ કાલે લંડન જાઓ છો. તો આપના આ નમ્ર ગુલામની એક નમ્ર વિનંતિ છે."

"ચાલ જલદી કર. બોલ શું છે?"

"સાહેબ, એક મીનીટજ. પેલી ગામની પોસ્ટ ઓફીસવાળા મીસીસ સગડન—"

"હા, તે તો આજે ગુજરી ગઈ. સમજાયું; એમ કહેને કે પોસ્ટ ઓફીસ તારા ચાર્જમાં તારે જોઈએ છીએ, ખરૂંને?"

"હા મુરબ્બી, આપ બરોબર મારો વિચાર જાણી ગયા. મને અજાયબી લાગે છે કે શી રીતે આપ મારા મનની વાત જાણી શકયા? માણુસનાં મન પારખવામાં આપ સાહેબ ઘણા પ્રવીણ છો."

"અરે, હું તો માણુસનાં પગલાં વરતી જાઉં છું. જાણે છે બેટસ?" પોતાની પ્રશંસા સાંભળીને બેરોનેટે ફુલાતાં ફુલાતાં કહ્યું. "ત્યારે પોસ્ટ ઓફીસમાં તારી ગોઠવણુ કરવી છે એમને?"

"હાજી. જુઓની સાહેબ, ગામમાં અત્યારે વિચિત્ર વા વાઈ રહ્યો છે. લોકોને ખોટું ખોટું સમજાવીને મેં બધાને ભરતીમાં મોકલ્યા એમ વાત ચાલી રહી છે. અધુરામાં પુરૂં જે લોકો ગયા છે તેના કાગળ આવ્યા છે કે, "અમને તો અહિં બહુજ દુઃખ પડે છે અને લેંગલીએ જે સૈનિક–જીવનને માટે ઉત્તમ ચિતાર આપ્યો

હતો તેમાંનું તો અમે કાંઈજ દેખતા નથી. '' આવા કાગળથી આખા ગામના લોકો મારી વિરૂદ્ધ પડયા છે. ''

'' એ સાલા કુતરાઓ કોઈ પણ દહાડો એમ નહિ કહેવાના કે અમે સુખી છીએ. એ હલકી જાત ગમે એટલું સુખ મળે પણ બખડયાજ કરવાની. ''

'' બરોબર છે. આપ કહો છો તેમ એ કુતરાઓએ અત્યારે ગામમાં જબરૂં તોફાન મચાવી મુકયું છે. સાલા એકકે એક મારાથી વિરૂદ્ધ પડયા છે. ગઈ કાલે તો ળુશલના પિઠામાં બધા વેપારીઓ ભેગા મળ્યા અને મીટીંગ ભરીને ઠરાવો પસાર કર્યા. આ રહી સાહેબ, એ ઠરાવોની નકલ પણ મારી પાસે છે '' એમ કહીને બેટસે પોતાના ગજવામાંથી ચીંથરા જેવો ચોળાઈ ગયેલો એક મેલો કાગળ કાઢીને ધર્યો.

'' વાંચને, અંદર શું લખ્યું છે? '' બેરોનેટ બોલ્યા.

'' જુઓ, સાંભળો સાહેબ. ''

મી. સીફ્રીનના પ્રમુખપણા નીચે ઓટલે ગામના પીઠામાં તા૦ ૩ ઓગષ્ટ ૧૮૨૮ ના રોજ મળેલી મીટીંગમાં પસાર કરવામાં આવેલા ઠરાવો:—

ઠરાવ મુકનાર—મી. બીગલે, ટેકો આપનારે મી. મમરી. સર્વાનુમતે પસાર. પહેલો ઠરાવ—'' ઓબેડીઆ બેટસે આપણા ગામમાંથી લોકોને આડું અવળું સમજાવીને ભરતીમાં દાખલ થવાને લલચાવી ભરતી કામદારને મદદ કરી છે; માટે આ મીટીંગ એવો ઠરાવ પાસ કરે છે કે એક હજામ અને હેર ડ્રેસર તરીકે તેના ઉપરથી બધાને વિશ્વાસ ઉઠી ગયો છે. ''

ઠરાવ મૂકનાર—મી. કલેગ. ટેકો આપનાર મી. પોકાક. એક વિરૂદ્ધ સર્વાનુમતે પસાર. ઠરાવ બીજો—"આપણા ગામના ફાયદાને માટે અને ગામમાં શાંતિ જળવાઈ રહેવાની ખાતર, બહારથી બીજો હજામ અહિં આવીને રહે તેને માટે બીજા હજામ સાથે પત્રવ્યવહાર કરવા પગલાં ભરવાં."

ઠરાવ મુકનાર—મી. ટ્રીપીસ. ટેકો આપનાર મી. શીપર્ગોશ સર્વાનુમતે પસાર. ઠરાવ ત્રીજો—"મેસર્સ કલેગ, મમગી, બ્રોગડન અને જુડકીન્સ એ ચારની એક કમીટી નીમવી; અને તેમણે ઠરાવ નંબર ૨ નો અમલ કરવા વ્યવસ્થા કરવી. અને એ ઠરાવમાં જણાવેલો પત્ર વ્યવહાર ચલાવવાને ખર્ચ કરવા છ છ પેન્સનું ઉઘરાણું દરેક મેમ્બરે પાસ કરવું."

"કહો સાહેબ, આવા ઠરાવ પાસ કરવા એ ચોખ્ખો રાજદ્રોહનો ગુન્હો નથી થતો ? લોકોને અમુક રસ્તે ઉશ્કેરી મુકવા તે ફીતુરી ફેલાવવાના ગુન્હામાં આવી જાય છે." બેરોનેટ હજામના આ શબ્દો સાંભળીને પોતાનું હસવું ખાળી ન શકયા; એટલે હસતાં હસતાં એ બોલ્યા "રાજદ્રોહ કે ફીતુર ફેલાવવાનો ગુન્હો થાય કે નહિ, તે તો હું જાણતો નથી. પણ એટલું તો ચોખ્ખું માલમ પડે છે કે આખું ગામ તારી વિરૂદ્ધ છે. ફીકર નહિ, હું તારો પક્ષ લઇશ." આ સાંભળીને હજામ ખુશ ખુશ થઇ ગયો અને જમીન સુધી નીચા વળીને બેરોનેટને એણે સલામ કરી.

"વારૂ હવે આ પોસ્ટ ઓફિસ બાબતમાં શું કરાવવા માગે છે ?"

સાહેબ, પોસ્ટ માસ્તર જનરલને મોકલવાને મેં એક અરજી ઘડી રાખી છે. મેં એમાં લખ્યું છે કે મારા દાદા, મારા બાપ અને

હું આ ગામનાજ રહીશ છીએ; એટલે ત્રણ પેઢીથી અમે અહિં રહીએ છીએ. જુઓની, હું આપને બતાવું. ” એમ કહીને બેટસે પોતાના કોટના ગજવામાંથી કાગળ કાઢીને બતાવ્યો.

“ વારૂ, એ અરજી તું અહિં મુકી જા. હું એ અરજી ઉપર ભલામણના બે બોલ લખીને પોસ્ટ માસ્તર જનરલ ઉપર મોકલાવી આપીશ. એમ સમજને કે પોસ્ટ ઓફીસનો ચાર્જ તને મળીજ ગયો. ”

“જી, આપનો હું ઉપકાર નહિ ભૂલું. સાહેબ, પાંચ પાઉન્ડ મને એમાં મળે એમ છે. વળી અત્યારે બધું ગામ મારી વિરૂદ્ધ છે, પણ જો પોસ્ટ ઓફિસ મારા હાથમાં આવે તો તો લોકોને પોસ્ટ ઓફિસમાં આવ્યા વગર છુટકો નહી; એટલે પછી એની મેળે એ લોકો ઠેકાણે આવે. પોસ્ટ ઓફિસનો ચાર્જ મને મળે તો આવી રીતનો ફાયદો થાય એમ છે. ”

“ જા, તને હું વચન આપું છું કે હું પોસ્ટ ઓફીસનો ચાર્જ તનેજ અપાવીશ. ” આમ કહીને આર્શિબોલ્ડ ત્યાંથી ઉઠયા એટલે હજામ ત્યાંથી ખુશ થતો થતો વિદાય થયો.

બીજે દીવસે જીરોલ્ડને પોતાના ઓદ્ધાનો ચાર્જ લેવા જવાનું હતું એટલે એ લંડન જવાને તૈયાર થયો. માતા તથા ફ્રેંકની રજા લીધી. માતાએ કહ્યું “ જો ભાઈ, દર અઠવાડીએ અઠવાડીએ તારી તબીઅતના સુખ સમાચાર લખતો રહેજે કાગળ લખવામાં આળસ ન રાખતો. બહુ દારૂમાં છાકટા ન બની જવું. મોડી રાત સુધી ઉજાગરો ન કરવો. બીજું. નઠારી લતોમાં ન પડવું. ” વિગેરે શિખામણોના બોલ કહ્યા. આન્ટ જેને કહ્યું “ ભાઇ, ડાહ્યો થજે. એકદમ

મોટે ઓધ્ધે ગયો છું એટલે ફુલાઇ ન જતો. કારણ કે મોટા ઓદ્ધાઓમાંજ કાંઈ બધા સદ્ગુણોનો સમાવેશ થતો નથી. એવા ઓદ્ધા તો એક હલકા લશ્કરના ડ્રમર બોયને પણ મળે છે. ” આ પ્રમાણે સર્વની વિદાય લઇને સર આર્શિબોલ્ડ અને રેડબર્ન નીકળ્યા અને સાંજે લંડન પહોંચ્યા. બીજે દિવસે સવારે બેટસને પોતે આપેલા વચન પ્રમાણે પોતાની ભલામણ સાથે સર આર્શિબોલ્ડે એની અરજી પોસ્ટ માસ્તર જનરલને મોકલી આપી. થોડા દિવસમાં સર આર્શિબોલ્ડને ઘણો વિવેકભર્યો જવાબ મળ્યો કે “ આપે જે શખસને માટે ભલામણ કરી હતી તે શખસની-ઓકલે ગામના હજામ ઓબેડીઆ બેટસની-અમે નિમણુંક કરી છે અને એને પોસ્ટ ઓફિસનો ચાર્જ સોંપવામાં આવ્યો છે.

અહિં જીરોલ્ડનો આઉટ ફીટ યુનિફોર્મ બનાવવાનું કામ બોન્ડ સ્ટ્રીટના પ્રખ્યાત લશ્કરી આઉટ ફીટર્સ મેસર્સ બીકનેલ એન્ડ મોરને સોંપવામાં આવ્યું હતું. તેઓ ઝપાટાબંધ એ કામ કરી રહ્યા હતા. જીરોલ્ડને માટે બે એક ઘોડા વેચાતા લીધા અને સર આર્શિબોલ્ડના લંડનના બેંકર મારફતે પોર્ટ્સ માઉથના બેંકરને ત્યાં જીરોલ્ડની હાથખર્ચીને માટે એના નામના પાંચસો પાઉન્ડ બેરોનેટે જમા કરાવ્યા. જે દિવસે જીરોલ્ડનો યુનિફોર્મ તૈયાર થયો અને એણે પહેરી જોયો તે દિવસ એને ખરા આનંદનો લાગ્યો.

યુનિફોર્મમાં પુત્રને જોઇને પિતાનું હૃદય પણ હર્ષોત્ફુલ્લ બની ગયું અને રેડબર્નને એ કહેવા લાગ્યો કે “ જો, અત્યારે તારી માતા અહિં હોત તો તને આ પોષાકમાં જોઇને કેટલી બધી રાજી થાત. હું એને આપણી સાથે ન લાવ્યો તેથી મને દિલગીરી થાય છે.

હશે; પાછો તું રજા લઇને આવું ત્યારે એને આ પોષાક પહેરીને બતાવજે. તને આ પોષાકમાં જોઇને એ તો હર્ષથી ગાંડી ઘેલી જઈ જશે. કોઈ પણ તને આ પોષાકમાં જોઇને ખુશ જ થશે. આજે આપણે લેડી કેટેમેરનની પાર્ટીમાં જવાનું છે ત્યાં તું આ યુનિફોર્મમાંજ આવજે."

રેડબર્ન માટે હવે બધો સરંજામ તઇયાર થઇ ગયો હતો અને એના ઓદ્ધાનો ચાર્જ લેવાને પોર્ટસ માઉથ જવાનો દિવસ પાસે આવતો હતો. રેડબર્ન માટે લીધેલા ઘોડા એમના એક જુના નોકર સાથે આગળથી પોર્ટસ-માઉથ મોકલાવ્યા હતા. જવાનો દિવસ આવ્યો. પિતા પુત્ર એક બીજાને ભેટયા. પિતાએ પુત્રને પોતાથી આપી શકાય તેવી શિખામણ આપી અને પુત્ર પોર્ટસ-માઉથ જતી ગાડીમાં બેઠો. પુત્ર ગયો એટલે સર આર્શિબોલ્ડ મેનોરભવન જવા ઉપડયા. જીરોલ્ડ પોર્ટસ માઉથ જતી ગાડીમાં ગયો ખરો, પણ ઠેઠ ત્યાં ન જતાં કાંઇક અગત્યનું કામ કરવાનું રહી ગયું છે એવું મીશ કાઢીને લંડનથી થોડાક માઇલ ઉપર આવેલા પહેલા સ્ટેશને ઉતરી પડી એ પાછો લંડન ગયો. અને ત્યાં પિતાની સાથે જે હોટલમાં એ ઉતર્યો હતો ત્યાં ન ઉતરતાં બીજી હોટલમાં ઉતર્યો. એકદમ હોર્સ ગાર્ડસને એ મળ્યો અને તેને કહ્યું "હું મારી રેજીમેન્ટમાં જવા તૈયાર થયો હતો; પણ મારી માતા ઘણી માંદી થઈ ગઈ છે અને મને તેડવા મુદ્દામ માણુસ મોકલ્યો છે. માટે એક પખવાડી-આની વધારે રજા મળવા વિનંતિ છે." આવું કહીને એણે રજા મેળવી. પરંતુ એનો ઘોડાવાળો ઘોડા લઇને આગમચથી પોર્ટસ માઉથ ગયો હતો, તેથી "જો હું નહી જાઉં તો એ તપાસ કરી

મુકશે. માટે લાવ એને પણ લખી નાખું." એમ વિચાર કરીને એને લખ્યું કે, "મારાથી હજુ પંદર દહાડા પોર્ટસ-માઉથ આવી શકાશે નહિ. માટે કદાચ જો તુ કોઇને એકલે કાગળ લખે તો હું હજુ પોર્ટસ-માઉથ નથી આવ્યો એવું ન લખતો ત્યાં મારી વાત જણાવવાની કાંઈ જરૂર નથી."

જ્રેરોલ્ડને પોતાના નોકરમાં વિશ્વાસ હતો એટલે એને એ પ્રમાણે લખ્યું. એજ ટપાલમાં એણે એક કાગળ પોર્ટસ-માઉથના બેંકર ઉપર લખ્યો. તેમાં એને તાબડતોબ સો પાઉન્ડ મોકલવાનું લખ્યું. આ ઉપરાંત એક લાંબો કાગળ લ્યુસી ઉપર ચીતરી કાઢ્યો. તેમાં લખ્યું કે, "તારા ઉપર મારો અગાધ પ્રેમ છે. તારા વગર મારૂં સુખ નકામું છે. તારી સાથે લગ્ન કરવાથી મારા આનંદનો પાર નહિ રહે. તને સર્વ પ્રકારે સુખી કરવા અને સુખી રાખવા હું મારો સર્વ સમય ગાળીશ. માટે તારા હાથની હું માગણી કરૂં તો મને નાસીપાસ ન કરીશ. આપણા લગ્ન માટેની મેં બધી તૈયારીઓ કરી રાખી છે. તે વિષે બધી હકીકત તારા પિતા તને કહેશે." પછી એક કાગળ નીચે પ્રમાણેનો એણે મી. ડેવીસને લખ્યો.

હેમેટ હોટલ, પીકેડીલી
૨૦ ઓગસ્ટ ૧૮૨૮.

મારા વ્હાલા સાહેબ,

આપણા બે વચ્ચે જે વાતચિત થઈ હતી, તે પ્રમાણે હું એક કાગળ મીસ ડેવીસને અને એક કાગળ તમને લખું છું. તમારી પુત્રી ઉપરનો કાગળ સીલ કર્યા વગર તમારા કાગળમાં બીડું છું.

એ કાગળ એને આપતા પહેલાં તમે વાંચી જજો. હું આશા રાખું છું કે, તમારી પુત્રી મને સ્વીકારશે. મને તમારા ઉપર પૂર્ણ વિશ્વાસ છે. તેમજ હું છેલ્લી વેળા તમારે ઘેર આવ્યો હતો, તે વખતે લ્યુસીને મારા વિયોગના દુઃખથી જે લાગણી થઈ આવી હતી, તે ઉપરથી હું ધારૂં છું કે મને નિરાશ થવાનું કારણ નહિ રહે.

હવે આપણે શી શી વ્યવસ્થા કરવાની છે, તે બાબતમાં લખું છું. મારા પિતાજીએ પોર્ટસ માઉથના શરાફને ત્યાં મારે નામે મોટી રકમ જમા મુકી છે. તેમાંથી થોડી રકમ મને મોકલવાને મેં તે શરાફને લખી દીધું છે. એ રકમ મને પરમ દિવસે મળી જશે. પણ કદાચ વહેલું મોડું થાય, તો મને આજથી ચોથે દિવસે મળે. એટલે ૨૪ મી તારીખે હું કોવેન્ટ્રિ જઈશ. ૨૫ મી તારીખ સ્પેશ્યલ લાયસંસ (લગ્નની ખાસ પરવાનગી) મેળવવામાં અને બીજી ગોઠવણ કરવામાં જશે. એટલે તમે જો ૨૬ મીની સવારે ઓકલેથી નીકળો તો બપોર સુધીમાં કોવેન્ટ્રિ આવી પહોંચશો. આવીને મને જ્યોર્જ હોટલમાં મળજો. એટલે તમારા આવ્યા પછી કલાક બે કલાકમાં બધી લગ્નવિધિ થઇ જશે અને તમારી પ્રિય પુત્રી મારી પ્રિયતમા પત્નિ બની જશે. વળતી ટપાલે નીચેને સરનામે પત્ર લખશો એટલે મને પહોંચશે.

"મી. સ્મીથ, હેચેટ હોટેલ"

હું છું વ્હાલા સાહેબ,

તમારો જલદીથી થનારો જમાઈ જીરોલ્ડ રેડબર્ન.

આ પ્રમાણે કાગળ લખી એ કાગળમાં લ્યુસીનો પત્ર બીડયો અને બધાએ કાગળો એણે ટપાલમાં નંખાવ્યા.

*　　　*　　　*　　　*

હવે આપણે ઓકલેના નવા પોસ્ટ માસ્તર મી. બેટસની ખબર લઇએ. એણે એની બારીમાંજ " લેટર બોક્સ " ગોઠવી દીધી. એણે પોતાની આખી દુકાન રંગી નાંખી હતી. અત્યારે લોકલાગણી એના વિરૂદ્ધ હતી. એટલે હજામતનો ધંધો તો મંદીમાં હતો. તેથી પૈસા ખુટી પડયા હતા, એટલે એણે પોતાને હાથેજ દુકાન રંગી નાખી. અને પોતાની રંગેલી દુકાન જોઈ જોઇને એ ખુશ થતો હતો. દુકાન ઉપર પીળા અક્ષરથી એણે પોતાનું નામ ચિતર્યું અને " પરફ્યુમર અને હેરડ્રેસર " એ શબ્દો મોટા અક્ષરે લખ્યા. બારીના કાચ ઉપર " પોસ્ટ ઓફિસ " એમ ચિતર્યું અને લોકો ભૂલા ન પડે એટલા માટે લેટર બોકસ ઉપર " કાગળો નાંખવાની પેટી " એ શબ્દો મોટા અક્ષરે ચિતર્યા હતા. આપણે જે વખતે બેટસની પોસ્ટ ઓફિસની ખબર લઇએ છીએ તે વખતે મિડલટનથી ટપાલ આવી હતી. અને બેટસ કાગળોની બેગો ખોલી રહ્યો હતો. વચ્ચે વચ્ચે બબડતો હતો કે, " ગામના લોકો મારી સાથે ઇતરાજી રાખે છે, અને મારી જગ્યાએ નવો હજામ લાવે છે. તો હું પણ એમને બતાવું કે હું પોસ્ટ માસ્તર અમથો નથી થયો. એમની બધી છાની વાતો જાણવાને આ સાધન મને ઠીક મળી ગયું. અહિંના વેપારીઓ મિડલટનમાં કોની કોની સાથે સંબંધ રાખે છે, કોની પાસેથી માલ મંગાવે છે, તેમની કેવી શાખ છે, વળી પોતાના મિત્રોને એ લોકો કેવા પત્ર લખે છે, એમને કેવા જવાબ મળે છે, કોની કોની સાથે એમને દ્વેષ છે, એ સર્વ વાત મને આ પોસ્ટ ઓફિસથી માલમ પડી આવશે. એમની આવી ખાનગી વાતો જાણી લઇને એમને સપડાવું, ત્યારેજ એમને ખબર પડશે કે મારા જેવા માણસને છેડવાથી એમને શી હાણુ મળી. "

બેટસ કાગળોની બેગો એક નાના ઓરડામાં લઈ ગયો અને ઓરડો બંધ કર્યો. મેનોર ભવનના જેટલા કાગળ હતા, તે બધા દોરા બાંધીને જુદા મુક્યા. ત્યાર પછી બહુજ સંભાળથી અને સાચવી સાચવીને મી. ફુલેગ્, મી. જુડકીન્સ, મી. મમરી અને બીજા ત્રણ ચાર જણ ઉપરના પત્રો એક પછી એક એણે ફોડયા અને પુરેપુરા વાંચી લીધા. વાંચીને એ કાગળો એણે ફરીથી એવી રીતે બીડી દીધા કે એ કાગળ ફોડેલા છે એવી કોઈને શંકા પણ ન જાય. પછી એણે ડેવીસ ઉપરનો કાગળ હાથમાં લીધો ચારે બાજુએ ફેરવી ફેરવીને જોયો. કાગળ જરા ભારે લાગ્યો. લંડન પોસ્ટ ઓફિસની છાપ દીઠી. સરનામાના અક્ષર સુંદર લાગ્યા એટલે એ કાગળ ફોડીને એને વાંચવાનું મન થયું. પિટર ડેવીસ એના પ્રત્યે જરા કડક નજરથી જોતો હતો એટલે એણે વિચાર કર્યો કે, " બધા કહે છે, કે મી. ડેવીસ માલદાર છે. તો જોવા દે કાંઈ પોગળ નીકળે છે? હમણાં મેં મમરીનો કાગળ વાંચ્યો એટલે મારી આંખ ખુલી ગઈ. હું તો ધારતો હતો કે એણે ઠીક ભેગું કર્યું હશે, પણ આ કાગળ ઉપરથી તો જણાય છે કે એની પાસે તો પુરા દસ પાઉન્ડ પણ નથી. નહિ તો કાર્લાઇમાં એના સાળા પાસેથી ઉછીના લેવા શું કામ લખે? માટે ડેવીસનો પત્ર વાંચવાથી એની ખરી સ્થીતિની મને તરત ખબર પડી જશે. કાગળ સીલ કરેલો છે પણ ખાસ નામવાળી સીલ નથી, એટલે ઉખેડીને ફરીથી સીલ કરી દેવાશે." એમ વિચાર કરીને હળવે રહીને સીલ તોડીને એ કાગળ વાંચવા લાગ્યો. જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ એની અજાયબીનો પાર રહ્યો નહિ. એકદમ એ બોલી ઉઠયો:—" આવું કોણ ધારે ? આ

કાગળ તો બધાથી ટપી જાય એવો છે. સાલો મૂર્ખો. ખરૂં રહસ્ય હાથમાં આવ્યું." કાગળ પુરેપુરો વાંચીને ફરીથી બંધ કરી સીલ કરી દીધી. પછી બધા કાગળો એણે ટપાલીને વહેંચવા આપી દીધા અને ડેવીસના કાગળમાંથી જે અજાયબીમાં ગરકાવ કરે એવી ખબર મળી હતી, તેનો વિચાર કરતો બેઠો.

# પ્રકરણ ૧૪ મું.

## એક પત્ર.

ચાલો આપણે ફરીથી પોર્ટસ માઉથ જઇને ફ્રેડરિકની ખબર અંતર લઇએ. છેલ્લો આપણે એને જે દુ:ખદ સ્થિતિમાં જોયો હતો તેના કરતાં એ વધારે દુ:ખી હતો અને જીવનથી કંટાળી ગયો હતો. ભાગ્યનાં મોકલેલાં દુ:ખો અને સાર્જંટ લેંગલી તેમજ બીજા નૉન કમીશન્ડ ઓફીસરોના જુલમ એ ધૈર્યથી સહન કરતો. લેંગલીએ એની ખરાબ શાખ પાડી દીધી હતી, તેથી કોઈ પ્રકારે જાણે અજાણે એના વાંકમાં ન અવાય એની એ ખાસ સંભાળ રાખતો. અહિં આવે એને ત્રણ મહિના થઇ ગયા હતા. એ દરમ્યાનમાં એના ઉપર લ્યુસીના ઘણા પ્રેમ પત્રો આવ્યા હતા. એ પત્રોથી એના હૃદયને કેટલેક અંશે આશ્વાસન મળતું. કાગળ કોણે લખ્યો છે એ બીજા કોઇને માલમ ન પડી જાય એટલા માટે લ્યુસી કાગળ ઉપર ફ્રેડરિકનાં સરનામાં માર્યાને હાથે કરાવતી હતી. લ્યુસી પોતાના દરેક કાગળમાં લખતી કે "હાલ તુરત મારા કોઈ પણ કાગળનો

જવાબ આપવા તસ્દી લેશો નહિ. કારણ કે, મારા સરનામે કાગળ લખવાથી મારા પિતા તે કાગળ ખોલે અને મારા પિતાને શંકા જાય, તો માર્થાના સરનામે લખેલા પત્રો પણ એ ફોડયા વગર રહે નહિ. ગામમાં કોઇ બીજા ઉપર મને વિશ્વાસ નથી એટલે કોઇના પણ સરનામે મારા ઉપર પત્ર લખાશે નહિ." આ હકિકતને લીધે ફ્રેડરિકથી લ્યુસીના પત્રનો પ્રત્યુત્તર આપી શકાતો નહિ.

પોતાને ત્યાં જીરોલ્ડ રેડબર્ન આવે છે અને ડેવીસ જીરોલ્ડ રેડબર્ન સાથે પોતાનાં લગ્ન કરી દેવાની જાળ પાથરે છે, વિગેરે બાબતનો લ્યુસી પોતાના પત્રોમાં જરાએ ઉલ્લેખ કરતી નહિ. કારણ કે, એ જાણીતી હતી કે તેમ કરવાથી ફ્રેડરિકનું દીલ દુઃખાશે અને એના જખમાયલા જીગરને વધારે જખમ લાગશે. એટલે ફ્રેડરિકને એ બાબતની કશી ખબર પડી નહોતી.

બેરેક (સૈનિક નિવાસ) માં છાપું આવતું એટલે પહેલું તો વૉર ઓફિસની નૉટીફીકેશનનું ગેઝેટ (લશ્કરી અમલદારોની નીમણુંકો અને ફેરબદલીઓનું વર્તમાન) વંચાતું. એટલે તે નિયમ પ્રમાણે વાંચતાં વાંચતાં જીરોલ્ડ રેડબર્નની પોતાનીજ રેજીમેન્ટમાં એન્સાઇન (ધ્વજવાહક તરીકેની નીમણુંક થઇ છે, એમ ફ્રેડરિકના વાંચવામાં આવ્યું. એ વાંચતાંજ એના પેટમાં ફાળ પડી. બીજે દિવસે લ્યુસીનો પત્ર આવ્યો તેમાં પણ એ હકિકત જણાવી હતી, અને લ્યુસીએ ખાસ વિનંતિ કરીને ફ્રેડરિકને લખ્યું હતું કે, "જીરોલ્ડ તમારી રેજીમેન્ટમાં આવે છે. માટે તેની સાથે વિખવાદનો પ્રસંગ ન ઉપસ્થિત થાય એ સાચવી લેશો."

લ્યુસીના લખવા પ્રમાણે વર્તવાનો વિચાર તો એણે કર્યો પણ એને એમ તો થયું કે આટલા ઓછા હતા, તે એક દુશ્મનનો ઓર વધારો થયો. ઉપર પ્રમાણેની નીમણુક થયા પછી પંદરે દહાડે જીરોલ્ડનું નામ ઓફીસર તરીકે ફરીથી ગેઝેટમાં બહાર પડયું. દરમ્યાનમાં આર્શિઓલ્ડનો ઘોડાવાળો જેકબ જોન્સ જેને અગાઉથી ઘોડા લઇને પોર્ટસ-માઉથ મોકલવામાં આવ્યો હતો, તે અહિં આવી પહોંચ્યો હતો. લોન્સડેલ એને સારી પેઠે ઓળખતો હતો એટલે એણે ફ્રેડરિકને વાત કરી કે " મારા નાના શેઠ તમારી રેજીમેન્ટમાં આવવાના છે. " વળી એક બે દિવસ પછી પાછી એણે એવી ખબર આપી કે નાના શેઠ હમણાં પંદર દિવસ નથી આવવાના. જીરોલ્ડે પોતાના કાગળમાં પોતે પંદર દિવસ મોડો આવવાનો છે એ હકીકત ઓકલેમાં કોઇને પણ જણાવવી નહિ એવું લખ્યું હતું. તે ઉપરથી ઘોડાવાળાએ અનુમાન તો બાંધીજ દીધું હતું કે, મોટા શેઠથી છાની નાના શેઠે રજા મંગાવી છે. પણ નોકર વિશ્વાસુ એટલે એણે એ વાત કોઇને કહી નહિ.

જેકબ જોન્સ અને લોન્સડેલને ઉપર પ્રમાણે વાતચિત થયા પછી બે ત્રણ દિવસે એટલે જો ચોક્કસ રીતે કહીએ તો ઓગસ્ટ મહિનાની ચોવીસમી તારીખે સવારે સર્જંટ લેંગલી, લોન્સડેલ સ્વચ્છ રીતે અને વ્યવસ્થાપૂર્વક રહે છે કે નહિ તેની તપાસ કરવા એની રૂમમાં આવ્યો. તે વખતે લોન્સડેલ રૂમમાં એકલોજ હતો. લેંગલીને જોઇને એ સમજી ગયો કે કાંઇ દોષ જોવા કે છિદ્રો શોધવાને માટે એ આવ્યો છે.

" કેમ બચ્ચા, એકલો એકલો અહિં શું કરે છે ? તારૂં મોઢું

કેમ કટાણું જણાય છે? તારા જેવો અસંતોષી તો આખી ડેપોમાં મેં કોઈ જોયો નહી." લેંગલીએ એક જંગલીના જેવી દૃષ્ટિએ જોઇને કહ્યું.

લોન્સડેલે વિનયપૂર્વક લેંગલીને કહ્યું: "સાહેબ, હું ધારૂં છું કે મારા મોઢાએ આપનું કાંઈ બગાડયું નથી."

"કેમ નહિ? એવા કટાણા મોઢાનો માણસ મને ગમતો નથી. જ્યારે સાર્જંટ મૅજોર લેંગલી આવે ત્યારે તારા મુખ ઉપર બીલકુલ ગ્લાનિ હોવી જોઇએ નહિ, સમજ્યો. વારૂ પણ ઓકલેની કાંઈ ખબર અંતર જાણે છે? કેમ કાંઇ જવાબ આપતો નથી? જવાબ દેવો નથી ગમતો કે શું? બેલીફની સુંદર પુત્રીના વિચારમાં પડી ગયો હોઇશ તેથીજ તોબરા જેવું મોઢું કરીને બેસી રહ્યો છે. એ છોકરીને તો તારી કશીએ પડી નથી. તારી પરવાએ એને નહિ હોય." ફ્રેડરિક સાર્જંટ લેંગલીના સામું આશ્ચર્યભરી નજરે જોઇ રહ્યો. એટલે વળી સાર્જંટ બોલ્યો "મારા સામું શું જોઇ રહ્યો છે? ઓકલેમાં શું ચાલી રહ્યું છે તે બધું હું જાણુંછું. પણ હું તને એમ કાંઇ બધી હકીકત કહી દેવાનો નથી. પણ તને હું એક સલાહ આપું છું કે સાત વરસ સુધી મીસ લ્યુસી તારી આશામાં બેસી રહેશે એમ ન ધારીશ. એ રમણી કાંઇ તારા જેવા માટે નિર્માણ નથી થઇ. એ તો કોઇ ભાગ્યશાળીના ભાગ્યમાંજ લખાયલી છે. હવે કાંઈ સમજ્યો." આટલું કહીને સાર્જંટ લેંગલી રોફમાંને રોફમાંજ ચાલતો થયો. હવે બન્યુ એમ કે સાર્જંટ લેંગલીને સળેખમ થયું હતું એટલે જેવો એ લોન્સડેલની રૂમ છોડીને ચાલવા લાગ્યો કે તેવીજ એને જોરમાં છીંક આવવાથી એણે પોતાના અંદરના ખીસ્સામાંથી

એકદમ રૂમાલ ખેંચી કાઢયો. રૂમાલ ખેંચતાં ખેંચતાં એના ખીસ્સામાંનો કાગળ જમીન ઉપર પડી ગયો તેની એને ખબર ન રહી અને એ ચાલ્યો ગયો. એ જે કહી ગયો તેનો વિચાર કરતો લોન્સડેલ બેઠો હતો. લ્યુસીની પવિત્રતા અને અડગતા વિષે જરાએ શંકા નહોતી, છતાં ઓકલેમાં કાંઇ વિચિત્ર બનાવ બન્યો હશે એવું એને લેંગલીના બોલવા ઉપરથી લાગ્યું. "વખત છે ડેવિસ લ્યુસીની મરજી વિરૂદ્ધ એને કોઇ બીજા સાથે પરણાવી દેવાની પેરવી કરતો હોય. કદાચ લ્યુસીને એ બાબતની ખબર પણ ન હોય. ખબર હોય તોયે, મને જાણીને દુઃખ થશે એમ ધારીને એણે મને ન લખ્યું હોય." આવા વિચારમાં એ ગુંથાઇ ગયો હતો એવામાં એની નજર પેલા જમીન ઉપર પડેલા કાગળ ઉપર પડી. એટલે તે લેવાને એ એકદમ ઉઠયો. કાગળના ઉપર સરનામું લેંગલીનું હતું. કાગળ પડી જવાથી થોડો ખુલ્લો થઇ ગયો હતો એટલે ફ્રેડરિકની નજરે "લ્યુસી અને જીરોલ્ડ રેડબર્ન" એટલા અક્ષરો ઓચીંતા પડયા. પારકો કાગળ વાંચવાનો ફ્રેડરિકનો જરાએ વિચાર નહોતો; પણ ઉપરના બે નામથી એના મનમાં એક જાતની ઉત્સુકતા પ્રકટી અને કદાચ ફરીથી કાંઈ દગો થયો હશે એમ શંકા જવાથી એમાં શું લખ્યું છે તે જાણવાની એને સ્વાભાવિક રીતેજ ઇચ્છા થઇ આવી. અને પારકાના પત્રો કેમ વંચાય એ વિચાર બાજુએ મુકીને એણે એ પત્ર વાંચવા માંડયો. પત્ર નીચે પ્રમાણે હતો.

પોસ્ટ ઓફીસ, ઓકલે. ૨૧ ઓગસ્ટ ૧૮૮૮.

પ્રિય મી. લેંગલી,

આપે મને યાદ કર્યો એ આપનો મોટો ઉપકાર. આપનો

પત્ર મને પહોંચ્યો છે અને તેનો જવાબ પણ હું તરતજ વાળું છું. આપને મેં કિંચિત–જે કાંઈ મારાથી બની શકી તે–મદદ કરી તેને માટે આપે મારી કદર કરી છે એ જાણીને મને આનંદ થાય છે. ઓકલેની પોસ્ટ ઓફિસ મારા ચાર્જમાં આવી છે એટલે હવે ગામમાં હું કાંઇક છું એવું થયું છે. પણ એટલાથી હું ફુલાઇને ફાળકો થઇ જાઉં એમ નથી. એટલું તો ખરૂં કે હવે મારો દરજ્જો વધ્યો. આપ ફરીથી એકાદવાર ઓકલે પધારી આપનાં દર્શન દેશો એવી આશા છે. અને કદાચ ફરીથી એવાજ કામે આપને ઓકલે પધારવાનું થાય તો આપની સેવામાં હું હાજરજ છું. તમે ઓકલેના સમાચાર પૂછો છો અને મિસ ડેવિસ સંબંધી હકિકત જાણવા માગો છો; તો કાલેજ જે હકિકત મારા જાણવામાં આવી છે તે હું લખી જણાવું છું. કદાચ તમે માનશોએ નહિ, પણ વાત ખરી છે. જીરોલ્ડ રેડબર્નને તો આપ ઓળખતા હશો. હાલજ એમને આપની રેજીમેન્ટમાં કમીશન મળ્યું છે. એ લ્યુસીને પરણવાનો છે. બધું નકકી થઇ ગયું છે. સર આર્શી-બોલ્ડથી આ બધું છાનું રાખવામાં આવ્યું છે. તેમજ ગામમાં પણ આ વાત કોઈ જાણતું નથી. ડેવિસ અને જીરોલ્ડે જબરી યુક્તિ રચી છે. ડેવિસને તો આપ ઓળખો છો. બડો પાકો છે. જીરોલ્ડ પોતાની પત્નિને સાથે લઇને તમારી રેજીમેન્ટમાં આવવા ધારે છે. અત્યારે એ લંડન છે. એના બેંકર પાસેથી એણે પૈસા મંગાવ્યા છે. ૨૪ મી તારીખે એ કોવેન્ટ્રિ જશે અને લગ્ન માટે સ્પેશ્યલ લાયસંસ મેળવશે. ડેવિસ પુત્રીને લઇને ૨૬ મી ની સવારે ઓકલેથી નીકળીને બપોરે કોવેન્ટ્રિ જઇને જ્યોર્જ હોટલમાં જીરોલ્ડને મળશે; અને તેજ દિવસે જીરોલ્ડ અને લ્યુસીનાં લગ્ન થઇ જશે. આવી રીતની બધી

ગોઠવણ મી. ડેવિસ અને જીરોલ્ડ વચ્ચે થઇ ગઈ છે. આ તો સહેજ જાણવા સારૂ લખ્યું છે. આ વાતને બીલકુલ પ્રસિદ્ધિમાં લાવશો નહિ. મને તો એમ થાય છે કે એ બન્ને જણે કેવી અજબ યુક્તિ લડાવી છે. બધાને ટપી જાય એવું કામ કર્યું છે. બસ આટલેથી બંધ કરૂં છું."

લી. તમારો રૂણી અને સાચો મિત્ર

ઓમેડીઆ બેટસ.

પત્ર વાંચીને ફ્રેડરિક ગાંડા જેવો બની ગયો. એ અજાયબીમાં ગરકાવ થઈ ગયો. એણે શું વાંચ્યું તેનો પણ એનાથી વિચાર ન થઇ શક્યો. છેક બેબાકળો બની ગયો. એને એમ થયું કે ધોળા દિવસનું આ સ્વપ્ન તો નહિ હોય? ખાતરી કરવા એણે ફરીથી કાગળ વાંચ્યો. માલમ પડ્યું કે સ્વપ્નું નથી પણ સાચું છે. એને લાગ્યું કે લ્યુસી નક્કી જીરોલ્ડ અને ડેવિસના કાવતરાનો ભોગ થઈ પડી છે. હવે શું કરવું? સૈનિક તરીકે મારા હાથ પગ બંધાઇ ગયા છે. મારાથી અહિંથી શી રીતે ખસાય. હાલને હાલ થોડા દિવસની રજા માગું? ના, રજા તો નહિ મળે. હજુ રજા ચઢીજ નથી. ત્યારે શું કરવું?" આ પ્રમાણે વારંવાર પોતાના મન સાથે એ સવાલ જવાબ કરી રહ્યો હતો. એને અત્યારે ઘણુંજ તીવ્ર દુઃખ થઇ આવ્યું હતું. એને જબરો આઘાત થયો, પણ શું કરે? ૨૪ મી તો આજે થઈ. ૨૬ મીની બપોરે તો લગ્નવિધિ થઈ જવાની. બે અઢી દિવસનોજ ગાળો હતો. એટલા વખતમાં એ કોવેન્ટ્રિ જઇ પહોંચવાનો વિચાર કરતો હતો. પણ એની પાસે ફક્ત છજ શીલીંગ હતા. પોર્ટસ માઉથથી લંડન ૭૨ માઇલ થતું હતું અને લંડનથી કોવેન્ટ્રિ ૯૦ માઇલ હતું. એટલે એને ૧૬૨ માઇલ અઢી દિવસમાં જવાનું

હતું. એટલા વખતમાં આટલી બધી લાંબી મુસાફરી શી રીતે કરી શકાય? એ નિરાશ થયો. વળી પાછો નિશ્ચય કર્યો કે "હુ જઈશજ. લ્યુસીને આફતમાંથી મુક્ત કરવા હું અહિંથી નાસી જઇશ. મારી ખાત્રી છે કે લ્યુસીની મરજી વિરૂદ્ધજ એનો પિતા આવો સમારંભ કરી રહ્યો હશે. એ એના ઉપર જુલમ ગુજારશે, એને દુઃખ દેશે, સતાવશે, ધમકી આપશે અને એના સુખનું સત્યાનાશ વાળશે. માટે એને એ દુઃખમાંથી છોડાવવા હું અહિંથી નાસીજ જાઉં. પણ લશ્કરમાંથી નાસી જવાના ગુન્હામાં આવી જઈશ તો? ગમે તેમ થાય મને તેની દરકાર નથી. અત્યારે મારૂં સર્વસ્વ લુંટાઇ જવા બેઠું છે. નાસી તો જવું, પણ શી રીતે? સૈનિક વેશમાં તો જવાય નહિ, અને બીજાં કપડાં તો લઈ લીધાં છે. ત્યારે બીજાં જુનાં કપડાં વેચાતાં લઉં? જો એમ કરૂં તો પછી જવાનું ભાડું આપવા અને રસ્તામાં ખાવાનું જોઇશે તેને માટે મારી પાસે કાંઇ પૈસા રહેશે નહિ. કાંઈ નહિ હું તો મારા સૈનિકના યુનિફોર્મમાંજ ચાલ્યો જઇશ. જેકબ પાસે કપડાં માગું તો? એ એનાં કપડાં આપશે? પુછી તો જોઉં." આવો વિચાર કરીને એણે બેટસનો કાગળ પોતાના ખીસ્સામાં ઘાલી દીધો અને જેકબ પાસે જવા નીકળ્યો. જે ઘોડારમાં જેકબ રહ્યો હતો ત્યાં ગયો પણ જેકબ ન મળ્યો. તપાસ કાઢતાં જણાયું કે એ બે ત્રણ કલાક પછી આવશે. પણ એટલા કલાક નકામા કરવા એ વિષમ હતું. દરેકે દરેક મિનિટ અત્યારે એને મન સોનાની હતી. એને ૧૬૨ માઇલની મુસાફરી કરવાની હતી એટલે એ રાહ જોવા ન રહ્યો. એણે તો માપવા માંડયું. પોર્ટસ માઉથ છોડયું, પોર્ટસ પણ વટાવ્યું અને લંડનને પંથે પડયો. એટલે જીલ્લામાં જતું એક ખાટકીનું

ગાડું મળયું, ગાડું ઉભું રખાવ્યું અને પોતાને બેસાડવાને ગાડા વાળાને કહ્યું. ગાડાવાળો થોડી વાર લોન્સડેલના સામું જોઇ રહ્યો પછી બોલ્યો "રજા ઉપર હશો કેમ?" "હા." લોન્સડેલ આમ કહીને પહેલીજ વાર જુઠ્ઠું બોલ્યો. "વારૂ ચાલો જલદી કરો, બેસી જાવ." ગાડાવાળાએ એ પ્રમાણે કહ્યું એટલે એ બેસી ગયો. પછી ગાડાવાળો કહેવા લાગ્યો. "ભાઇ, તમારા ઘણા સૈનિકો લશ્કરમાંથી નાસી જાય છે તેવું તો તમે નથી કર્યું? તે જાણવાને માટેજ મેં તમને સવાલ પૂછ્યો હતો. કારણકે જો તેવું હોય તો નાહક તમને બેસાડવાથી હું પીડામાં આવી પડું." લોન્સડેલ આ સાંભળીને કાંઇ-જ બોલ્યો નહિ. પણ બીજા વિષય ઉપર ઉતરી પડીને ગાડાવાળાને શંકા ન આવે તેવી રીતે આનંદમાં તેની સાથે વાતચીત કરવા લાગ્યો. ચારેક માઇલની મુસાફરી પછી ગાડું આગળ નહિ જતું હોવા-થી લોન્સડેલ ગાડામાંથી ઉતરી પડયો અને ગાડાવાળાને ભાડું આપ-વા માંડયું. પણ એણે ન લીધું અને કહ્યું કે "તમને બીચારાઓને ઘણું ઓછું મળે છે અને તમે હોલી ડે (તહેવારના દિવસો) ભોગવવા જાવ છો એટલે હશે તો તમને કામ લાગશે. મારે ભાડું નથી જોઇતું. ફ્રેડરિક ગાડાવાળાનો ઉપકાર માનીને ત્યાંથી પોતાનાથી બને તેટલી ઝડપે આગળ ચાલવા લાગ્યો, અને પોર્ટસ માઉથ ને એને ઘણું અંતર ઘટી જાય એ માટે ચાલવાનો વેગ પણ એણે વધારી દીધો.

---

# પ્રકરણ ૧૫ મું.

## કૉવેન્ટ્રિ.

હવે આપણે એકલે તરફ દૃષ્ટિ કરીએ. આજે ૨૫ મીની રાતે લ્યુસી વાળુ કરીને પોતાના શયનગૃહમાં જતી હતી તે વખતે ડેવીસે કહ્યું "લ્યુસી, હું તને કહેવાનું ભૂલી ગયો. આપણે કાલે સવારે કૉવેન્ટ્રિ જવાનું છે હોં. મારે ત્યાં કેટલીક ખરીદી કરવાની છે. તુંયે કેટલીક ચીજો ખરીદવાનું કહેતી હતી એટલે ચાલો સાથે જઈશું. મીડલટન સુધી તો ભુશલે એની ગાડી આપવાનું કહેલું છે. એટલે તેમાં જઇશું અને મીડલટનથી આપણે ભાડાની ગાડીમાં કૉવેન્ટ્રિ પહોંચી જઈશું. જરા વહેલી ઉઠજે એટલે આપણાથી સવારે આઠ વાગે અહિંથી નીકળાય."

ડેવિસની આ તૈયારીથી લ્યુસીને કાંઇક વહેમ તો ગયો; પણ એ ઘણુંજ બેદરકારીથી વાત કરતો હતો એટલે લ્યુસીનો વહેમ ધીમે ધીમે નાબુદ થવા લાગ્યો અને એ પોતાના શયનગૃહમાં ચાલી ગઇ. જીરોલ્ડ રેડબર્ને લ્યુસી ઉપર જે કાગળ બીડયો હતો, તે ડેવિસે એને નહોતો આપ્યો. એણે છેક છેવટની ઘડી સુધી રેડબર્ન સાથે એનાં લગ્ન કરી દેવાની વાતનો સ્ફોટ લ્યુસી પાસે ન કરવાનો નિશ્ચય કરી રાખ્યો હતો. એણે એમ ધાર્યું હતું કે બધી પાકી તૈયારી થઈ જશે એટલે લ્યુસી ઉપર જરા વધારે દબાણ કરવાથી એ એની મેળે ઠેકાણે આવશે. અને અત્યારે સ્ફોટ કરી દેવાથી કદાચ જુદુંજ પરિણામ આવે. લ્યુસી સુવા ગઈ હતી પણ એને અત્યારે નિદ્રા નહોતી. કૉવેન્ટ્રિ કેમ જવાનું હશે એ બાબતનો એ વિચાર કરી રહી હતી. એને હવે હજાર

જાતની શંકા અને તર્કો આવવા લાગ્યા. "ત્યારે જીરોલ્ડ રેડબર્ન શું અમથો ધક્કા ખાતો હતો ? મારા પિતા એના અહિં આવવાથી કેટલા બધા રાજી થતા હતા. મારા પ્રત્યે જીરોલ્ડ રેડબર્નને પ્રેમ પ્રકટે એટલા માટે એ એને કેટલી બધી છુટ આપતા હતા. આ બધું શું કાંઇ પણ જાતની આશા વગર એ કરતા હતા ? વળી આ કોવેન્ટ્રિ જવામાં પણ કેમ જાણ્યું કાંઇ ભેદ નહિ સમાયલો હોય ? ત્યાં ખરો-દીને માટે જવાનું હોય તો છેક રાતેજ કેમ મને વાત કરી. એવું કાંઇ જવા આવવાનું હોય છે ત્યારે તો એ મને પહેલાંથી ખબર આપે છે."

આમ જેમ જેમ એ વધારે વિચાર કરવા લાગી તેમ તેમ એને વધારે ધારતી લાગવા માંડી. બિચારીને દુનિઆનો ઝાઝો અનુભવ નહોતો એટલે એના પિતાની આટલી બધી સત્તા એને અસહ્ય લાગી. એને એમજ લાગ્યું કે "ખરેખર, મારો પિતા નિર્દય અને જુલમખોર છે એના ત્રાસથી છુટવાને શું ઉપાય કરવો ? અહિંથી નાસી જાઉં ? પરંતુ હું જે બીકથી નાસી જવા ધારૂં છું તે કદાચ ખોટી હોય તો ? નાસી જવાથી ઉલટું ફજેત થવાય. હજુ એ વધારે ખાતરી કરવાને માટે રાહ જોઉં. જો કદાચ એવોજ સમય આવી લાગશે તો ગમે તેમ કરીને હું નાસી છુટવાનો લાગ શોધી કાઢીશ." આખરે પોતાનો પ્રેમ પોતાના વ્હાલા ફ્રેડરિકમાં અચળ રહે એવી ભાવપૂર્ણ પ્રભુની પ્રાર્થના કરીને લ્યુસી ઉંઘી ગઈ અને સવારમાં વહેલી ઉઠી. એના ઉઠતાં પહેલાંજ એનો પિતા ઉઠેલો હતો અને બધી તૈયારી કરતો હતો. એ પણ બધી તૈયારી કરીને પરવારી ગઈ. આજે એણે સુંદર કપડાં પહેરી લીધાં; પરંતુ એનું

હૃદય એને ડંખ્યા કરતું હતું; કાંઈ આફતમાં આવી પડાશે, એમ સૂચન કરી રહ્યું હતું. વખત છેને કાંઇ અણધારેલો પ્રસંગ બનવા પામે અને જરૂર પડે, માટે પોતે બચાવી રાખેલા આશરે દસેક પાઉન્ડ પણ એણે સાથે રાખ્યા. તેમજ એની મરનાર માતા તરફથી મળેલા દર દાગીના જેવું સાથે લેવાય તેવું પણ પાસે રાખી લીધું. અત્યારે એને એમજ લાગ્યું કે, “હવે હું ફરીથી અહિં પાછી નહિ આવું. આ ઘરની આ મારી છેલ્લીજ મુલાકાત છે.” એને ઓછું આવી ગયું અને રડી પડી. ઉભરો શાંત પડ્યો એટલે આંસુ લુછી નાખીને રડેલું મોઢું ન જણાય તેમ મોઢું સાફ કરીને પોતાના શયનગૃહમાંથી નીચે ઉતરી પ્રધાન ખંડમાં એના પિતા પાસે આવી. પિતાના મુખ ઉપરથી લ્યુસીને ભયની કલ્પના કરવાનું કશું કારણ મળ્યું નહિ એટલે એને જરા નીરાંત વળી. છતાંએ અત્યારે એને ખાવાનું ન ભાવ્યું. ખાતાં ખાતાં હજાર જાતના વિચારોથી એ ચિંતાગ્રસ્ત જણાવા લાગી. એણે ડેવીસને કહ્યું: “મારી પ્રકૃતિ મને આજે અસ્વસ્થ લાગે છે, માટે તમારી સાથે આવવાનો મને આગ્રહ ન કરો તો સારૂં.”

ડેવીસ–“બહારની હવાથી ઉલટું વધારે સારૂં લાગશે. આપણે કાંઈ તરતને તરત પાછું ફરવું નથી. કાલે કે પરમ દિવસે પાછા આવીશું. એક બે દિવસ રહેવું પડે તો જરૂર જોગી ચીજોયે સાથે લઈ લેજે. ચાલ હવે ઉતાવળ કરજે હાં. વખત થઇ ગયો છે.”

લ્યુસીએ જોયું કે બીજું બાનુયે ચાલે એવું નથી; એટલે પાછી પોતાના શયન ગૃહમાં ગઇ અને માર્થાને બોલાવી. માર્થાએ કહ્યું:–

" બેન, કેમ આટલાં બધાં બેચેન જણાવ છો. તમારા પિતા અત્યારે તમને તેડી જાય છે તેમાં કાંઈ તમને ભય જેવું લાગે છે ? "

લ્યુસી:—" માર્થા, મને કશી સમજ પડતી નથી. હું ઘણી દુઃખી છું. ખરેખર મને ભયજ લાગે છે. કદાચ મારૂં ધારવું ખોટું પણ હોય. પ્રભુ મારૂં ધારવું ખોટું પાડે. બાકી મને તો એમજ લાગે છે કે તને હું આ છેલ-વેલ્લીજ મળી લઉં છું." ભલી માર્થા રડી પડી અને બોલી.

" બેન, એવું શું બોલો છો. ત્યારે તમે જવાનું માંડી વાળો."

એટલામાં ડેવીસે નીચેથી બુમ પાડી "લ્યુસી, તૈયાર થઈ કે નહિ ?"

" એ, આવી." એમ કહીને લ્યુસી માર્થાને ભેટીને ચાલી ગઈ.

લ્યુસી જાણે પ્રધાન ખંડની છેલ્લી રજા લેતી હોય તેમ એણે એ ખંડમાં નજર કરી અને પછી બાપની સાથે ઘરની બહાર નીકળી. એ બન્ને રૉયલ-ઓક આગળ આવ્યાં. અહિં કુશલની ગાડી તૈયારજ હતી. લ્યુસીને બેચેન જોઇને ડેવીસે કહ્યું " કેમ તું આમ બેચેન જેવી લાગે છે. આપણે જઇએ છીએ આનંદ કરવા, અને તું તો જાણે દુઃખના દરિયામાં ડુબવા જતી હોય એમ લાગે છે."

લ્યુસીને ડેવીસના છેલ્લા શબ્દો ભવિષ્યવાણી જેવા લાગ્યા. બન્ને જણુ ગાડીમાં બેઠાં એટલે ડેવીસે મી. કુશલને કહ્યું.

" મી. કુશલ, પરમ દિવસે તમારી ગાડી તમને પાછી મળશે."

કુશલ—" કાંઈ નહિ, તમારીજ ગાડી છે. મરજી પડે ત્યારે પાછી લાવજોને. તમારા બન્નેનું પ્રયાણ સુખરૂપ થજો."

ગાડી ચાલી; ગામ છોડયું અને એ મીડલ્ટનની સડકે પડયાં. ગાડીમાં ડેવીસ ખુશ મીજાસમાં વાતો કરવા લાગ્યો. લ્યુસીને પણ ગાડીમાં જરા ઠીક લાગ્યું.

મિડલ્ટન આવી પ્હોંચ્યું. બુગ્ગીની ગાડીને સહીસલામત સ્થળે રાખીને ભાડાની ગાડીમાં બન્ને બેઠાં અને કોવેન્ટ્રિ જવા ઉપડયાં. ત્યાં પહોંચ્યાં તે વખતે ઘડીઆળમાં બરોબર બારના ટકોરા થતા હતા. ગાડીમાંથી ઉતર્યાં અને જયોર્જ હોટલમાં ગયાં. હોટલમાં પોતાને એક અલાયદી રૂમ આપવાને ડેવીસે વેટરેને કહ્યું. વેટર તેમને એક રૂમમાં લઈ ગયો. ત્યાર પછી વેટરને બાજુ ઉપર લઈ જઈને એને પૂછયું કે "રેડબર્ન નામના કોઈ સદ્દગૃહસ્થ આ હોટલમાં અત્યારે છે? જો હોય તો તેમને મારી સલામ કહીને કહે કે, મી. ડેવીસ દસેક મિનિટમાં તમને મળશે."

વેટર—"હા, તે સદ્દગૃહસ્થ હોટલમાંજ છે." વેટર સાથે ડેવીસે ઉપરની લ્યુસીથી છાની વાત કરી તેથી એના મનમાં પાછા તર્ક વિતર્ક થવા લાગ્યા. ડેવીસ વેટર સાથે વાત કરીને પાછો લ્યુસી પાસે આવ્યો અને ખરી વસ્તુ સ્થિતિનો સ્ફોટ કરવાનો સમય આવી લાગ્યો છે એમ જાણીને એણે કહ્યું:-"લ્યુસી, મારી પુત્રી, મેં જે વિચારો નક્કી કરી રાખ્યા છે અને જેને માટે મેં બધી તૈયારીઓ કરી મુકી છે તે તને જણાવવા જરૂરના છે માટે સાંભળ. એ સાંભળીને તું ચોંકી તો જઈશ અને કદાચ બુમ પણ પાડી ઉઠીશ. પણ ખબરદાર, જો કાંઈ પણ ધાંધળ કરી છે તો હવે હું કોઈ પણ રીતે તારી દયા ખાવાનો નથી. આજે તારે જીરોલ્ડ રેડબર્નને પરણવુંજ પડશે."

આ સાંભળીને લ્યુસી આશ્ચર્યકારક હિંમત રાખીને દૃઢ અને સ્પષ્ટ રીતે " નહિ, પિતાજી તેમ કદી નહિ બને. " એમ બોલીને ડેવીસની સામે ધોળા સફેદ આરસપહાણના પત્થરની પુતળીની માફક અડગ ઉભી રહી.

ડેવીસ—" લ્યુસી, હું તને શ્રાપ આપીશ. મેં તને થોડા દિવસ ઉપર કહ્યું છે તે યાદ કર. આવો માનવંત અને ગૌરવભર્યો લગ્ન સંબંધ ગોઠવવામાં મારે કેટલી બધી જેહમત ઉઠાવવી પડી છે ? એ જેહમતને અંતેજ રેડબર્ને તારી સાથે લગ્ન કરવાનું કબુલ કર્યું છે. આ રહ્યો એમનો કાગળ વાંચ. તને આપવાનેજ એ કાગળ એમણે મારા ઉપર એક બે દિવસ ઉપર મોકલાવ્યો છે. "

લ્યુસીએ મક્કમપણે માથું હલાવીને ના પાડી. અત્યારે એનામાં અજબ ધૈર્ય આવેલું હતું.

ડેવીસ—" ના પાડે છે ? હજુ મારી સામે પડવાની હિંમત ધારે છે ? ક્યાં સુધી તારી હિંમત છે તે હું જોઇશ. પણ હું કહું છું તે એકવાર સાંભળ. હું તારે પગે પડવાનો નથી તેમ તું મારૂં ધાર્યું કર એમ કહેવાનો પણ નથી. તારા કાલાવાલાએ સાંભળવાનો નથી. યાદ રાખજે; તારા મનસ્વીપણાથી અને તારી ઉદ્ધતાઇથી મારા મનોરથોને જો તું છિન્નભિન્ન કરી નાખીશ, મારી મહામહેનતે અણી ઉપર આણેલી આશાની ઈમારતને તું ક્ષણમાં તોડી પાડીશ તો એનું પરિણામ ભયંકરજ છે. ઠેઠ સુધી જો તું તારા વિચારોમાં મક્કમજ રહીશ, મારા અત્યાર સુધીના પોષેલા અભિલાષોને ધુળમાં મેળવી દેશે, તું મારી આબરૂ લઇશ, તો તારો બાપ છેવટનુંજ પગલું લેશે; તારા નામપર અપઘાત કરશે અને મરતાં મરતાં

પણ દુનિયાને બતાવી જશે કે એક ઉદ્ધત, દયા–હીણુ અને બાપના કહ્યામાં ન રહેનારી છોકરીના પાપેજ બાપે આપઘાત કર્યો છે. અને યાદ રાખજે; મરતાં મરતાં પણ તને ભિખારણુ બનાવતો જઈશ. મારી બધી મીલકત વિલ કરી ધરમાદામાં આપતો જઇશ અને તું ઘર ઘરના ટુકડા વીણી ખાનારી થઈ જઈશ."

આ સાંભળી લ્યુસીની મનોવૃત્તિઓ બદલાઈ ગઇ. તે દયાર્દ્ર થઈ ગઈ. એ બોલી:–" પિતાજી, પિતાજી, આવું ન બોલો. પ્રભુની ખાતર આવા શબ્દો ન કાઢો. હું તમને પગે લાગું છું." એમ કહેતી કહેતી એ ડેવીસને પગે પડી.

ડેવીસઃ—" હું આ બધું અમસ્તુંજ બોલું છું એમ ન ધારતી. તું જીરોલ્ડ સાથે પરણુવાની ના પાડીશ, તો તારા ઉપર અભિશાપો વરસાવીને તને કાઢી મેલીશ."

" અરે પ્રભુ!" એમ બોલતાં બોલતાં લ્યુસીથી મોટેથી બુમ પડાઈ જતી હતી તે એણે દબાવી દીધી.

" હા, મારા અંતરના અભિશાપો તને આપીશ. મારો કકળતી આંતરડી તને આખી જીંદગી સુખે ઠરીને નહિ બેસવા દે. જો આ પીસ્તોલ. મારા હાથમાં ભરેલીજ છે. એજ પીસ્તોલથી મારા જીવનનો અંત આણીશ અને હું મરીશ ત્યાર પછી મારા અભિશાપ મારૂંજ રૂપ લઇને રાતને દિવસ તારી પાછળ પાછળ ભૂત પેઠે ભમશે. દિવસે તને પ્રત્યક્ષ મળીને અને રાતે તારા સ્વપ્નામાં આવીને મારૂં વેર લેશે." આમ બોલતાં બોલતાં ડેવીસે પોતાના ખીસ્સામાંથી પીસ્તોલ કાઢી. એટલે લ્યુસીથી ચીસ પડાઇ ગઇ અને બન્ને હાથ આવેશમાં પછાડતી તે જમીન ઉપર પટકાઈ પડી.

પડતાં પડતાં "હે પ્રભુ, હવે શું થશે." એટલા શબ્દો એના મુખમાંથી નીકળી પડયા. પીસ્તોલ ખાલીજ હતી પણ લ્યુસીને દાબ આપવાની ખાતરજ ડેવીસે તેને ભરેલી જણાવી હતી. પીસ્તોલ એણે ખીસ્સામાં પાછી મુકી દીધી અને કહ્યું. "જીરોલ્ડ રેડબર્ન આ હોટલમાંજ છે. એણે બધી જોઇતી તૈયારીઓ મુકી છે. લગ્ન કરાવનાર ધર્મગુરૂ પણ તૈયાર છે. લગનનું લાઇસંસ પણ કઢાવી રાખ્યું છે. બોલ હવે એની પત્નિ થવા તું ખુશી છે કે નહિ ? તારે એમ બતાવવુંજ પડશે કે, લગ્ન કરવા તું રાજી છે અને તારી અને મારી બન્નેની સંમતિથીજ આ લગ્ન થાય છે એમજ જણાવવું પડશે. મારા કહેવા પ્રમાણે વર્તીશ તો ઠીક. તારી "હા" ઉપર મારા અને તારા બન્નેના સુખનો આધાર છે અને તારા મુખમાંથી જો "ના" નો અવાજ નીકળશે તો તે અવાજ સાથેજ મારી પીસ્તોલનો અવાજ મારા મરણના સમાચાર તારા કર્ણ ઉપર પહોંચાડી દેશે. અને તું આ દુનિયામાં બાપ વગરની, પૈસા વગરની, શ્રાપિત થઈ એકલી અટુલી રખડી મરીશ."

ડેવીસના આ શબ્દોમાં ભયંકરતા હતી. લાકડીના ઝપાટા પેઠે એના એકકે એક શબ્દો લ્યુસીને પ્રહાર કરી રહ્યા હતા અને એ શબ્દપ્રહારથી લ્યુસીને જાણે કળ ચઢી ગઇ હતી. એનું મગજ બહેર મારી ગયું હતું. પડી રહી હતી ત્યાંથી એનાથી ઉઠી શકાયું નહિ. તે ઘણી ગભરાઇ ગઈ હતી. ચીસ પાડવાનો વિચાર કર્યો પણ તેમેય એનાથી ન થઈ શક્યું. એના હોઠ જાણે સીવાઈ ગયા હતા.

ડેવીસ—"બોલ લ્યુસી, બોલ હા કે ના, હવે વધારે વિચાર કરવાનો સમય નથી. જે તે એક નિશ્ચય ઉપર આવી જા. મી. રેડ-

બર્નની મશ્કરી કરવા આપણે અહિં આવ્યાં નથી." ધુંટણીએ પડીને લ્યુસી બોલી:–"પિતા, પિતા, જરી તો વિચાર કરો. મારી પવિત્ર માતાની ખાતર તો મારૂં કહ્યું માનો. આવી નીચતા કરવી છોડો દો. તમે આપઘાત કરીને મરો તેના કરતાં હુંજ આપઘાત કરીને મરી જાઉં એજ સારૂં છે."

"ચાલ, એવી વાત મારા આગળ નહિ પાલવે." એમ કહીને લ્યુસીનું કાંડું ઝાલીને આમળ્યું અને બોલ્યો "મારી ઈચ્છા પ્રમાણે થવુંજ જોઇએ, નહિ તો હું મારો છેલ્લો ઉપાય અજમાવીશ અને જીવ ઉપર આવીશ. હું રેડબર્નને વચન આપી ચુકયો છું. માટે મારૂં વચન પળે તો જ હું એને મારૂં મુખ દેખાડી શકું એમ છું."

ગમે તેવા પાષણ હૃદયના મનુષ્યને પણ પીગળાવી નાખે એવા કરૂણ અને કાકલુદીભર્યા સ્વરે લ્યુસી કહેવા લાગી "પિતાજી, તમે મારો જીવ લેવા બેઠા છો."

"ચાલ બહુ થયું. આ નાટક ઘણું પહોંચ્યું. હા નાનો જવાબ દઈ દે. તેં મને ગાંડો કરી મુકયો છે."

"ઓ પ્રભુ, મારે શું કરવું?" એમ બોલીને લ્યુસી ધબ દઇને ખુરશીમાં પડી. વળી બોલી. "ઓ પિતાજી, મારા હા કહેવાથી બે જણનાં મોત નીપજશે. મારૂં મૃત્યુ થશે તો થશે પણ સાથે સાથે જેનામાં મારો અચલ પ્રેમ છે, જેને હું મારૂં વચન આપી ચુકી છું, એ મારા પ્રેમીનું પણ મૃત્યુ થશે."

વધારે ક્રોધાવિષ્ટ થઇને ડેનીસ બોલ્યો "મારી આગળ તું એનું નામ ન દઈશ. જો તું ના કહીશ તો હું જરૂર મારૂં ખુન રેડીશ અને મારો ઘાત કરીશ, અને તું પિતૃઘાતિની ગણાઈશ એ યાદ રાખજે."

અત્યારે લ્યુસીની બુદ્ધિ કુંઠિત થઇ ગઇ હતી. તે એક ગાંડાની મીસાલ ડેવીસના સામું જોઈ રહી હતી. ડેવીસ તો એકજ સવાલ પૂછી રહ્યો હતો. એ એવી બાવરી બની ગઇ હતી કે ડેવીસ શું કહી રહ્યા છે તે એ સમજી શકી નહિ. એની આંખે અંધારાં આવવા લાગ્યાં એટલે એ ડેવિસને પણ બરાબર જોઇ શકી નહિ. રૂમ પણ એને ચક્કર ચક્કર ફરતી લાગી. એની આંખ આગળ નવી નવી અને વિચિત્ર આકૃતિયો તરવરવા લાગી. રૂમમાંના જડ પદાર્થો પણ એને સજીવ હાલતા ચાલતા જણાવા લાગ્યા. એ પદાર્થો જાણે એની મશ્કરી કરતા હોય એમ લાગ્યું. વળી એના પ્રત્યે તિરસ્કાર યુક્ત દ્રષ્ટિ કરતો વેટર એની નજરે પડયો. આવી વિકળ સ્થિતિમાં લ્યુ-સી આવી પડી હતી. છતાં ડેવિસે એનો છાલ ન છોડયો. તે એની પાસે જઇને ઉભો રહ્યો. એનો હાથ દબાવ્યો પણ અત્યારે એના સ્મૃતિ ઓછી થતી જતી હતી. એ જાગ્રત દશામાં સ્વપ્નાવસ્થા ભો-ગવતી હતી. ડેવિસ તો એકજ વાત પૂછ્યા કરતો હતો. લ્યુસીને તો ફક્ત એટલુંજ ભાન રહ્યું હતું કે કોઈ કાંઈ પૂછે છે. એટલે પોતે શું જવાબ આપે છે તેનું પણ એને તો ભાન રહ્યું નહોતું. એટલે ડેવિસ વારંવાર એનું એજ પિષ્ટપેષણ કરતો હતો તેના જવાબમાં "હા" એવું કાંઈ એ બબડી ગઈ. લ્યુસીના મુખમાંથી નીકળેલા "હા" શબ્દે ડેવિસને હર્ષાન્વિત બનાવી દીધો એટલે એ બોલી ઉઠયો "મારી વ્હાલી લ્યુસી, ત્યારે તો પ્રભુ તને સુખી રાખો." ડેવીસના આ શબ્દો લ્યુસીના કર્ણ ઉપર અથડાયા અને એને એકદમ ભાન આવ્યું. જાગ્રત દશાની સ્વપ્ન સૃષ્ટિમાંથી એ ઝબકી ઉઠી. પોતે શું બોલી ગઈ તેનો એકાએક એને ખ્યાલ આવ્યો. એટલે ડેવિસને જતો અટાવવા એણે એકદમ પોતાનો હાથ લંબાવ્યો; પણ એટલામાં તો

એ રૂમ છોડીને ચાલ્યો ગયો. એને તો લ્યુસીના મોઢામાંથી "હા" નીકળી એટલે આનંદ માયો નહિ. તેથી જીરોલ્ડ રેડબર્નને આ ખુશખબર કહેવા એ દોડી ગયો. જેમ અંધારી કોટડીમાં દિવાનો એકાએક પ્રકાશ થવાથી તેમાંની બધી વસ્તુઓ એકદમ નજરે પડી જાય છે, તેમ લ્યુસીને એકાએક ભાન આવવાથી ખરી વસ્તુસ્થિતિની સમજ પડી ગઈ. પોતે બેભાન અવસ્થામાં હા બોલી ગઈ ત્યારે ડેવિસે એમ માન્યું કે પૂર્ણ સાવચેતીમાં બુદ્ધિપૂર્વક એણે હા કહી છે; તેથી એ રેડબર્નને કહેવા દોડયો. એ પસ્તાવો કરવા લાગી કે "બેભાન અવસ્થામાં પણ મેં ફ્રેડરિકને અન્યાય કર્યો. એની સાથે હું પ્રેમના કોલથી બંધાઇ છું છતાં મારાથી એ કોલ ન પળાયો." અને આગળ પાછળનો કાંઈ પણ વિચાર કર્યા વગર જ એ રૂમની બહાર નીકળી પડી. સારા ભાગ્યે પહેલવેલી એ ડેવિસ સાથે આ રૂમમાં પેઠી, તે વખતે એની ટોપી અને શૉલ એણે માથા ઉપરથી કાઢયાં નહોતાં. એટલે એ પહેરવા કરવામાં એનો વખત ન ગયો. એ એકદમ દાદરે ઉતરી પડી. ઉતરતાં ઉતરતાં દાદરે ચઢતા એક વેટર સાથે ઉતાવળમાં અથડાઈ પડી; પણ તેનીએ દરકાર ન કરતાં નીચે ઉતરીને હોટલની બહાર નીકળી ગઈ. પોતાની આવી ઉશ્કેરાઈ ગયેલી સ્થિતિથી અને હદ કરતાં જાદે ઉતાવળ કરવાથી, લોકોનું ધ્યાન પોતા તરફ દોરાશે એની પણ દરકાર કર્યા વગર રસ્તામાં ઉતાવળી ઉતાવળી એ ચાલવા લાગી, અને થોડા વખતમાં એક નિર્જન સ્થાનમાં એ આવી પહોંચી. થાક ખાવાને માટે જરા એ ત્યાં ઉભી રહી તેવામાં એકાએક એના કર્ણ ઉપર હર્ષનો પરિચિત ઉદ્‌ગાર અથડાયો; અને ઉંચું જોવા જાય છે ત્યાં તો એ ફ્રેડરિક લોન્સડેલના ભુજપાશમાં બીડાઇ ગઈ.

# પ્રકરણ ૧૬ મું.

## નાસી છુટેલાં પંખીડાં.

બન્ને પ્રેમીઓ મળ્યાં, ભેટયાં અને કોઇની નજરે વધારે વખત ન પડાય અને હવે એક બીજાનો વિયોગ ન રહે તેથી બન્ને જણે ચાલવા માંડયું. કોવેન્ટ્રિ વટાવી ખેતરોમાં એમણે રસ્તો લીધો અને કોઇ એમની પુંઠ પકડે તો પણ પત્તો ન લાગે એટલા સારૂ ઝાડીવાળી કોઈ ઘીચ જગ્યા તરફ તેઓ જવા લાગ્યાં.

પરસ્પર હાથમાં હાથ મીલાવીને સહેજસાજ વાત કરતાં કરતાં અને એક બીજા તરફ અર્થસૂચક દૃષ્ટિનિક્ષેપ કરતાં તેઓ ચાલતાં હતાં, અને મોઢાના શબ્દો કરતાં એજ દૃષ્ટિનિક્ષેપમાં પોતાના મનોભાવો હજારો ગણી સ્પષ્ટ રીતે એકબીજાને વ્યક્ત કરી બતાવતાં હતાં. થોડા સમયમાંજ એ ઘીચ ઘટામાં જઈ પહોંચ્યાં. ઝાડીના છેક અંદરના ભાગમાં ગયાં. ત્યાં એક મોટું ઝાડનું થડીઉં હતું તેના ઉપર બન્ને જોડા જોડ બેઠાં અને ફરીથી એક બીજાને પ્રેમાલિંગન દીધું. હોટઆંથી નાસી છુટીને અહિં આવીને બેઠી એટલે તરતજ લ્યુસીના મગજમાં ઓચિંતો વિચાર આવવાથી એ ભયભીત બની ગઇ. એના પિતાએ આપઘાત કરવાની ધમકી બતાવી હતી તે એને સાંભરી આવ્યું અને એ વિચારે એ વ્યાકુળ બની ગઈ. લ્યુસીની આ વ્યાકુળતા ફ્રેડરિક જોઈ શકયો. અને લ્યુસીને જો એણે પોતાના બાહુમાં ન લઇ લીધી હોત તો જરૂર એ મૂર્છાવશ થઈ ભૂમિ ઉપર પડી જાત. ફ્રેડરિકે એને આશ્વાસન આપ્યું અને પછી પૂછયું “ પ્રિયે,

એકાએક ક્યા વિચારે તને આમ ભયગ્રસ્ત કરી દીધી ? કેમ આમ તું ગભરાયલી જણાય છે ? " લ્યુસીને જરા શાંતિ વળી એટલે એણે કહ્યું કે " મારા પિતાએ મને એવી ધમકી આપી છે કે જો હું રેડબર્ન સાથે લગ્ન કરવા ના પાડીશ તો હું તેજ પળે આપઘાત કરીશ. હું તો આમ નાસી આવી અને એમનું ધાર્યું તો ન થયું એટલે કદાચ એ પોતાની ધમકી અમલમાં મુકે તો ? એ વિચાર મને આંધળી અને ભયભીત કરી મુકે છે. "

ફ્રેડરિક બોલ્યોઃ—" લ્યુસી, તારા પિતાને હું બરાબર ઓળખું છું. એ એવો ભોળો અને લાગણીઓને વશ થઈ જાય એવો કાચો નથી કે એકદમ આપઘાત કરી બેસે. તું કાળજે કરાર રાખજે. એ તો બડો પાકો અને નટખટ છે. તને એ નહિ દેખે એટલે એ તારી તપાસ કરવા મંડી જશે અને તને શોધવાની લા'યમાં ધમકીની વાત તો એ ક્યારનોયે ભૂલી જશે. તું એનું કહ્યું કબુલ રાખે અને એની હામાં હા મેળવે એવું કરાવવાનેજ એણે આવી ધમકી આપીને તને બીવડાવી છે. " પોતાના પ્રેમીના આ આશ્વાસનથી લ્યુસીને પાછો વિશ્વાસ આવ્યો અને અત્યાર સુધી એના બાપે જે નાટારંગ કર્યા હતા, એનો શાંતિથી વિચાર કરતાં એને ખાતરી થઈ કે ફ્રેડરિકનું કહેવું વ્યાજબી છે.

ફ્રેડરિકના ઓકલે છોડયા પછી રેડબર્ન એના પિતાની જાળમાં કેવી રીતે ફસાયો, અને પોતાને ઘેર આવીને એ શું કરતો હતો વિગેરે હકિકત એણે પોતાના કાગળમાં ફ્રેડરિકને કેમ ન લખી જણાવી એનો લ્યુસીએ ખુલાસો કર્યો. વળી એને બાપે કેવું અષ્ટાંપષ્ટાં સમજાવીને કોવેન્ટ્રિ તેડી આણી હતી તે પણ વાત કરી. કોવે-

નિર્ટ્ આવ્યા પછી હોટલમાં પિતા પુત્રો વચ્ચે જે પિસ્તોલવાળો પ્રસંગ ઉપસ્થિત થયો હતો તે પણ કહ્યું. વળી મનની અસ્થિરતાને લીધે અને બેભાન અવસ્થામાં એના મોઢામાંથી કેવી રીતે "હા" નીકળી ગઇ અને ચિત્ત ઠેકાણે આવતાં કેવો પસ્તાવો થવા લાગ્યો, વિગેરે હકિકત પણ એણે ફ્રેડરિકને કહી સંભળાવી.

લ્યુસીની આ દુઃખમય કથનીથી ફ્રેડરિકને પણ લાગી આવ્યું અને જીરોલ્ડ રેડબર્નવાળો પ્રસંગ પોતાના પત્રમાં લ્યુસીએ ન લખ્યો તેને માટે લ્યુસીનો આભાર માનવા લાગ્યો. તથા પોતાના પ્રત્યેની લ્યુસીની આવી અડગ ભક્તિ, પ્રેમ અને લાગણી જોઇ એ લ્યુસી પ્રત્યે વધારે ને વધારે પ્રેમાળ થતો ગયો. પોતાની પ્રિયતમા સાથે આવી દગલબાજી રમવામાં આવી તેથી એને ક્રોધ પણ ચઢયો. હવે પોતે આ બધી હકિકત શી રીતે જાણી અને અહિં શી રીતે આવી પહોંચ્યો એ સર્વ વૃત્તાંત ફ્રેડરિકે કહેવા માંડયું.

"ખરેખર, મને તો આ બધી વાતની કશીએ ખબર પડત નહિ. પણ સાર્જંટ લેંગલી બેરેકમાં તપાસ માટે આવ્યો હતો અને ત્યાંથી મારા રૂમમાં આવ્યો. મારા રૂમમાંથી બહાર નીકળતાં એને છીંક આવવાથી પોતાનો રૂમાલ કાઢવા અંદરના ખીસ્સામાં હાથ નાખ્યો અને રૂમાલ કાઢતાં કાઢતાં એના ખીસ્સામાંથી બેટસે લખેલો કાગળ જમીન ઉપર પડી ગયો તેની એને ખબર રહી નહિ અને એ ચાલ્યો ગયો. એ કાગળ વાંચવાથી ખરી સ્થિતિથી હું વાકેફ થયો અને તને કોઈ પણ સંજોગોમાં દુઃખમાંથી મુક્ત કરવાને વિચાર થઈ આવ્યો. પણ મને રેજીમેન્ટમાંથી રજા મળી શકે એમ નહોતું એટલે રજા લીધા વગરજ હું નાસી આવ્યો છું."

ફ્રેડરિક રજા લીધા વગરજ આવેલો છે એ જાણીને લ્યુસીને એમ તો થયું કે આમ કરવામાં ફ્રેડરિકે મોટી ભૂલ કરી છે, અને તે ભૂલને માટે એને કાંઈક શિક્ષા ખમવી પડશે. પરંતુ એને જો એમ ખબર હોત કે રજા વગર લશ્કરમાંથી નાસી જનાર સૈનિકને ઘણી ભયંકર સજા થાય છે તો તો એના દુઃખનો પારજ ન રહેત. પણ એટલી એ ભાગ્યશાળી. ફ્રેડરિકે પોતાનું વૃત્તાંત આગળ ચલાવ્યું તે સાંભળવામાં એ મશગુલ થઈ ગઇ.

" મેં તને ગમે તે રસ્તે બચાવવાનો નિશ્ચય તો કર્યો, પણ ફક્ત પચાસ કલાકજ બાકી હતા. તેટલા થોડા વખતમાં મારે એકસો સાઠ માઈલની મુસાફરી કરવાની હતી. આ બે દિવસમાં મેં ઘણું વેઠયું છે. કેટલાક માઈલ તો મેં પગે મુસાફરી કરી. પણ એટલા થોડા વખતમાં ચાલતો જઈશ તો કોવેન્ટ્રિ કયારે પોંચીશ, એ વિચારે મારી પાસે જ કાંઈ પૈસા હતા તે બધાએ આપી દઇને એક ભાડાની ગાડીમાં જયાં હાંકનાર બેસે છે તેની સાથે બેઠો; અને જ્યાં સુધી તે ગાડી જવાની હતી ત્યાં સુધી ગયો. ત્યાંથી પાછું મારે ઉતરી જવું પડયું એ આજ સવારની જ વાત છે. હું જ્યાં ઉતર્યો ત્યાંથી પણ કોવેન્ટ્રિ ઘણા માઇલ દૂર રહી ગયું હતું. એટલે તો મેં આશા છોડી. મારી પાસે એક રાતો પૈસો પણ ન હોતો. એટલે ખાવું પણ શામાંથ, તેમ ભાડાની ગાડી પણ શી રીતે મળે. ભુખ તો કકડીને લાગી. થાકનું તો પુછવું શું? એટલામાં ગાડીનાં પૈડાં અને ઘોડાનાં પગલાંનો અવાજ મને સભળાયો. ઘોડા ચમકીને ગાડી લઇને નાઠા હોય એમ મને જણાયું. એટલામાં મેં સ્ત્રીઓની ચીસોનો અવાજ સાંભળ્યો અને જોતજોતામાં એક છત્રી

વગરની ગાડીને મારો પાછળ આવતી જોઈ. એને જોડેલા તોફાની ઘોડાઓ પુરપાટ દોડયા આવતા હતા. એ ગાડીમાં એક ગૃહસ્થ અને બે સ્ત્રીઓ જણાતી હતી. ગૃહસ્થના હાથમાંથી લગામ પડી ગઈ હતી. ઘોડા કબજે નહિ રહેવાથી ગાડી ગમે ત્યાં ચઢી જઈને ઉંધી વળી જવાની અણી ઉપર હતી. વળી રસ્તો પણ સપાટ નહોતો. ખાડા ટેકરા અને વચ્ચે વચ્ચે પુષ્કળ પથરા પડેલા હતા. ઘોડા તો જાણે ગાંડા થઈ ગયા હતા. ગાડી પથરા ઉપર ચઢી, ઉતરી, વળી ચઢી. એક પળ વિચાર કરવા હું રહ્યો હોત તો નવાઈ જુની થઈ રહેત. હું એકદમ દોડયો. હું પણ તે વખતે જીવના જોખમમાંજ આવી પડયો હતો; પણ મારી દરકાર ન કરતાં એકદમ મેં ઘોડાની લગામ પકડી લીધી અને એકાદ મીનીટ તો હું યે પાછળ પાછળ ઘસડાયો. પણ આખરે ઘોડાઓને હું દોડતા અટકાવી શકયો. પેલા ગૃહસ્થે તથા બન્ને યુવતિઓએ મારો અંતઃકરણપૂર્વક આભાર માન્યો. મેં એમની જીંદગી બચાવી હતી તેથી તેઓ ઉપકારવશ થઈ ગયાં; એ ગૃહસ્થે મને દશ ગીની ભેટ તરીકે આપી અને પછી સાહેબજી કરીને એ લોકો ગયા. મને આથી કેટલો આનંદ થયો હશે તેનું તુંજ અનુમાન કર. પ્રભુએજ જાણે આ અવસર મારે માટે આણ્યો હતો. પૈસા વગર હું શી રીતે મુસાફરી કરીશ તેની ચિંતા ઇશ્વરને થતી હતી અને તેથીજ આવા યોગ ઇશ્વરે મને મેળવી આપ્યો. પછી એ પૈસામાંથી મેં અત્યારે પહેર્યાં છે તે કપડાં ખરીદ્યાં અને મારો યુનિફોર્મ મેં બદલી નાખ્યો. મારા જીવને નિરાંત વળી અને મને લાગ્યું કે, હું લશ્કરમાંથી નાસી આવ્યો છું એમ હવે આ કપડાંથી કોઈ ધારશે નહિ. મારા મનમાં નવીન

આશાનો ઉદય થયો હતો. વળી રસ્તામાં એક વેપારીની ગાડી મળી ગઇ તેમાં બેઠો. તેને જવાનું આવ્યું એટલે પાછો ઉતરી પડયો; વળી થોડું ચાલવું પડયું અને આખરે ઠેઠ કોવેન્ટ્રિ સુધીની એક ગાડી મળી ગઇ તેમાં બેસીને હું અહિં આવી પહોંચ્યો. અને જ્યાં આપણે બન્ને થોડી મિનિટ ઉપર આનંદ અને અજાયબીમાં મળ્યાં તેજ મહોલ્લામાં ગાડીવાળાએ મને ઉતાર્યો.

આ પ્રમાણે પોતાની વિતકવાર્તા પુરી થયા પછી અત્યારની બન્ને જણની સ્થિતિ જોતાં હવે એમણે કયો રસ્તો લેવો તેનો વિચાર બન્ને જણ કરવા લાગ્યાં. ફરીથી રેજીમેન્ટમાં જવાનો લોન્સડેલનો બીલકુલે વિચાર નહોતો. એને ઘણું દુઃખ વેઠવું પડયું હતું અને જ્યાંથી એ નાસી છુટયો હતો તે દૈત્યોના અખાડામાં ફરીથી જવાની એની ઇચ્છા નહોતી. જો એ પાછો જાય તો એને ફટકાની ભયંકર સજા ખમવી પડે એવી એની પુરી ખાતરી કરી હતી. માટે અહિંથી જેમ બને તેમ જલદી કોઇ દૂરના દેશમાં ચાલ્યા જવું અને ત્યાં થોડો વખત રહીને એકાદ ચર્ચમાં (દેવળમાં) લગ્ન વિધિ કરાવી લેવી, અને લગ્ન થયા પછી જુદું નામ ધારણ કરીને કોઇ અન્ય સ્થળમાં વસવું અને ત્યાં કોઇક પ્રમાણિક ઉદ્યમ કરીને ગુજારો કરવો; કે જેથી કરીને કદાચ લશ્કરમાંથી નાસી જવા બદલ એની શોધ કરવામાં આવે તો પણ એનો પત્તો કોઇને લાગે નહિ. આ પ્રમાણે કરવાનો ફેડરિકે પોતાનો વિચાર જણાવ્યો. લ્યુસી એ વિચારમાં સંમત થઇ. ફેડરિકે લગ્નની બાબત એવી હળવે રહીને મુકી હતી કે લ્યુસીને એના પ્રત્યે બમણું વ્હાલ ઉપજ્યું; અને એનાં ઉજમળી રહેલાં નયનોએજ સંતોષકારક જવાબ આપી દીધો. આ પ્રમાણે નક્કી કર્યા પછી પોતાની

પાસે પૈસાની કેટલી શીલીક છે તે તપાસી, તો જણાયું કે લ્યુસી ઘેરથી દસ પાઉંડ સાથે લાવી હતી તે તથા ફ્રેડરિકને દસ ગીની ભેટ મળ્યા હતા તેમાંથી છ પાઉંડ બાકી રહ્યા હતા; એટલે એમની પાસે બધી મળીને સોળ પાઉંડની શીલીક હતી. નવેસરથી ઘર માંડવાને માટે એટલા પૈસાએ કાંઈ ચાલે નહિ. પણ "જેમ બને તેમ કરકસર કરીશું તો ઘણી સારી રીતે નીભાવી શકીશું અને આનંદમાં રહી શકીશું." એ આશાએ બન્ને પ્રેમી હૃદયડાંને વધારે પુલકિત કર્યાં આ બન્ને જણને અહિં આવ્યાને કલાક એક થઈ ગયો હતો. એટલે હવે તેઓ અહીંથી ઉઠયાં અને કયે રસ્તે જવાશે અને ક્યાં જવાશે એ જાણ્યા વગરજ ખેતરમાંને ખેતરમાંજ આગળ ચાલ્યાં સરીઆમ રસ્તો આવે ત્યાં સુધી ચાલ ચાલ કરવાનો એમણે નિશ્ચય કર્યો. એમણે સરીઆમ રસ્તેથી ગાડીમાં બેસી જવાનો વિચાર કર્યો. એક કલાકમાં તો એ બન્ને સરીઆમ રસ્તા ઉપર આવી પહોંચ્યાં અને યોર્ક તરફ જતી ગાડીમાં બન્ને જણ બેઠાં. જેમ જેમ ગાડી આગળ ચાલી તેમ તેમ એમનો ઉત્સાહ પણ વધવા લાગ્યો. એ યોર્ક આવી પહોંચ્યાં અને બન્નેને માટે જુદી જુદી બે ઓરડી ભાડે રાખી લીધી. લગ્ન વિધિ કરવાને માટે જોઈતો સમારંભ એ બન્ને તૈયાર કરવા લાગ્યાં અને એ બાબતમાં કરવું ઘટે તે સર્વ કરવા લાગ્યાં. થોડા દિવસમાં લંડનના એક પેપરમાં નીચે પ્રમાણેની જાહેર ખબર આવી હતી, તે ફ્રેડરીકે વાંચી અને લ્યુસીને પણ વંચાવી.

"ઓકલે—એલ. ડી. તારા ચાલ્યા જવાથી તારો પિતા તારા વિના ગાંડા જેવો થઇ ગયો છે. એ તને વિનંતિપૂર્વક કહે છે કે ઘ

ઘેર આવ. વળી તને વધારામાં ખાતરી આપે છે કે એ બાબતમાં એ તને વધારે તંગ નહિ કરે. એ સંબંધી બધું માંડી વાળ્યું છે." લ્યુસીને હવે નીરાંતવાળી અને એને ખાતરી થઈ કે એના પિતાએ આપઘાત નથી કર્યો. પરંતુ પિતાની ઇચ્છાને માન આપવાનો તો વિચાર એને ન થયો. બાપના છત્ર હેઠળથી એ નાસી આવી તેથી એને લાગણી તો ઘણી થઈ; પણ પોતાના પ્રિય લોન્સડેલને તજીને ફરીથી બાપ પાસે જવાનો એણે જરાએ વિચાર ન કર્યો. પિતા પ્રત્યે એને માન તો હતું; પણ પહેલાં જેવું હેત અને વિશ્વાસ નહોતાં. લ્યુસી સાથે એ ઘણો કઠોર રીતે વર્તતો હતો, જુલમ કરવામાં બીલકુલ પાછી પાની નહોતો કરતો. એકંદરે એનું વર્તન કાલિમાથી ભરેલું હતું. એટલે એ સંજોગોમાં પિતાનો આશરો છોડીને એ ચાલી આવી એમાં એણે વ્યાજબીજ કર્યું હતું એમ એને લાગ્યું. છતાંએ એને એમ થતું કે એકવાર મારા પિતાને હું લખીને ખાતરી આપું કે, જો કે હું તમને હમેશને માટે તજીને ચાલી ગઇ છું, તોયે હુ અવળો માર્ગ નહિ ગ્રહણ કરૂં; તેમ મારી આબરૂને પણ બટ્ટો નહિ લગાડું."

લ્યુસીની આવી ઈચ્છા હોવાથી ફ્રેડરિકે કહ્યું કે, "તારે જો તારા પિતાને પત્ર લખવો હોય તો લખ. એ પત્ર લંડનની પોસ્ટ ઓફીસમાં પોસ્ટ કરાવવાની વ્યવસ્થા કરી દઇશ." એટલે લ્યુસીએ નીચે પ્રમાણેનો પત્ર લખી કાઢયો.

"પ્રિય પિતાજી.

તમારૂં મારા પ્રત્યે ગમે તેવું વર્તન હશે છતાંયે એક વાર તમે

તમારી પુત્રીને પિતાના સાચા વહાલથી ચહાતા હતા તે હું ભૂલી ગઈ નથી. તેથી તે પૂર્વ પ્રસંગને યાદ લાવીને તમને—પ્રિય પિતાને એમ લખું તો એમાં હું દોષ જોઈ શકતી નથી. પેપરોમાં આવેલી તમારી જાહેર ખબર મેં વાંચી છે; પરંતુ હવે તમારી એ આજ્ઞાઓને માસથી માથે નહિ ચઢાવાય. વાત એટલી બધી વધી પડી છે કે હવે હું તમારે ઘેર પાછી આવું તોયે આપણે સુખમાં રહી શકીએ એવી મને આશા રહી નથી. એટલી ખાતરી રાખજો કે મારી મરહુમ માતાએ મને જે ઉત્તમ બોધ આપીને કૃતાર્થ કરી છે તે, મારા હૃદયપટ ઉપર હંમેશ કોતરાયલોજ રહેશે. એ બાબતમાં તમારે જરા પણ શંકા કરવાનું કારણ નથી. હું કેવી છું તેની તમને કદાચ જોઈએ તેવી ખબર ન પડી હોય, તો ઉપલી ખાતરીથી વિશ્વાસ રાખજો કે મારાથી ખોટે રસ્તે તો નહિ જ જવાય. વખતો વખત પ્રસંગ આવશે તો હું વિશેષ લખીશ અને જો તમારી એવી ઇચ્છા હશે તો મારી સાથે કેવી રીતે પત્ર વ્યવહાર કરવો તેનો રસ્તો હું બતાવી શકીશ. મારાથી અત્યારે તમને અમારો પત્તો આપી શકાય એવો તમારામાં વિશ્વાસ મુકી શકાય નહિ. આથી એમ ન સમજશો કે હું તમારૂં અપમાન કરૂં છું. તમે મારી શોધ કરવામાં તમારો પૈસો બરબાદ ન કરશો. તમારી બધી મહેનત નકામી જશે. તમારી પાસેથી હું નાસી છુટી તેને માટે હું ઠપકાને પાત્ર નથી. મારે તેમ કર્યા વગર છુટકો નહોતો. તમારે લીધેજ મારે એવું વર્તવું પડ્યું છે. છતાં તમારી પ્રત્યે મને દ્વેષ ભાવ નથી; તેમ તેવો દ્વેષ ભાવ મારાથી રાખી શકાય પણ નહિ. હું તો પ્રભુ પાસે એજ પ્રાર્થના કરૂં છું કે તમારા અપરાધોની તમને માફી મળે. મેં તો મારા

મનમાંથી બધા વિચાર કાઢી જ નાખ્યા છે. પિતાજી, પ્રભુ તમને સુખી રાખે; એજ આ તમારી પુત્રીની પ્રાર્થના હોઇ શકે."

લી. એલ. ડી.

કાગળ ઉપર સરનામું કરી તેને સીલ કરીને લોન્સલોટે લંડન જતી ગાડીના ગાર્ડને આપ્યો અને ટપાલમાં બરાબર સંભારીને નાખવાને માટે ખાસ કાળજી રાખવા કહ્યું; તેમ મહેનત બદલ એણે એને પાંચ શિલીંગ પણ આપ્યા. ગાર્ડે કાગળ સહીસલામત પોસ્ટ ઓફીસમાં નાખવાની ખાતરી આપી. ત્યાર પછી પોતાના કાગળનો જવાબ પોતાનો પિતા ન્યુસપેપર દ્વારા ફરીથી કદાચ આપે એવી આશાથી ફ્રેડરિકને ન્યુસપેપર વાંચવાનું લ્યુસી રોજ કહેતી. એક અઠવાડીઆ પછી એના ધારવા પ્રમાણે નીચે પ્રમાણેની જાહેર ખબર પેપરમાં આવી હતી.

"એલ. ડી. લંડન પોસ્ટ ઓફીસની છાપવાળો તારો પત્ર મને મળ્યો છે. હજુએ તને કહું છું કે તું પાછી આવતી રહે. એફ. એલ નામનો કોઇ માણસ રેજીમેન્ટમાંથી નાસી ગયો છે એવી મને ખબર મળી છે. એની સાથે તું સંબંધ ન બાંધીશ. એ કેવો માણસ છે તેની તને ખરી ખબર નથી. વળી તું જાણે છે? ગમે તે વખતે એને સત્તાવાળાઓ પકડશે અને એને હીણુપત લગાડે એવી ભયંકર શિક્ષા કરશે; તે વખતે તું શું કરીશ?"

લી. તારા વગર ગાંડો બનેલો તારો પિતા પી. ડી.

આ જાહેર ખબર ફ્રેડરિકે છાપામાં વાંચી અને એ લ્યુસીને વંચાવવી કે નહિ તેનો વિચાર કરવા લાગ્યો. એના ચારિત્ર્ય ઉપર એ જાહેર ખબરમાં આક્ષેપ કરવામાં આવ્યો હતો. તેની તો એને

કાંઇ બીક નહોતી; પણ એમાં પોતાને પકડીને શિક્ષા કરશે એ હકિકત વાંચીને એના મનમાં એમ થયું કે આ જાહેર ખબર લ્યુસી-ને ન વંચાવું. પરંતુ એ દીલનો બહુ ચોખ્ખો હતો. કપટની વાત જાણતો નહોતો. એટલે એણે મન સાથે નિશ્ચય કર્યો કે "હું એને વંચાવી-શજ." લ્યુસીને એણે એ જાહેરખબર વંચાવી અને એમાં શિક્ષા સંબંધી જે હકિકત લખી હતી તે ધીમે રહીને સમજાવી. લ્યુસીને આથી ઘણો સખત આઘાત થયો અને શોક સાગરમાં નિમગ્ન થઇ ગઇ. પણ ફ્રેડરિકે એને આશ્વાસન આપ્યું અને કહ્યું કે "આપણે એટલી બધી સંભાળ રાખી છે અને ભવિષ્યમાં એવા માર્ગ ગ્રહણ કરવાનું નક્કી કર્યું છે કે જેથી કરીને મારો પકડાઈ જવાનો સંભવ તદન નહિ જેવો જ છે. આથી લ્યુસીને ધીરજ વળી. આખરે લ્યુસી અને ફ્રેડરિકનાં લગ્ન સાદાઇથી અને શાંતિથી થઈ ગયાં. લગ્ન વિધિ આટોપાઇ ગઇ અને લ્યુસી ડેવીસ પોતાના દીલના પ્યારા ફ્રેડરિકની પત્નિ બની. આ મહા આનંદમાં પોતાનાં વિતક અને દુઃખો બન્ને ભૂલી ગયાં અને દુઃખોને વિસારે નાખીને અત્યારે તો સુખ-ની મીઠી મઝા ભોગવવા લાગ્યાં. લગનને બીજે દિવસે કારબાઈલ જવાને એ નીકળ્યાં અને ત્યાં જ રહેવાનો એમણે નિશ્ચય કર્યો. કારબાઈલ ઓકલેથી ઘણુંજ દૂર હતું અને પોર્ટસ માઉથ કે, જ્યાં લોન્સડેલની રેજીમેન્ટની ડેપો હતી તે તો વળી એથીએ દૂર પડયું હતું. એટલે અહિં રહેવાનુ ફ્રેડરિકે વધારે પસંદ કર્યું. આ ઉપરથી વાંચનારને માલમ પડશે કે જેમ બનવાનું હશે તેમ બન્યાં કરશે એમ ધારીને પોતાની સલામતિ માટે શિથિલતા ન રાખતાં ઘણો વિચાર કરીને, બુદ્ધિ વાપરીને ફ્રેડરિકે આ રસ્તો લીધો હતો. કારબાઈલમાં

આવ્યાં ત્યારે એમનું ગાડી ભાડું, ચોકમાં ત્રણ અઠવાડીઆં રહ્યાં તેનું ખર્ચ, લગ્ન વિધિને અંગે થયેલો ખર્ચ અને બીજી જોઇતી ચીજો લાવવામાં જે ખર્ચ થયો તે સર્વ જતાં હવે એમની પાસે આઠ પાઉંડની શિલીક રહી હતી. અહિં આવીને સારા લતામાં એમણે ઓછા ભાડામાં બે રૂમ ભાડે રાખી લીધી.

ફ્રેડરિકે પોતાનું નામ મોર્ટિમર રાખ્યું. એણે બે જાતની જાહેર ખબરો છપાવી. એક અંકમાં જણાવ્યું કે નાનાં બાળકોને માટે મેં એક સ્કુલ કાઢી છે અને એમાં પ્રાથમિક શિક્ષણ આપવામાં આવે છે. બીજા અંકમાં જાહેર ખબર લ્યુસીના નામથી છપાવી હતી. તેમાં જણાવ્યું હતું કે સાદું તેમજ નકસી ભરત કામ અને શીવણ કામ વ્યાજબી દામ લઇને કરી આપવામાં આવશે. જેના ઘરમાં એ ભાડે રહેતાં હતાં તે ઘરની માલીક એક સારા કુટુંબની વિધવા બાઇ હતી. તે ઘણી ભલી હતી અને જ્યારથી આ દંપતિ અહિં રહેવા આવ્યાં ત્યારથી એમના પ્રત્યે એ સારો ભાવ રાખતી હતી. તેથી એ આ દંપતિના કાર્યમાં સર્વ પ્રકારે સહાય આપવા લાગી. ભાગ્યે પણ અત્યારે તો આ પ્રેમાળ દંપતિને સતાવવાનું છોડી દીધું હતું. ઘરની માલીક મીસીસ હેરીસનની ભલામણ અને પ્રયત્નથી લ્યુસીને ભરત કામ મળવા માંડયું; ફ્રેડરિકની સ્કુલમાં પણ ત્રણ ચાર છોકરા દાખલ થયા. એની રીત ભાતથી છોકરાઓના બાપ એટલા બધા ખુશ થઇ ગયા કે બીજા છોકરાઓ પણ એ સ્કુલમાં દાખલ થાય તેવો એ પ્રયત્ન કરવા લાગ્યા. આ પ્રમાણે લ્યુસી તેમજ ફ્રેડરિક પોતાની નમ્રતાથી અને પ્રશંસનીય રીતભાતથી સર્વને પ્રિય થઇ પડ્યાં અને એમના ધારવા કરતાં પણ ઘણી સારી રીતે એમનો જીવન વ્યવહાર

આવવા લાગ્યો. આમ સુખચેનમાં એમના દિવસ પસાર થવા લાગ્યા. હવે તો લ્યુસીથી પહોંચી ન વળાય એટલું બધું કામ એને મળવા માંડયું. એને સારૂં કામ મળવાથી ફ્રેડરિકને આનંદ થતો પણ એની તબીયતને હેરાનગતિ પોંચાડે એટલું બધું કામ એ એને કરવા દેતો નહિ. હવે તો એની સ્કુલમાંએ પંદર સોળ છોકરા થયા હતા; એટલે એ લ્યુસીને વધારે મહેનત કરવાની નાજ કહેતો હતો. એમનો ખર્ચ સારી રીતે નીકળતાં દર અઠવાડીએ એ કાંઇક બચાવી શકતાં હતાં. આમ દંપતિ આનંદ કલ્લોલ કરતાં હતાં ત્યારે સમય સમયનુ કામ કરતો હતો.

હવે એ ઘણાં સુખી હતાં. ફકત એકજ વિચાર કોઇ કોઇ વાર એમના સુખમાં અંતરાય નાખતો. એમને એમ થતું કે "ઓ પ્રભુ, અમને આ સુખ છાજશે ખરૂં? નિરાંતે બેઠાં છીએ અને આનંદમાં રહીએ છીએ એ ટકશે ખરૂં? કાળ ચોઘડીએ શોધ કરતાં સત્તાવાળાઓ આપણને શોધી કાઢશે તો, પકડશે તો, આવો વિચાર એમને થતો ત્યારે એમના હોશ કોશ ઉડી જતા અને બન્ને પ્રેમ જીવો એક બીજાને વારંવાર ભેટીને આશ્વાસન મેળવતાં. જેમ જેમ સમય જવા લાગ્યો તેમ તેમ એ ભય એમના મનમાંથી ધીમે ધીમે ખસવા લાગ્યો અને પ્રભુમાં વિશ્વાસ રાખીને જીવન વ્યતીત કરવા લાગ્યાં. અને પછી તો સ્વર્ગીય સુખમાં એટલાં બધાં નિમગ્ન થઇ ગયાં કે "અમારા સુખને માથે કદાચ છીણી ફરી વળશે તો" એવો વિચાર સરખો પણ એમને ન આવ્યો. ફ્રેડરિક પોતાની સ્કુલમાં બેસે છે; શિષ્યોનું ટોળું એની આસપાસ વિંટાયલું રહે છે; શાંતિથી, આયાથી અને ખંતથી એમને એ ભણાવે છે. એમની બુદ્ધિનો એ

વિકાસ કરે છે. લ્યુસી પણ પાસેજ બેસે છે અને પોતાનું ભરત શીવણ કામ કરે છે. બન્ને જણુ પોતાના કાર્યમાં નીચું ઘાલીને મચ્યાં રહે છે. વળી અજબ પ્રેરણા શક્તિનાં ઘેરાએલાં બન્ને પ્રેમીઓ કેટલીક વખત એકજ સમયાવચ્છેદે પોતાના કામમાંથી ઉંચું જોતાં, આંખે આંખ મળતી ત્યારે શો આનંદનો પ્રસંગ ? આંખ મારફતે એક બીજાના તારના સંદેશા પોંચી જતા અને જીભને તસ્દી આપવાની જરૂર નહોતી રહેતી. દર રવિવારે હાથમાં હાથ મીલાવીને બન્ને જણ સુંદર અને સ્વચ્છ કપડાં પહેરીને બેલડીએ દેવળમાં જતાં. રસ્તામાં સર્વ હસતે વદને એ દંપતિને સલામ કરતાં અને એમની પરસ્પરની પ્રેમ ભક્તિનાં સર્વ સ્થળે વખાણ થતાં. જોઇએ તેવાં માન અને આબરૂ, સારી રીતે બે પૈસાની પ્રાપ્તિ, તંદુરસ્તી, અને પરસ્પરનો અદ્વિતીય પ્રેમ એ સર્વ એમને મળી રહ્યું હતું. આવા સુખમાં શિયાળો ચાલ્યો ગયો. વસંતરૂતુ પુરી થઇ. ઉનાળો બેઠો. વૃક્ષોનાં ફળો પરિપકવ થતાં હતાં તે સમયમાં લ્યુસી પુત્રની માતા થઇ. પુત્ર-જન્મથી બંને પતિ પત્નિનાં હૈયાં હર્ષથી ઉભરાઇ ગયાં, ઉછાળા મારી રહ્યાં અને પુત્ર જન્મ આનંદમાં-ઉજવ્યો.

---

## પ્રકરણ ૧૭ મું.

### નાતાળ.

---

સહ્ગુણી સ્ત્રી સાક્ષાત્ પ્રેમની સજીવ મૂર્તિ છે. એ સાદ્યંત પ્રેમથીજ ભરેલી છે. સર્વ સુખ એના પ્રેમમાંજ આવી વસ્યું છે.

દૈવી પ્રેમથી એ વધારે રમણીય લાગે છે. જ્યાં એ જાય છે, જ્યાં એ રહે છે, ટુંકામાં જ્યાં જ્યાં એની ગતિ અને પ્રવૃત્તિ થાય છે ત્યાં ત્યાં એ સ્વર્ગ બનાવી મુકે છે. એની સ્વર્ગીય પવિત્રતાની આસપાસ એના પ્રેમનું ઓજસ ઝગઝાટ મારે છે. એજ પ્રેમ એનાં નયનને વધારે તેજપૂર્ણ બનાવે છે. એજ પ્રેમથી એનું પ્રભાભર્યું મુખ મલક મલક હસ્યા કરે છે. એજ પ્રેમ એના કંઠમાં મધુરતા રેડે છે અને એ મધુર કંઠમાંનું મધુરૂં ગીત કર્ણને આહ્લાદ આપે છે. આવી સર્વાંગ પ્રેમથી ભરપુર વિનયી સદ્ગુણી સુંદરી પ્રત્યે કોને આદરમાન ન હોય? સર્વ એવી રમણીઓ પ્રત્યે સ્નેહ અને આદરથીજ જુએ છે. એક આજ્ઞાંકિત પુત્રી તરીકે જુઓ, એ કેટલું દુઃખ સહન કરે છે. કેવી કેવી કસોટીમાંથી એને પસાર થવું પડે છે. પિતાનો કેટલો બધો જુલમ એ મુગે મોઢે સહન કરે છે. આખરે નથી સહન થતું ત્યારેજ એનો આત્મા ઉશ્કેરાય છે. એક પ્રેમાળ યુવતી તરીકે જુવો, પોતાના પ્રેમી પ્રત્યે કેટલી બધી પ્રેમ ભક્તિ, કેવી અડગતા, અને એકવાર જેને પોતાનો પ્રેમભાગી કરીને પ્રેમ અર્પણ કર્યો તેનેજ છેવટ સુધી ચીવટાઇથી કેવી વળગી રહે છે. એક પત્નિ તરીકે જુઓ. પોતાનો પતિ બહારથી ઘરમાં આવે છે ત્યારે કેટલી હરખાઈ જાય છે, એની સેવામાં કેવી તત્પર રહે છે. જ્યારે પતિ બહાર જાય છે ત્યારે પતિના ધ્યાનમાંજ, પતિના વિચારમાંજ અને પતિના ગુણાનુવાદ ગાવામાંજ પોતાનાં અહોભાગ્ય માને છે, જીવને આનંદમાં રાખે છે અને સમય વીતાવે છે. એક માતા તરીકે લો, પોતાના નાના બાળકને છાતી આગળજ રાખે છે. બાળકનું મુખ આએહુબ પોતાના પતિને મળતું છે એ વિચારે એ

મુખ તરફજ વ્હાલભરી દૃષ્ટિએ જુવે છે તોયે ધરાતી નથી. આવી શુદ્ધ, સદ્‌ગુણી, પ્રેમી પ્રમદા ખરેખર સ્વર્ગની દેવી છે. કવિઓએ તો એવી દેવીઓનાં સ્તુતિ ગાનમાં પોતાનાં કાવ્યોના મહાસાગર રેલાવ્યા છે. શુરવીર યોદ્ધાઓએ એ દેવીઓના પ્રેમી મધુરા સ્મિતની ખાતર પોતાના પ્રાણની પણ પરવા કર્યા વગર રણાંગણમાં પોતાના પરાક્રમની પ્રસાદી દુશ્મનોને ચખાડી છે. લેખકોએ આવી દેવીઓની પ્રશંસા કરવા રાતોના ઉજાગરા વેઠીને પુસ્તકનાં પુસ્તક ભર્યાં છે. ધર્મ ગ્રંથો પણ આવી દેવીઓનાં મુક્ત કંઠે વખાણ કરે છે. કારણ કે પ્રેમથી સંસ્કૃત થયેલો ધર્મ એજ શીખવે છે. અમે જે આદર્શ રમણીની પ્રશંસા કરવાનો કાંઈક પ્રયત્ન કર્યો છે, તેવીજ આદર્શ રમણી લ્યુસી હતી એમ અમારા વાંચકવૃંદને જણાયા વિના રહ્યું નહિ હોય. આવી સદ્‌ગુણ અને સૌન્દર્યસંપન્ન પત્નિનો પતિ સુખી કેમ ન હોય? લ્યુસીના સુવાવડના ખાટલા પાસે ફ્રેડરિક ઉભો રહેતો, બાળકને લ્યુસીની ગોદમાં જોતો અને એના આનંદનો પાર રહેતો નહિ. લ્યુસી સુવાવડમાંથી તનદુરસ્ત હાલતમાં ઉઠી. બાળકને લઇને ફ્રેડરિકની સાથે બહાર સાંજે ફરવા પણ જઇ શકતી હતી. પતિ છોકરાઓને ભણાવતો, પત્નિ ત્યાં બેઠી બેઠી ભરત કામ કરતી. વારે વારે પોતાના નિદ્રાવશ થયેલા બાળક ઉપર દૃષ્ટિ નાખતી. વળી ઉંચું જોતી અને પતિની આંખ સાથે આખ મળતાં શરમાઈ જતી. આમ બન્ને જણ અંતરનો ઉંડો આનંદ ભોગવતાં હતાં. અત્યારે ફ્રેડરિક સંપૂર્ણ સુખી હતો. એના મનમાં કોઇ પણ જાતની ચિંતા નહોતી. "પોતે ઓળખાઇ જશે તો, સત્તાવાળા પકડી જશે તો?" એ વિચાર હવે એના મનમાં જીર્ણ થઇ ગયો હતો. પકડાઈ જવાનો સંભવ

એને દૂરનો દૂર જતો જણાતો હતો. એટલે એ બાબતમાં એને ખાસ ચિંતા થતી નહિ. રેજીમેન્ટમાંથી નાસી આવે એને વર્ષ ઉપરાંત થઇ ગયું હતું અને તે દરમ્યાનમાં એને ઓળખી કાઢે એવા કોઈ માણસનો એને મેળાપ થયો નહોતો. છતાં લ્યુસીના મનમાંથી આ વાત ખસી નહોતી. એને તો એ પટકો સાલ્યાજ કરતો હતો. સ્ત્રી જાત પુરૂષ કરતાં એવી બાબતોમાં જરા વધારે શંકાશીલ રહે છે. એને એ વિચાર ઘણીવાર આવતો; પણ તેથી દીલગીર ન થતાં વાદળ ઘેરાતું ઘેરાતું આવે તો એને વિખેરી નાખવાને એ પ્રભુની પ્રાર્થના કરતી. પુરૂષ કરતાં સ્ત્રી દુઃખ વધારે હિમતથી સહન કરી શકે છે. દુઃખ વખતે દિલાસો દેવાનો પ્રભુએ એનામાં ઘણો દિવ્ય ગુણ મુકેલો છે. બાળકના જન્મ પછીતો એ વિચાર એને વધારે ગુંચવી મુકતો અને ફ્રેડરિક કાંઇ કામકાજે બહાર જતો અને એ એકલી પડતી, ત્યારે બાળકના સામું ટગર ટગર જોયાજ કરતી અને વિચાર કરતીકે આ બાળકના પિતા ઉપર ઓચિંતી આફત આવી પડશે તો આને પણ કેટલાં સંકટ વેઠવાં પડશે. વળી મન વાળતી કે પ્રભુ સૌ સારાં વાનાં કરશે પ્રભુ પ્રત્યે જરાક અણવિશ્વાસ આવી જતો તો એ પોતાની જાતને ઠપકો આપતી. ફ્રેડરિક જ્યારે ઘરમાં હોય ત્યારે સર્વ દુઃખ અને શોક એ ભૂલી જતી. એને જોઇને એની આંખો ઠરતી, એનું મન પ્રફુલ્લ બની જતું, એનો આત્મા અજબ જ્યોતિથી પ્રકાશી ઉઠતો અને એના અંતરમાં ને બહાર પ્રકાશ પાડી દેતો.

શિયાળો આવી પહોંચ્યો. નાતાલના તહેવારો પાસે આવતા હતા. નાનો ફ્રેડી હવે ધીમે ધીમે મોટો થવા લાગ્યો. ફ્રેડરિકને બા-

ળક પ્રિય થઇ પડયો હતો. એ એને ખોળામાં લઇને રમાડતો, બો-ક્રીઓ કરતો, ઉંચે ઉછાળતો, એની સાથે કાલુ કાલુ બોલતો અને બાળક જોડે એ પણ બાળક બની જતો અને રમાડતાં રમાડતાં એ હર્ષઘેલો બની જતો. એને જોઇને જેને છોકરાં ન થયાં હોય કે ન ગમતાં હોય કે જેને છોકરાંનો અનુભવ ન થયો હોય તેને તો ફ્રેડરિક મૂર્ખજ લાગશે. પણ જેને ઘેર છોકરાં હશે તેને તો ફ્રેડરિકનું આ વર્તન તદન સ્વાભાવિકજ લાગશે. જેને છોકરાં ઉપર હેત હોય છે, જે છોકરાંને પૂર્ણ વ્હાલથી રમાડે છે, તેની સાથે ગમ્મત કરે છે, તેનાં અંતઃકરણ તો કોમળ હોય છે, લાગણી વાળાં હોય છે અને તેઓ સદ્‌ગુણી અને ઉદાર હોય છે. એટલે અમે આમાં ફ્રેડરિકનો કશો દોષ જોતા નથી. પતિ પૂર્ણ લાડકોડમાં પુત્રને રમાડતો અને પતિની પૂજારણ પત્ની પ્રેમના કળશો ભરી ભરીને પતિ ઉપર ઢાલવતી. પુત્રપ્રાપ્તિ સાથે દ્રવ્યની પ્રાપ્તિ પણ આ દંપતીને સારી થઇ હતી. લ્યુસીનો ઘણો સમય હવે પોતાના બાળકમાં ચાલ્યો જતો હતો; એટલે એનાથી પહેલાં જેટલું કામ નહોતું થતું. પણ આ તરફ ફ્રેડરિકની આવક સારી વધી હતી. સ્કુલમાં છોકરાની સંખ્યા ત્રીસની થઈ ગઈ હતી. અને ભોંયતળીએ રાખેલી બન્ને રૂમોમાં છોકરા ભરાઇ ગયા એટલે એમને રહેવાને માટે એમણે પહેલો મજલો પણ ભાડે રાખી લીધો. પંદર મહિનાનું સરવાયું કાઢયું તો માલમ પડયું કે કારબાઇલમાં આવ્યા પછી એટલા વખતમાં એમણે ખર્ચ ખુટણ કાઢતાં પચાસ પાઉંડ બચાવ્યા હતા.

આવતી કાલે નાતાલનો તહેવાર હોવાથી તેને માટે લ્યુસીએ આજથીજ સર્વ સામગ્રી તૈયાર કરી રાખી હતી. ફ્રેડરિકના એક

વિદ્યાર્થીના પિતાએ તો એને નાતાલની ભેટ તરીકે મીઠાઈ પણ મોકલી હતી. અત્યારે એ બન્ને જણ "ચા" પીવા બેઠાં હતાં. બાળક પારણામાં નિદ્રા લેતો હતો. કીટલીમાં ચાહ ઉકળી રહી હતી અને લ્યુસી હસતી કહેતી હતી કે કાલે આપણે મિષ્ટાન્ન ભોજન બનાવીશું." એ આમ વાત કરતી હતી એટલામાં મીસીસ હેરીસન કાંઇક ગભરાટમાં એમના રૂમમાં આવી અને કહ્યું કે "તમારે ત્યાં ફલાણો છોકરો ભણવા આવે છે એનો બાપ ગાડીમાંથી પડી ગયો છે અને એને સખત વાગ્યું છે. જો કે બહુ ધાસ્તી જેવું નથી છતાં એ વાગ્યું છે વધારે." આ સાંભળીને લ્યુસી અને ફ્રેડરિક બન્ને દીલગીર થવા લાગ્યાં અને ચા પીધા પછી ફ્રેડરિકે પોતાની પત્નિને કહ્યું કે "એને બીચારાને કેટલું વાગ્યું છે તેની હું જરા તપાસ કરી આવું." પત્નિએ કહ્યું "હા જઇ આવો. તેમને તમારા જવાથી ઠીક લાગશે." ફ્રેડરિક કપડાં પહેરીને તે ગૃહસ્થને ત્યાં ગયો, તેની ખબર અંતર પુછી અને એને બહુ વાગ્યું નહોતું એટલે જરા વાર બેસીને એ ત્યાંથી ઘેર જવા નીકળ્યો. રાત પડી હતી એટલે જરા અંધારૂં હતું. એ એકાદ મોહોલ્લા તરફ વળવા ગયો અને એવામાં સામી બાજુથી કોઇ બીજો માણસ આવતો હતો. એટલે એ બન્ને જણ અજાણતાં એક બીજાને અથડાઇ પડયા. વિવેકની ખાતર એક બીજાની માફી માગવા બન્ને જણ ઉભા રહ્યા એટલે તો ફ્રેડરિકે તરતજ પેલા માણસને ઓળખ્યો. એ ઓકલેનો હજામ ઓમેડીઆ બેટસ હતો. બેટસે ફ્રેડરિકને પણ ઓળખ્યો.ફ્રેડરિક એને જોઇને આભો બની ગયો. ગભરાઇ ગયો. બન્ને એક બીજા સામું જોઇ રહ્યા પણ બેમાંથી કોઇ બોલી શક્યું નહિ. ફ્રેડરિકથી ગભરાટમાં ન બોલી શકાયું

અને બેટસ શરમીંદો બની ગયો હતો તેથી ન બોલી શકયો. આખરે ફ્રેડરિકનો હાથ પોતાના હાથમાં લઇને બેટસ બોલ્યો "કેમ લોન્સ-ડેલ, મારા ઉપર ગુસ્સે છું કે શું?"

ધરતીકંપ થવાથી જેમ એકાદ મોટી હવેલી જમીનદોસ્ત થઈ જાય તેમ અત્યારે ફ્રેડરિકને પણ બેટસને જોઇને પોતાના સુખની ઈમારત જમીનદોસ્ત થઇ જતી લાગી; અને પોતે, પોતાની પત્ની અને પોતાનું વહાલું બાળક એ ઈમારત તળે દટાતાં લાગ્યાં. મહા પરાણે એણે જવાબ વાળ્યો "નહિ જરાએ નહિ."

બેટસ "ચાલો, એ સાંભળીને મને ઘણો આનંદ થયો."

લોન્સડેલઃ—"કેમ અહિં આવવું થયું છે?"

બેટસઃ—"કેમ શું? કાંઇ એવુંજ કારણ બની ગયું છે."

લોન્સડેલઃ—"એવું તે શું બન્યું છે?" જેમ કોઈ માણસ ગુન્હો કરીને આવેલો હોય અને રખેને કોઇએ મને જોયો હશે તો એમ ધારીને કોઇ કાંઇ અમથો એના સામું જોઇને વાત કરે તોયે એને એમ થાય કે રખેને એ મારી વાત તો નહિ કરતો હોય, તેમ ફ્રેડરિકને શંકા થવા લાગી કે કદાચ એ મારી તપાસ માટે તો નહિ આવ્યો હોય?

બેટસઃ—"અરે એક કાગળ ખોવાઈ ગયો છે, તેની આ બધી પીડા છે." બેટસના આમ બોલવાથી એને જરાક નિરાંત વળી.

બેટસે આગળ ચલાવ્યું. "વાત એમ બની—અરે અહિંતો ટાઢ બહુ વાય છે. આપણે કયાં જઇને વાત કરીશું? તું તો અહિંજ રહેછેને? તારૂં ઘર અહિંથી પાસેજ હો?"

લોન્સડેલ:—"નારે, હુ તો અહિં બે એક દિવસથીજ આવ્યો છું." એમ બોલતાં બોલતાં બિચારાથી તત ફ્રૂ થઇ ગયું.

બેટસ "ત્યારે તું હોટલમાં કે વીશીમાં અથવા જ્યાં ઉતર્યો હોય ત્યાં ચાલ. નહિ તો ચાલ આ પીઠામાં જઇએ." લોન્સડેલને પીઠામાં જવાનો તિરસ્કાર હતો અને કોઇ દિવસ પીઠામાં જતો નહોતો; છતાં હજામને એનાથી ના ન પડાઇ અને બન્ને જણ પાસેના પીઠામાં ગયા. તે વખતે પીઠાના પ્રધાન ખંડમાં કોઇએ નહોતું. એટલે બેટસે કહ્યું "ચાલ દોસ્ત ફ્રેડરિક, આપણે ઘણે દિવસે મળ્યા છીએ માટે આજે તો એકાદ બોટલ ઉડાવીએ." મહા પરાણે અંદરથી કચવાતે મને, પણ બહારથી એને જાણે બેટસ મળવાથી કેટલોએ આનંદ થતો હોય એમ જણાવીને એ બોલ્યો "હા દોસ્ત ચાલો." વાઇન મંગાવ્યો અને બેટસ પીવા લાગ્યો. દારૂ પી રહ્યા પછી બેટસે પોતાનું કાગળ પુરાણ આગળ ચલાવ્યું: "જો હું તને પેલા કાગળની વાત કરતો હતો. પેલા ઓકલેવાળા મમરીને તેં ઓળખ્યોને. એ પ્રતિજ્ઞાપૂર્વક કહે છે કે એણે અહિં રહેતા એના સાળા ઉપર એક કાગળ મોકલ્યો હતો તેમાં એણે પચાસ પાઉંડની નોટ બીડી હતી. એનો સાળો કહે છે કે એ નોટવાળો કાગળ મને મળ્યો નથી; એટલે કાગળ ઓકલેથી ગયોજ નથી અને મારી ગફલતમાં મેં કાંતો ખોઈ નાખ્યો કે મે કાગળ ફોડીને નોટ ઉચાપત કરી લીધી એવું કહેવાય છે. તને હું એ તો કહેવાનું ભૂલી-જ ગયો કે ઓકલેની પોષ્ટ ઓફિસનો ચાર્જ મને સોંપેલો છે એટલે લંડન પોસ્ટ ઓફીસમાંથી મારી તપાસને માટે એક ઓફિસર આવ્યો. આખરે તપાસમાં એવું ઠર્યું કે ગમે તે રીતે મારે કાગળનો પત્તો

લગાડી આપવો; નહિ તો મારે પચાસ પાઉંડ ભરી આપવા. આ એમાંથી હું કાંઈએ ન કરી શકું તો પોસ્ટ ઓફીસ મારા હાથમાંથી જતી રહે છે અને કદાચ મુશ્કેલીમાં સપડાઈ જવાય તે જુદું. મમરીના કહેવા પ્રમાણે જો હું એના સાળાને પચાસ પાઉંડ ભરી આપું તો એ મારી વિરૂદ્ધ કાંઈ કરશે નહિ. જે અરસામાં મને પોસ્ટ ઓફીસનો ચાર્જ મળ્યો, તે અરસામાં મમરીએ એના સાળા પાસેથી પૈસા લીધેલા. એ પાછા આપવાને પચાસ પાઉંડની નોટ એણે પેલા કામળમાં બીડી હતી. હું તો મમરીને સદ્ધર ધારતો હતો પણ આ ઉપરથી તો જણાય છે કે એ બધું પોકળ છે. હું તો તેથી અહિં મમરીના સાળાને મળવા આવ્યો હતો. જો કાંઈક એ થોડી મુદત આપે તો તેટલામાં એના પૈસા ભરી દઉં. એને એના પૈસા મળી જાય એટલે તો સત્તાવાળાઓએ કામ દાબી દેશે. પણ મમરીનો સાળો એવો સુંવાળો નથી. ઓકલેમાં એને કોઈની સાથે કશોયે સંબંધ નહિ એટલે એને મારી દરકારે શાની હોય. એ તો મુદત આપવાની ચોખ્ખી ના જ પાડે છે. એટલે ગુંચવાડો ઉભો થયો છે. પણ હું ભાગ્યશાળી તો ખરો કે તું મને મળી ગયો."

લોન્સડેલ વિસ્મય પામતો બોલ્યો "ભાગ્યશાળી ?"

બેટસ "હાસ્તો; ભાગ્યશાળી તો ખરોજ. તારા ડ્રેસ ઉપરથી મને લાગે છે કે તારી પૈસા સંબંધી સ્થિતિ ઘણી સારી છે. એટલે હું ધારૂં છું કે તારા જુના મિત્રને તું પચાસ પાઉંડ આપવાની ના તો નહિજ પાડે." આ સાંભળીને લોન્સડેલ ઘણો ઉદાસ થઈ ગયો. જાતે ઘણો ઉદાર હતો; છતાંએ અત્યારે બેટસની માગણી એને ઘણી વિષમ લાગી. એ માગણીમાં દબાણ હતું. અત્યારના જેવી કફોડી સ્થિતિમાં એ જો ન

હોત તો તો બેટ્સની આ માગણી એ તુચ્છકારી કાઢત; એટલુંજ નહિ પણ એનું અપમાન કરીને એને લાત મારીને કાઢી મુકત. પણ એ એના દબાણુમાં આવી પડયો હતો. પોતે જેટલું બચાવ્યું હતું તે બધુંએ આપી દેવું પડશે એ વિચારે એના મુખ ઉપર ક્રોધની છાયા ફરી વળી હજામે એ છાયા જોઇ અને ફ્રેડરિકના મનની ગડભાંગ એ પામી ગયો; છતાં કાંઇ બોલ્યો નહિ. વાતમાં ને વાતમાં હજામ સાત ગ્લાસ ઠાંસી ગયો અને ફ્રેડરિકને કહ્યું "કેમ તું તો દારૂ પીતોજ નથી."

લોન્સડેલ: "મને દારૂની એવી ગરજ નથી. ચાલ મુદ્દાની વાત ઉપર આવીએ. જો, હું તને પચાસ પાઉંડ આપું તો ખરો; પણ તું ઉપકારને બદલે અપકાર નહિ કરે એની શી ખાતરી?"

બેટસ: "અરે હું એવું કરૂંજ નહિ."

લોન્સડેલ:-"પણ પહેલાંની વાત યાદ લાવને."

બેટસ: "એ વાત જુદી હતી. તે વખતે મારી આર્થિક સ્થિતિ ઘણીજ તંગ હતી; એટલે મારૂં મન લલચાયું અને લેંગલીનું કામ કર્યું. પણ હવે તો તું મને પચાસ પાઉંડ આપીશ એટલે મારૂં કામ ચાલશે અને હું તારો રૂણી થઈ રહીશ."

લોન્સડેલ: "તું એકલે જાય ત્યાં મારા સંબંધી કશી પણ કોઇને કાને વાત જાય નહિ; અને તેં મને દીઠો હતો એટલું પણ જો તું કોઇને નહિ કહે એવી ખાતરી આપતો હોય તો તારા માગ્યા પ્રમાણેના પૈસા હું આપું." બેટસે એ બાબતની એને પુષ્કળ ખા-

તરી આપી. એટલે એણે એને કહ્યું કે "ઠીક ત્યારે, તું અહિં બેસ. હું હમણાંજ પાછો આવું છું." એમ કહીને એ ત્યાંથી ગયો. ઘેર જતાં જતાં રસ્તામાં વિચાર કરવા લાગ્યો. "આ દુઃખમય ઘટનાથી મારે એને શું વાકેફ કરવી પડશે ? અત્યાર સુધીનું ભેગું કરેલું બધું દ્રવ્ય બેટસને આપી દેવું પડશે એ સાંભળીને એને બિચારીને કેવો આઘાત લાગશે. આ દુઃખમય પ્રસંગ જણાવી એને મારે શું વધારે દુઃખી કરવી ? ના ના. હું દુઃખ સહન કરી લઈશ પણ એને નહિ ખબર પડવા દઉં. એ પ્રેમી જીવને ચિંતામાં નહિ નાખું. અમુક કોઇ કારણ જણાવીને ઘેરથી પૈસા લઇ આવું-નહિ તો અહિં હવે મારે ઓળખાણ સારી થઇ છે. મારે મિત્રો પણ છે. તો તેમની એકાદની પાસે જઇને એટલી રકમ ઉછીતી માગી લાવું." વળી બીજો વિચાર આવતાં લ્યુસીને બધી હકીકત કહી દેવાનું એણે નક્કી કર્યું. બન્નેના જીવ એવા મળી ગયા હતા કે સુખ દુઃખની કાંઈ પણ વાત તેઓ એક બીજાથી જરાએ ગુપ્ત રાખતાં નહોતાં. ઘર આવ્યું. ઘરમાં પેઠો અને માળ ઉપર ચઢ્યો. લ્યુસી બાળક નિહાળતી પારણા આગળ નીચી વળીને ઉભી હતી ફ્રેડરિકને આવતો દીઠો એટલે હસતી હસતી એને સામી લેવાને માટે એકાદ વાર આગળ ગઇ. જ્યારે ફ્રેડરિક બહારથી ઘરમાં આવતો ત્યારે લ્યુસી હસતે મુખડે એને સામો લેવા જતી. તે વખતે એ એના લલિત મુખને ચુંબનોથી ઢાંકી દેતો. પરંતુ અત્યારે ફ્રેડરિકે તેવું કશું ન કર્યું. પતિને ઉદાસ જોઇને લ્યુસીના પેટમાં પણ ચીરાડો પડ્યો. પહેલું તો એણે એમ ધાર્યું કે જેને એ જોવા ગયા હતા તેને ઘણું વાગવાથી તેનું કદાચ મૃત્યુ થયું હશે તેથી એ શોકાતુર હશે. ફ્રેડરિકે પત્નિને જાતી

સરસી વાંચી અને ધીમે રહીને બેટસ સાથેના મેળાપ સંબંધી બધો વૃત્તાંત એને કહી સંભળાવ્યો. આ વાત એણે ઘણી સાવચેતીથી કહી; છતાં લ્યુસીને એ સાંભળીને કારી ઘા લાગ્યો. પરંતુ પોતાના શોકને શમાવીને મધુર અને પ્રેમાળ વચનામૃતથી લ્યુસી લોન્સડેલને સાંત્વન અને આશ્વાસન આપવા લાગી.

"પ્રિયકર, તમે જરાએ નિરાશ થશો નહિ. તમારી પોતાની ખાતર, મારી ખાતર, આ પારણામાં ઉંઘતા આપણા વ્હાલા બાળકની ખાતર તમે જરા પણ મુઝાતા નહિ. હૈયે હિંમત રાખો."

લ્યુસીના મધુર કંઠમાંથી નીકળતા સુંદર સરોદે ફ્રેડરિકના જખમી થયેલા હૃદય ઉપર રામબાણ ઔષધની ગરજ સારી. એના પ્રેમ–ભક્તિથી ભરેલા નયન કટાક્ષે એનું સર્વ દુઃખ હરી લીધું. એને લ્યુસી દિવ્યાંગના જેવી લાગી. તે એને વારંવાર સ્નેહભીનાં આલિંગન દેવા લાગ્યો. ત્યાર પછી પોતે બચાવેલું બધું દ્રવ્ય એણે પેટીમાંથી કાઢયું અને ફરીથી લ્યુસીને પ્રેમાલિંગન દઇને દ્રવ્ય લઇ પીઠામાં બેટસની પાસે ગયો અને એને પચાસ પાઉંડ ગણી આપ્યા. પછી કહ્યું "ભાઈ હું તને મારૂં પંદર મહિનાનું બચાવેલું બધું આપી દઉં છું. હવે તને જો કાંઇક પણ મારી દયા આવતી હોય, કાંઈપણ તને જો મારી લાગણી હોય તો મારી વાત છાની રાખજે અને તારી જીભને વશમાં રાખજે. ભૂલેચુકે પણ મારી અમથીએ વાત કરી બેસીશ તો તરત મારી શોધ થશે; અને મને પકડશે તો મારા સુખનું સત્યાનાશ વળી જશે. મારી પાયમાલી થઈ જશે. અરે મારી એકલાની પાયમાલી નહિ પણ–" એનાથી પુરૂં બોલી શકાયું નહિ. એનો કહેવાનો વિચાર તો એવો હતો કે મારી સ્ત્રી અને મારા

નિર્દોષ બાળકની પણ પાયમાલી થશે. પણ એનું હૈયું ભરાઈ આવ્યું એટલે એ આગળ ન બોલી શકયો. એની આંખમાં આંસુ આવી ગયાં. આંસુ લુછી નાખીને વેટરને બોલાવીને એણે બેટસનું બીલ ચુકવી આપ્યું.

બેટસ—" હું ધારૂં છું કે તું મીસ ડેવિસ સાથે પરણ્યો હશે." બેટસે પચાસ પાઉંડ પોતાના ખીસ્સામાં મુકતાં મુકતાં પૂછયું.

લોન્સડેલ: " ચાલ ત્યારે, હવે હું રજા લઉં છું. મારાથી વધારે સમય ખોટી થવાય એમ નથી. જતાં જતાં ફરીથી કહું છું. તને વિનંતિ કરૂં છું કે તું મને મળ્યો છે એવી વાત કોઇને પણ કહેતો નહિ."

બેટસ: " અરે આપણે જાણે મળ્યાજ નથી. એ વાતજ હું ભૂલી જઈશ. " ચાલ ત્યારે જરા શેકહેન્ડ કરવા દે એટલે આપણે છુટા પડીએ. " આવા માણસ સાથે શેકહેન્ડ કરવાનું ફ્રેડરિકને જરાએ મન નહોતું; પણ ના પાડવાની એ હિંમત ન કરી શકયો. શેકહેન્ડ કરીને પીઠામાંથી બહાર નીકળીને ઘેર જવા લાગ્યો; પણ જતાં જતાં બેટસ પોતાની પાછળ છાનોમાનો આવે છે કે કેમ એની ખાતરી કરવા વારંવાર પાછું ફરીને જોતો હતો; પણ કોઈ પાછળ આવતું હોય એમ એને જણાયું નહિ. ફ્રેડરિક ઘેર આવી પહોંચ્યો. એણે લ્યુસીને કહ્યું કે " આપણે અહિંઆં છીએ એ વાત એ કોઇને પણ નહિ કહે એવું બેટસે વચન આપ્યું છે." આમ એણે કહ્યું છતાં બન્નેના મનને એમ તો થયું કે બેટસ જેવા માણસ ઉપર શો વિશ્વાસ રખાય ? એનું વળી વચન શું ? આજનો ક્રિસ્ટમસનો આગલો દિવસ એમને તો આ પ્રમાણે શોકમાંજ ગયો. બીજે દિવસે ક્રીસ્ટમસ ( નાતાળ )

હતી. હમેશની માફક આજે પણ તેઓ દેવળમાં ગયાં. રોજ સાચા મનથી જ એ પ્રભુ પ્રાર્થના કરતાં હતાં; છતાંએ આજ એમની ઉંડા અંતરની પ્રાર્થના હતી. આજે એમની પ્રાર્થનામાં આર્જવતા હતી, કાલાવાલા હતા, ચિંતા હતી. પ્રભુ પાસે આજે એ દંપતિ એજ માગી રહ્યાં હતાં કે "હે ઇશ્વર, અમારા ઉપર ચઢી આવતી વિજળી અમારા ઉપર પડીને અમારૂં સર્વ સુખ ધુળમાં ન મેળવે તેની તું સંભાળ રાખજે. અત્યારનું અમારે માથે ઘેરાયલું વિપત્તિ-વાદળ તું વિખેરી નાખજે." આજે તહેવારનો દિવસ હતો તેથી બન્ને જણ બહારથી હસતું મોઢું રાખવા મથતાં; છતાંએ એમના મુખ ઉપરની ગ્લાનિ સર્વ કોઇને આજે સ્પષ્ટ જણાતી હતી. ભોજન સમય થયો અને ફ્રેડરિક જમવા બેઠો. નિત્ય નિયમ પ્રમાણે લ્યુસી હસતું મોઢું રાખીને પીરસતી હતી, પણ ફ્રેડરિકને આજનું મિષ્ટાન્ન પણ ઝેર જેવું લાગ્યું. રાત પડી, દીવા થયા. બન્ને જણ સગડી આગળ બેઠાં હતાં. લ્યુસીના ખોળામાં નાનો ફ્રેડી રમતો હતો. ફ્રેડરિકને હવે આ ઘરમાં રહેવું સલામતી ભરેલું ન લાગ્યું. પોતાના ઘર જેવો જે ભાવ હતો તે ઉડી ગયો. એને એમ થયું કે આ ઘર છોડીને અહિંથી કોઇ અન્ય સ્થળે ચાલ્યા જવું પડશે અથવા તો આજ ઘરમાં આફત આવી પડશે. સત્તાવાળા મને પકડશે અને મારી બાઝેલી આબરૂની ધુળધાણી કરી નાખશે. હવે એને એનું સુખમય જીવન ઝેરથી ભરેલું લાગ્યું. ફ્રેડરિકનો આ વિચાર જાણીને લ્યુસી એને વધારે સાંત્વન આપવા લાગી. બીજી અનેક આનંદપ્રદ વાતોથી એના દીલને બહેલાવવા લાગી. એ આખો દિવસ એમને એમ પુરો થયો. બીજે દિવસ થયો એટલે હવે કયો રસ્તો લેવો તેનો એ પતિ પત્નિ ગંભીર વિચાર કરતાં બેઠાં. લોન્સડેલને જે કોઇ

ંકડી આપે અગર એનો પત્તો બતાવે તેને દસ પાઉંડનું ઈનામ આપવાનાં જાહેરનામાં નીકળ્યાં હતાં. એટલે એ બન્ને વિચાર કરવા લાગ્યાં કે "બેટમૅનને લેંગલી સાથે કાગળ પત્રનો વ્યવહાર છે એટલે આ ઈનામની એને ખબર પડવાની; અને એ એટલો બધો લોભી અને નગુણો છે કે હમણાંજ આપણી પાસેથી પચાસ પાઉંડ લઈ ગયો, છતાં દસ પાઉંડની લાલચની ખાતર આપણા સુખને એ કદાચ ધુળમાં મેળવે. એને કાંઇ દયા આવવાની છે? સ્વાર્થ આગળ પારકાનું દુઃખ એ શું જોવાનો છે? આપણે અહિં રહીએ છીએ એ વાત એ સારી રીતે જાણે છે એટલે આપણે માટે તો હવે બેજ રસ્તા ખુલ્લા છે. કાંતો આપણે અહિંજ પડી રહેવું અને જે થાય તે જોયા કરવું. નહિતો અહિંથી કાંઇ પણ વિલંબ વગર બીજે સ્થળે ચાલ્યા જવું. અહિં રહીશું તો ચોવીસે કલાક બીકમાંને બીકમાં રહેવું પડશે. કોઇ જરા અમથું બારણું ઠેલશે તોએ ડર લાગવાનો. આપણી કોઈ સાધારણ વાત કરતું હશે, તોયે વ્હેમ જવાનો. એટલે આપણાથી જરીએ ઠરીને રહેવાનું નહિ. અહિંથી જતાં રહીએ તો માંડેલા ઘરને ઉઠાવી નાખવું પડશે. આપણી હાલની સ્થાયી આવકને લાત મારવી પડશે. મુસાફરીનો ખર્ચ થશે એટલે જે કાંઈ સહેજસાજ આપણી પાસે રહ્યું છે તે પણ પુરૂં થશે; અને બીજે ઠેકાણે જઈશું ત્યાં હતા તેવાને તેવા ખાખી બંગાલી થઇને રહીશું. અત્યારે ભર શીઆળામાં આપણે મુસાફરી કરવી પડશે. આપણું પ્રિય બાળક ટાઢ શી રીતે સહન કરશે? મુસાફરીનો શ્રમ એનાથી નહિ વેઠાય. જ્યાં જઇશું ત્યા આપણું કાંઈ તરત ઠેકાણું પડશે નહિ. હજાર જાતની વિટંબણાઓ વેઠવી પડશે." લ્યુસી પતિના વિચારને સંમત થતી બોલી "મ્હારો વિચાર અહિંથી જો ઘર ઉઠાવી નાખવાનો

હોય તો તેમાં મને કાંઇ વાંધો નથી. ગમે તે વિટંબણા ભોગવવી પડશે તે ભોગવી લઇશું ! આપણા સુખના માર્ગને માટે અત્યારે અગવડ અને દુઃખ સહી લઈશું." ફ્રેડરિકને પત્નિ અને બાળક પ્રત્યે અગાધ પ્રેમ હોવાથી તેમને આવા સુખમાંથી એકદમ મુશ્કેલીમાં નાખી દેવાનું રૂચ્યું નહિ. એટલે પ્રભુમાં વિશ્વાસ રાખીને બીજે સ્થલે જવાનું માંડી વાળ્યું અને હતાં ત્યાંજ રહેવાનો નિશ્ચય કર્યો.

દિવસ ઉપર દિવસ જવા લાગ્યા. લ્યુસી પોતાના પ્રિયતમને પ્રસન્ન રાખવાને હસતું મુખ રાખીને ફરતી, વાત કરતી; છતાં બન્ને જણને કાંઇ ચેન પડતું નહોતું. એમને જબરો ખટકો પેસી ગયો હતો. ભવિષ્યમાં શું થશે એનીજ ચિંતામાં એ ઘેરાઇ ગયાં હતાં. અત્યારે એમની જે ઘડી જતી હતી તે સોનાની જતી હતી. પ્રત્યેક પળે એમને ભય લાગતો કે "હવે પકડાઈ જઈશું." ખાવા બેસતાં તો તે વખતે એમ થઇ જતું કે અત્યારે તો સાથે બેસીને જમીએ છીએ પણ ઘડી પછી શું થશે. ફરીથી સાથે બેસીને જમવાનો પ્રસંગ આવશે કે નહિ." રાતે સુવા જતાં ત્યારે એનો એજ વિચાર આવતો કે "અત્યારે તો સુખમાં કદાચ સુઇશું પણ રખેને કાલે સવારે કાંઇ વિપત્તિ આવી પડે તો?" પ્રસન્ન ચિત્ત રાખવાનો લ્યુસી ઘણોએ પ્રયત્ન કરતી હતી પણ અંદરનું બળતું જીગર એને બાળી મુકતું હતું. બિચારી દિવસે દિવસે સુકાવા લાગી. ફ્રેડરિક પણ ચિંતામાં ને ચિંતામાં ઝુરાઈ ગયો હતો. ખાવા બેસે તો ખાવાનુંયે ભાવતું નહિ. ભુખજ લાગે નહિ. ભાણા ઉપર બેસે અને નિસાસા નાખે. એ જાણેકે હું નહિ ખાઉં તો લ્યુસીએ નહિ ખાય અને લ્યુસીના મનમાં કે હું નહિ ખાઉં તો એ પણ નહિ ખાય. તેથી બન્ને

જણુ એક બીજાને સંતોષ આપવા પુરતુંજ વ્યગ્ર ચિત્તે જમતાં. થોડે દિવસે ફ્રેડરિકને લાગ્યું કે જો આમને આમ વધારે દિવસ ચાલ્યા કરશે તો ધીમે ધીમે બન્નેના જીવનનો ક્ષય થતો જશે. એટલે એક દિવસ લ્યુસીને પોતાની ગોદમાં લઈને એણે દીલ ખોલીને વાત કરી "આપણાથી હવે અહિં ઝાઝો વખત ટકી શકાય એમ લાગતું નથી. બીકમાંને બીકમાં આપણે અડધાં થઈ ગયાં. માટે અહિંથી અન્ય સ્થળે ચાલ્યા જવામાંજ લાભ છે."

લ્યુસી "આપની આજ્ઞાને હું સદા આધિનજ છું. ગમે તે દુઃખ આવી પડશે તો તે સહન કરવાની મારામાં પુરી હિંમત છે." આમ બોલતાં બોલતાં બિચારી ગળગળી થઈ ગઈ. આંસુ રોકીને જવા માટેની તૈયારી કરવા લાગી.

આ પ્રેમી યુગલ અહીંથી હવે ચાલ્યું જાય છે એ જાણીને મીસીસ હેરીસનને ઘણું લાગી આવ્યું. અહિથી એ કેમ ચાલ્યાં જાય છે એનું કારણ લ્યુસીએ એને કહ્યું નહી એટલે એણે પૂછયું પણ નહિ. છતાં એ હજાર તર્ક વિતર્ક કરવા લાગી. આમણે તો આજે વિચાર કર્યો અને કાલે ઉપડી જવાનું નક્કી કરી નાખ્યું. એટલે આજે ફ્રેડરિક મોડી રાત સુધી જાગીને પોતાના વિદ્યાર્થિઓના બાપ તથા વાલીઓને કાગળ લખવા બેઠો. કાગળોમાં એણે લખ્યું હતું કે "અનિવાર્ય સંજોગોને લઇને મારે એકાએક અહિંથી કાલેજ ચાલ્યા જવાનું હોવાથી મારે મારી નિશાળ ઘણી દીલગીરી સાથે બંધ કરવી પડે છે તેને માટે દરગુજર કરેશો; અને તમે અત્યાર સુધી મારી સાથે મિત્રતા રાખીને મને આશરો આપ્યો છે તેને માટે હું તમારો આભાર માનું છું." ફ્રેડરિક ન ઉંઘે એટલે લ્યુસી પણ

શાની ઉંઘે. જ્યાં સુધી ફ્રેડરિક જાગ્યો ત્યાં સુધી એ પણ જાગી. ફ્રેડરિકે એને સુઇ જવાનું કહ્યું. પણ "મારેયે હજુ ઘણી ચીજો બાંધવાની બાકી છે એટલે સાથેજ સુઈ જઇશું." એમ બહાનું કાઢીને પોતાના પતિને વધારે દીલગીરી ન થાય તેટલા માટે વાતો કરતી કરતી બેઠી હતી.

સવાર થયું. રોજની માફક છોકરાઓ ફ્રેડરિકની સ્કુલે આ-વવા લાગ્યા. બધા આવી ગયા એટલે ફ્રેડરીકે તેમને સ્કુલ બંધ કર-વાની વાત કરી અને છેવટના તેમને બે બોલ શિખામણના કહીને રાતે લખેલા કાગળો તેમના પિતા અને વાલીઓને આપવાનું કહીને તેમને આપી દીધા અને તેમને રજા આપી. બધા વિદ્યાર્થી ચાલ્યા ગયા પછી ફ્રેડરિક રૂમમાં એકલોજ પડયો એટલે એને ઘણું લાગી આવ્યું અને નિઃશ્વાસ નાખવા લાગ્યો. તેજ વખતે લ્યુસી પાછળથી આવી અને એના ખભા ઉપર પોતાના બન્ને હાથ નાખી કઇને બોલી ઉઠી "વ્હાલા, મારા સમ તમે ઉદાસ થાઓ તો. ધીરજ રાખો. એમાં શું હરખડી જાવ છો." લ્યુસીને જોઇને ફ્રેડરિક સાવધ થઈ ગયો અને એના આશ્વાસનથી શાંત થયો.

જવાને માટે એમણે હવે બધી તૈયારી કરી દીધી હતી. સર સામાન ગાડીમાં ચઢાવી દેવાને મજુરને બોલાવ્યો. ઘરનું પુરેપુરૂં ભાડું ચુકાવી આપ્યું એટલે હવે એમની પાસે ચાર ચાર પાઉંડ શીલીકમાં રહ્યા. એ ઉપરાંત ફ્રેડરિકની પાસે ઘડીઆળ હતી અને લ્યુસીની પાસે કેટલાક સોનાના નાના દાગીના હતા. આટલી એમની અત્યારની પુંજી હતી અને એટલા ઉપર એમનો ભવિષ્યનો આધાર હતો. હાલ તરત ગમે ત્યાં જઈને ઠેકાણે પડતા સુધી એમને ચાલી

રહે એટલું સાંત્વન એમની પાસે હતું. મજુર આવી પહોંચ્યો. ફ્રેડરિક અને લ્યુસી જતાં જતાં મીસીસ હેરીસનને મળ્યાં અને તેમની રજા લીધી. બાળકને લઇને લ્યુસી તથા ફ્રેડરિક ઘરની બહાર નીકળતાં હતાં; પણ જેવાં એ લોકો ઘરની બહાર પગ મુકવા જાય છે તેવાંજ સૈનિકના પોષાકમાં સજ્જ થયેલો એક માણસ અને તેની પાછળ સાદા વેષમાં બીજા બે ત્રણ માણસો ઝડપથી એમના તરફ આવતાં એમની દ્રષ્ટિએ પડયાં. તેમને જોઇને એ બિચારાં એકદમ હબકી ગયાં, ભય પામ્યાં. સૈનિકના પોષાકમાં જે માણસ આવતો હતો તે પહેલાં તો ન ઓળખાયો; પણ એ જરા પાસે આવ્યો કે તરતજ બન્ને જણે એને ઓળખ્યો કે એ તો સાર્જંટ લેંગલી.

એકદમ લોન્સડેલે પોતાની પત્નિના કાનમાં કહ્યું "વ્હાલી, પ્રભુની ખાતર હિંમત રાખજે. આજ આપણી કસોટીનો સમય આવી પહોંચ્યો છે. જરાએ ગભરાતી નહિં."

લ્યુસી—"પ્રિયતમ, હું નહિ ગભરાઉં. હું એ કસોટી માટે તૈયાર છું. પણ તમે—"

લોન્સડેલ—"મારી તું જરાએ ફીકર ન રાખીશ." એ આમ બોલી રહ્યો તેજ ક્ષણે સાર્જંટ લેંગલી એ ઘર આગળ આવી પહોંચ્યો. ફ્રેડરિકને પકડવા માટે મદદ રૂપ થઇ પડે તેટલા સારૂ એ પોતાની સાથે આ સ્થળના બે ત્રણ કોન્સ્ટેબલ લેતો આવ્યો હતો. એટલે એના સામા થવામાં કાંઈ સાર નથી એમ ધારીને આપો આપજ એ લેંગલી પાસે ગયો અને કહ્યું "હું તમારો કેદી છું અને તમને શરણ થાઉં છું." આ બનાવ મીસીસ હેરીસન જોઇ

રહી. હવે એને સમજ પડી કે ફ્રેડરિક લશ્કરમાંથી નાસી આવેલો છે તેથી એના ઉપર આ આફત છે. આ રંક અને પ્રેમાળ કુટુંબ ઉપર આવી આફત આવી પડી તેથી એને ઘણું લાગી આવ્યું અને બન્ને જણને એ આશ્વાસન આપવા લાગી. ખરેખર અત્યારે આ બીચારાં એવાં દીન થઈ ગયાં હતાં કે એમને આશ્વાસનની ખાસ જરૂર હતી. અધુરામાં પુરૂં સાર્જંટ લેંગલીએ પુરેપુરૂં વેર લેવાને માટે ફ્રેડરિકને હાથે બેડીઓ નાખવાનો કોન્સ્ટેબલોને હુકમ કર્યો એટલે તો એ બીચારાના હોંજા ગગડી ગયા. એ કરગરી પડ્યો અને બોલ્યો "પ્રભુની ખાતર મને બેડી ન નાંખો. ઈશ્વરને સાક્ષી રાખીને કહું છું કે હું નાસી જવાનો પ્રયત્ન નહિ કરૂં." લ્યુસી પણ પોતાના હાથમાં બાળકને લઈને લેંગલીને પગે પડી. એને વિનવવા લાગી કે "દયા કરીને મારા પતિને બેડી ન પહેરાવો." એ આર્ત સ્વરે એવી આજીજી કરવા લાગી એટલે પાસે ઉભેલા કોન્સ્ટેબલોનું હૃદય પણ દ્રવી ગયું. તેમને બીચારાઓને દયા આવી અને પાછા હઠી ગયા. પણ લેંગલીએ કઠોર અવાજે તેમને ફરીથી હુકમ આપ્યો કે "એકદમ બેડીઓ નાખો, જુઓછો શું?" લ્યુસી લેંગલીને પગે પડી હતી ત્યાંથી ઉઠી ઉભી થઈ. પોતાના બાળકને મિસીસ હેરીસનને આપી પતિ પાસે આવી અને બેડીઓ નાખતા પહેલાં એને ભેટી પડી. ધીમે રડીને એના કાનમાં કહ્યું "પ્રિયતમ, ધીરજ રાખજો. તમે જો હિંમત રાખી દુઃખને સહન કરશો તો મને પણ હિંમત રહેશે." સાર્જંટ લેંગલી પાછો તડુકી ઉઠ્યો. "ચાલો બહુ થયું. ગાડી ચાલી જશે. માટે ચાલો હવે."

"મને મારા પતિ સાથે આવવાની રજા મળવી જોઈએ." લ્યુસીએ લેંગલીને વિનીત ભાવે કહ્યું. લેંગલી "તારી પાસે ભાડાના

પૈસા હોય તો તું એ ગાડીમાં બેસજે. તારા પદરનું ભાડું ખરચીને તું ગાડીમાં બેસે તેમાં તને મારે શું કામ અટકાવવી જોઇએ ?"

આ કરૂણાજનક, શોકમાં ગીરફ્તાર કરનાર દુઃખમય પ્રસંગને અમારાથી આથી આગળ નથી વર્ણવી શકાતો. હવે તો એટલુંજ કહીને બંધ રાખીશું કે ફ્રેડરિકને હાથકડી પડી ગઈ. જે મોહોલ્લામાં એનો એટલો બધો આદરસત્કાર થતો, જે મોહોલ્લામાં એના મિત્રો અને સ્નેહીઓ રહેતા હતા, એજ મોહોલ્લામાં થઈને એને હાથમાં બેડીઓ સાથે ચાલવું પડયું. શરમના માર્યા એનાથી નીચેથી ઉચું ન જોવાયું. "મને આ સ્થિતિમાં જોઇને બધા મારે માટે કેવો વિચાર બાંધશે." એજ વિચાર આખે રસ્તે એને આવવા લાગ્યો. એને તો એમજ થઈ ગયું કે "પૃથ્વીમાતા જો માગ આપે તો હું એના ગર્ભમાં સમાઈ જાઉં." પરંતુ અત્યારે એની પ્રાર્થના કોઇએ સાંભળી નહિ. ગાડીમાં અંદરની બાજુએ તો બીલકુલે જગા નહોતી. બહારની બાજુએ ત્રણ જગા ખાલી હતી એટલે સાર્જંટ લેગલીએ એક પોતાની અને બીજી ફ્રેડરિકની એમ બે જગા રોકી લીધી અને તેનું ભાડું આપી દીધું. ફ્રેડરિકે લ્યુસીને કહ્યું કે "તું બીજી ગાડીમાં આવજે. કારણ કે આ ગાડીમાં અંદર જગા નથી. બહાર બેસીશ તો તને અને આ નાના બાળકને શરદી થઇ જશે અને તમે ટાઢે મરશો." લ્યુસી "એ બાબતની તમે જરાએ કાળજી કરશો નહિ. બાળકને ઓરાઢવાને મેં ગરમ વસ્ત્ર સાથે રાખ્યું છે એટલે એને બીલકુલ ટાઢ લાગે નહિ એવી રીતે એને હું ચારે પાસેથી ઓરાઢી દઈશ અને મારે માટે તો ફીકરજ ન રાખશો. મને ગમે તે થઈ જશે તોએ હું તમારો સાથ છોડવાની નથી. બીજી ગાડીમાં

તમારા વગર આવવું તેના કરતાં તમારી સાથે એકજ ગાડીમાં બેસવાનું મને વધારે પસંદ છે. ભલે બહાર બેસવું પડે પણ તમારી સાથે તો ખરી." એમ કહીને ત્રીજી જગા ખાલી હતી ત્યાં એ બાળકને લઈને પતિ જોડેજ બેઠી.

લોન્સડેલના પકડાયાની વાત મીસીસ હેરીસનના આખા પાડોશમાં અને મોહોલ્લામાં પહોંચી ગઇ હતી. એટલે નાતાલના તહેવારમાં જે વેપારીએ ફ્રેડરિકને મીઠાઈની ભેટ મોકલી હતી, તે ભલા સદ્‌ગૃહસ્થે પણ એ વાત સાંભળી. તરતજ કાંઈક વસ્તુ કાગળમાં લપેટીને ગાડી ઉપડવાની તૈયારીમાં હતી એટલામાં ઝડપથી તે ત્યાં આવી પહોંચ્યો અને લ્યુસી તરફ પોતાનો હાથ લાંબો કરીને કહ્યું "આવજ્યો અને પ્રભુ તમને બન્નેને સુખી રાખો." આટલું બોલીને ઘેરથી કાગળમાં લપેટીને જે લાવેલો હતો તે લ્યુસીના હાથમાં મુકી દીધું. લ્યુસીએ હાથમાં જેવું લીધું કે તરતજ એને જણાયું કે એમાં પૈસા છે એટલે આ ભલા સદ્‌ગૃહસ્થનો ઉપકાર માનવા એ જતી હતી. પણ એ ગૃહસ્થ તો આવું ઉત્તમ કાર્ય કરીને તરતજ પોતાને પંથે ચાલ્યો ગયો હતો. કાગળમાં પાંચ સોવરેન ઘાલેલા હતા. ગાડી ચાલવા લાગી અને થોડા વખતમાં એક માણસ ઉતરી પડયો એટલે અંદર જગા થઈ. તેથી લ્યુસીને ફ્રેડરિકે કહ્યું "છોકરો ટાઢે મરે છે માટે હવે અંદર જા. અંદર જગા ખાલી છે." લ્યુસીએ ના પાડી; પણ આખરે ફ્રેડરિકના અતિ આગ્રહને લીધે એ અંદર જઇને બેઠી.

---

# પ્રકરણ ૧૮ મું.

## કોર્ટ માર્શ્યલ.

લો-સડેલ ઉપર દુર્ભાગ્યવશાત્ આફત આવી પડી હતી તેને આજે અઠવાડીઉં થઈ ગયું હતું. અત્યારે લ્યુસી પોર્ટસ માઉથમાં હલકા ભાડાની એક રૂમ રાખીને પોતાના બાળક સાથે રહેતી હતી. બાળકનો પિતા અને લ્યુસીનો આનંદ આ રૂમમાં નહોતો. એને બેરેક (સૈનિક નિવાસ) માં કેદ રાખવામાં આવ્યો હતો. કોર્ટ માર્શ્યલ રૂબરૂ એની તપાસ ચાલવાની હતી. લ્યુસીના દુઃખનો પાર નહોતો. દુઃખ દરિયામાં એ ડુબકાં ખાતી હતી. પોતાના પતિ અને બાળકની ખાતર એ જીવન ટકાવી રહી હતી. પૈસા સંબંધી એનું સર્વ સુખ જતું રહ્યું એનું એને બહુ લાગતું નહોતું. કારણકે એ સુખ તો ફરીથીએ પાછું પ્રાપ્ત થઈ શકશે. એનાં કાંડામાં બળ હતું એટલે ભરત શીવણ કામ કરીને પણ પૈસા મેળવવાની એની હિંમત હતી. તેમ પતિનો વિયોગ વેઠવો પડે છે તે પણ એને ઝાઝો સાલતો નહિ. કારણકે એ વિયોગ થોડા સમયનો હતો. કોર્ટ માર્શ્યલ રૂબરૂ એની તપાસ થઈ રહ્યા પછી એને જે શિક્ષા ફરમાવવામાં આવશે, તે ભોગવી રહ્યા પછી ફ્રેડરિક પાછો પોતાની પાસેજ રહેશે. એટલે અત્યારે એને જે વધારે સાલતું હતું તે ફ્રેડરિકને થનારી શિક્ષાજ સાલતી હતી. વ્હાલા પતિનું રૂંવે રૂંવું એની દ્રષ્ટિમાં મહા મોંઘેરૂં હતું. પતિનો કોઇ વાળ પણ વાંકો કરે તો એનો જીવ કપાઈ જાય; તો અત્યારે લશ્કરમાંથી રજા વગર નાસી જવા બદલ પતિને

થાંભલા સાથે બાંધીને ક્રૂરતાથી જોરબંધનો માર પડશે એ જાણીને એને શું શું ન થઈ જાય ? એનું હૃદય ચીરાઈ જતું હતું. એના દીલમાં ભાલા ભોંકાતા હતા. અંતરમાં એને ઉંડી વેદના થતી હતી. એની આંખે અંધારાં આવી જતાં હતાં. કોઈને સ્વપ્ને પણ આ બિચારીએ કટુ શબ્દ કહ્યો નહોતો. હલકામાં હલકા પ્રાણીને પણ એણે દુભવ્યું નહોતું. છતાંએ આ નિર્દોષ પ્રેમાળ બાળાને દુઃખના ઉંડી ગર્તામાં દબાઇ ગયેલી જોઈને કયું હૃદય રડ્યા વગર રહી શકે? અત્યારે એનું દુઃખ કોણ ઓછું કરી શકે ? એને કોણ આશ્વાસન આપી શકે? જેના ઘરમાં એ ભાડે રહેતી હતી તે તો ફક્ત પૈસાનાંજ સગાં હતાં. એમને એમનું ભાડું રીતસર અને વખતસર ચુકવાતું એટલે બીજી કશી એમને પડી નહોતી. દયાભાવ જેવું તો એમ-નામાં કશું હતુંજ નહિ. એમને હૃદયજ નહોતું એમ કહીએ તો ચાલે. તો પછી લ્યુસીના દુઃખમાં ભાગ લેવાની વાત તો બાજુએ રહી પણ એ દીલાસાના શબ્દો પણ એમના મુખમાંથી નહોતા નીકળતા. આ બીચારી દુઃખી છે એટલી પણ લાગણી એમને ન-હોતી થતી. એ પોતાના રૂમમાંજ બેસી રહેતી, બાળકની સંભાળ લેતી અને મનમાંને મનમાં મુઝાયા કરતી હતી. પતિને મળવા જ-વાનીયે બંધી હતી. એને કાગળ પણ લખવાની મના હતી. એટલે પતિની ખબર પણ એને શી રીતે મળે. સદ્ભાગ્યે વળી એક સૈનિ-કની પત્નિ એને એક દિવસ મળવા આવી, ત્યારે તેણે વાત કરી કે લોન્સડેલની તબીઅત સારી છે. એને એક અંધારી કોટડીમાં રા-ખ્યો છે. એના ઉપર જાપતો રાખવા એક પહેરેગીર મુકયો છે. હિંમત અને દઢતાથી એ દુઃખ સહન કરે છે. એના ગુન્હાની

તપાસ કરવા એનીજ રેજીમેન્ટના અમલદારો કોર્ટ માર્શ્યલ તરીકે બેસશે.

ફ્રેડરિકની રેજીમેન્ટનો ઉપરી કર્નલ વિંડહામ હતો. એ ઘણો કડક મીજાસનો અને સખતાઇવાળો હતો. લશ્કરના સર્વ નિયમોને ચુસ્ત રીતે સૈનિકો પાસે પળાવવાનો એ ખાસ આગ્રહી હતો અને તેવોજ જુલમી હતો. આજ રેજીમેન્ટમાં જીરોલ્ડ રેડઅર્ન પણ હતો. આવો જુલમી વિંડહામ અને પોતાના ઉપર દાઝે બળતો રેડઅર્ન પણ કોર્ટ માર્શ્યલમાં પોતાના પતિની તપાસ માટે જડજ તરીકે બેસવાના; એ સાંભળીને લ્યુસીને નક્કી થયું કે હવે ફ્રેડરિકને સખતમાં સખત શિક્ષા થશે. એ લોકો જરાએ દયા નહિ લાવે; છતાં એણે હિંમત બીડી કે " કાંઈ નહિ. કોર્ટ માર્શ્યલ શું ચુકાદો આપે છે એ જાણ્યા પછી હું એમને માટે કર્નલ પાસે જઇને કાલાવાલા કરીશ અને એમની શિક્ષામાં ઘટાડો કરવાને વિનવીશ. "

કર્નલ વિંડહામ, જીરોલ્ડ રેડઅર્ન, કેપ્ટન કર્ટની, લેફ્ટનંટ સ્કોટ, ઓન. ગસ્ટેવસ ફર્ડીનંડ, મી. પેગેટ અને લેફ્ટનંટ હીથકોટ એટલા અમલદારની કોર્ટ માર્શ્યલ બેઠી, અને લોન્સડેલની તપાસ શરૂ થઈ. કેસ સીધો અને સાદો હતો. એમાં પુરાવાની જરૂર નહોતી. એ વગર રજાએ નાસી ગયો હતો એ તો દેખીતુંજ હતું. એ વાત એણે પણ કબુલ કરી હતી. હવે તો એ વગર રજાએ કેમ નાસી ગયો હતો તેજ જાણવાનું બાકી હતું. પોતાની પ્રિય પત્નિને તેના પિતાના જુલમાંથી મુક્ત કરવાને અને એ તેની દગલબાજીનો ભોગ ન થઈ પડે એટલા માટે એ રજા વગર ચાલ્યો ગયો હતો. પરંતુ આ

કારણ કે માર્શ્યલ આગળ જણાવે તો પોતાની પ્રિયતમાનું નામ કોર્ટ આગળ લાવવું પડે; તેમ ડેવીસની કૂરતા સંબંધી બધી વાત જાહેરમાં આવી જાય. એ એને ઠીક ન લાગવાથી એણે એવુંજ કહ્યું કે "ઘણુંજ અગત્યનું કામ આવી પડવાથી વગર રજાએ મારે જતા રહેવાની જરૂર પડી." ઘણો ગંભીર ગુન્હો પોતે કરેલો છે એ કબુલ કર્યું અને દયા વાપરીને પોતાને ઓછી અને હલકી શિક્ષા કરવાને એણે કોર્ટને વિનંતી કરી. જુઠાણાનો ડાઘ ચઢાવીને પોતાનો બચાવ કરવા કરતાં ફ્રેડરિકે હિંમતભેર પોતાના ગુન્હાની કબુલાત કરી એ ઘણુંજ પ્રશંસાપાત્ર હતું અને જડજ તરીકે બેઠેલા ત્રણ ચાર અમલદાર ઉપર તો એની સારી છાપ પડી. પણ બીજા બધાને એથી કશીએ અસર ન થઈ. કેપ્ટન કર્ટની ગઈ રાતે જુગારમાં બહુ હારી ગયો હતો એટલે એનું ચિત્ત ઠેકાણે નહોતું. લેફ્ટનંટ સ્કોટ તો કર્નલની હામાં હા મેળવતો હતો. ઓન. ગસ્ટેવસને આખી રાતનો ઉજાગરો હતો એટલે એ બગાસાંજ ખાયા કરતો હતો. એણે કાંઇ લક્ષ જ ન આપ્યું.

મી. પેગેટ તો આવી બાબતોમાં જાણે કેટલોએ અનુભવ હોય તેમ મી. હીથકોટને કહેવા લાગ્યોઃ—

"આ કેસ ઘણોજ ખરાબ છે. આવો કેસ તો મેં હજુ સુધી જોયોજ નથી." હીથકોટ બીચારો એકલો આખા કેસ દરમ્યાન લોન્સડેલ તરફ અનુકંપાની દૃષ્ટિએ જોતો હતો. બધાએ વિચાર કરવાને લોન્સડેલને થોડીવાર બીજા રૂમમાં મોકલ્યો. હવે દરેકના મત લેવાયા તેમાં એ ગુનેગાર છે એમ ઠર્યું; અને આ ગુન્હાને માટે બાંચસો ફટકાની સજા કરવાનું નક્કી થયું. એટલે લોન્સડેલને પાછો

બોલાવી મંગાવ્યો અને એને કહેવામાં આવ્યું કે ' તું ગુન્હેગાર ઠર્યો છું અને તને પાંચસો ફટકાની સજા કરવામાં આવે છે." કોર્ટ માર્શલનો આ નિર્ણય ફ્રેડરિકે સાંભળ્યો. આ શિક્ષાથી સર્વની દૃષ્ટિમાં પોતે હલકો પડી જશે એ વિચારે એ ઘણો ખિન્ન થઇ ગયો લંડનથી હોર્સગાર્ડસની આ સજાને માટે અનુમતિ જોઇતી હતી; એટલે એ આવ્યા પછી એને ઉપરોક્ત શિક્ષા કરવાનું નક્કી થયું અને એને ફરીથી પેલી અંધારી કોટડીમાં મોકલી દીધો.

હમણાં રાતના નવેક વાગ્યાનો સુમાર થયો હશે. કર્નલ વિંડહામ પરણેલો નહોતો એટલે એ સૈનિક નિવાસમાં વસતિગૃહ માંજ રહેતો હતો. અત્યારે એ પોતાના એ ગૃહની રૂમમાં બે વારાંગનાની સંગતમાં શેમ્પેનના ગ્લાસ ઉડાવતો બેઠો હતો. બીજે પ્રસંગે એ સ્વભાવે ઘણો કડક રહેતો અને દેખાવે ઘણો ઉગ્ર રહેતો. છતાં આ બે રમણીઓ વચ્ચે એ ગોપીઓમાં કહાન પ્રમાણે આનંદ કરી રહ્યો હતો. અત્યારે તો એ પોતે કર્નલ છે એ વાત પણ ભૂલી ગયો હતો. જેમના ફાવે તેમના ઠંડા પોરના ગપાટા હાંકતો હતો અને આ રમણીઓને પોતાની બડાઇની વાતો સંભળાવતો હતો. " હું જ્યારે નાનો હતો ત્યારે ઇટનથી નાસી ગયો હતો. શરૂઆતમાં હું લશ્કરમાં દાખલ થયો ત્યારે રજા વગર વારંવાર નાસી જતો; પણ આપણે તો મોટા મોટા સાથે ઓળખાણ એટલે ભારે ભારે શિક્ષામાંથી બચીજ ગયા છીએ. સહેજ સાજ ઠપકામાંજ બધું પતી જતું. " પોતે વારંવાર લશ્કરમાંથી નાસી જતો છતાં શિક્ષામાંથી બચી જતો હતો; એમ છતાં પણ અત્યારે " હું તો વારંવાર બચી જતો અને આ બીચારા લોન્સડેલના એકજ ગુન્હા માટે એને આવી સખત સજા કરી છે." એવો ખ્યાલ

સરખોએ એને ન આવ્યો. એ આ પ્રમાણે પોતાનાં બણુમાં ફુંકી રહ્યો હતો તે વખતે કોઈએ એની રૂમનું બારણું ખખડાવ્યું અને વિંડહામે બારણું ખોલ્યું. એટલે એના નોકરે આવીને ખબર આપી કે "એક સ્ત્રી આવી છે તે આપની સાથે વાત કરવા માગે છે."

કર્નલે પુછ્યું "કોણ છે એ સ્ત્રી?"

નોકર "એનું નામ તો એણે મને ન કહ્યું. પણ એણે મને કહ્યું કે એ આપની સાથે વાત કરવા માગે છે. હું જાણતો નથી; પણ હું ધારૂં છું કે એ કદાચ લોન્સડેલની સ્ત્રી હોય."

કર્નલઃ "હાં, એમકે. હવે મને યાદ આવ્યું. રેડમને મને વાત કરી હતી કે એ ઘણી સ્વરૂપવાન છે. કેમ છે કની ?

નોકરઃ "હાજી. એ સ્વરૂપવાન છે અને ઘણી દીલગીર દેખાય છે; એ ઉપરથી હું ધારૂં છું કે એ એજ હશે."

કર્નલઃ—"ત્યારે તો એને બોલાવ. અહિંજ મોકલ." પણ વળી કાંઇ વિચાર આવતાં એણે કહ્યું કે "એને બહાર બેસાડ. હું આવું છું." એમ કહીને પેલાઓ તરફ જોઇને કહ્યું; "હમણાં હું આવું છું. આવીને એની બધી હકિકત તમને કહીશ."

એમાંની એક જરા ગમતી અને ટોળી હતી તે બોલી "પણ જોજો, બહુ વાર ન લાગે. નહિ તો તમે શું કરો છો તે જોવા અમે તમારી પાછળ આવીશું." કર્નલ એ સાંભળીને હસી પડયો અને પેલી સ્ત્રી જે રૂમમાં બેઠી હતી ત્યાં ગયો. એ લ્યુસી હતી. એ સ્વરૂપવાન હતી એ કર્નલે સાંભળ્યું હતું પણ અત્યારે એણે એને પોતાની નજરે જોઇ તો ખરેખર એને એ મનમોહન મનોહારિણી લાગી. જો કે હમણાં હમણાં તો ચિંતાથી એ ઘણી કૃશ થઇ ગઇ

હતી, ફીક્કી પડી ગઇ હતી; છતાં એની લાવણ્યતા ઘણી મોહક હતી. વિંડહામે એને નખથી શિખ પર્યંત નીહાળી અને એના સર્વાંગસુંદર ઘાટીલાં મરોડદાર અંગે અંગને જોઇને એ કામાતુર બની ગયો. છતાં પોતાની મનોવૃત્તિને નિયમમાં રાખીને અને ધૈર્યતા ધારણ કરીને એણે પૂછ્યું " તું કોણ છે? તારે મારૂં શું કામ પડ્યું છે ? "

' સાહેબ, હું પેલા કમનસીબ ફ્રેડરિક લોન્સડેલની સ્ત્રી છું." લ્યુસી મહા પરાણે બોલતી બોલતી રડી પડી.

કર્નલઃ—" તું એને કમનસીબ કહે છે ? જાણી જોઇને જે માણસ ગુન્હો કરે છે તે માણસ કમનસીબ કેમ કહેવાય ?"

લ્યુસી " કેવા સંજોગોમાં એમણે ગુન્હો કર્યો છે એ જો આપ કદાચ જાણો તો જરૂર આપને એમની દયા આવી જાય. "

કર્નલ " અને તેટલા માટેજ તું એની તરફથી મને કહેવા આવી લાગે છે. "

લ્યુસી " હાજી. હું આપને પગે પડું છું. આપની દયા માગું છું. સાહેબ, મેં સંભળ્યું છે કે મારા પતિને ઘણી ભયંકર સજા કરવામાં આવી છે. એમને એવી સજા થશે એવું તો મેં કદીએ નહોતું ધાર્યું. એમણે ગુન્હો કર્યો છે માટે શિક્ષા તો આપ કરી શકો. એમને પુરેપુરી માફી આપવાનું કહેવા હું નથી આવી કારણ કે એમને કોઇપણ સંજોગોમાં પુરેપુરી માફી તો નહિજ મળે એની મને ખાતરી છે. પણ કર્નલ સાહેબ, એમની સજા કોઇ પણ રીતે ઓછી થઇ શકે એટલું તો આપ કરોજ એવી મારી વિનંતિ છે. આપને સજા ઓછી કરવાની સત્તા છે; તો એ સત્તાની રૂએ એટલું

કરશો. સાહેબ, હું મારા પતિની ખાતર આપને પગે પડું છું. મારી હિમ્મત ન ચાલી, નહિ તો હું મારા નાના બાળકને પણ એના પિતાના છુટકારાને માટે આપનાં ચરણો આગળ ધરત." એમ કહી-ને એ કર્નલને પગે પડી.

કર્નલઃ "ચાલ, ચાલ, ઉભી થા." એમ કહીને કર્નલે એનો હાથ ઝાલીને પોતાના પગ આગળથી ઉઠાડી અને કહ્યું "બેસ, આપણે વાત કરીએ." વિંડહામના આ શબ્દોથી લ્યુસીને કાંઈક આશા લાગી અને એ બેઠી. રાતોની રાતો ઉજાગરા વેઠવાથી, પેટ ભરીને નહિ ખાવાથી, વારંવાર બૂમ મારવાથી બિચારી માંદા જેવી લાગતી હતી. છેક અશક્ત થઇ ગઈ હતી. મોઢે ફાંફા પડતા હતા અને એનાથી પુરૂં બોલીએ શકાતું નહોતું.

કર્નલઃ—"તારા પતિને પાંચસો ફટકાની સજા થઇ છે એ તું જાણે છે ?"

લ્યુસીએ કપાળ ઉપર હાથ ઠોકીને કહ્યું, "દયા કરો, પ્રભુના ખાતર દયા કરો."

પાપબુદ્ધિથી લ્યુસી તરફ જોતો કર્નલ બોલ્યોઃ "ત્યારે તારા પતિની તને જબરી લગની લાગે છે ?"

લ્યુસી "સાહેબ, એમનામાંજ મારૂં સર્વ સુખ સમાયેલું છે. એમના વિના હું મરેલીજ છું. પુત્ર સ્નેહ પણ મને મારા પતિના પ્રેમ આગળ તુચ્છ ભાસે છે. એમના વિના મારૂં જીવન હું ન ટકાવી શકું."

કર્નલ—"હાં, પતિ પ્રત્યે તારો એટલો બધો પ્રેમ છે ! તારા પતિનો કેસ તો ઘણો ખરાબ છે; છતાં એની સજા હું ઓછી કરી

શકું એમ છું. તું જાણે છે કે, તારો પતિ વગર રજાએ ચાલ્યો ગયો એટલુંજ નહિ પણ આઠ મહિના સુધી એ ગેરહાજર રહ્યો." લ્યુ-સીને પોતાના લાગમાં લેવા કર્નલે પાસા ફેંકવા માંડયા. લ્યુસી—"હાજી, પણ સંજોગો તેવાજ હતા. એ મારી સાથે પ્રેમબદ્ધ હતા. અમે એક બીજાને અમારા પ્રેમના કોલ આપી ચુક્યાં હતાં. અક-સ્માત એમને ખબર પડી કે મારા પિતા મને બીજા સાથે વગાવવા હઠ કરી રહ્યા હતા અને તેથીજ એ રેજીમેન્ટમાંથી નાઠા; અને એક વાર નાઠા એટલે એ પાછા આવવાની હિંમત ન કરી શક્યા. કર્નલ સાહેબ, આ વિચારવા જેવી વાત છે. આ સંજોગોમાં એ દયાને પાત્ર છે."

કર્નલ—"ત્યારે એની સજા ઓછી કરાવવાને માટે તું તા-રાથી બનતું બધુંએ કરવા તૈયાર છે?"

લ્યુસી—"પતિને માટે પોતાનાથી બનતું સર્વ કરવું એ શું પત્નિનું કર્તવ્ય નથી? અરે કદાચ એક ભિખારણના ફાટાતુટા વે-શમાં મારા છોકરાને લઇને શેરીએ શેરીએ ભીખ માગવાથી અને ખોળા પાથરવાથી મારા પતિની સજામાં એક ફટકાનો પણ ઘટાડો થતો હોય તો એ ભિખ માગવાનુંયે હું આનંદથી સ્વીકારી લઉં."

કર્નલ—"ત્યારે તો તું કોઇ પણ ભોગે તારા પતિની શિક્ષા ઓછી કરાવવા માંગે છે એમને? આ તું વધારા પડતું નથી બોલતી?"

"મારા શિયળના ભોગે નહિ." લ્યુસી કર્નલના બોલવાના મર્મને સમજી ગઈ અને ઉતર આપ્યો.

કર્નલ—"પણ તારા પતિની સજા ઓછી કરવાનો એકજ રસ્તો હોય તો?" આટલા શબ્દોથીજ વિંડહામનો મનોભાવ સ્પષ્ટ રીતે લ્યુસી સમજી ગઈ અને બોલી ઉઠી. "બંધ રાખો કર્નલ સાહેબ. આટલેથી જ બસ કરો." એમ બોલીને ગુસ્સામાંજ ત્યાંથી ઉઠીને એણે ચાલવા માંડ્યું. એટલે વળી કર્નલ બોલ્યો "મીસીસ લોન્સડેલ, ત્યારે તો તમારા પતિ પ્રત્યે તમારો પૂર્ણ પ્રેમ હોય એમ નથી જણાતું."

"તે મારો પરમાત્મા જાણે છે." લ્યુસીના મનમાં એમ આવ્યું કે "વિંડહામ કદાચ મને તાવી જોતો હશે." એટલે તે આમ બોલીને ઉભી રહી.

કર્નલ—"ત્યારે તો તારા પતિને માટે તારે ગમે તેવો ભોગ આપવો જોઇએ. જો એવી બાબતમાં બહુ ખેંચતાણ કરવામાં કાંઇ માલ નથી. હું તારા ધણીની સજા ઓછી કરી આપીશ. લગભગ અડધો અડધ ઘટાડી નાખીશ. અરે તેથીએ વધારે ઘટાડું. પણ તે એક શરતે."

"આ હું શું સાંભળું છું?" એમજ લ્યુસીને તો થઈ ગયું.

કર્નલ—"ખરૂં કહું છું. તારા ધણીની સજા કેટલી ઓછી કરવી એ તારાજ હાથમાં છે." એમ કહીને લ્યુસીના સામું એ વિકારવાળી દ્રષ્ટિથી જોઈ રહ્યો અને એનો હાથ પોતાના હાથમાં દબાવ્યો. કર્નલની પાપવૃત્તિ લ્યુસી સમજી ગઈ અને એકદમ કર્નલનો હાથ તરછોડીને પોતાનો હાથ ખેંચી લીધો અને બોલી "એવું કદી નહિ બની શકે." વિંડહામ લ્યુસીના જવાના રસ્તામાં ઉભો રહ્યો અને બોલ્યો "એકજ શબ્દ હું તને કહેવા માગું છું."

"મારે તમારો એક અક્ષર પણ સાંભળવો નથી. ચાલો મને જવા દો. મને શી ખબર કે આમ થશે ?" એમ કહીને એ ડુસકે ડુસકે રડવા લાગી.

"અરે પણ સાંભળ તો ખરી, ફટકાની સજા કેવી રીતે કરવામાં આવે છે તે. અરે એકી વખતે પાંચસો ફટકા એક પછી એક એમ મારવામાં આવે છે. તારા ધણીથી એવા સામટા પાંચસો ફટકા સહન થઈ શકે ખરા કે ? કોઇ દિવસ નહિ. એનાથી ફટકા સહન નહિ થાય એટલે એને હોસ્પીટલમાં મોકલી દેવામાં આવશે. કળ વળશે એટલે ફરી પાછા એના ઉપર ફટકા પડવા શરૂ થશે."

"ઓ પ્રભુ આ તો ઘણું ભયંકર !"

"અરે એથીએ વધારે—એકવાર સજા ખાધી એટલે પછી તો એ છપાયલું કાટલું થઇ જશે અને એને નાના નાના અપરાધોને માટે પણ શિક્ષા કરવામાં આવશે. એની શિક્ષા ઘટાડવાનું પણ મારા હાથમાં છે. એ છપાયલું કાટલું ન થઈ જાય તેમ કરવાનું પણ મારા હાથમાં છે. એને ધીમે ધીમે નોન-કમીશન્ડ ઓફીસરના રેંક સુધી લઈ જવાનું પણ મારા હાથમાં છે. આ બધુંએ હું એને માટે કરી શકું; પણ તે કયારે ? જો તુ—

લ્યુસી—" કર્નલ વિંડહામ, શું કરૂં કે મારા પતિ અત્યારે તમારી આટલી બધી સત્તા નીચે છે. નહિતો તમારી આવી વર્તણુકને માટે તમને હું કાંઇ કાંઈ કહી નાખત. અત્યારે મારા પતિના દુઃખે થતી વેદનાથી તો મારી છાતી ફાટી જાય છે અને તમને હું ખોળા પાથરી પગે પડી રહી છું; છતાં તમને તેથીએ જાણે સંતોષ ન થતો હોય તેમ તમારા કાતીલ શબ્દોનું કારી ખંજર મારી આ જખમી

ભાનીમાં મોકલી દેતાં જરાએ ખંચાતા નથી. ચાલો ખસો, મને જવા દો. ”

કર્નલ—“ બસ ત્યારે, તારે કાંઈ વિચાર નથી કરવો ? ”

લ્યુસી—“ નહિ જી, મારે તમારૂં હવે કાંઈ કામ નથી. ” એમ કહીને લ્યુસી ત્યાંથી ચાલી નીકળી. આવી વિપત્તિથી દાદરે ઉતરતાં ઉતરતાં લ્યુસી ઘણી શ્રમિત થઈ ગઇ હતી એટલે દિવાલે ટેકો દઇને જરા એને ઉભું રહેવું પડયું. કર્નલ વિંડહામે એને ફક્ત એટલુંજ કહ્યું હોત કે “ જા, તારા ધણીને માટે મારાથી કાંઇ નહિ થઇ શકે; તો એને બિચારીને આટલું બધું ન લાગત. પણ એણે એના પ્રત્યે કુદૃષ્ટિ કરી અને એની નીચ પાપ વૃત્તિ જણાવી, એથી એને બહુ ખોટું લાગી ગયું. મૂળે તો બિચારી દુઃખમાં મરી રહેલી હતી અને તેમાં આવું અપમાન. એટલે આ દિવાલ આગળજ બેસીને એ છુટે મોઢે રડી પડી. એટલામાં કોઇ દાદરે ચઢતું સંભળાયું એટલે એ ઉઠીને ચાલવા લાગી. ત્યાં તો જીરોલ્ડ રેડબર્ન દાદરે ચઢતો એને સામોજ મળયો અને એને જોઇને બોલ્યો “ કોણ લ્યુસી તું છે ! તારા ધણીને માટે કર્નલ પાસે ગઈ હશે હું ધારૂં છું. ” એમ કહીને લ્યુસીનો રસ્તો ઘેરીને એ ઉભો.

લ્યુસી—“ મને જવા દો. ” રેડબર્ન “ અરે એમ જરા જરામાં ગુસ્સે શું થાય છે. હું જાણું છું કે કર્નલ તારે માટે કશું ઘોળવાનો નથી. એ તો ખરેખરો કડક છે. પણ હું કહું તો કાંઇ વળે ખરૂં.” “ હું તમને કહું છું કે મને જવા દો. ” લ્યુસી એકદમ ક્રોધ કરીને બોલી.

“ અમારા ઓફીસરના ક્વાર્ટરમાં આવી એટલે એકાદ ચુંબ-

નમાંથીએ અમે ગયા કે? બસ એક ચુંબન કરવા દે." એમ કહીને રેડબર્ને લ્યુસીને આલિંગન દેવા હાથ લંબાવ્યો પણ લ્યુસીએ એને એક એવો ધક્કો માર્યો કે તે દાદરના કઠેરા સાથે પછડાઈ પડયો.

"ઠીક છે; આનું વેર હું લોન્સડલ ઉપર લઈશ." એમ રેડબર્ન બોલ્યો પણ લ્યુસી એના બોલવાની કાંઈ પણ દરકાર ન કરતાં એકદમ ચાલી ગઇ અને પોતાને ઘેર પહોંચી; અને જે બાઇને પોતાનો બાળક સોંપ્યો હતો તેની પાસેથી બાળકને લઇને એ પોતાના રૂમમાં આવી અને પાછી પુષ્કળ રડી. એને કાર્લાઇલનું ઘર સાંભર્યું, ત્યાંનું સુખ સાંભર્યું. સ્વપ્ન સમ એ સુખ ચાલ્યું ગયું અને વળી આ દુઃખ! પવિત્ર આચરણવાળી પવિત્રતા અને નિર્દોષતાની મૂર્તિ, પ્રભુમાં વિશ્વાસ રાખનારી ઉપર આવી આફતો નાખવી હે પ્રભુ! તને કેમ ગમે છે?

ત્રણ દિવસમાં હોર્સ ગાર્ડસની અનુમતિ આવી ગઈ અને હવે લોન્સડેલને શિક્ષા કરવાની હતી.

ચોથે દિવસે સવારના પહોરમાં બે ડ્રમર બોય (પડઘમચી) ને બોલાવવામાં આવ્યા. એમની પાસે ત્રાસદાયક શિક્ષાનો અમલ કરાવવાનો હતો. એક લાકડાના વેરનો કોથળો તૈયાર કરાવ્યો. તેને દિવાલ આગળ બરોબર ગોઠવાવ્યો અને કોથળા ઉપર જોરબંધ અજમાવવાની પ્રેકટીસ કરવાનું બન્ને ડ્રમર બોયને કહેવામાં આવ્યું. જેથી એમનો હાથ બરાબર બેસી જાય તો લોન્સડેલને ખરેખરી શિક્ષા થઇ શકે. આ બધો પ્રકાર ફ્રેડરિકનો કટ્ટો દુશ્મન સાર્જંટ લેંગલી ગોઠવી રહ્યો હતો એને તો ફ્રેડરિકને (સાયંટીફીક રીતે) પદ્ધતિસર શિક્ષા કરાવવી હતી એટલે ડ્રમર બોય પાસે ચાબુક માર-

વાની એ તાલીમ લેવડાવતો હતો કુમાર બોયને લેંગલીએ સખત તાકીદ આપી હતી અને કહ્યું હતું કે "જે તમે હું કહું છું તે પ્રમાણે પદ્ધતિસર તમારો જેંગબંધ નહિ ચલાવો તો તમને પણ શિક્ષા કરવામાં આવશે" એટલે બિચારા બન્ને કુમાર બોય ધાકના માર્યા આ પ્રમાણે લાકડાના વહેરના કોથળા ઉપર તાલીમ લઇ રહ્યા હતા. છતાં એમનાં હૃદય ઘણાં દુઃખામાં હતાં. પહેલાએ કહ્યું "મારાથી તો આવી ભયંકર શિક્ષા કરવાને હાથ નહિ ઉપડે." બીજાએ કહ્યું "ભાઇ મને પણ એમજ થાય છે." ફરીથી પહેલો બોલ્યો "મારૂં છગર તો શિક્ષા કરતાં ફાટી પડશે. હું ત્યાંને ત્યાંજ બેભાન થઇને જમીન ઉપર પડી જઇશ." એમ બોલતો બોલતો એ રડી પડયો. બીજો ગળગળો થઇને બોલ્યો. 'આવી ત્રાસદાયક અને ભયાનક શિક્ષા આપણા હાથે કરાવવામાં આવે એ વિચારે મને તો ગાંડો બનાવી દીધો છે. કદાચ આપણા મારથી લોન્સડેલ મરી ગયો તો આપણે તો એના ખુનીજ કની? આપણે હાથે આવું કમકમાટ ઉપજે એવું કાર્ય શું કામ કરાવતા હશે? આઈરીશર લોકોજ કેમ એ કાર્ય ન કરી લે?" આ વાતચીત બન્ને વચ્ચે થતી હતી એટલામાં લેંગલી ત્યાં આવી પહોંચ્યો. એ હમણાં સાર્જંટ મેજોરની રેંકમાં આવ્યો હતો એટલે પહેલાં કરતાં પણ એનો ભપકો અને ગર્વ ઘણો વધી ગયો હતો. આજે જેનામાં દયાનો કાંઇ પણ અંશ હશે તેવા બધાએ ફ્રેડરિકને કમકમાટ વછુટે તેવી શિક્ષા થવાની છે, એમ જાણીને એકાદ આંસુ સાર્યા વગર નહિ રહ્યા હોય. પણ આ નર-રાક્ષસ જેનામાં દયાનો છાંટો સરખોએ નહોતો, તે ફ્રેડરિકના અસહ્ય દુઃખમાં આનંદ માનતો હતો. એને આવતો જોઇને આ બન્ને છોકરાઓ પાછા પેલા કોથળા ઉપર ચાબુક અજમાવવા મંડી પડયા. સાર્જંટ એમને

કહેવા લાગ્યો. “ શાબાશ, ઠીક કરો છો. ” સાર્જંટના ધાકે ધાકે એ બીચારાઓમાં જેટલું જોર હતું તે સર્વ કોથળા ઉપર કાઢવા લાગ્યા. જેમ જેમ વધારે જોરથી એમના ફટકા પડવા માંડયા તેમ તેમ લેંગ્લી તેમને ઉત્તેજવાને બોલતો “ વાહ વાહ, ઘણુંજ સુંદર, ઠીક કરો. જુઓ હું તમને એક ખાસ ધ્યાનમાં રાખવા જેવી શિખામણ આપું છું. ફટકા મારતી વખતે એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે પહેલો ફટકો જે જગ્યાએ પડે તેજ જગ્યા ઉપર બધા ફટકા પડવા જોઇએ. જુઓ શિક્ષા કરતી વખતે જરાએ દયા ન લાવશો. એ એટલો બધો દુષ્ટ છે કે એની તો ખોજ ભૂલાવી દેવી છે. ચાલો હવે મારી સાથે.” આમ કહીને મી. લેંગ્લી બન્ને જણને દારૂની ઓરડીમાં લઇ ગયો અને તેમને બ્રાન્ડીનો અકેકે ગ્લાસ પાયો. ત્યાર પછી કહ્યું કે “ જાવ, હવે જમીને વહેલા આવો. ” બન્ને જણ એ સાંભળીને ત્યાંથી ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૧૯.

---

### ફટકાની સજા.

ડ્રમર બોય અને લેંગલી વચ્ચે ઉપલી વાતચીત થયા પછી અડધા કલાકે સૈનિક નિવાસ ( બેરેક )માં સૈનિકના ક્વાર્ટર્સના સામેના ચોગાનમાં ફ્રેડરિકને શિક્ષા કરવાની બધી ગોઠવણ અને તૈયારીઓ થવા લાગી. એ ચોગાનમાં, જાણે તમાસો જોવાનો હોય તેમ ફ્રેડરિકને કેવી રીતે શિક્ષા થાય છે એ જોવાને આખી રેજીમેન્ટનાં

માણસોને એકઠા કરવામાં આવ્યાં હતાં. કર્નલ મેજોર અને બીજા અમલદારો પોતાના ઘોડા ઉપર બેસીને આવી પહોંચ્યા હતા. ફ્રેડ-રિકને ત્રણ પાયાની લાકડાની ઘોડીએ બાંધીને નવ ચાબુકના મોટા કોયડાથી જેને "કેટોનાઈન ટેઇલસ"ના નામથી ઓળખવામાં આવતો હતો, તેનાથી ફટકાની સજા કરવાની હતી.

એક લાકડાની ઘોડી ચોગાનમાં વચ્ચોવચ એવી રીતે ગોઠવવામાં આવી હતી કે જેથી એ સર્વથી જોઇ શકાય. વાંચનાર જો કોઈ ફોટોગ્રાફરને ત્યાં ગયો હશે તો એવી લાકડાની ઘોડી એણે જોઇ હશે. આ ઘોડી ત્રણ પાયાની હતી. બાર ફુટ ઉંચી હતી. એના બે પાયા આગળ હતા અને એક પાયો પાછળ હતો. ટોચ આગળ ત્રણે પાયા જોડે જડેલા હતા અને નીચે જમીન ઉપર ત્રણે પાયા ઉપર એ બરાબર ગોઠવાયલી હતી, એટલે એને બીજો ટેકો આપવાની જરૂર નહોતી. હવે આ નવ ચાબુકોના કોયડા (કેટોનાઈન ટેઇલ્સ) નું થોડું વર્ણન કરીએ. લાકડીને ચાબુક બાંધેલી તો સર્વેએ જોઇ હશે. એવી એવી નવ ચાબુકો એકજ લાકડીએ બાંધીને એક કોયડો કરવામાં આવ્યો હતો. મજબુત આમળાવાળી જાડી અને વીસ વીસ ઇંચ લાંબી દોરીઓની એ ચાબુકો બનાવેલી હતી અને દરેક ચાબુકને થોડે થોડે અંતરે પાંચ પાંચ ગાંઠો વાળેલી હતી. છેક છેવટની ગાંઠ છુટી ન જાય તેટલા માટે તેના ઉપર મજબુત રીતે સુતળીની દોરી બાંધી લેવામાં આવી હતી. આમળાવાળી નવ જાડી દોરી અને દરેક દોરીને પાંચ પાંચ ગાંઠો એવો કોયડો સોળે સોળ ઉઠાડે, શરીરમાં પેસી જાય અને ચામડી ફાડી નાખે એમાં શું આશ્ચર્ય ?

જ્યાં નાકડાની ઘોડી ગોઠવી હતી ત્યાં એક પાણીનો ઘડો અને પવાલું મુકી રાખ્યું હતું. ફટકા ખાતાં ખાતાં ગુન્હેગાર થાકી જાય અને એને પાણીનો શોષ પડે ત્યારે એને આપવાને માટે એ પાણી ભરી રાખ્યું હતું. વળી ગુન્હેગારને જે વખતે ફટકા મારવામાં આવે તે વખતે દુઃખ ન સહન થવાથી તે કદાચ બુમે બુમ પાડી ઉઠે તો એની બુમો બીજાને કાને ન જાય તેટલા માટે ત્યાં પડઘમચીઓને ઉભા રાખ્યા હતા. એટલે ફટકા મારવાના શરૂ થાય કે તરત એમણે પુર જોસથી પડઘમો અને નગારા વગાડવાં એવો એમને હુકમ મળ્યો હતો. ફ્રેડરિકને આ જગ્યાએ લાવીને ખડો કરી દેવામાં આવ્યો હતો. એણે પહેરેલાં બધાંએ કપડાં ઉતારી નંખાવ્યાં. ફક્ત પાટલુન શિવાય બીજું એક કપડું એના અંગ ઉપર ન રહેવા દીધું. બધાના દેખતાં એને બીચારાને અર્ધ નગ્નાવસ્થામાં લાવી મુકવામાં આવ્યો હતો. તેથી એને ઘણી લજ્જા ઉત્પન્ન થઇ અને ખરેખરો ફીક્કો પડી ગયો. પેલી ઘોડીના બે આગલા પાયા આગળ એને લઇ જવામાં આવ્યો. ત્યાં એના બન્ને હાથ પુરેપુરા ઉંચા કરાવ્યા અને એનો એક પગ અને એક હાથ આગલા બે પાયામાંથી એક પાયા સાથે અને એનો બીજો પગ અને બીજો હાથ બીજા પાયા સાથે દોરડાથી મજબુત બાંધી લીધા. હાથના કાંડાનો ભાગ તથા કોણી આગળનો ભાગ ઘોડીના પાયાના ઉપલા ભાગ સાથે અને એના પગના ઘુંટણ અને ઘુંટીના ભાગ ઘોડીના પાયાના નીચલા ભાગ સાથે મજબુત દોરડાથી કચકચાવીને બાંધી દીધા; કે જેથી એ ઉભો હોય ત્યાંથી જરાએ આમ કે તેમ ચસી શકે નહિ. અને વાંકો ચુંકો થઇને કોઇ પણ ફટકો પુરેપુરો કે થોડા ઘણો એ ચુકાવા પામે નહિ. ફ્રેડ•

રિકને આ પ્રમાણે બાંધવાનો વિધિ થઈ રહ્યા પછી રેજીમેન્ટનો સર્જન અને ફટકા મારનારા પેલા બે છોકરાઓ આવી પહોંચ્યા. એ બન્નેને અત્યારે આખે અંગે ધ્રુજારી વછુટતી હતી એ જોઈને લેંગલીએ તરતજ એમના સામે એવી આંખ કાઢી કે એ બીચારા સડકજ થઈ ગયા. લોન્સડેલ કરતાં તો એમની હિંમત વધારે ભાગી ગઈ હતી. લોન્સડેલ પૂર્ણ હિમ્મત અને દૃઢતાથી શિક્ષાને માટે તૈયાર થઇ ગયો હતો; ત્યારે આ બે ડ્રમર બાયને લેંગલીની ધાકે વાકે અત્યારે ભાડુતી હિમત લાવવી પડી હતી. લેંગલીએ હવે પહેલા છોકરાને હુકમ કર્યો " ચાલ, હાથમાં કોયડો લે અને કામ શરૂ કર." એમ કહીને એ પણ પોતાની નોટબુક અને પેન્સીલ કાઢીને કેટલા ફટકા થાય છે તે નોંધવા તૈયાર થઇ ગયો.

છોકરાએ હાથમાં કોયડો લીધો અને પોતાના માથા ઉપર બે વાર કોયડાને વિંજ્યો અને જેવી પડઘમચીએ પડઘમ વગાડવી શરૂ કરી કે તરતજ સણુસણુ કરતો કે એક કોયડો ફ્રેડરિકને ચોઢી દીધો. એટલે ફ્રેડરિકની પીઠ ઉપર નવ લીલાં ચકામાં પડી રહ્યાં. એની રગેરગમાં આ ફટકાનું વિષ વ્યાપી ગયું નખથી શીખ પર્યંત એને ધ્રુજારી છુટી ગઇ પણ મોઢામાંથી એણે અવાજ સરખો કાઢ્યો નહિ. એક સુસકારો પણ ન નીકળવા પામે માટે એણે પોતાના હોઠ બીડી રાખ્યા હતા અને સારજન્ટ લેંગલીએ મોઢેથી "એક" એમ બોલીને એક ફટકો નોંધી લીધો. ફટકા મારનાર છોકરાએ કોયડો પોતાના હાથમાં લઇને તેની બધી ચાબુકો તપાસી જોઇ કે કાંઇ લોહી બોલીવાળી થઇ છે? પણ એને તેવું કશું માલમ પડયું નહિ. કારણ કે પહેલે ફટકે લોહી ન નીકળ્યું. ફરીથી પાછો એણે

એજ પ્રમાણે કોરડો વિંઝીને બીજો ફટકો લગાવ્યો અને ગણતરી બેની થઈ. આ બીજા ફટકાએ તો એની પીઠઉપર જાણે દેવતાની બળતી ચીણગારીઓ ન નાખી હોય એવી અસર એનાઉપર કરી. પણ મોઢામાંથી એણે એક સિસકાર સરખોએ કાઢયો નહિ. આ ફટકાએ લાલચોળ ચામડું ઉઠાડયું અને કોઈએ આ વખતે એની પીઠ ઉપર બારીકાઈથી જોયું હોત તો એની પીઠ ઉપર જાણે રતાશ ન ફુટી નીકળી હોય એમ જણાયા વિના ન રહેત. ત્રીજો ફટકો પડયો અને કોયડો હવે લોહીથી રંગાયલો જણાયો. તે વખતે લાન્સડેલના કપાળ ઉપર કરચલીઓ ચઢતી જણાઈ; પણ હોઠ બહાર અવાજ તો નજ નીકળ્યો. આ પ્રમાણે સડીમ સડીમ કરતા પચ્ચીસ ફટકા તો લગાવી દીધા. એટલે લેંગલીએ બુમ મારીને કહ્યું "સબુર."

આ વખતે ફ્રેડરિકની પીઠ કાચા માંસના લોચા જેવી થઈ ગઈ હતી. એમાંથી લોહીની સેરો ફુટી નીકળતી હતી. લોહી એના પાટલુન ઉપર થઈને જમીન ઉપર ટપકતું હતું. દરેક ફટકે એની વેદના વધતી જતી હતી. ઉનું કકડતું તેલ અથવા તો સીસાનો ગરમ ગરમ રસ શરીર ઉપર રેડવાથી જેવી વેદના થાય છે, તેવી વેદના અત્યારે એને થતી હતી. ગીધ પક્ષી જાણે ચાંચ અને નખથી એના શરીરમાંના માંસને ચુંથી ખાય અને જેવી પીડા થાય તેવી પીડા એને થવા લાગી. સર્જન એની પાસે આવ્યો, એની નાડ તપાસી અને એને પીવાને પાણી આપ્યું. એનો કંઠ સુકાઈ ગયો હતો, ગળું બેસી ગયું હતું એટલે એણે પાણી તો ખુબ પીધું.

હવે બીજા છોકરાનો વારો આવ્યો. એ પોતાનો કોયડો લઈને તૈયાર થઈ ગયો. ફરીથી લેંગલીએ એના સામી આંખ કાઢીને

એને સુચના આપી કે જરા પણ દયા ન ખાતો. થાકેલા માણસને બદલી નાખવામાં આવ્યો હતો. કોયડો પણ નવો હતો એટલે વળી પાછા જોસભેર ફટકા ચાલુ થઇ ગયા. સંગલી ફટકા ગણવામાં જરાય ચુકતો નહિ. નગારાં અને પડઘમનો ઘોર અવાજ ચાલુજ હતો. હવે ના જાણે એના શરીર ઉપર માંસ અને ચામડી કાપવાને માટે કાતર ન ચલાવવામાં આવતી હોય, તેમ દરેક ફટકો અત્યારે કાતરની ગરજ સારવા લાગ્યો. એના માંસ અને અંદરના તાર પટાપટ કપાવવા લાગ્યા. પણ દૃઢ મનના હિમ્મતવાન પુરૂષે એક ચીસ સરખીએ પાડી નહિ. હવે તો ચાબુકોની ગાંઠો માંસની અંદર પેસી જતી હતી. દરેક ફટકે ચામડી અને માંસ કરપાઇ કરપાઇને નીચે પડવા લાગ્યાં અને લોહીની છોળો ઉડી રહી. માંસના લોચા કોયડામાં પણ ભરાઈ ગયા. ફટકા મારનાર પણ આ દૃષ્ય જોઇને ત્રાસી ગયો. એને પણ ચીતરી ચઢી ગઈ. આ દરમ્યાન બીજા પચ્ચીસ ફટકા પુરા થયા અને સાર્જંટે ફરીથી બુમ મારી "સબુર." જુમલે પચાસ ફટકા પડી ચુકયા. રેજીમેન્ટના ઘણા સૈનિકોથી આ દૃષ્ય જોયું ન ગયું. એમનાથી ન ખમી શકાયું. એમાંના કેટલાકને મૂર્છા આવી ગઇ અને જમીનપર પડી ગયા. થોડીવારે શુદ્ધિમાં આવ્યા કે તરત પાછા એ લોકોને ઉભા થઇ જવાનો હુકમ આપવામાં આવ્યો. અને એમણે આવી બીરૂતા બતાવી અને પોચા હૃદયના થઈ ગયા તેને માટે એમને સખત ઠપકો આપવામાં આવ્યો. કર્નલે તો એટલે સુધી એમને ધમકી આપી કે "ફરીથી જો તમારા મનનું આવું નબળાપણું બતાવશો તો તમને પણ એવીજ શિક્ષા કરવામાં આવશે." અજાયબ જેવું તો એ હતું કે ઓફીસર વર્ગ પૈકીના તો કોઇનેયે આ કમકમાટ ભર્યા દેખાવથી કશી લાગણી ન થઇ. એમનામાં બીચારો લેફ્ટનંટ હીયકોટ જરા

લાગણીવાળો હતો; પણ આવાં અનેક દૃશ્યો એના જોવામાં વારંવાર આવવાથી એ જરા જરા રીઢો બન્યો હતો.

સાર્જન્ટે લોન્સડેલની નાડ ફરીથી તપાસી અને એને પાણી પાયું. ફરીથી ફટકા મારનારને બદલવામાં આવ્યા અને પહેલા છોકરા પાછા આવ્યા. એનું એજ અમાનુષિ કૃત્ય ચાલુ રહ્યું. બિચારાની વેદનાની શી વાત કરીએ! વચમાં એને એમ થતું કે એના શરીર ઉપર તો અત્યારે જાણે છરાઓ ફરી રહ્યા હતા. એના માંસની અંદર જાણે સોયો ભોંકાઈ રહી હતી. ઘડીમાં જાણે કાંટાની શૂળો ભોંકાતી હોય નાહ એવું એને લાગતું. ગીધ એના માંસને ફોલી ખાતું હોય એવું થઈ જતું. આખરે ત્રણસો ફટકા તો પડી ચુક્યા. ફટકા મારનાર બન્ને છોકરા લોન્સડેલના લોહીથી પગથી માથા સુધી ખરડાઈ ગયા હતા અને એમનાં લુગડાંમાં પણ માંસના લોચા અને ચામડીના કડકા ચોંટી રહ્યા હતા. એમની જ્યારે આવી સ્થિતિ હતી ત્યારે સજા ભોગવનારની શી ગતિ થઇ રહી હશે? એની વ્યથાની કાંઈ પણ કલ્પના થઈ શકે? એની પીઠ ઉપર દૃષ્ટિ તો નાખી જુઓ. એ જોઇને તમારી દૃષ્ટિએ પાછી વળી જશે. પીઠની બધી ચામડી કપાઈ ગઇ હતી. જાણે ત્યાંનું ચામડુંજ ઉતારી લેવામાં કેમ ન આવ્યું હોય એવુંજ જણાતું હતું; અને કાચા માંસના અને લોહીના લોચાજ બહાર લબડતા દેખાતા હતા. ચામડી અને માંસની કચુંબર થઈ ગઈ હતી. આ હેવાનીયતથી–આ સેતાનીયતથી એક પછી એક ઘણા સૈનિકોને મૂર્છા આવવા લાગી; પણ અમલદાર વર્ગનાં કાળજાં તો પત્થરનાં ઘડેલાં હતાં એટલે એમને દયાનો છાંટોએ અડે ક્યાંથી?

ત્રણુસો ફટકા પુરા થયા એટલે પહેલાં કરતાં દમ લેવાને માટે સમયનો જરા વધારે ગાળો અપાયો. સર્જને ફરીથી એની નાડ હાથમાં લીધી અને તપાસી. આ વખતે નાડ હાથમાં ઝાલીને એ વધારે વાર ઉભો રહ્યો. લોન્સડેલે ધીમા અવાજે જણાવ્યું "એકી વખતેજ મારા ઉપર સજાનો પુરેપુરો અમલ કરી દો. ગાળો પાડવાની કાંઇ જરૂર નથી. હજુએ મારામાં સહન કરવાની શક્તિ છે." કર્નલ પાસેજ ઉભો હતો. હ્યુસીએ કરેલા અપમાનથી એ ધુંધવાઇ તો રહ્યોજ હતો અને ફ્રેડરિકના મુખમાંના આ શબ્દો સાંભળીને તો એ દાઝ એણે ફ્રેડરિક ઉપર કાઢી અને ધુરકી ઉઠયો. "એમ કે, ત્યારે તો ચાલવાજ દો. મી. લંગલી, એ તો એજ." લંગલીએ કહ્યું "સાહેબ, હું નથી ધારતો કે આને આજ છોકરાઓ હવે કામ કરી શકે." "ત્યારે બીજા બેને બોલાવો" કર્નલના આ હુકમનો અમલ થયો અને ફ્રેડરિકની પીઠ ઉપર ફરીથી એ જીવલેણ યંત્ર પોતાનો કાતીલ અમલ ચલાવવા લાગ્યું. હવે તો ફ્રેડરિકનું માથું એના બે હાથ વચ્ચે નચું નમી પડયું. ઉપરા ઉપરી એની એજ જગ્યાએ ફટકા પડવાથી એ જગ્યા ઘણી આાળી થઇ ગઇ હતી. એને કળ ચઢી ગઇ હતી. ફટકા પડી પડીને પીઠનો ભાગ હવે બહેરો થઈ ગયો. એ હજુ શુદ્ધિમાંજ હતો પણ હવે એને પેલી તીવ્રતર વેદના ન જણાવા લાગી. કારણ કે એની વિચારણા શક્તિ ઘટતી ચાલી જતી હતી. એને અંદરથી ભાન હતું પણ જીવ ઉંડાણમાં ચાલ્યો ગયો હતો. એટલે બહારથી જોનારાઓને એમજ લાગતું કે એ અચેતન થઇ ગયો છે. એ શબ જેવો જણાતો હતો. એની ગરદનથી કમર સુધીનો ભાગ અત્યારે એકાકાર થઇ ગયો. ફટકાની તો નિ-

શાનીએ રહી નહોતી. બધા પીઠના ભાગમાં લોહી લોહી અને માંસ ફરી વળ્યું હતું. જાણે એકજ બળવત્તર ફટકે એની બધી પીઠ ઉપરની ચામડી ઉતારી નાખી હતી. અને જાણે નાનાં નાનાં ધારવાળાં યત્રો મુકીને એના માંસની કાતરી કાતરી કરી નાખી હોય એવુંજ આખી પીઠ ઉપર થઇ રહ્યું હતું. કેરીની કચુમર આપણે કેવી રીતે કરીએ છીએ? પહેલી કેરીને છોલી નાખીને એનાં એકદમ ચીરીયાં કરતા નથી પણ છરીથી એના ઉપર નાના નાના કાપ મુકી મુકીને જેમ સમારી નાખીએ છીએ; તેજ મીસાલ ફ્રેડરિકની પીઠ ઉપર ફટકા પડી પડીને એની ચામડી, માંસ અને લોહીના લોચાની કકડી કકડી થઇ ગઈ હતી. આખરે આ ઘાતકી પ્રકારનો અંત આવ્યો. પુરેપુરા પાંચસો ફટકા લોન્સડેલની પીઠ ઉપર પડી ચૂકયા, અને લોહીથી છંટાઇ ગયેલા આ બીજા નવા છોકરાઓ પોતાના આવા કારૂણિક કર્તવ્યથી છુટયા. લોન્સડેલ તો પુરેપુરો હવે બેભાન થઈ ગયો હતો. એને એ અવસ્થામાંજ પાછો હોસ્પીટલમાં લઈ ગયા. ઉપલા રાક્ષસી કૃત્ય વેળા જે સર્જન હાજર હતો અને જેણે એવું સર્ટિફીકેટ આપ્યું હતું કે એ બધાએ ફટકા ખમી શકશે, એજ સર્જન હવે ફ્રેડરિકની સારવાર અને દવા કરવા લાગ્યો. દવા કરતાં મટયું તો ઠીક છે; નહિતો એ શિક્ષામાંજ બિચારાનો પ્રાણ ચાલ્યો જાય તો તેની કોને પરવા છે? લેંગલીને તો હજુએ જોઇએ તેવો સંતોષ નહોતો થયો. કારણ કે એના મનમાં તો એમ હતું કે થોડી શિક્ષા હમણાં કરવી અને વળી પાછા એના જખમ સેજસાજ રૂઝાય કે પાછી બાકી રહેલી શિક્ષા એજ જગ્યાએ કરવી. એટલે જેમ બને તેમ એને વધારે દુઃખી કરાય. અહીં તો લોન્સડેલે એકી વખતે

આખીએ શિક્ષા ભોગવી લીધી એટલે એના મનની મનમાંજ રહી ગઈ અને એણે મન વાળ્યું કે "કાંઈ નહિ એ મારા દાવમાંથી ક્યાં છટકી જવાનો છે. એને માટે બીજો ગુન્હો તૈયારજ કરી ગખું છું. એટલે ફરી પાછી એવીજ સજા." કર્નલ વિંડહામ અને જીરોલ્ડ રેડઅર્ન દારૂના ગ્લાસ અડાવતા અડાવતા બહુજ રાજી થતા હતા. લ્યુસીએ એમનું અપમાન કરેલું એ વાત યાદ લાવીને મનમાંજ બોલ્યા "ઠીક થયું. હાશ, હવે દાઝ ઓલવાઈ. એ રંડા માગીજ રહી હતી."

ચાલો તો ખરા, બિચારી લ્યુસી અત્યાર સુધી શું કરી રહી હતી તે તો જોઇએ? ફ્રેડરિકને આજે કેટલે વાગે શિક્ષા થવાની છે એ વાત એ જાણતી હતી. તેથી ઘડીઆળમાં તેટલા ટકોરા થયા એટલે પોતાના શયનખંડનું બારણું અંદરથી વાસી દીધું અને બીછાનામાં પડીને પ્રભુનું ધ્યાન ધરવા પ્રવૃત્ત થઇ ગઈ. પૂર્ણ આર્જવતાથી, શ્રદ્ધાથી, ભક્તિથી, નિર્મળ ચિત્તે એણે પ્રભુની પ્રાર્થના આરંભી દીધી. એ પ્રભુના ધ્યાનમાં નિમગ્ન થઇ ગઇ હતી. એકતાર થઇ ગઈ હતી. એ પરમાત્માને વિનવવા લાગી "હે ભગવન્, ભક્તવત્સલ ભૂધર, સર્વાન્તર્યામી, સર્વજ્ઞ પ્રભો, મારા પતિને શિક્ષા ખમવાનું અતુળ ધૈર્ય આપજો. શરીરમાં અપરિમિત બળ આપજો. એમને આરોગ્યમાં રાખજો. સત્તાધિકારીઓના હૃદયમાં આપ ઉતરીને મારા પતિની શિક્ષામાં ઘટાડો કરાવજો. હે ભગવન, અત્યારે મારા પતિની પીઠ કાતીલ ચાબુકો ઝીલી રહી હશે. એમની ચામડીને એ ચાબુકો ચીરી નાખતી હશે. એના ગાંઠા એમના માંસમાં પેસી જતા હશે તે વખતની એ તીવ્ર વેદના! અરે મારો પ્રાણ

દેવાથી, એમની વેદના તલભાર પણ ઓછી થતી હોય તો મારા પ્રાણની પણ કુરબાની કરવા હું તૈયાર છું." હવે એ પોતાના વ્હાલામાં વ્હાલા પતિનાં દુઃખોને કલ્પના શક્તિમાં ઘટાવવા લાગી. આ પતિપ્રાણા રમણીનું મન અને હૃદય અત્યારે એના પતિ પાસે દોડી ગયાં. પતિના મન અને હૃદય સાથે જોડાઈ ગયાં-સામ્ય થઈ ગયાં અને પતિના પ્રાણમાંજ એનો પ્રાણ પરોવાઈ ગયો હતો. અત્યારે પતિની પીઠ ઉપર પડતો પ્રત્યેક ફટકો એના હૃદય ઉપર પડતો હતો. પતિની પીઠને ચીરતો ફટકો એના હૃદયને ચીરી નાખતો હતો. એનું જીગર ફાટી પડતું હતું. એના ઉપર પણ કકડતું તેલ છંટાતું હતું. એને પણ ગીધ ટુંપી ખાતાં હતાં, એના જીવતા માંસને ફોલી ખાતાં હતાં. એના અંતરમાં ભાલોડાં ભોકાતાં હતાં અને તે એવા અંતરને ચાલણી જેવું છિદ્રમય બનાવી દેતાં હતાં. ટુંકામાં, જે વખતે પતિ શારીરિક શિક્ષા ભોગવી રહ્યો હતો, તે વખતે પતિમાં સાયુજ્યતા ભોગવનારી પત્નિ આમ માનસિક શિક્ષા ભોગવી રહી હતી. એની મનોવેદના મનોવેધક હતી. જેણે પતિમાંજ પોતાનું સર્વસ્વ માન્યું છે, જેણે પતિ ઉપરજ પોતાનો અઢળક પ્રેમ ઢોળેલો છે, તેવી સુશીલા સુંદરીના મનની આધિની લાગણીઓ અમે કયા શબ્દોમાં વર્ણવીએ ?

બે કલાક એણે દુશ્મનના ગાળ્યા. અરે શારીરિક વ્યાધિ કરતાં માનસિક વ્યાધિ માણસનાં હાડમાંસ ઘણાંજ જલદીથી સુકવી નાખે છે. બે કલાકમાં તો જાણે બે મહિનાનો મંદવાડ ભોગવી ઉઠી હોય એવી એની સ્થિતિ થઈ ગઈ. હમણાંજ કોઈએ એનું બારણું ઠોકયું એટલે એ ઉઠી, બારણું ઉઘાડયું અને જોયું તો પહેલાં એને મળવા

આવી હતી તેજ સૈનિકની પત્નિ અત્યારે આવી હતી. લ્યુસી ચિંતામાં ધોળી પુણી જેવી થઇ ગઇ હતી. એના મોઢા ઉપરનું લોહી અને નુર ઉડી ગયાં હતાં. એકદમ એ ઓળખાઇ શકી પણ નહિ એટલે આ બાઇ બિચારી પહેલાં તો ગભરાટમાં પડી ગઇ. પછીથી એણે લ્યુસીને શાંત પાડી અને કહ્યું કે ફ્રેડરિકની શિક્ષા પુરી થઇ છે. પુરેપુરી શિક્ષા એ ભોગવી શકયા છે. હવે એમને દવા માટે હોસ્પીટલમાં મોકલ્યા છે. લ્યુસીએ આ બાઇનો ઘણો ઉપકાર માન્યો. થોડી વાર બેસીને એ બાઇ તો ગઇ; એટલે વળી પાછી લ્યુસી એકલી પડી.

નાનો બાળક અત્યાર સુધી ઉંઘતો હતો એને એણે ખોળામાં લીધો. એના સામું જોઇને પુષ્કળ રડી પડી. એ બાળકને ઉદ્દેશીને કહેવા લાગી " ઓ મારા ગરીબડા બાળ, આજે તારા પિતા ઉપર જે સીતમ ગુજર્યો છે તેની તને શાની ખબર હોય? અરે આ દુનિયામાં એવાએ નર રાક્ષસો પડયા છે કે જે પોતાના જાતિબાંધવોને બાંધીને રાક્ષસી માર મારવામાં જરાએ ખચકાતા નથી. તારી અજ્ઞાન દશાજ ખરેખરી સુખી દશા છે. હે પ્રભો! સર્વ મનુષ્યો તારાંજ બાળકો છે. છતાંએ તારૂં એક બાળક તારા બીજા બાળક સાથે આવી ક્રૂરતાથી હેવાનીયતપણે વર્તે, એ તારાથી કેમ સાંખી રહેવાય છે? એવાઓને તેં હજુ સુધી કેમ જીવતા રાખ્યા છે? તારા વજ્રપ્રહારથી એમના કટકા કેમ કરી નાખતો નથી? એમના ઉપર વિજ પાડી એમને બાળી શેં નથી નાખતો? અરે, હું નાની હતી ત્યારે પુસ્તકોમાં તો એવું વાંચતી હતી કે આ બધો દેશ ખ્રીસ્તનો છે. આપણે બધા એક બીજા પ્રત્યે દયાભાવથી જોનારા

છીએ. આપણા રાજ્યમાં પ્રજાને પુત્રવત્ પાળવામાં આવે છે. જુલ્મો અને અમાનુષી કૃત્યો બીલકુલ ચલાવી લેવામાં આવતાં નથી. એવાં કૃત્યો પ્રત્યે આપણા દેશના કાયદા ઘણો વિરોધ દર્શાવે છે. વળી એજ પુસ્તકો, અસલના વખતમાં જે જંગલીપણે જુલમાટભરી અને કમકમાટ વછુટે એવી શિક્ષાઓ કરવામાં આવતી હતી, તેના તરફ ધૃણાની નજરે જોવાનો બોધ આપતાં. તે શિક્ષાઓ તો ઘણી અમાનુષિક કહેવાય, રાક્ષસી દોરવાળી કહેવાય અને જંગલીપણાની યે હદ વટાવી જનારી કહેવાય એવું શીખવતાં. ત્યારે અત્યારે અનુભવમાં હું જુદુંજ જોઈ રહી છું. પુસ્તકોમાં લખાય એક અને આચારમાં મુકાય બીજું. પુસ્તકો પણ હડહડતાં જુઠાંણાંથીજ ભરેલાં છે. આપણે સુધરેલા, સંસ્કૃતિ પામેલા હોવાનો દાવો ધરાવીએ; છતાં સામા માણસની આંખોમાંથી વેરનો અગ્નિ વરસાવે એવાં ભયાનક કૃત્યો આપણે થવા દઈએ તો આપણે સુધરેલા શાના? આપણે તો આપણા આવા વર્તનથી ઉલટા આપણા ધર્મની મશ્કરી કરી રહ્યા છીએ. ધર્મને ઓઠા તરીકે ગણનારા થઈ ગયા છીએ. કાયદાની ખોટી મોહિનીમાં પડી ગયા છીએ. અસલના વખતમાં જીવતાં જીવત ચામડી ઉતરાવી નંખાવતા હતા. અંગુઠાને સ્ક્રૂમાં મુકીને દબાવી નાખવામાં આવતો હતો. વિગેરે વિગેરે ત્રાસદાયક શિક્ષાઓ સામે આપણે પોકાર ઉઠાવતા હતા અને અત્યારે તેનેયે ટપી જાય એવી શિક્ષાઓ અમલમાં આવે અને તેની સામે આપણે એક આંગળીએ ઉંચી ન કરીએ તો પછી કોણ કહેશે કે આપણે સુધરેલા છીએ? અને સુધરેલા કહેવડાવવાને આપણને અધિકાર પણ શો રહે? અહિંઆં કેટલાંએ ખ્રીસ્તી દેવળો છે. દર રવિવારે એમાં વ્યાસપીઠ

( પુલપીટ ) ઉપરથી દયા અને ક્ષમાના ઉપદેશો અપાય છે; દયા અને ક્ષમા પ્રભુના મહાન આદેશ છે એમ બોધ અપાય છે છતાં આજે મારા પ્રિયતમ ફ્રેડરિક ઉપર જે અત્યાચાર થઇ રહ્યો હતો, તે અટકાવવાને કે તે સામે વિરોધ દર્શાવવાને કે આવું રાક્ષસી કૃત્ય કરતાં દયા વાપરવાનો ઉપદેશ આપવા, એ બોધ આપનારમાંનું કોઇ પણ બેરેકના ચોગાનમાં આવ્યું નહિ. ”

લ્યુસીના મનમાં ઉપર પ્રમાણેના અનેક વિચારો થવા લાગ્યા. એને હવે માનવજાતિમાંથી વિશ્વાસ ઉઠી ગયો. ન્યાય અને કાયદાને નામે એને ભયંકર જુલમાટ થતો જણાયો. એ ઘણી ઉકળી ગઇ હતી. વળી શાંત પડી. વળી પાછી પુષ્કળ રડી.

“ એ ફટકાની શિક્ષાના રાક્ષસી હૃદયના હિમાયતીઓ, એ સેતાનના સેતાન સાથીઓ, એ દયાહીન નરપિશાચો, સૈનિકની પીઠ ઉપર પડતા વજ્રપ્રહારોનો તેની સ્ત્રીના કોમળ હૃદય ઉપર પ્રત્યાઘાત થાય છે તેનું તમને જરાએ ભાન છે ? એ નરપશુઓ, સૈનિકની પીઠને ફાડી નાખતા ફટકા! તેની પત્નિની છાતીને પણ રેંસી નાખે છે તેનો તમને જરાએ ખ્યાલ આવે છે ? અરે તમને એનો શાનો ખ્યાલ આવે ? અરે અમને તો એવું થઇ જાય છે કે આવાઓની સંગતમાં રહેવા કરતાં જંગલમાં ફાડી ખાનારાં ક્રૂર જાનવરોના સહવાસમાં રહેવું હજાર દરજ્જે સારૂં છે. આવો માણસજ ક્રિશ્ચિયન ધર્મને વગોવે છે. એ મનુષ્ય પિતા કે પતિ તરીકે તદ્દન નાલાયક છે. એવો મનુષ્ય સર્વના તિરસ્કારને પાત્ર છે. એવાને તો જાણે શું શું કહી નાખીએ ? કયા શબ્દોમાં એવાની નિર્ભર્ત્સના કરીએ ? અરે એવા મનુષ્યને તો ઓળેએ ન ઉભા રહેવું જોઇએ. ”

આમ એ ઉભરો કાઢી રહી હતી.

લ્યુસી હવે પોતાના બાળકને લઈને બેરેક તરફ ગઈ અને હોસ્પીટલમાં પતિને મળવા જવા દેશે કે નહિ તેની તપાસ કરી. એને ખબર આપવામાં આવી કે હમણાં એને તેવી પરવાનગી મળી શકશે નહિ. હોસ્પીટલમાં એની દવા ચાલે છે એટલે થોડા દિવસમાં એને આરામ થશે, તે વખતે એને મળવાની પરવાનગી આપવામાં આવશે. એટલે એ નિરાશ થઈને પાછી આવી અને વળી પોતાના ઓરડામાં આવીને ગંભીર વિચારમાં પડી ગઇ. એ વિચારમાં એટલી બધી તલ્લીન થઇ ગઇ હતી કે બહાર કોઈ ધબધબ કરતું દાદરે ચઢયું અને એનું બારણું બે વાર ખખડાવ્યું; છતાં એને કશી ખબર પડી નહિ. બારણું ઉઘડયુ અને એક પુરૂષ અંદર દાખલ થયો. ઘરમાં ઝાંખો દીવો બળતો હતો એટલે એકદમ તો લ્યુસી એને ન ઓળખી શકી. પણ જયારે તે નજદીક આવ્યો ત્યારે એને ખબર પડી કે એ તો એનો પિતા મી. ડેવીસ હતો. એને જોતાંજ કાંઇ વિસ્મય અને કાંઈક આનંદદર્શક ઉદ્દગાર એના મુખમાંથી નીકળી ગયો અને એને એમ થયું કે " જો મારા પિતા મારી દાઝ જાણીને મને દીલાસો આપવા આવ્યા હશે, તો મને જરા રાહત મળશે ખરી."



# પ્રકરણ ૨૦

---

## પતિપરાયણા.

આજે સત્તર બદિને લ્યુસીને ફરીથી પોતાના પિતા સાથે મેળાપ થયો. એટલા સમય પછી અત્યારે એના દેખાવમાં ઘણો ફેરફાર થયેલો જણાયો. કોઇ માણસને ઘણે દિવસે જોવામાં આવે ત્યારે જોનારને એમ થાય કે એ જરા સુકાયો છે. તેમાં ડેવીસ તો ખરેખરજ ચિંતાને લીધે અત્યારે દુબળો પડેલો લાગતો હતો. પિતાને આવકાર આપવા લ્યુસી એની સામે જતી હતી પણ એનું મોઢું ચઢેલું જોઇને એ એની પાસે ન જઈ શકી: ડેવિસે બારણું બંધ કર્યું અને પાસે ખુરશી હતી તેના ઉપર બેઠો. એ લ્યુસીના સામું જોઇ રહ્યો; પણ એના હાથમાંના એના બાળકને તો એણે બોલાવ્યોયે નહિ. એની ખબરે ન પૂછી તો એને રમાડે તો શાનોજ. પોતાના બાળકને પિતા બોલાવતોએ નથી, અરે સામું સરખું જોતો નથી, એથી લ્યુસીને ઘણું લાગી આવ્યું.

"લ્યુસી, તેં આખરે આમ કરીને શું લાંણુ કાઢી?" ડેવિસે પૂછ્યું. લ્યુસીએ જાણ્યું કે ડેવિસે પોતાની ગરીબ સ્થિતિ વિષે કહ્યું હશે. તેથી જવાબ આપ્યો "પિતાજી, અત્યારે હું દુ:ખમાં ઓછી ઢસડસી રહી છું કે મને આમ ઠપકો આપો છો? હું ગરીબ છું ખરી, પણ મારે કશી વસ્તુની તંગી વેઠવી પડતી નથી; અને જ્યાં સુધી મારાં પાંગોડામાં બળ છે અને હું આરોગ્ય ભોગવું છું ત્યાં સુધી મારે તંગી વેઠવીએ નહિ પડે."

" અરે પણ આજે તારા પતિને—" એમ કહીને ડેવીસ કાંઇ બોલવા જતો હતો પણ એ કાંઈ આગળ બોલે તે પહેલાંજ લ્યુસી વચમાં બોલી ઉઠી " પિતાજી, એ સંબંધમાં મને દિલાસો આપવાની ખાતર સહાનુભૂતિના બે બોલ બોલવા માગતા હોય તો જ બોલજો; નહિ તો એવાં મહેણાં ટોણાંથી મારા દુઃખી થયેલા જીવને વધારે દુઃખી ન કરશો. "

ડેવિસઃ " લ્યુસી, તારા પતિને પકડીને પોર્ટસમાઉથ લાવવામાં આવ્યો છે એવી મને ખબર થઈ એટલે મેં જાણ્યું કે મારૂં કહ્યું ન માનવાનો અને તારા આ લગ્નનો તને જોઇએ તેવો નતીજો મળી ગયો છે. તેથી હવે જો તારી ઇચ્છા હોય તો પાછી તને ઘેર તેડી જવા હું આવ્યો છું. "

લ્યુસીઃ " પિતાજી, તેને માટે હું તમારો ઉપકાર માનું છું. પરંતુ મારૂં ઘર તો જ્યાં મારા પતિ છે ત્યાંજ છે; એટલે તમારી સાથે હું નહિ આવી શકું. "

ડેવિસઃ—" ત્યારે પિતા કરતાં પતિ ઉપર તારો પ્રેમ વધારે છે ? " લ્યુસીએ આનો કાંઇ ઉત્તર આપ્યો નહિ અને બાળક તરફ જોઈ રહી.

ડેવિસઃ " અત્યાર સુધી તેં કેટલું દુઃખ ભોગવ્યું છે તે તો તું જાણે છે. અને હજુએ તું તારી હઠ નહિ છોડે તો એનું પરિણામ એથી એ માઠું છે.

લ્યુસીઃ " આવી રીતે મારૂં અપમાન કરીને તમારા પ્રત્યે હજુએ મારો જે કાંઈ સ્નેહ ટકી રહ્યો છે તેનેય નહિ ટકવા દો ?"

ડેવિસઃ " સ્નેહ ? સ્નેહ તોડવામાં તેં શું બાકી રાખ્યું છે ? તેં મને ઓછો દુઃખી કર્યો છે ? તેં મારૂં કહ્યું માન્યું હોત તો અત્યારે એક ગૃહસ્થ, ઓરીસર અને અથાગ સંપત્તિ અને ઉમરાવ પદના વારસની કુલવધુ તરીકે પૂર્ણ વૈભવ અને સુખમાં મહાલતી હોત."

લ્યુસીઃ " પણ એ સર્વથી મને સુખ ન મળત. અહિં મને વૈભવહીન ઝુંપડીમાં પણ જેવું સુખ અને આનંદ મળે છે, તેવું સુખ અને આનંદ ત્યાં વૈભવપૂર્ણ મહાલયમાં પણ ન મળી શકત. કારણકે અહીં મારો પ્રેમ જડાયલો છે."

ડેવિસઃ " તારી આ પ્રેમની વાતો નવલકથાનાં પાનાં ભરવા ઠીક છે. બાકી જીવનવ્યવહારના કડવા અનુભવો એ પ્રેમની વાતોથી મીઠા નથી થઇ શકતા. તું આટલી બધી હઠીલી હશે એવું તો મેં બીલકુલે ધાર્યું નહોતું. તેં તારા બાપને રખડતો મુકયો અને તેના દુશ્મનનો હાથ પકડયો. છતાંએ જો તું મારી સાથે આવવા તૈયાર થાય તો હું તને તેની ક્ષમા આપું છું."

લ્યુસીઃ "લગ્નની પ્રતિજ્ઞાથી જેની સાથે હરહમેશ રહેવા હું બંધાઇ ચુકી છું, તેનો ત્યાગ કરવાનું તમે મને કહો છો એ શું તમે વધારે પડતું નથી બોલતા પિતાજી ?"

ડેવિસઃ " સાંભળ, તેં મારી આશાઓને ધુળમાં મેળવી દીધી છે. મારા મનોરથોને છિન્ન ભિન્ન કરી દીધા છે. છતાંએ જો તું મારા કહ્યા પ્રમાણે વર્તીશ તો તને ફાયદો છે. મેં મારી બધી મીલકતનું વિલ કરી દીધું છે અને તેમાંથી મેં તને સદંતર બાતલ કરી છે. જો તું મારી સાથે આવવાની હા પાડીશ અને આપણે

ઘેર આવીશ તો તરતજ તારા દેખતાં હું તે વિલને બાળી નાખીશ. પણ જો તું મારી સાથે આવવાની ના પાડીશ તો મારૂં વિલ કાયમજ રહેશે. મારી મિલકતમાંથી તને એક પાઈ પણ મળશે નહિ. નક્કી માનજે કે તારો એવો વખત આવશે કે તે વખતે મારી પાસે તું દોડી આવીશ; પણ હું તને ઘરમાંએ નહિ પેસવા દઉં. તારી આજીજીએ નહિ સ્વિકારૂં. તારા પત્રો ઉપર પણ ધ્યાન નહિ આપું. તે વખતે તેં મારૂં કહ્યું ન માન્યું તેનો તને ખરેખરો પસ્તાવો થશે. હજુએ હું તને કહું છું કે માન અને મારી સાથે પાછી એકલે ચાલ. તારે વિચાર કરવો હોય તો હું તને ચોવીસ કલાકની મહેતલ આપું છું. તેટલા વખતમાં જે તે એક નિશ્ચય ઉપર આવી મને જવાબ દેજે. ”

હ્યુસી “ ચોવીસ કલાક તો શું ? એક મિનીટ પણ મારે વિચાર કરવાની જોઈતી નથી. મેં તો વિચાર કરીજ મુકેલો છે. મને ગમે તેટલું દુઃખ પડશે, મારે ગમે તેટલો સંકોચ વેઠવો પડશે, અરે ગમે તે થઇ જશે તોયે હું મારા પતિને તો નહિજ છોડું. મેં જે કર્યું છે અને જે હું કરી રહી છું તેનો મને જરાયે પસ્તાવો થતો નથી. અને એમણે પણ મને પસ્તાવો થાય એવું કશુંયે કારણ આપ્યું નથી. મારો વખત ખરાબ આવશે એમ તમે કહો છો; તો હું તમનેય કહું છું કે એક દિવસ એવોએ કેમ ન આવે કે જે વખતે તમારી પુત્રી પ્રત્યે તમે જે કઠોરતા દર્શાવી રહ્યા છો, તેનો તમારે પશ્ચાતાપ કરવો પડે. જો કે ખરી રીતે મેં તો તમને જરાએ દુભવ્યા નથી; છતાંએ એકવાર માનો કે મેં તમારૂં કહ્યું ન માન્યું, મેં તમને દુભવ્યા, પણ અત્યારે તમારી પુત્રી દુઃખના દાવાનળમાં બળી

રહી છે, એના માથા ઉપર સંકટનાં વાદળ તુટી પડયાં છે, એનો આત્મા પીડાથી પ્રજળી રહ્યો છે, ભયંકર અને તીવ્ર મનોવેદના એ ભોગવી રહી છે; તે વખતે પુત્રીના ગમે તેટલા દોષો છતાં પિતાનું હૃદય શું ન દ્રવી જાય? તેનાથી શું એનું દુઃખ જોઈ રહેવાય? અરે તે વખતે તો બધું ભુલી જઈને પુત્રીને દુઃખમાં દિલાસો આપવો જોઈએ, તેને ધૈર્ય અને સાંત્વન દેવું જોઈએ, તેની સાથે પૂર્ણ માયા ભાવથી વર્તવું જોઇએ, તેને બે મીઠા શબ્દો કહીને રંજન કરવી જોઇએ. તેને બદલે તમે તો અત્યારે અને બળતીને વધારે બાળવા બેઠા છો."

લ્યુસીના આ બળતા હૃદયે બોલેલા શબ્દોથી ડેવીસને તો કશીએ અસર ન થઇ. અને એ તો ઉઠવા જતો હતો. પણ લ્યુસી એને પગે પડી અને બાળકને એના પાસે ધર્યો અને કહ્યુ "આ બાળકના સામું તો જુઓ. જરા તો જતા પહેલાં એને હેતથી બોલાવો."

"લ્યુસી, આ દુનીઆમાં જેને હું સૌથી વધારે ધીક્કારૂં છું, તેનું એ બાળક છે." ડેવીસે કઠોર સ્વરે કહ્યું.

"છતાંએ એ તમારી પુત્રીનો બાળક છે, તમારો પૌત્ર છે."

"હા, મારે ઘેર આવે તો એને હું મારી પુત્રીના પુત્ર તરીકે સ્વિકારીશ. નહિ તો કશુંયે નહિ."

લ્યુસીની સ્થિતિ ઘણી દયામણી થઇ ગઈ, એ ગળગળી થઇ ગઈ અને બોલી "આ નાના બાળકે બિચારાએ તમારૂં શું બગાડયું છે? એના ઉપર તમે શું કામ ક્રોધ કરો છો?"

"લ્યુસી, આ છેલ્લી વખતેજ તને કહું છું. મારી સાથે આવવાનું હા કહે છે?"

"નહિ, હું નહિ આવી શકું."

"ઠીક છે, તો જા, આજથી હું હંમેશને માટે તારો ત્યાગ કરી જાઉં છું. તને શાપ આપતો જાઉં છું."

"ઓ પ્રભુ મારો બાપજ મને શાપ આપે છે?" એમ બોલતી બોલતી લ્યુસી જમીન ઉપર પટકાઇ પડી અને બેભાન થઇ ગઇ.

જ્યારે એને ભાન આવ્યું ત્યારે એને જણાયું કે એનો પિતા તો ચાલ્યો ગયો હતો અને બાળક બિચારો એની પાસે બેઠો બેઠો રડતો હતો. એ બેઠી થઇ, બાળકને હાથમાં લીધો અને એને જોતી જોતી મુશ્કળ રડી. બાપનો શાપ હજુ સુધી એના કાને અથડાયા કરતો હતો. એ શાપ એનાથી ન સહન થઇ શકયો. એના હૃદય ઉપર એનો જબરો બોજો આવી પડયો. બીજે દિવસે સવારે ફરીથી પતિની ખબર કાઢવા એ બેરેક તરફ ગઇ. ત્યાં એને ખબર મળી કે એમની તબીઅત હવે સુધરતી જાય છે. આમ રોજ રોજ એ પતિની તબીઅતના સમાચાર લેવા જતી. પંદર દિવસ પછી પતિને મળવાની એને રજા મળી; એટલે બાળકને લઈ એ એને મળવા ગઇ. લોન્સડેલ સુકાઇ ગયો હતો. એનાં હાડકાં નીકળ્યાં હતાં. એનો જુસ્સો અને શક્તિ ઘણાં ક્ષીણ થઈ ગયાં હતાં. જાણે ફ્રાયડાએ એના શરીરમાંથી એ હરી લીધાં હતાં. એનું આવું શરીર જોઇને લ્યુસીની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. બન્ને એક બીજાને મળ્યાં, ભેટયાં. ફ્રેડરિકે બાળકને લીધો, અને રમાડયો અને બોકીઓ પણ કરી. આ મીલનમાં એણે લ્યુસી પ્રત્યે પ્રેમ અને બાળક પ્રત્યે પૂર્ણ માયા બતાવી. પણ બન્ને દુઃખી જીવો એક બીજાને આખરે મળવા

ભાગ્યશાળી થયાં; તેથી જેમ લ્યુસીની આંખમાં દુઃખ સાંભરી આવ-
વાથી આંસુ આવી ગયાં; તેમ એની આંખમાં તો એકે આંસુ ન દે-
ખાયું. આ પ્રેમ અને આનંદનો ઉભરો શમ્યા પછી એ તો પાછો
વિચારમાં ગીરફતાર થઈ ગયો. " મારા પિતા ડેવિસ આવ્યા હતા,
અને કહ્યું કે તું એમને છોડીને મારી સાથે ચાલ. મેં તેમ કરવાની
ચોખ્ખી ના પાડી. " વિગેરે હકિકત લ્યુસીએ લોન્સડેલને કહી. પ-
તિને પત્નિના મક્કમ વિચારને માટે પત્નિ પ્રત્યે બહુ વહાલ ઉપ-
જ્યું. છતાં પતિના દેખાવ અને રીતભાતમાં પત્નિને કાંઈક વિચિત્ર
ફરક જણાયો. ફ્રેડરિકને માનવજાતિમાંથી વિશ્વાસ ઉઠી ગયો હતો;
અને પોતાને જે દુઃખ ખમવું પડ્યું હતું તેનો બહુ ઉંડો વિચાર
કર્યા કરતો હતો; તેથી આ ફરક જણાતો હતો. ધીમે ધીમે એમના
મન ઉપરની ગ્લાનિ દૂર થઇ જશે અને હતા તેવા થઇ જશે એમ
ધારીને લ્યુસીએ મન વાળ્યું. અને એનું દીલ જેમ પ્રસન્ન થાય
તેમ વિવિધ પ્રકારની વાતોમાં પતિના મનને લીન કરીને એને આ-
નંદ અને આશ્વાસન આપવા લાગી. લોન્સડેલને છ એક અઠવાડીઆં
હોસ્પીટલમાં રહેવું પડયું. ત્યાં સુધી લ્યુસી દરરોજ એને મળવા જતી.

ઈસ્પીતાલમાંથી ફ્રેડરિકને રજા આપવામાં આવી, તેજ દિવસે
એ લ્યુસી પાસે ગયો અને હવે પોતાનું ગુજરાન શી રીતે ચલાવવું
તેનો બન્ને જણ ગંભીરપણે વિચાર કરવા લાગ્યાં. કાર્લાઇલથી આવ્યા
પછી લ્યુસી બહુ કરકસરથી રહેતી હતી; છતાંએ સંગ્રહેલું કેટલા
દહાડા પહોંચે ? તે તો ઓછુંજ થતું ચાલ્યું. વળી લ્યુસીનો જીવ અ-
ત્યાર સુધી પોતાના વ્હાલા પતિમાંજ હતો; એટલે બીજા કામમાં
એનું મન બીલકુલે પરોવાતું નહોતું. હવે પતિ ઘેર આવ્યા એટલે

એનો જીવ ઠર પડ્યો અને ભરત શિવણુ કામ કરીને પોતાનો ગુજારો ચલાવી શકાશે એમ એણે પતિને જણાવ્યું. બન્નેએ પછી જુદા જુદા વિષય ઉપર વાત કરવા માંડી; પણ લોન્સડેલને કોર્ટ માર્શલે શિક્ષા કરવાનું જજમેન્ટ આપ્યું ત્યાર પછી કર્નલ વિંડહામ અને જીરોલ્ડ રેડબર્ન સાથેનો જે પ્રસંગ લ્યુસીને બન્યો હતો, તેની વાત એણે જાણી જોઇને પતિને ન કરી. કારણકે એ જાણતી હતી કે એ વાતથી એનો અંતરાત્મા વધારે દુઃખી થશે. અને તે લોકો પ્રત્યે એના ક્રોધનો અગ્નિ જો ભભુકી ઉઠશે તો એ વેરનો બદલો લેવા તૈયાર થઇ જશે અને ઉલટો એ વધારે હેરાનગતિ પામશે.

બીજે દિવસે પોતાના ઘરની માલીક બાઇને લ્યુસીએ વાત કરી કે "અહિં કોને ત્યાં વેચાતું ભરત શિવણુ કામ કરવાનું મળતું હશે? તમે જો જાણતાં હોય તો મને તેવું કામ અપાવશો?" આ બાઇએ બીજી તો કશીએ તસ્દી ન લીધી; પણ જે વેપારીઓ એવું વેચાતું કામ કરાવતા હતા તેનાં નામ અને ઠકાણાં ફકત બતાવ્યાં. લ્યુસી તદન અજાણી એટલે આ બાઇને પૂછ્યું; પણ એણે તો એને કાંઇ મદદ ન કરી, તેથી નિરાશ થઇ. છતાં પેલાં ઠેકાણાં આપ્યાં તે ઉપરથી ત્યાં જઇને તપાસ કરી તો એક તૈયાર કપડાં વેચનાર દુકાનદારે એને કહ્યું કે "કામ તો તને આપું; પણ તારે ગેરંટી તરીકે પાંચ પાઉંડ ડીપોઝીટ મુકવા પડશે. કારણ કે તને જે માલ આપું તે તું પાછો આપી જાય કે નહિ તેની મને શી ખાતરી પડે? માટે તું જ્યાં સુધી મારૂં કામ કરે ત્યાં સુધી તારે એ ડીપોઝીટ રહેવા દેવી પડશે. પછી કામ બંધ કરવું હશે ત્યારે તને એ પાછા મળશે." પાંચ પાઉંડ રોકડા ક્યાંથી લાવવા એની લ્યુસીને મુજવણુ તો થઇ;

જતાંએ પોતાની પાસે કેટલાક નાના દાગીના હતા તે ગીરો મુકીને
છુટતા પૈસા લાવવાનો એણે વિચાર કર્યો અને દાગીના લઇને ગીરો
મુકવા ગઈ. બિચારીને કોઈ દિવસ આવું કરવું પડેલું નહિ એટલે
એને મનમાં તો ઘણું લાગી આવ્યું; પણ પોતાના કુટુંબના ગુજરાનને
માટે આમ કરવું પડતું હતું તેથી એણે મન વાળ્યું. દાગીના ગીરો
મુકીને એણે પાંચ પાઉંડ મેળવ્યા. તે લઇને પેલા દુકાનદારને ત્યાં
ગઈ. ડીપોઝીટના પાંચ પાઉંડ આપીને કામ લીધું અને ઘેર આવીને
કામે વળગી. લોન્સડેલ પાછો નોકરી ઉપરથી છુટો થઇને આવ્યો,
ત્યારે એણે પોતાને કામ કેવી રીતે મળ્યું એની બધી વાત કરી. લો-
ન્સડેલે પૂર્ણ પ્રેમથી પોતાની સ્નેહાંગનાને આલિંગન આપ્યું; અને
એને હેતભર્યો ઠપકો આપીને કહ્યું "ગાંડી, તારા દાગીના તેં
ગીરવી મુકયા, ત્યારે તેના કરતાં મારી ઘડીઆળ કેમ ન મુકી?" એમ
કહીને લ્યુસીના ગાલ ઉપર ઉમળકો લાવીને એક અંગુલિ-પ્રહાર ક-
રીને હસી પડયો. એક અઠવાડીઆમાં લ્યુસીએ પંદર શીલીંગનું
કામ કર્યું. દુકાનદાર એના કામની સફાઇથી ખુશ થયો અને તેથી
ઉંચી કારીગરીનું કામ એને આપ્યું. એટલે બીજે અઠવાડીએ એને
એક પાઉંડ મળ્યો. આમ લ્યુસીને સારૂં મળતર થવાથી આજીવિ-
કાની ચિંતા તો હાલ તરત ટળી અને એને હૃદયમાં કાંઇક આનંદ
થવા લાગ્યો. ફ્રેડરિક પોતાની ડયુટી ઉપરથી ફારેગ થઇને આવતો,
બાળકને રમાડતો, લ્યુસી સાથે પ્રેમભરી વાતો કરતો, અને એના મોઢા
આગળ સારી સારી બોધપ્રદ ચોપડીઓ વાંચતો. એ બધુંએ ખરૂં;
પણ અમે ઉપર જણાવી ગયા તેમ કેટલીકવાર એ અમુક વિચા-
રોમાં એવો ગુંચવાઈ જતો; અને તે વખતે એની મુખાકૃતિ એવી

થઇ જતી કે લ્યુસીને એમજ લાગતું કે એ પોતાના ઉપર થયેલા અત્યાચારો માટે કોઇના ઉપર વેર લેવા વિચાર કરે છે. છતાં "તમે શાના વિચાર કરો છો?" એવું એ એને પુછતી નહિ. પણ એ તો દિવસે દિવસે સૌ ઓછું થઇ જશે એમ ધારીને બેસી રહી.

આમને આમ અહિં પણ એમનો સમય વીતવા લાગ્યો. દિવસ ઉપર દિવસ અને માસ ગત થવા લાગ્યા અને આ પ્રેમી યુગલ પાછું ધીમે ધીમે સુખનો અનુભવ કરવા લાગ્યું. એમનો પુત્ર પણ ધીમે ધીમે મોટો થવા લાગ્યો અને આમથી આમ દોડા દોડી કરવા લાગ્યો. દર અઠવાડીએ સરેરાસ લ્યુસીની આવક અરાઢ શીલીંગની થતી હતી એટલે એમને પૈસાની તંગી નહોતી. દરરોજ સાંજે ફ્રેડરિક આવતો તે વખતે સ્નેહાળ સુંદરી ચા તૈયાર રાખતી હતી અને વાળુની પણ ગોઠવણ કરી રાખતી. સૈનિકોને બેરેકમાં તો સવારે નાસ્તો અને બપોરે ભોજન એટલુંજ મળતું. ચા કે સાંજનું વાળું તેમને મળતું નહિ; એટલે એ બાબતમાં ફ્રેડરિક ભાગ્યશાળી હતો. પોતાના પતિને પોતે રસોઈ કરીને યથેષ્ટ જમાડતી હતી તેથી લ્યુસીને પણ એક પ્રકારનો ઓર આનંદ થતો હતો. ફ્રેડરિકને દર અઠવાડીએ બધો ખર્ચ જતાં ફકત દસ પેનીજ વધારાના પગાર તરીકે મળતા; તેમાં એ શું કરે? એટલી બચત એ દારૂના પીઠામાં નહોતો વાપરી આવતો; પણ એમાંથી થોડે થોડે સારાં સારાં પુસ્તકો ખરીદતો અને લ્યુસીની પાસે બેસીને એને વાંચી સંભળાવતો. લ્યુસી પોતાનું કામ કરતી કરતી પતિ વાંચતો તે સાંભળતી. ફ્રેડરિકને એમ થયા કરતું ખરૂં કે આખા કુટુંબનો ભાર લ્યુસીને ખેંચવો પડે છે, અને રાતને દિવસ એનાં સુંદર નયનોને એને તાણવાં પડે છે. એને

એમ વિચાર થઇ આવતો કે "મને જે ફુરસદનો સમય મળે છે તેમાં હું નિશાળ માંડુ તો ?" પણ એ વિચાર અમલમાં મુકતાં એને વાંધા નડયા. એક તો એ જાતે એક સાધારણ સૈનિક એટલે સૈનિકને હાથે પોતાનાં બાળકોને શિક્ષણ મળે એ વાત માબાપોને ન રૂચે. બીજી વાત એ હતી કે કદાચ માબાપો ભણવા મોકલે તોયે એને અમુકજ વખતે છુટા થવાનું છે એવું નક્કી નહિ. કોઈ વખતે પહેરા ઉપર વધારે વખત રહેવાનું થાય. કોઈ વખતે કાંઇ બીજુંજ કામ આવી પડે એટલે ચોક્કસ વખત નક્કી કરી શકાય એમ નહોતું. અને ત્રીજું કારણ એ હતું કે રોજ છોકરાંઓને ભણાવાય તેટલો સમય પણ એને મળી શકે તેવું નહોતું. એટલે એ વિચાર એને માંડી વાળવો પડયો. જ્યારે જ્યારે એ લ્યુસીને કહેતો "વ્હાલી, મારે માટે તારે ઘણો શ્રમ ઉઠાવવો પડે છે. તારો શ્રમ ઓછો કરવાને મારે કાંઈ કરવું જોઇએ." તે વખતે લ્યુસીનો અંતરાત્મા દુઃખાતો એટલે એ વાત એ ઉડાવી દેતો. લ્યુસી આમ પોતાનું કામ કરતી. ફ્રેડરિક પણ રેજીમેન્ટમાં પોતાની નોકરી બહુ ચીવટાઈથી અને હોંશીઆરીથી કરતો હતો. પોતાના દુશ્મનોના વાંકમાં જરાએ ન અવાય એની એ કાળજી રાખતો. ફરીથી પાછી નાતાલ આવી પહોંચી. રેજીમેન્ટમાં નાતાળને દિવસે જે સૈનિકોને પોતાનાં સગાં વ્હાલાં કે મિત્રનું આમંત્રણ હોય અને જવું હોય તો સવારની સર્વીસ પછી તેમને રજા આપવામાં આવતી. લ્યુસીએ પણ પોતાના કાન્તને આ રજાનો લાભ લેવાને વિનંતિ કરી. આ તહેવારની લ્યુસીએ આનંદભર્યા મને બધી તેયારી કરી હતી. આજે સાથે બેસીને જમીશું એવા વિચારે એને આનંદ થયો. બે વરસે નાતાલના તહેવારને

આગલે દિવસેજ એટસે એમના આનંદનો ભંગ કરવાથી તહેવારને દિવસે એમણે કેવું ઉચા મને ભોજન કર્યું હતું, એ વિચારે એને દીલગીર પણુ કરી. એને એમ પણુ થઇ ગયું કે કાર્લાઇલમાં એ હજામડાએ એમની ભઠ્ઠી ન બગાડી હોત, તો હજુએ એ કલ્લોલ કરતાં હોત અને ફ્રેડરિકને શિક્ષા ન ભોગવવી પડત. આખરે લ્યુસી પાછી ઉત્સાહમાં આવી ગઈ અને સર્વ સામગ્રી એણે તૈયાર કરી દીધી. એટલામાં એક વાગ્યો ને ફ્રેડરિક આવી પહોંચ્યો. લ્યુસી પ્રફુલ્લ અને હર્ષપૂર્ણ વદને પોતાના પતિને બારણા સુધી સામી લેવા ગઇ. પતિએ પત્નિને સ્નેહદાન દીધું અને પોતાની કાન્તાનું સુંદર, લજ્જિત અને મલકાતું મુખ જોઇને એ પોતાનું સર્વ દુઃખ ભૂલી ગયો. પાસે પુત્ર રમતો હતો તેને એણે ઉંચકીને રમાડવા માંડયો. પછી એ જમવા બેઠાં અને સંપૂર્ણ આનંદિત મને એમણે ભોજન કર્યું. ભોજન પછી બન્ને બાળકને લઇને બહાર ફરી આવ્યાં. આ પ્રમાણે આ તહેવારનો દિવસ તો એમણે ચિંતા વગરનો ગાળ્યો. રોજ કરતાં ફ્રેડરિક આજે વધારે ખુશ મિજાસમાં હતો. આજે એના મુખ ઉપર રોજ જણાતી વિષાદની છાયા નહોતી. રાત પડી એટલે ફ્રેડરિક પોતાની ડયુટી ઉપર જવા તૈયાર થયો અને જતાં જતાં લ્યુસીને પ્રેમાલિંગન દઇને બોલ્યો “ પ્રિયતમા, હું જાણું છું કે કેટલીક વાર મારા મુખ ઉપર તું વિષાદની છાયા જોતી હતી, ત્યારે ઘણી દીલગીર થઇ જતી હતી. પરંતુ હું તને ખરૂં કહું છું કે મારા ઉપર જે અત્યાચાર થયો છે તે મારાથી એકદમ ભૂલાતો નહોતો. આજે મારા મન ઉપરથી એ ભાર ખસવા પાત્ર્યો છે અને હું મારી જાતને ખરો સુખી માનું છું. પણુ તે આ ગુણુવતીને લીધેજ હાંકે. ”

એમ કહીને લ્યુસીના બન્ને ગાલ ઉપર આજે ફ્રેડરિકે પ્રેમભર્યા ચુંબનો લીધાં અને પોતાની ડયુટી ઉપર ચાલ્યો ગયો. ફ્રેડરિકના મનનો ભાર આજે સદંતર જતો રહેલો હોવાથી, પતિના સુખમાં આનંદ માનનારી આ ગુણીયલ રમણી આજે નિરાંતે સુખપૂર્વક નિદ્રા લઈ શકી.

---

## પ્રકરણ ૨૧.

---

### સંજોગોનો બીજો પલટો.

આ પ્રમાણે બીજા ત્રણ માસ વ્યતીત થઇ ગયા. તે દરમ્યાનમાં ફ્રેડરિક વધારેને વધારે આનંદિત થતો જણાયો. એના મન ઉપર જે કાળું વાદળું ઝઝુમતું હતું તેના ઉપર વિજય મેળવવા એ શક્તિમાન થયો હતો. એના મન ઉપરનો તીવ્ર આઘાત દૂર થયેલો જાણીને લ્યુસીને પણ ટાઢક વળી. છતાંએ શિક્ષા સંબંધીના દુઃખમય પ્રસંગ વિષે તો એ બન્ને જરાએ વાત કરતાં નહિ. કારણ કે હજુએ લોન્સડેલની પીઠ ઉપર અને લ્યુસીના હૃદય પટ ઉપર એ ઘા તાજાજ હતા. અને જો કે ઉપરથી ઘા રૂઝાઈ ગયેલા લાગતા પણ હોય કુમળી હતી એટલે સ્પર્શ માત્રથી એ ચમકી ઉઠતાં. લોન્સડેલની તબીઅત હવે સુધરી તો ગઇ હતી પણ કેટલીક વખતે એને પેલી શિક્ષાના પરિબલે ફેફસામાં દુઃખાવો થઈ આવતો. છતાં લ્યુસીને તે વિષે એ કાંઈ વાત કરતો નહિ. ઘણીવાર એને એવું થઈ જતું કે " આવા ક્રૂર અત્યાચારો ભોગવીનેજ જીવનનો અંત આવશે."

નાતાલને ગયે ત્રણ મહિના થઇ ગયા હતા. ત્યાર પછી એક દિવસ સવારે જે દુકાનદારને ત્યાંથી લ્યુસી કામ લાવતી હતી તેણે એને કહાવ્યું કે "જરા હમણાંને હમણાંજ દુકાને આવી જજો." તેથી એ નાના ફ્રેડીને લઈને દુકાનદારને ત્યાં ગઈ. દુકાનદારે કહ્યું કે "હમણાંજ મને આ કામનો ઓર્ડર મળ્યો છે અને એ કાળજી-પૂર્વક તાકીદથી પુરૂં કરવાનું છે માટે મેં તને હમણાં બોલાવી છે. લે એ લઈ જા અને સાચવીને કરી લાવજે." એમ કહીને એણે લ્યુસીને કામ આપ્યું અને તે લઇને એ ઘર તરફ ચાલતી થઈ. જેવી એ પોતાના ઘર તરફ જવાના ખાંચામાં પેઠી, તેવોજ જીરોલ્ડ રેડબર્ન અને એ બન્ને સામ સામાં આવી ગયાં. રેડબર્ન લ્યુસીનો રસ્તો રોકીને ઉભો રહ્યો અને બોલ્યોઃ–લ્યુસી, આપણે બન્ને ઘણે દહાડે મળ્યાં. તું બહુ સુંદર લાગે છે હાં. મારા સમ; અત્યારે તો તું બહુજ મનોહર લાગે છે." લ્યુસી તો ત્યાંથી ચાલ્યા જવાનોજ પ્રયત્ન કરતી હતી; પણ એટલામાં કોઈ તે વખતે આવતું જતું નહોતું અને રેડબર્ને આમ તેમ દૃષ્ટિ નાખીને ખાતરી કરી કે કોઇ એમને જોતું નહોતું. એટલે એણે પટ્ટ દઇને લ્યુસીનો હાથ પકડયો અને કહ્યું "વ્હાલી, તું તારા પેલા સિપાઇડાથી કંટાળી ગઈ હઇશ. ચાલ મારી સાથે આવીને રહે. હું તારાં માન વધારી દઈશ અને તને લેડી બનાવીશ."

લ્યુસી ગુસ્સે થઇને બોલી "મને છોડી દો."

"એમ કાંઇ છોડાય કે. ઘણા લાંબા વખતથી હું તને ઝંખ્યા કરૂં છું; માટે આજે તો તારે મારી સાથે વાતચિત કરવીજ પડશે." પણ લ્યુસીએ પોતાનું બળ અજમાવ્યું અને એકદમ પોતાનો હાથ

ખિંઝીને રેડબર્નના હાથમાંથી હાથ છોડાવીને ચાલી ગઈ. બાળક બિચારો આથી છળી ગયો હતો તે રડવા લાગ્યો. લ્યુસી મહા પરાણે પોતાને ઘેર આવી. એ ઘણુ ગભરાઇ ગઇ હતી એટલે બધું કામ પડતું મુકીને પોતાના રૂમમાં બેસી ગઈ. જ્યારે એનો જીવ જરા ઠર પડયો ત્યારેજ પેલું તાકીદનું કામ એનાથી હાથમાં લેવાયું. એની છાતી અત્યારે ક્રોધથી ધડક ધડક થયા કરતી હતી. એ રેડ-બર્નથી છુટી પડી ત્યાર પછી એ કયા ઘરમાં પેસે છે તે જોવા રેડબર્ન ઉભો રહ્યો અને એણે લ્યુસીના રહેવાના ઘરની બાતમી મેળવી લીધી.

જે વખતે લ્યુસીનો પિતા રેડબર્નને પોતાના ફંદામાં ફસાવવાને બાજી બેલી રહ્યો હતો તે વખતે તો એ લ્યુસીના પ્રેમ માટે એટલો બધો આંધળો બની ગયો હતો કે સંજોગો અનુકુળ હોત તો એ એની સાથે લગ્ન પણ કરી નાખત. પરંતુ હવે એનો એ પ્રેમ તો ઉડીજ ગયો હતો. હવે એને સંસારનો વધારે અનુભવ થયો હતો. એટલે એને એમ થતું હતું કે " લ્યુસી સાથે એકવાર હું પરણવાને તૈયાર થઇ ગયો હતો તે મારી મૂર્ખાઈજ હતી. ડેવિસે મારા ઉપર એની જાળ પાથરી હતી. લ્યુસી મને ચહાય છે એવી ખોટી હકિકત કહી મને એણે ઉધા પાટા બંધાવ્યા હતા. " આવા વિચારે એ ડેવિસ ઉપર ગુસ્સે પણ થઇ ગયો હતો અને એને શિક્ષા કરવાનો પણ વિચાર કર્યો. પણ બધી વાત ઉઘાડી પડી જશે એ ભયથી એને એ વિચાર છોડી દેવો પડયો હતો. હવે તો લ્યુસી પરણી ચુકી હતી અને ફ્રેડરિકને અનન્ય ભાવે ચહાતી હતી. એટલે રેડબર્નની પ્રેમ ભાવનાને તો ક્યારનીયે વિલુપ્ત થઈ ગઇ હતી; પણ લ્યુસીના સ્વરૂપમાં તો હજુએ

એ અંજાઇજ રહયો હતો. એટલે એના પ્રત્યે એની વિષયવાસના તો બળવત્તરજ થતી જતી હતી. અહિંનું એનું રહેવાનું સ્થળ એ જાણુતો નહોતો એટલા પુરતોજ એ જંપેલો હતો; પણ હવે તો એના મકાનનો પણ એને પત્તો મળી ગયો. લ્યુસીને એણે આજે જોઇ ત્યારથી તો એના અદ્દ્ભુત લાવણ્યમાં એ લીન થઈ ગયો હતો. એના અપ્રતીમ સૌન્દર્યે એને ઘેલો કરી મુકયો અને કામની પ્રચંડ જવાળાએ એને બાળવા માંડયો. એ જાતે સ્વચ્છંદી અને વિષયી હતો એટલે બધાને એવાંજ ગણુતો હતો. એણે લ્યુસીને વિષયલોલુપ અને ઇન્દ્રિય–સુખની અભિલાષાવાળી બીજી હલકી સ્ત્રીઓના જેવી ધારી હતી. એટલે જરા એનાં વખાણુ કરવાથી, એને ચઢાવવાથી, એના રૂપની પ્રશંસા કરવાથી એ પોતાને વશ થઇ જશે એમ એણે ધાર્યું હતું; અને તેથી એને ઘેર જઈને પોતાની નીચ વાસનાને શાંત કરવા માટે એણે નિશ્ચય કર્યો. પરેડ પુરી થઇ એટલે યુનિફોર્મ બદલીને એણે સાદાં કપડાં પહેરી લીધાં અને લ્યુસીને ઘેર ગયો. લ્યુસી માળ ઉપર હતી. નીચેનું બારણું એણે ખખડાવ્યું એટલે ઘરની માલીક પેલી બાઇએ બારણું ઉઘાડયું. એના હાથમાં રેડમર્ને પાંચ શીલીંગ સેરવી દીધા. અત્યારે લોન્સડેલ ઘરમાં નથી એ વાત એણે એ બાઇ પાસેથી જાણી લીધી. એના ઉપર ગયા પછી ઘરની માલીક બાઈ મનમાંજ બબડી કે "લ્યુસીબાઇ પણ ઠીકજ છે, ત્યારે તો." એ દાદર ઉપર ચઢી ગયો અને લ્યુસીના શયન ખંડનું બારણું વાસેલું હતું તે ઠોકયું. લ્યુસીએ ઘરની સ્વામિની (માલીક) હશે એમ ધારીને કહ્યું "આવો, બારણું ઉઘાડું છે." એટલે તો રેડમર્ન ઝટ લઇને બારણું ઉઘાડીને શયનખંડમાં પેસી

ગયો. લ્યુસીએ એને જોયો કે તરતજ હાથમાંના કામને બાજુએ ફેંકી દઇને એકદમ ઉભી થઈ ગઈ અને વગર પરવાનગીએ રેડબર્ન શયનખંડમાં ધુસી આવ્યો તેથી ઘણી ક્રોધે ભરાઇ.

"વ્હાલી લ્યુસી, ગુસ્સે થતી નહિ. મારે તારી સાથે એક ઘણા ગંભીર વિષય ઉપર વાત કરવાની છે." જીરોલ્ડે શયનખંડનું બારણું વાસતાં વાસતાં કહ્યું. લ્યુસી તો ગુસ્સાથી લાલ ચોળ થઈ ગઇ અને બોલી "મી. રેડબર્ન, મારા ઘરમાં આ ધાંધલ નહિ જોઇએ. મારા પતિ હમણાંજ આવતા હશે. એ તમારી આવી ઉદ્ધતાઇ નહિ સાંખી રહે. તમારી નીચ મનોવૃત્તિ અહિં પુરી પડશે એવું લગારે ન ધારતા. હું મરીશ તે હા, પણ મારા શીયળનો ભંગ નહિં થવા દઉં. માટે તમે ગમે તેવી પાપી વાસનાથી અહિં આવ્યા હશો, તેમાં તમારૂં કશું વળવાનું નથી. માટે તમે એકદમ અહિંથી ચાલ્યા જાવ."

"લ્યુસી, તારા આ શીયળની પોકળ વાત કોણ માનશે?"

"ચાલો, ચાલ્યા જાવ નહિં તો હું બુમ મારૂં છું."

"હું ધારૂં છું કે તું એટલી બધી મૂર્ખતા તો નહિજ વાપરે."

"મી. રેડબર્ન, આ તમને છેલ્લી વખતે કહું છું કે અહિંથી ચાલ્યા જાવ. એક પળ પણ તમારૂં મુખ જોવા હું માગતી નથી. હું બુમ પાડું છું."

"એ બધી વાત જવા દે. તું સૈનિકની સ્ત્રી થવાને સરજાયલી નથી. હું તને લેડી બનાવવા માગું છું."

"બહુ થયું." એમ કહીને લ્યુસી બારણું ઉઘાડવા જતી હતી

પણ રેડબર્ન અત્યારે એને જોઇને ખરેખરો કામાતુર પશુ બની ગયો હતો. એ તો એની પાસે જઇને એને એકદમ બાઝી પડયો. તેવીજ લ્યુસી એના પંજામાંથી છટકવાને ફાંફાં મારવા લાગી અને જોર કરીને છટકી ગઈ, એકદમ બારણું ઉઘાડી નાખ્યું અને “ કોઈ આવો, કોઈ આવો. ” એમ મોટેથી બુમ મારવા લાગી. તેજ વખતે ફ્રેડરિક દોડતો દોડતો દાદરે ચઢી આવ્યો અને શયનખંડમાં આવી પહોંચ્યો. બધો પ્રકાર એકદમ સમજી ગયો એટલે પૂર્ણ ક્રોધાવેશમા રેડબર્નના સામું જોઇને બોલ્યો “ ઓફીસર છે તો ભલે છે; પણ એકદમ અહિંથી ચાલ્યો જા. નહિ તો લાત મારીને આ દાદરેથી ગબડાવી દઇશ. ”

રેડબર્ને રૂઆબમાંજ કહ્યું “ અલ્યા, તું આ શબ્દો કોને કહે છે; જાણે છે કે ? ”

રેડબર્ન સામે મુક્કી ઉગામીને ફ્રેડરિકે કહ્યું. “ હા, એક હરામખોર બદમાસને કહું છું. એકદમ ચાલ્યો જા. નહિતો કાંઇ નવાજુની થઇ જશે. ” રેડબર્નને લાગ્યું કે કદાચ ફ્રેડરિક થોડી ઘણી પુષ્પાંજલી આપી બેસશે એટલે “ રાસ્કલ, આનું ફળ તને મળ્યા વગર નહિ રહે. ” એમ કહેતો ત્યાંથી ઝટ દાદર ઉતરી પડયો. એને બબડતો બબડતો જતો જોઇને ઘરની માલીકણને લ્યુસી માટે જે વહેમ ગયો હતો તે નાબુદ થયો.

રેડબર્નના ગયા પછી લ્યુસી એકદમ ફ્રેડરિકને ગળે હાથ નાખીને આર્ત સ્વરે બોલી ઉઠી “ ઓ ફ્રેડરિક, તમે આ શું કરી દીધું.

આથી તો એ તમારા ઉપર વધારે ચીઢાશે અને તમને વધારે દુઃખ દેશે."

"લ્યુસી, તાત્કાલિક હું ભયમાં આવી પડું એવો સંભવ નથી. કારણુ કે આ બધી વાત એનાથી કોઈ બીજાને કહેવાવાની નથી. માટે એ બાબતથી તું નચિંત રહે."

"તમે મને નચિંત રહેવાનું કહો છો અને તમે તો ઘણા ઉકળી ગયેલા લાગો છો." ફ્રેડરિક કપાળે હાથ ઠોકીને બોલ્યો "લ્યુસી, આ બધું મારા મનને ઉશ્કેરી મુકે એવું ઓછું બને છે? અરે એ દુષ્ટ તારી પવિત્રતા ઉપર હાથ નાખવા તૈયાર થયો. ખરે આ ગુલામીના બંધે મને એવો બાંધી લીધો છે કે મારી વ્હાલી પત્નિની લાજઆબરૂનો પણુ મારાથી બચાવ ન થઈ શકે! અરે એવા પાપીઓની દયા ઉપર મારે જીવવાનું! બળી એ ગુલામી! બળ્યું એ જીવતર!"

"ફ્રેડરિક, ફ્રેડરિક, શાંત પડો. પ્રભુની ખાતર આવો પરિતાપ ન કરો. આ આપણા નાના બાળક સામું તો જુઓ. કેવો બિચારો નિર્દોષ છે! એની ખાતર તો તમે શાંત થાવ."

"હું શાંત છું; પણુ આ પ્રસંગ કેમ બનવા પામ્યો તે તો કહે." આમ ફ્રેડરિકે પૂછ્યું એટલે લ્યુસીએ આજે સવારે દુકાનદારને ઘેરથી પાછા આવતાં રેડબર્ન રસ્તામાં મળ્યો હતો અને એ જે બોલ્યો હતો તે હકિકત કહી; અને અત્યારે એ શયન ખંડમાં કેવી રીતે ઘુસી ગયો તેની પણુ યથાસ્થિત વાત કહી સંભળાવી. આ સાંભળીને ફ્રેડરિકના મુખ ઉપર વળી પેલી "કાલિમા" છવાઈ રહી. એણે છોકરાને

રમાડવો મુકી દીધો. ક્રોધથી એનું આખું શરીર ધ્રુજી રહ્યું. લ્યુસીએ મીઠાં વચનથી એને શાંત પાડયો; છતાં એ વિચારગ્રસ્ત થઇ ગયો. એના મુખ ઉપર વિષાદની છાયા પ્રસરી રહી હતી. એ ચાલ્યો ગયો. લ્યુસીએ ઉજાગરો કરીને રાત કાઢી. ઉપલા બનાવને ઘણા દહાડા થઇ ગયા; પરંતુ ફ્રેડરિકના વર્તનમાં કાંઇ ફેર પડયો નહિ. હવે તો એ વધારે ને વધારે ઘેરાયલો લાગતો હતો. લ્યુસી એની એવી દશા જોઇને ગભરાતી હતી. એટલે એક દિવસ એ વિષય ઉપર કાંઇક કહેવું એવો નિશ્ચય કરીને એણે ધીમે રહીને વાત ઉપાડી “ પ્રિયતમ, માનો ન માનો પણ તમે બહુ અજબ માનસિક પીડા ભોગવી રહ્યા છો. એવું તે શું છે ? મને નહિ કહો ?

“ પ્રિયતમા, અત્યાર સુધી તો હું તારાથી ગુપ્ત રાખી શકયો. પણ હવે તો એ પીડા એટલી બધી વધી પડી છે કે મારાથી હવે લગારે છાનું રાખી શકાશે નહિ. રેજીમેન્ટમાં મારા ઉપર અતિશય જુલમ થાય છે. પેલો માનવ રાક્ષસ રેડબર્ન તો ખાઇ પીને મારી પાછળજ પડયો છે. એ મને એટલો બધો સતાવે છે કે હવે તો મારૂં ધૈર્ય ખુટી ગયું છે. અરે અમથુંએ મારે એ રસ્તે થઇને જવાનું થાય અને એટલા તેટલામાં કોઇ ન હોય તેવે પ્રસંગે કુતરા, બદમાસ વિગેરે ઘણા નાલાયક અને અપમાનકારક શબ્દો એ મને કહ્યા કરે છે. જ્યારે એ ડયુટી ઉપર હોય અને તે વખતે મારો પહેરો હોય, ત્યારે તો “ આ તારો ડ્રેસ મેલો છે, કપડામાં કેટલો બધો કચરો છે. તારામાં સૈનિકના કશા ગુણોજ નથી. તને કશું આવડતું નથી.” આવાં આવાં મારાં હજાર ખોતરણાં કાઢે છે. મને તો લાગે-છે કે આથી મારૂં મગજ ભમી જશે. ”

પોતાના પતિને શાંત પાડવાને પ્રેમાળ ભાર્યાએ પોતાના અનેક હાવભાવથી એને સાંત્વન આપવા માંડયું. એટલે એ ફરીથી બોલ્યો "ખરેખર, તું સ્વર્ગની દેવી સમી છું. પણ અત્યારે સ્વર્ગની દેવી પણ જો આ અત્યાચારો સહન કરી લેવાનો મને ઉપદેશ આપે, તોયે હું તેના ઉપદેશને માન ન આપું. મેં જે શિક્ષા ભોગવી છે, તેનાથી મારૂં મન કલુષિત થઈ ગયું છે અને અત્યારે વેરને માટે એ પુકાર કરી રહ્યું છે. મારાં સર્વ દુઃખનું મૂળ પેલો લુચ્ચો બેટસજ છે અને એના ઉપર વેર લેવાની મારી પ્રબળ ઇચ્છા થઈ રહીં છે. પરંતુ તારો મધુર પ્રેમ, તારૂં મીઠડું સ્મિત, તારી ધર્મપરાયણતા એ સર્વેએ મને અત્યાર સુધી એ વિચારમાંથી વારી રાખ્યો છે. ગઈ નાતાલને દિવસે હું કેવો સુખી હતો? તારાં વચનામૃતથી મને કેટલી ટાઢક વળી હતી, તે તો તું જાણે છે. તે પછી મારૂં મન પૂર્ણ આનંદમાં રહેતું. વેરના વિચારો દબાઈ ગયા હતા; પણ આ છેલ્લા બનાવે મને પાછો ગાંડો કરી મુકયો છે. દબાયલા વિચારો વધારે જોસથી બહાર પડી આવ્યા છે. રેડઅર્ન તો મારો પૂર્ણ વિનાશ જ ઇચ્છે છે. છાનું છાનું મને સતાવી રહ્યો છે. હમણાં એવો દેખીતો અપરાધ હોય તો હું ફરીયાદ કરી શકું. અરે ફરીયાદ પણ કરવી કોને? ડર્નલને ફરીયાદ કરૂં, તો એ તો રેડઅર્નનો મિત્ર છે; એટલે એનોજ પક્ષ તાણે. વળી હું એક હલકામાં હલકો સૈનિક ઓફીસર સામે ફરીયાદ કરવા જાઉં તો મારી વાત કોઈ માને નહિ અને ઉલટો મને હસી કાઢે. જા જા, અમલદાર સામે તે શું ફરીઆદ કરવા આવ્યો છે?" ફ્રેડરિકનું કહેવું અક્ષરે અક્ષર ખરૂં હતું અને એવા સંજોગમાં કોઈ પણ માણસ ભ્રમિત થઈ જાય એ સ્વાભાવિક છે;

એમ લ્યુસીનેયે લાગ્યું. પણ એ બિચારી શું કરે? શો રસ્તો બતાવે? તે પતિના દુઃખે દુઃખી થતી અને પોતાના દુઃખને વિસારીને પતિને આશ્વાસન આપ્યા કરતી. એ આશ્વાસનથી ફ્રેડરિક શાંત થતો પણ એના અંતરમાં એને થતા અત્યાચારો તો સાલ્યાજ કરતા. દિવસે દિવસે લોન્સડેલને રેજીમેન્ટમાં રહેવું ઘણું વસમું લાગવા માંડયું. પોતાનું વધતું જતું દુઃખ લ્યુસીથી ગુપ્ત રાખવા માટે ફ્રેડરિક પોતાના મનને મારી મચડીને કાબુમાં રાખતો અને આનંદમાં રહેવાનો પ્રયત્ન કરતો. પણ ચકોર લ્યુસી એ વાત તરતજ સમજી ગઈ. એણે જાણ્યું કે હવે મામલો દિન પ્રતિદિન બગડતો જાય છે. ગણો ગંભીર થતો જાય છે. કાર્લાઇલમાં બૅટસ એમની પાસેથી પૈસા કઢાવી ગયો હતો ત્યાર પછી બન્ને જણની જે ચિંતાજનક સ્થિતિ થઇ પડી હતી, તેવીજ સ્થિતિમાં અત્યારે એ આવી પડયાં હતાં. બન્ને એક બીજાની સામે અર્થ પૂર્ણ દષ્ટિએ જોયા કરે, બન્ને એક બીજાના મનોભાવ સમજે; છતાંએ જીભની બહાર એક શબ્દ પણ ન કાઢી શકયાં. પરંતુ હવે હદ આવી રહી હતી. બન્ને જણ પોતાના મનોભાવ હવે ઝાઝી વાર મનમાં ન રાખી શકયાં. એક દિવસ તો બન્ને જણની આંખ સામ સામી મળી. બન્નેના મનોભાવ એકજ હતા એ બન્નેની દષ્ટિએ સૂચવ્યું. મૌનનો ભંગ કરીને વિષાદપૂર્ણ સ્વરે લોન્સડેલ બોલ્યો "લ્યુસી, તારી તબીયત ઠીક નથી લાગતી."

"ત્યારે તમારી તબીયત પણ કયાં સારી લાગે છે?" એમ કહીને ફ્રેડરિકને આનંદ આપવા ખાતર લ્યુસી મુખ મલકાવવા ગઈ; પણ દુઃખના ભારે બિચારીથી રડી પડાયું.

"વ્હાલી, ન રડ; મારાથી તને રડતી જોવાતું નથી. તારી આંખમાં આંસુ જોઇને મારૂં હૃદય ચીરાઈ જાય છે."

"ત્યારે હવે આપણે શું કરવું ફ્રેડરિક ? ચિંતામાં ને ચિંતામાં તો તમારૂં શરીર ઘસાઇ ગયું. એ તે આમને આમ ક્યાં સુધી નભે ? આ જુલમ માટે તો તમારો હવે જીવ લેવો બાકી રાખ્યો છે."

"એમજ છે. મારાથી એ જુલમ નથી સહન થતો. હમણાં હમણાં તો કોઇએ નહિ વેઠયું હોય એવું દુઃખ હું વેઠી રહ્યો છું. અત્યારે જો હું પરણેલો ન હોત તો જરૂર આ દુષ્ટ રેડઅર્નને ઠોકી પાડત; પણ તારી અને આપણા બાળકની ખાતરજ હું તેમ કરતાં આંચકો ખાઉં છું. અમ કરતાં મારે મોતનીજ સજા ભોગવવી પડે. છતાંએ જો બહુ થશે કની, તો તો નક્કીજ હું એને એક દહાડો ઠોકી પાડીશ." લ્યુસી ફ્રેડરિકના આ શબ્દો સાંભળીને આભીજ બની ગઇ, ધ્રુજી ગઇ અને કેટલીકવાર સુધી બાઘા જેવી ફ્રેડરિકના સામુંજ જોઇ રહી. પછી પતિની છાતી ઉપર માથું નાખી દઇને એ અતિશય રડી પડી. અત્યારે એના મન ઉપરનો કાબુ છુટી ગયો હતો; એટલે એ રડતી રડતી બોલવા લાગી "તમારા દુશ્મનો તમને મારી નાખશે, તમારૂં ખુન કરશે. અરેરે તમારો નાશ કરવાજ એ પ્રવૃત્ત થયેલા છે. ત્યારે હવે શું કરવું ? હવે આવું જોખમ વધુ વખત ખેડવું અશક્ય છે." લોન્સડેલ કાંઇક કહેવાને ઇરાદે લ્યુસીના સામું જોઇ રહ્યો પણ એને બોલવાની હિંમત આવી નહિ. આખરે હિંમત આણી બોલ્યો. "લ્યુસી, રેડઅર્નને મારીને મોતને આમંત્રણ

કરવું તેના કરતાં તો અહિંથી નાસી છુટવુ—લશ્કરમાંથી ચાલ્યા જવું વધારે સારૂં છે."

ફ્રેડરિકના મુખમાંથી આ શબ્દો નીકળશે એ લ્યુસીએ ધારીજ મુકયું હતું. એટલે એ ગભરાઇ નહિ. એને પણ એજ રસ્તો ઠીક લાગ્યો. એક બાજુ મોત અને બીજી બાજુ પલાયન એ બેજ રસ્તા હતા. મોતનો વિચાર પણ શી રીતે ગમે? પલાયનમાં તો આશા રહી, ઉમેદ રહી. મોતમાં શું? સર્વનાશ. એટલે લ્યુસીએ ફ્રેડરિકને પલાયનનીજ સંમતિ આપી.

"ત્યારે તો મુસાફરીનો પરિશ્રમ વેઠવાને માટે તૈયાર થઇ જાવ; અને ફરીથી પાછાં ઠેકાણે પડતાં સુધી જે વિપત્તિઓ વેઠવી પડે તે વેઠવા કમર કસો."

"વ્હાલા, તમે મારી સાથે છો એટલે તો હું બધું વેઠી શકીશ. આજથી ત્રણ વરસ ઉપર પણ લગભગ આજ વખતે તમે રેજીમેન્ટમાંથી નાસી છુટયા હતા. અને હમણાં પણ આપણે એજ અરસામાં નાસી જવાનું થાય છે એ જરા વિચિત્ર તો લાગે છે."

"હા, ગઈ વખતે હું ૨૪ મી ઑગસ્ટે નાસી ગયો હતો અને આજે બાવીસમી ઑગસ્ટ છે. પણ તને કાંઇ વહેમ જેવું તો નથી લાગતું ને?"

"અરે નારે! વહેમ કેવો? હું કાંઇ એવી વ્હેમીલી નથી. આતો સહેજ વિચાર આવ્યો તે તમને કહ્યું." હવે કેવી રીતે નાસી છુટવું એના વિચાર અને પ્રોગ્રામો ઘડવા માંડયા. ડીપોઝીટના પાંચ પાઉંડ લાવવા માટે લ્યુસીએ જે નાના દાગીના ગીરવી મુકયા હતા તે તો અત્યારે એણે ક્યારનાએ છોડાવી લીધા હતા. એટલે એમની પાસે

અત્યારે શીલીકમાં એ દાગીના, પેલા દુકાનદારને ત્યાં ડીપોઝીટ તરીકે રાખેલા પાંચ પાઉંડ અને એમની પાસે બાર પાઉંડ રોકડા હતા. એટલે એમની પાસે નાણાંનું સાધન તો હતું. હવે એમણે ક્યાં જવું અને ક્યાં નવું ઘર માંડવું એ સવાલ ઉભો થયો. એના ઉપર ભારે ચર્ચા ચાલી અને આખરે એવું ઠર્યું કે એમણે લંડન જઈને રહેવું અને ત્યાંજ નવું ઘર માંડવું. આમ કરવામાં એમનો એવો મુદ્દો હતો કે લંડન ઘણું મોટું શહેર છે એની કુંજગલીઓ અને ખાંચાજ એટલા બધા છે કે ચાલતા સુધી તેવા લત્તામાં કોઈ આવે જ નહિ. એટલે ત્યાં એને કોણ ઓળખવા બેસી રહ્યું છે. તેવામાં એમને પકડાઈ જવાનો સંભવ ઘણો ઓછો હોય. હવે જેમ બને તેમ જલદીથી અહિંથી ઉપડી જવાનું એમણે નક્કી કર્યું. આથી એમના મનને જરા શાંતિ વળી અને એમને લાગ્યું કે હવે સ્થિતિ સુધરશે ખરી.

બીજે દિવસે સાંજે એમણે નાસી જવાનું નક્કી કર્યું; એટલે લ્યુસી સવાર થતાં પેલા દુકાનદારને ત્યાં ગઈ. એનું અધુરૂં કામ પુરૂં કરીને આપી દીધું અને કામના બાકી રહેલા પૈસા તથા ડીપોઝીટ પાછી માગી લીધી. આ વખતે એમને કપડાંમાં તો કાંઇ ખરચ કરવાનો નહતો. કાર્લાઇલનાં બધા કપડાં શીવડાવેલાં તૈયારજ હતાં એટલે એ બાબતની તો નિરાંત હતી. ઘરની માલીકને લ્યુસીએ ખબર આપી દીધી કે "સંજોગવશાત્ મારે અહિંથી જવાનું છે." એમ કહીને તેનું ચઢેલું ભાડું ચુકવી દીધું. રોજની વખતે ફ્રેડરિક ક્યુરી ઉપરથી આવી પહોંચ્યો તે વખતે તો લ્યુસીએ બધી તૈયારી કરી દીધી હતી. સંધ્યાકાળ થઇ એટલે ફ્રેડરિક પાછો હાજરી આપવા

ગયો. તે દરમ્યાનમાં લ્યુસીએ પોતાનાં પોટકાં કોચ સ્ટેશને લઇ જવાને મજુર બોલાવ્યો અને પતિ સાથે કરેલા ઠરાવ પ્રમાણે પોતાના પુત્રને લઇને સરસામાન સાથે ગાડીમાં બેસીને ગોસ્પોર્ટ ગઇ અને ત્યાંના પીઠામાં ફ્રેડરિકની રાહ જોતી બેઠી. અડધાએક કલાકમાં એ આવી પહોંચ્યો. લ્યુસીએ એને પહેરવાનાં બીજાં સાદાં કપડાં બહાર કાઢી રાખ્યાં હતાં તેનું પોટકું લીધું; અને એણે લ્યુસીને કહ્યું કે "રાતે સાડા દસ વાગે ઉપડતી કોચમાં આપણે જવું છે માટે તું હવે કોચ ઓફીસ આગળ જા અને હું એકાદ કલાકમાં આવી પહોંચું છું." એમ કહીને એ પાછો ત્યાંથી વિદાય થયો અને લ્યુસી કોચ ઓફીસ જઇ પહોંચી. રાત અજવાળી હતી, ગરમીએ સખત પડતી હતી એટલે કોચમાં બહારની બાજુએ બેસવાનું વધારે અનુકુળ પડશે; તેમ ભાડું પણ ઓછું પડશે એમ વિચાર કરીને એણે કોચની બહારની બાજુની બે જગ્યાની બે ટીકીટ કઢાવી. નાના ફ્રેડરિક માટે તો ખાસ જગાની જરૂર નહોતી. કારણકે એને તો વારાફરતી પોતાનાં માતા પિતાના ખોળા બેસવાને માટે તૈયાર જ હતા.

આ દરમ્યાનમાં ફ્રેડરિક છેક બંદર ઉપર દરિયા કિનારે ગયો. ત્યાં તદન એકાંત જગ્યા ખોળીને તે જગ્યામાં સાથે આણેલા પોટકામાંથી વસ્ત્ર કાઢીને તે પહેરી લીધાં અને યુનીફોર્મ બદલી નાખીને તેનું એક પોટકું બાંધ્યું. પોટલું બાંધીને તેમાં એક મોટો પત્થર પણ સાથે બાંધ્યો અને એને પાણીમાં ડુબાડી દીધું. પાછો બરાબર વખતે એ કોચ ઓફીસ આગળ આવી પહોંચ્યો અને લ્યુસીને મળ્યો. બન્ને જણ બાળકને લઇને કોચમાં બેસી ગયાં અને કોચ ઉપડી. સવારના સાત વાગે સહિ સલામત રીતે કોઈપણ જાતના

અંતરાય વગર એ લંડન પહોંચી ગયાં અને પ્રીન્સબરી સ્કવેરની પાસેના લત્તામાં એક નાના ઘરમાં આવી રહ્યાં.

## પ્રકરણ ૨૨.

### સુખનો લેશ.

અહિં આવીને ફ્રેડરિકે પોતાનું નામ રોબીનસન રાખ્યું અને કાર્લાઇલની માફક અહિં પણ એક નાની સ્કુલ એણે માંડી લ્યુસીએ ભરત શીવણ કામ હાથપર લીધું એટલે પૈસા સંબંધી એમને જરાએ મુશ્કેલી વેઠવી ન પડી. અહિં પણ પોતાના નિખાલસપણાથી અને સાદાઇથી ફ્રેડરિક વિદ્યાર્થી તેમજ તેમનાં માબાપોને પ્રિય થઇ પડયો. તેમજ લ્યુસી એના સૌન્દર્ય, નમ્રતા, વિવેક અને આનંદી સ્વભાવને લીધે આખા પ્રીન્સબરી સ્કવેરના લત્તામાંની સર્વ સ્ત્રીઓમાં પ્રિય થઈ પડી હતી; અને એને એમની ગહાનુભૂતિથી કામ પણ સારૂં મળવા લાગ્યું. પતિ–પત્નિ ખાસ જરૂર હોય તો જ ઘરની બહાર નીકળતાં. સાંજે જરાક ફરવા જતાં કે વિદ્યાર્થીઓને ઘેર તેમનાં માબાપને મળવા જતાં. એ શિવાય બીજે કાંઇ પણ જવાનું એમણે રાખ્યુંજ નહોતું. ફ્રેડરિક કોઇ દિવસ પણ ન્યુસ પેપર વાંચવાનું ચુકતો નહિ. અહિં આવ્યા પછી એણે છાપામાં એક જાહેર ખબર વાંચી. એમાં એના શરીરનું પુરેપુરૂં વર્ણન આપ્યું હતું અને જણાવ્યું હતું કે ઉપર લખેલા વર્ણનવાળો માણુસ લશ્કરમાંથી નાસી ગયો છે માટે તેનો પત્તો લગાડી આપનારને ઇનામ આપવામાં આવશે. આવી

મતલબની જાહેર ખબર આવી હતી; પણ એ જાહેર ખબરમાં જે એના શરીરનું વર્ણન આપ્યું હતું તેના કરતાં એ અહિં જુદા વેષમાં રહેતો હતો એટલે એનો ઓળખાઈ જવાનો સંભવ ઓછો હતો. એ રેજીમેન્ટમાં હતો ત્યાં તો એના વાળ કપાવી નાખેલા એટલે ટુંકા ટુંકા હતા. રેજીમેન્ટમાં એ થોભીયા પણ રાખતો હતો; પણ અહિં તો એણે માથાના વાળ પુષ્કળ વધવા દીધા હતા અને થોભીયા મુંડાવી નાખતો હતો. એટલે જાહેર ખબરના વર્ણન પ્રમાણે કોઇ ફ્રેડરિકની તપાસ કરે તો તે જરૂરજ ભૂલાવામાં પડે એવું હતું. વળી એ જે લત્તામાં રહેતો હતો ત્યાંના લોકોને એવી જાહેર ખબરો વાંચવાની કાંઇ પડીએ નહોતી; તેમ એમને આના સંબંધી સ્વપ્નેયે કશો વહેમ નહોતો એટલે દંપતિના જીવને નિરાંત હતી.

જોત જોતામાં આમને અહિં આવે ત્રણ વરસ થઇ ગયાં. અત્યારે ફ્રેડરિક અઠ્ઠાવીસ વર્ષનો અને લ્યુસી છવ્વીસ વર્ષની હતી. એ અત્યારે યૌવન અને સૌન્દર્યના પૂર્ણ બહારમાં ખીલી રહી હતી. એની મોહકતા અને લાવણ્યતા પૂર્ણ કળામાં પ્રકટી નીકળ્યાં હતાં. નાનો ફ્રેડી પાંચ વર્ષનો થયો હતો. એ પણ શરીરે તંદુરસ્ત અને દેખાવડો હતો. એના મુખ ઉપર એના પિતાની મરદાની છટા હતી અને એની માતાનું માધુર્ય હતું. આમના જેવું સુઘડ, સ્વચ્છ અને પ્રેમી યુગલ આખા એમના લત્તામાં ક્યાંએ જોવામાં આવતું નહોતું.

એમની આર્થિક સ્થિતિ દહાડે દહાડે ઘણી સારી થતી જતી હતી. હવે તો એમણે એક નાનકડું ઘર ભાડે રાખી લીધું અને તેમાં ફરનીચર પણ પોતેજ વસાવ્યું. સ્કુલમાં છોકરાઓની સંખ્યા સારી થતી હતી એટલે હવે લ્યુસીના ઉપર બોજો નહોતો પડતો. હવે તો

ભરત કામ, એને કમાવાની ખાતર નહિ પણ મોજની જ ખાતર કરવાનું હતું. ફ્રેડરિક એને હવે એવું કામ બહુ કરવાયે દેતો નહિ. લ્યુસી કદાચ કામ કરતી તો તરત જ એ કહેતો "મનોરમે, પોર્ટ્સમાઉથમાં તેં બહુ મજુરી કરી છે. તે વખતે તને મારાથી કશીએ મદદ થઈ શકી નથી. પણ અહિં તો હવે હું આપણું ગુજરાન ઘણી સારી રીતે ચલાવવાને શક્તિવાન થયો છું; માટે આ તારી મધુર તેજસ્વી સુંદર આંખોને હું તસ્દી નહિ આપવા દઉં. એ આંખોનું તેજ સોય દોરા માટે નથી લખી અપાયલું. મારે તારી આંખોનું તેજ ધ્રટાડી નથી નાખવું. હા, બે ઘડી આનંદની ખાતર કાંઇ ભરવું શીવવું હોય તો તે કરવાની ના નથી." પરણેલી જીંદગી જો કોઇની પણ સુખી હોય તો તે અત્યારે આમની જ હતી. બન્ને પરસ્પર એક બીજા પ્રત્યે કેવું માન, કેવો વિવેક, કેવો દૈવી પ્રેમ રાખતાં. ૭ વર્ષથી એ લગ્નના બંધથી બંધાયલાં હતાં; પરંતુ એમના એ બંધ કાચા સુતરના તાંતણા જેવા નહોતા પણ રેશમની દોરીના એ બંધ હતા. એ તુટે એવા નહોતા. એમણે તો જાણે પોતાના કંઠમાં મન ગમતી, મનોરમ, સુંદર સુવાસિત પ્રેમ પુષ્પોની વરમાળ ધારણ કરી હતી. એ પુષ્પો ન કરમાય—એ વરમાળ ન તુટે તેને માટે જેમ કાળજી લેવાય, તેમજ એજ વરમાળે બાંધી આપેલો એમનો જન્મ ભરનો પરસ્પર પ્રેમ સંબંધ હમેશાં જળવાઇ રહે એમાંજ એમણે પોતાની ઇતિ કર્તવ્યતા માની હતી. ૭ વર્ષ દરમ્યાન એક બીજા સાથે ઉપડતા સાદે બોલ્યાં નથી, એક બીજા પ્રત્યે આંખ સરખી કાઢી નથી તો પછી એક બીજા પ્રત્યે ગુસ્સે થવાનું તો કારણ જ શાનું હોય? વળી લગ્ન પછી બનતા રહેલા વિચિત્ર અવનવા પ્રસંગોને

લઇને એમનું જીવન એકમેકમાં એટલું બધું જડાઇ ગયું હતું, ઓતપ્રોત થઈ ગયું હતું કે કોઇ વાતે એમનામાં મતભેદ પડતોજ નહિ. પતિની ઈચ્છા એજ પત્નીની ઇચ્છા, પત્નિના વિચારો એજ પતિના વિચારો. આમ લ્યુસીના મીઠા સહવાસમાં ફ્રેડરિક અપાર આનંદ ભોગવી રહ્યો હતો. એને લીધે એનું ગૃહ જીવન એને સ્વર્ગીય જીવન સમું લાગતું હતું. પત્નિનો નિર્મળ સ્નેહ, એનો નિર્દોષ વિનોદ, એનું કટાક્ષમય હાસ્ય, એનું મલક મલક થતું મનોરમ મુખ, એની નિઃસીમ સેવા, અને અડગ પ્રેમભક્તિ પતિના હૃદયમાં એટલાં બધાં દૃઢ વાસ કરી રહ્યાં હતાં, એને એટલો બધો રસ બસ કરી દેતાં કે એને એ અવર્ણનીય સુખ છોડીને જરાએ બહાર જવું ગમતું નહોતું. લ્યુસીના આનંદ આગળ એને બીજો સર્વ આનંદ લુખો લાગતો હતો. લ્યુસી વગર એ ફરવા પણ નહોતો જતો. રાતે લ્યુસી કાંઈ ભરતી શીવતી હોય ત્યારે એની પાસે બેસીને એ બોધપ્રદ પુસ્તક વાંચતો. જ્યારે એ નાના ફ્રેડીને એનું લેસન તૈયાર કરાવતી, ત્યારે ફ્રેડરિક લેટીન, ફ્રેંચ વિગેરે અન્ય ભાષાઓનો અભ્યાસ કરતો. કેટલીક વખત પોતે ખાસ ચુંટી કાઢેલા પોતાના મિત્રોને આમંત્રણ આપી પોતાને ઘેર બોલાવતાં અને કેટલીક વખત તેમનાં આમંત્રણોને માન આપીને એ તેમને ઘેર જતાં. આમ એમનો નિવૃત્તિનો સમય વિનોદમાં જતો. પત્નિએ પતિને આ સંસારમાંજ સ્વર્ગ બતાવ્યું હતું. અત્યારે એમના જેવું કોઈ સુખી નહોતું એમ કહીએ તો ચાલે. ફક્ત એમને કોઈ કોઈ વખત પકડાઇ જવાનો વિચાર આવતો ત્યારેજ એ જરા ખિન્ન થઈ જતાં. પણ એ વિચાર એમના મગજમાં હવે ઝાઝીવાર ટકતો નહિ. અત્યાર સુધી નથી પકડાઇ ગયાં તો હવે કોણ પકડવાનું છે

એ વિચારે વાત વિસારે પડતી. ફ્રેડરિક પેપરમાંથી પોતાની રેજી-મેન્ટની પણ ખબરો વાંચતો હતો. અત્યારે એની રેજીમેન્ટ પોર્ટ્સ્માઉથથી માન્ચેસ્ટર ગઇ હતી. હજુ રેજીમેન્ટનો ઉપરી કર્નલ વિન્ડહામ જ હતો. જીરોલ્ડ રેડબર્ન પૈસા ભરીને કેપ્ટનની રેન્કમાં આવ્યો હતો. હિથકોટ તો બીચારો લેફ્ટનંટનો લેફ્ટનંટ જ રહ્યો હતો. મી. સ્કોટ હજુ એડજુટંટજ હતો અને કેપ્ટન કર્ટનીએ તો ફ્રેડરિકના નાસી ગયા પછી આઠ દસ મહિને પોતાનું કમીશન વેચી દીધું અને લશ્કરમાંથી ચાલ્યો ગયો હતો. રેજીમેન્ટની આ બધી ખબર ફ્રેડરિકે પેપરમાં વાંચી. લ્યુસીના પિતા તરફની તો હાલમાં કશીએ ખબર એમને મળતી નહોતી. લ્યુસીને એમ થતું ખરૂં કે "મારા પિતાને એકાદ કાગળ લખું. પણ તેમ કરવાથી કદાચ કોઇને અમારો પત્તો જડી જાય તો નાહક ઉપાધિમાં પડવું પડે." એમ વિચાર કરીને પાછું એણે મન વાળ્યું. એટલે ઓકલેમાંના તો એમને અહિં કશાએ સમાચાર મળતા નહિ.

સુખમાં અને વૈભવમાં એમણે ત્રણ વરસ તો લંડનમાં ઘણાં સારાં કાઢયાં. એવામાં એક દિવસ ઓલ્ડર્સ ગેટ સ્ટ્રીટમાં પોતાના એક વિદ્યાર્થીના બાપ સાથે ફ્રેડરિકને કાંઇ કામ હોવાથી એ ત્યાં ગયો હતો; ત્યાં જવાનો રસ્તો લંડનની જનરલ પોસ્ટ ઓફીસના હોલમાં થઇને કાઢેલો હતો. એટલે ફ્રેડરિકને ઘેરથી ઓલ્ડર્સગેટ સ્ટ્રીટમાં જવું હોય કે ત્યાંથી ઘર તરફ આવવાનું હોય તો એ હોલમાં થઇનેજ જવા આવવાનો રાજમાર્ગ હતો. તેથી એ પોતાનું કામ પરવારીને પાછો આ હોલમાંના રાજમાર્ગેજ પોતાને ઘેર જવા નીકળ્યો. જેવો એણે એ હોલમાં પગ મૂક્યો તેવોજ એને કાને

કોઇનો અવાજ અથડાયો. અવાજ સાભળીને એણે આમ પાછું વાળીને જોયું તો એજ. જેને એ કોઈ દિવસ જોવા ઈચ્છતો નહોતો, જે એના આંખના પાટા સમો હતો, તેજ બેટસ હજામ એની દષ્ટિએ પડયો. એને જોતાંજ ફ્રેડરિક ભયથી કંપી ગયો. વિષધર કાળો નાગ અત્યારે ઓચિંતો એના ઉપર ફુંફાડા મારતો ધસી આવ્યો હોત તોએ એ ન ડરત. ભૂખ્યો વાઘ એના ઉપર તરાપ મારવા છલંગ મારીને કુદી પડયો હોત તોએ એ ત્યાંથી ન ડગત. નદીની ભેખડ ઉપર ઉભો રહ્યો હોત અને એ ભેખડ એને લઇનેજ પાણીમાં તુટી પડી હોત તોયે એ ન ગભરાત. પરંતુ આ દુર્મુખથી તો એ એટલો બધો ડરી ગયો, એટલો બધો શીઆવીઆ થઇ ગયો કે એને જોઇને તો એને એમજ થઇ ગયું કે હવે "મારો વિનાશ આવી પહોંચ્યો છે." હવે એક પછી એક અશુભ લક્ષણો એની આંખ આગળ તરવરવા લાગ્યાં. નાટકના થીયેટરમાં જેમ એક સીનમાંથી બીજો સીન પલટાઈ જાય છે તેમ એના જીવન નાટકમાં પણ અત્યારે સુખનો સુંદર સીન ફેરવાઇ જઇને દુઃખનો દારૂણ સીન આવતો હોય એમ એને ભાસ થયો. સુખના શિખર ઉપરથી દુઃખની તળેટીમાં કોઈ એને ગબડાવી મુકતું હોય એમ એને જણાવા લાગ્યું. જેમ પાણીમાં ડુબતો માણસ પોતાના જાન માટે બાથોડીયાં મારી રહ્યો હોય, અને એના તે પ્રયત્નો નિષ્ફળ જતાં એને છેલ્લા છેલ્લા પોતાના ઘર સંબંધી અનેક વિચારો આવીને આકળો બનાવી દે છે; તેમ ફ્રેડરિકને પણ અત્યારની સ્થિતિએ આકળો ભૂત બનાવી દીધો હતો. એ અત્યારે દુઃખ દરિયામાં ડુબકાં ખાઇ રહ્યો હતો. ડુબ્યો ડુબ્યો એમ એને થઇ રહ્યું હતું. "હવે મારા પતિ ને મારા બાળકનું શું થશે" એ વિચારે એને ઘેરી લીધો હતો. બેટસ ફ્રેડરિક સામું

આશ્ચર્યવત્ જોઈ રહ્યો હતો. ફ્રેડરિકના પોષાક ઉપરથી એણે અનુમાન કરી લીધું કે એની પૈસા સંબંધી સ્થિતિ ઘણી સારી હશે. એટલે એણે પોતાના હિતનો વિચાર તરતજ કરી લીધો અને મિત્રભાવ કરતાં તુંડાઇ અને નાગઇ કરીનેજ એની પાસેથી પૈસા કઢાવવાનો એણે નિશ્ચય કર્યો. લોન્સડેલનો જીવ ધીરે ધીરે ધીરે ઠેકાણે આવ્યો એટલે એણે બેટસ સાથે વાત કરવા માંડી "તારે મારી સાથે વાત કરવી હોય એમ જણાય છે; પણ આપણાથી અહિં વાત નહિ થઇ શકે. વળી મને આ જગ્યાએ મારૂં નામ દઇને નહિ બોલાવે તો તેમાં તનેજ ફાયદો છે."

બેટસઃ—"ચાલ ત્યારે તું કહે ત્યાં આવું." બન્ને જણ પોસ્ટ ઓફિસ વટાવીને આગળ ચાલ્યા અને એક પીઠા આગળ આવીને ફ્રેડરિક ઉભો રહ્યો. એટલે બેટસ બોલી ઉઠ્યો "નહિ, અહિં નહિ. હું તારે ઘેર આવવા માગું છું માટે ત્યાં મને તેડી જા."

"નહિ, એમ તું મને સતાવીશ તે નહિ ચાલે. મારે ઘેરે સરખું છે અને અહિંએ સરખું છે. માટે જે વાત કરવી હોય તો અહિંઆંજ કરી લઇએ."

"પણ મારે તો તારે ઘેરજ જવું છે. તારે ઘેર ગયા વગર તારી સ્થિતિ કેવી છે તેની મને શું ખબર પડે? તારી વાત છુપી રાખવા માટે તું શું આપી શકે એમ છે અને હું તારી પાસે કેટલું માગી શકું તેનો ખ્યાલ તારે ઘેર ગયા વગર મને નહિ આવી શકે. માટે તારે ઘેર તેડી જા."

"પણ મારે ઘેર હું તને તેડી ન જાઉં તો."

"તો પેલો પોલીસ જાય છે તેના હાથમાં તને સોંપી દઉં એટલીજ વાર."

"તારે એવું કરવાની કાંઇ જરૂર નથી. પણ તું આટલો બધો કેમ મારી પાછળ પડયો છે? મેં તારૂં એવું તે શું બગાડયું છે કે તું મને આમ મુશીબતમાં ઉતારે છે."

"જો, મને શબ્દોની મારામારી કરવી ગમતી નથી. મને તો તું તારે ઘેર તેડી જા. નકામો વખત ન ગુમાવ.

"અલ્યા, તારા આવવાથી મારી સ્ત્રીને ધ્રાસ્કો પડશે એટલો પણ તું વિચાર નથી કરતો?"

"ગમે તે થાય તેની મને પરવા નથી."

"પણ એ બીચારીએ તારૂં શું બગાડયું છે? એના જીગરમાં ખંજર ભોંકવા શીદ તૈયાર થયો છું? મારી દયા ન લાવે તો ચાલ્યું, પણ એની તો દયા લાવ. હું તારી પાસે એટલું માગી લઉં છું."

"એવું તેવું હું કાંઇ માનવાનો નથી. કારલાઇલમાં તેં મને છેતર્યો હતો."

"આ તું શું કહે છે? મેં જે કાંઇ બચાવ્યું હતું તે સર્વ તને આપી દીધું હતું છતાં આવું બોલે છે.?

"બધું બચાવેલું આપી દીધું હતું! અરે એથી બમણું આપવાની સ્થિતિમાં તું હતો. મને પછીથી બધી ખબર પડી. ફક્ત તેં મને પચાસ પાઉન્ડ આપ્યા તેમાં શું? એટલા તો મારે ભરી દેવા પડયા પણ મારા ઘર ખર્ચ સારૂ તેં મને એકાદ બે ગીનીએ વધારે ન આપ્યા. પછી તારા હલકટપણાને માટે તને શિક્ષા થાય એમજ કરવાનો મેં વિચાર કર્યો."

" અરે એટલા ઇનામની ખાતર તેં મને વિશ્વાસઘાત કર્યો, અને આ ખોટું બાનું શાનું કાઢે છે ? "

" જો, આપણે રસ્તા વચ્ચે આવી રકઝક કરીએ છીએ તેથી, લોકો આપણા સામું જોતા જોતા જાય છે. એમાંના કોઇ આપણી વાત જાણી જશે તો પછી મને ઠપકો ન આપતો. અહિં ઉભા ઉભા આવી ભાંજગઢ કરવામાં માલ નથી. તારે ઘેર ચાલ, નહિતો અહિંને અહિંજ તને પોલીસને સ્વાધિન કરી દઉં છું. "

" પોલીસને સ્વાધિન કરી દઉં છું " એ શબ્દ પીઠામાંથી નીકળતા એક પોલીસને કાને પડયા; એટલે તરત એણે બેટસને પૂછ્યું ' કોને સ્વાધીન કરી દેવાની વાત કરો છો ?" આ સાંભળીને ફ્રેડરિકે જાણ્યું કે " નકદી ભોગ મળ્યા. " આથી એ ગભરાઇ ગયો અને આજીજીપૂર્ણ દયામણે મુખે એ બોલ્યો: " ચાલ. "

ફ્રેડરિક કબુલ થઇ ગયો એટલે પેલા પોલીસને બેટસે કહ્યું: " કાંઇ નહિ; એ તો આ ગૃહસ્થ અને મારી ખાનગી વાત છે. કોઇને સ્વાધીનમાં આપવાની વાત નથી. " એટલે પોલીસે ગૃહસ્થ જેવા લાગતા ફ્રેડરિકને સલામ કરીને કહ્યું " સાહેબ, માફ કરજો. " એમ કહીને ચાલતો થયો.

" કેમ, ફરીથી આવો અખતરો કરવો છે કે ? " બેટ્સ તોછડાઇથી બોલ્યો.

ફ્રેડરિક પોલીસના આવવાથી ગભરાઇ ગયો હતો. એને એમજ થઇ ગયું હતું કે " હવે હું પકડાઇ જવાનો. " એને ઘણો સંતાપ થતો હતો. બેટસને પોતાને ઘેર લઇ જવા કરતાં તો અત્યારે પૃથ્વી

માતા માગ આપે તો એમાં એ સમાઇ જાય. પણ શું કરે ? પોતાને ઘેર એને લઈ ચાલ્યો.

" તું મળી ગયો તે ઠીક થયું. પોસ્ટ ઓફિસ સંબંધી વળી હું બીજી મુશ્કેલીમાં આવી પડ્યો છું. પોસ્ટ માસ્તરના સેક્રેટરીએ એ બાબતમાં કેટલોક ખુલાસો કરવા મને લંડન બોલાવ્યો છે. ઓકલેમાં અત્યારે દરેક જણ મારી વિરૂદ્ધ છે; પણ જ્યાં સુધી તારા જેવા મિત્રો કુશળ છે ત્યાં સુધી જગત ઝખ મારે છે." એમ કહીને બેટસ હસી પડ્યો. ફ્રેડરિકનું ધ્યાન બેટસની વાતમાં જરાએ નહોતું. એને તો એકજ વિચાર આવતો હતો અને તે એ કે બેટસને જોઇને લ્યુસીના હૃદયને કેવો જબરો ધક્કો લાગશે ? બેટસે તો પોતાનુંજ પારાયણ આગળ ચલાવવા માંડયું. " જો તું મને સારી જેવી રકમ આપીશ તો હવે હું તને જરાએ પજવણી નહિ કરૂં. તને ફટકાની સજા થઈ જાણીને હું ઘણો દીલગીર થયો હતો. " બેટસના મોઢામાંથી આ વાકય સાંભળીને ફ્રેડરિક એકદમ ભવાં ચઢાવીને આંખ તરડાવીને બોલ્યો. " ખબરદાર, જો તં એ વાત સંભારી તો. રાક્ષસ, દૈત્ય, એ બધું મારે તારા પાપેજ ભોગવવું પડયું. "

" વાહ, ચાલો એ વાત નહિ સંભારૂં. પણ હવે તું વગર બોલે તારે ઘેર ચાલ. રસ્તામાં લોકો આપણો તમાસો જુએ છે." ફ્રેડરિકને તો અત્યારે એવું થઇ ગયું હતું કે એનુ ચાલે તો એ અત્યારે બેટસની ગળચી પકડીને એને ગટરમાં ફેંકી દે અને એને છુંદી નાખે. ફ્રેડરિકનું ઘર આવી પહોંચ્યું. નીચલા ખંડમાં જ્યાં એ સ્કુલ કરતો હતો, ત્યાં હમણાં લ્યુસી બેઠી હતી. આજે નિશાળમાં અડધી રજા હતી એટલે છોકરાઓ નહોતા. નાનો ફ્રેડિ આઘે રમતો હતો.

જેવી લ્યુસીની નજર બારીએથી બેટસ ઉપર પડી તેરોજ જાણે એના માથા ઉપર એકાએક હથોડાનો ઘા પડયો હોય તેમ એને થઈ ગયું અને પડતાં પડતાં બચી ગઇ. ભયભીત થઇને જાણે ત્યાંને ત્યાંજ ઠરી ગઈ. એના ગાલ ઉપરની લાલી એક ક્ષણમાં ચાલી ગઈ. એ ધોળી પુણી જેવી થઇ ગઇ. ફ્રેડરિકે બહારથી સાંકળ ખખડાવી એટલે જાણે એ મૂર્છામાંથી જાગી હોય એમ એને લાગ્યું. એમણે એક સ્ત્રી નોકર રાખી હતી તેણે બારણું ઉઘાડયું અને લ્યુસી ફ્રેડીને પેલી નોકરને સોંપીને માળ ઉપર ચઢી ગઇ. એની પાછળ ફ્રેડરિક અને બેટસ પણ માળ ઉપર ગયા. બન્ને પતિ પત્નિની દ્રષ્ટિએ દ્રષ્ટિ મળી અને સર્વ વાત લ્યુસીના સમજવામાં આવી. બેટસ પ્રધાન ખંડમાં બેઠો અને આજુબાજુ નિરીક્ષણ કરવા લાગ્યો. એ અરસામાં ફ્રેડરિકે લ્યુસીને બાજુમાં લઇ જઈને કાનમાં કહ્યું "આવો આ મારો પાસેથી પૈસા કઢાવવા આવ્યો છે. આપણે મહેનત કરીને આ હરામખોરને આપી દેવા ભેગું કર્યું નથી. તમારા મોઢામાંનો કોળીયો કાઢીને મારે હવે તમને ભિખારી નથી બનાવવાં. ભલે હું પાછો લશ્કરમાં જઇશ અને મારૂં લાગ્યું ભોગવી લઇશ; પણ આને તો હવે હાથજ બતાવવો છે."

"એ શું છાના છાની વાત કરો છો. હું અહિં બેઠો છું તેટલી વાર તો જરા વિવેક રાખો." બેટસે કહ્યું. આ સાંભળીને ફ્રેડરિકનો મીજાસ હાથમાં ન રહ્યો એટલે બેટસના સામું જોઇને બોલ્યો "જો કે હું લશ્કરમાંથી નાસી છુટેલો છું, અત્યારે તારા સકંજામાં સપડાયલો છું અને ઘડી પછી કદાચ મને પોલીસને સ્વાધીન પણ કરવામાં આવે એ બધી વાત ખરી; છતાંએ અત્યારે હું મારા

ઘરમાં છું, હું મારે ફાવે તેમ કરવા મુખત્યાર છું, માટે જો તું મારા ઘરમાં કાંઈ પણ અપમાન ભરેલી રીતે બોલ્યો તો નક્કી માનજે કે લાત મારીને મારા ઘરમાંથી હાંકી કાઢીશ. પછી ભલે ગમે તે થવાનું હોય તે થાય." લ્યુસીએ ફ્રેડરિકનો હાથ ઝાલીને એને વારી રાખતાં એના કાનમાં કહ્યું " તમે એને ન વતાવશો. એથી સારૂં પરિણામ નહિ આવે."

" કેમ લોન્સડેલ, બહુ રોફથી કામ લેવા ધારે છે કે શું? એમ નહિ ચાલે. સમજ્યોને." બેટસ ફ્રેડરિકના દમામમાં બોલવાથી જરા ગભરાયો તો ખરો; પણ પાછી હિંમત આણીને બોલ્યો. લોન્સડેલ વચમાંજ બોલી ઉઠયો " હવે એ બધું જવા દઇને બોલી દે તારે કેટલા પૈસા જોઇએ છીએ?"

" ઉભો રહે, એકદમ મારાથી નહિ નહી કહી શકાય. મને ગણવા દે. જો ૭ રૂમ વાળું આ ઘર છે. એમાં રસોડું તો જુદું એટલે આ લતામાં આ ઘરનું ભાડું મારા ધારવા ધારવા પ્રમાણે વાર્ષિક ૪૦) પાઉંડ હોવું જોઇએ. ઘરમાં તેં ફરનીચર પણ સારૂં વસાવેલું છે. એટલે હું તારી ઓછામાં ઓછી બસો પાઉંડની વાર્ષિક આવક ધારૂં છું અને અત્યાર સુધીમાં તેં બસો પાઉંડ તો સહેજે બચાવ્યા હશે. માટે જો ન પકડાવું હોય તો બસો પાઉંડ ધરી દો."

લોન્સડેલે અત્યાર સુધીમાં સો પાઉંડ બચાવ્યા હતા. તેટલાએ આપી દેવાનો એનો વિચાર નહોતો; એટલે એણે મક્કમપણે અને દ્રઢતાથી જવાબ આપ્યો કે " જો, મારી પાસે ફક્ત સો પાઉંડજ બચત છે અને તેટલા લુંટાવી દઇને બૈરી છોકરાને મારે ભિખ નથી મંગાવવી, સમજ્યો."

"બસો પાઉંડથી એક ફાર્થિંગ પણ હું ઓછો લેવાનો નથી. પણ જો તારે હાલ સોજ પાઉંડ આપવા હોય તો સો હમણાં આપ, અને બીજા સો અઠવાડીઆ પછી આપજે. હું એટલો વખત રહી પડીશ."

"મારે તો એવું કશું કરવુંજ નથી. જા હવે તારાથી થાય તે કરી લે."

બેટસે જાણ્યું કે જરા વધારે ખેંચાયું. એટલે ધીમે રહીને પાછો બોલ્યો "ત્યારે તારો શો વિચાર છે?"

"મારો વિચાર! ત્યારે સાંભળ હું તો આમ કરવા માગું છું." આગળ ફ્રેડરિક બોલવા જતો હતો એટલામાં બેટસ વચ્ચેજ બોલી ઉઠયો "જોજે; પણ ઠીક ઠીક રકમ મુકજે."

"તું મને કદાચ સત્તાધિકારીને સ્વાધીન કરી દઈશ તો તને અને પકડવાને માટે જે વીસ પાઉંડનું ઇનામ કાઢેલું છે તે મળશે. અને આજે હું તને બસો તો શું પણ બે હજાર પાઉંડ આપું તોયે વીસ પાઉંડની ખાતર કાલે તું મને નહિ પકડાવી દે એની શી ખાતરી? પૈસાના લોભમાં તો તું ગમે તેમ કરે છે. મને પકડાવી દેવાથી તને જે વીસ પાઉંડનું ઇનામ મળે તેટલા વીસ પાઉંડ હું તને અત્યારે આપું. અને તારી પજવણી નહિ થાય તો હું જ્યાં સુધી પકડાઈ નહિ જાઉં ત્યાં સુધી નિયમિત રીતે તને ઘેર બેઠાં દર વરસે વીસ પાઉંડ મોકલાવ્યા કરીશ."

"ના ભાઈ, એવું તો નહિ. એકાદ વરસ વચમાંજ તું અહિંથી કદાચ કોઇ બીજે ઠેકાણે ઉપડી જાય તો હું તો એ વીસ પાઉંડને માટે ટાંકણાજ ખાયા કરૂં. પછી તો જ્યારે પાછો તું મારા

સકંજામાં આવે ત્યારે વાત. મને તો સો પાઉંડ હમણાંજ ગણી આપ અને પછી વાત છાની રાખવાની તારી ઇચ્છા હોય તો દર વરસે પાઉંડ મોકલી આપજે." હજામને જરા નરમ પડતો જાણીને ફ્રેડ-રિકે ખેંચી પકડયું. "મને એ વાત કબુલ નથી."

"મીસીસ લોન્સડેલ, તમે જરા તમારા પતિને સમજાવો. એ હાથે કરીને મૂર્ખો બને છે."

"એની સાથે વાત કરવાની તારે કાંઇ જરૂર નથી, અને જે કાંઇ તું બોલે તે બહુ સંભાળીને બોલજે. તું ગમે તે બોલીશ તે હું સાંખી નથી રહેવાનો. હું જીવ ઉપર આવેલો છું. ભલે હું પકડાઇ જઇશ, પાછો લશ્કરમાં જઇશ અને મારા ઉપર જે અત્યાચારો અને જુલમ થશે તે હું સહન કરી લઇશ; પણ મારી સ્ત્રી તથા છોકરો ભુખે નથી મરતાં એ જાણીને એટલી તો ટાઢક મળશે. એ અત્યા-ચારથી મારૂં કદાચ મોત પણ નીપજે, તોયે મરતાં મરતાંયે મને સંતોષ થશે કે એ લોકો દુનિયામાં પૈસા વગર રઝળી નહિ મરે. હવે સમજ્યો. તને પૈસા આપી દઇને એમને રખડતાં કરી મુકવાં તેના કરતાં બધું દુઃખ સહન કરી લઈશ."

પોતાના પતિના આવા ઉચ્ચ આશયની મનમાં ને મનમાં લ્યુસી પ્રશંસા કરવા લાગી. પતિની ખાતર પાઇએ પાઇ શોધીને આખું ઘર, ઉપરથી નીચે સુધીનું ખાલી કરી બધું એ હજામને આપી દેવા એ તૈયાર હતી; પણ અત્યારે પતિ જે કહી રહ્યો હતો તેનાથી વિરૂદ્ધ એક અક્ષર એ બોલી શકી નહિ. ફરી દાબ દેવાથી કાંઈ નીકળે છે ! એમ ધારીને બેટસે કહ્યું "વારૂ ત્યારે જો મારી વાત તને કબુલ ન હોય તો મારે જે કરવું હશે તે હું કરીશ લઇશ."

એમ કહીને એણે ઉઠીને ચાલવા માંડયું. લ્યુસીએ પતિના કાનમાં હળવે રહીને કહ્યું " અરે એ ચાલ્યો જશે હાં ?" ફ્રેડરિકે તેવાજ ધીમા સ્વરે કહ્યું " ગભરાય છે શું કામ ? કાંઈ જવાનો નથી." જતાં જતાં બેટસ બોલ્યો " ચાલો; તમને સોએ સો પાઉંડ આપવા ભારે પડતા હોય તો પચાસ પાઉંડ મને આપો અને દર વરસે પચ્ચીસ પાઉંડ મને મોકલી આપજો." લ્યુસીએ વળી કાનમાં કહ્યું " વ્હાલા. હા કહી દો અને એને અહિંથી દીસતો કરો." ફ્રેડરિકે કહ્યું " વારૂ, તારી ઇચ્છા છે તો એમ કરીએ." એમ કહીને એણે બેટસને કહ્યું " ચાલો ત્યારે તેં વ્યાજબી કહ્યું એટલે હું કબુલ કરૂં છું." એમ કહીને એણે પૈસા ગણી આપવાને લ્યુસીને ઇશારત કરી એટલે એ પૈસા લેવાને ગઈ.

" અલ્યા, કાંઈ દારૂ બારૂ રાખે છે કે નહિ. લાવને જરા અડાવી લઇએ."

" હું દારૂ નથી રાખતો. હમણાં તને પૈસા મળે એટલે જજેને પીઠામાં. તારે જોઇએ એટલો પીધાજ કરજે."

" વારૂ એમ કરીશું. પણ અલ્યા તને પણેની કાંઈ ખબરો મળે છે કે ?"

" કયાંની, ઓકલેની ? તું જાણતો તો હશે કે હમે કયાં કોઇને કાગળ પત્ર લખીએ છીએ. મી. ડેવીસ હજુ છે ત્યાંના ત્યાંજ છે ને ?"

" કેમ, તને ખબર નથી ? ડેવીસ તો ફરીથી પરણ્યો. આજે વરસ દોઢ વરસ થવા આવ્યું. ડો. કોલીસીન્થની પેલી મીસ ફીટી નહિ, તેની સાથે એણે તો લગ્ન કર્યું. છોકરો તો ઘણી આનંદી છે.

પણ પેલો રહ્યો બુઢ્ઢો અને આનું તો જુવાનીનું પાસું. પણ હવે મી. ડેવિસ લગ્ન કરીને પસ્તાય છે. પેલીનો હાથ બહુ છુટો છે તો. રોજ રોજ નવાં નવાં કપડાં એને જોઇએ. એને માટે ટપાલમાં રોજ એકાદ બે પાર્સલ તો હોય હોયને હોયજ. એવો તો ભાગ્યેજ કોઈ દહાડો જાય કે જે દિવસે એનું પાર્સલ ન હોય. મીડલટનના કાપડીઆઓનું તો એ વખતસર બીલે ચુકવતી નથી."

અમે અમારા વાંચકવૃંદને જણાવવાની રજા લઇએ છીએ કે બેટસ આ બધી બાતમી મેળવી શકતો હતો એનું કારણ તો એ પોસ્ટ ઓફિસના ચાર્જમાં હતો એ હતું. જેના તેના કાગળો એ ફોડતો અને વાંચી લેતો હતો. આવી નીચતાથી લોકોની ખાનગી હકિકત પણ એ મેળવી શકતો હતો. એમની એ વાત ચાલતી હતી એટલામાં લ્યુસી પૈસા લઇને આવી પહોંચી અને પતિના હાથમાં મૂકયા. તે પૈસા લોન્સડેલે ટેબલ ઉપર ગણી આપ્યા અને બેટસે હરખાતાં હરખાતાં પોતાના ખીસ્સામાં મૂકયા.

"જો, પૈસા તો તને મળી ચુકયા છે. હવે મને ઉઘાડો પાડવો કે ન પાડવો એ તારા હાથની વાત છે. એ બાબત હું તને કશુંયે કહેતો નથી. પણ એટલું તો કહું છું કે દર વરસે મેં તને વીસ પાઉંડનું પેન્શન બાંધી આપ્યું છે; માટે મને ફસાવીને એક વખતનાજ વીસ પાઉંડ ઇનામ લેવાની લાલચમાં આ તારૂં પેન્શન ખોઈ ન બેસતો." ફ્રેડરિકે બેટસને કહ્યું.

"તું તારૂં બોલ્યું પાળીશ તો હું મારૂંએ પાળીશ. ચાલો સાહેબજી." એમ કહીને બેટસ વિદાય થઇ ગયો. એ ગયો એટલે બન્ને ધણી ધણીઆણીનો જીવ હેઠો બેઠો. ફ્રેડરિકને ગળે હાથ

નાખીને લ્યુસી બોલી "બોલો હવે આપણે શું કરવા ધાર્યું છે? તમને આનામાં વિશ્વાસ છે? તમારી જાતને હવે તમે સહિસલામત માનો છો?"

"ના ના, એક હજાર વાર ના, એના સાથે અત્યાર સુધી હું જે વાતચિત કરી રહ્યો હતો તેમાં ખાસ મુદ્દો સમાયલો હતો."

"એ તો મને તેજ વખતે લાગ્યું હતું કે આમાં તમારો મુદ્દો કાંઈ જુદોજ છે; પણ હવે મને તે મુદ્દો જણાવો." આપણે આ ઘરનાંએ ઉચાળીયાં કરવાં પડશે અને અહિંથી બીજે ઠેકાણે જવું પડશે. મારી તો આ ઇચ્છા છે અને તેને માટે હું તૈયાર છું."

"વ્હાલી લ્યુસી, આપણે એજ પ્રમાણે કરવું પડશે. હું એને સારી પેઠે ઓળખું છું અને તેથીજ મેં પૈસા આપવામાં આટલી બધી ખેંચ પકડ કરી. જ્યાં સુધી આપણે આપેલા પૈસા એની પાસે પોચશે, ત્યાં સુધી એ આપણને હેરાન નહિ કરે. વળી મેં એને દર વરસે વીસ પાઉંડના પેન્શનની લાલચ આપી છે એટલે કાંઇક વધારે વાર શાંત રહેશે. પણ હું તને ખરૂં કહું છું કે એ પેન્શનની લાલચ આપવામાં તો મેં એની સાથે ઠગાઈજ કરી છે. મારી દાનત એને પેન્શન આપવાની નથી. પણ શું કરૂં? "શઠં પ્રતિ શાઠયં કુર્યાત્" એ ન્યાયે વર્ત્યા વગર છુટકો નહોતો."

"ફ્રેડરિક, એમાં તમને દોષ દેવા જેવો બીલકુલ નથી. તેમાંયે તમારો શો મુદ્દો હતો તે હું સમજી ગઈ છું. એને તમે પેન્શનની લાલચ આપી એટલે એને એમ ખાતરી થાય કે આપણે હજુ આજ લત્તામાં અને આજ ઘરમાં રહેવાનાં છીએ. એટલે એક વરસનું પેન્શન લેવા વખત આવે ત્યાં સુધી તો આપણને એ

મુશ્કેલીમાં નહિ લાવી મુકે; અને આપણુનેયે તૈયારી કરવાનો વખત મળશે."

"હા, એની સાથેની વાત દરમ્યાનમાં મેં એને એવોજ ગોળ આપ્યો છે અને એ પણ એવુંજ સમજ્યો છે. આપણે આપેલા પૈસા ખલાસ થયા પછી ફરી પાછો આપણુને કનડીને આપણી પાસે બીજા પૈસા કઢાવવાની એની દાનત છે. પણ હવે હું એવું પગલું ભરવા માગું છું કે જેથી એ તો શું પણ ભલા ભલા મારા બીજાએ દુશ્મનો છક્કડ ખાઈ જાય."

લ્યુસી હરખાતી હરખાતી બોલી "એવું તે તમે કેવું પગલું ભરવા ધાર્યું છે તે તો મને કહો."

"આપણે અહિંથી ફ્રાન્સ ચાલ્યા જવું. ત્યાં કેલે, બુલોન અને ખાસ કરીને પેરીસમાં આપણા અંગ્રેજોના વસ્તી સારા પ્રમાણુમાં છે; તો એમાંના એકાદ શહેરમાં આપણે જઈને રહીએ. આપણે આપણા ઉપર આધાર રાખીને પ્રામાણિકપણે ઉદ્યમ કરીએ છીએ તો આપણુને સુખજ મળે છે. બેટસ જેવા માણુસો જો આપણુને હેરાનગતિ ન કરે કની તો પ્રભુકૃપાથી આપણુને કશો વાંધો ન નડે. આપણે આનંદમાં ને મોજમાં રહી શકીએ. ફ્રાન્સમાં આપણી સલામતિ છે. ત્યાં આપણુને કોઈ પકડી શકે એમ નથી." આ સાંભળીને લ્યુસીનાં નયન તો આનંદથી થનથન કરી રહ્યાં અને એ પ્રસન્ન ચિત્તે બોલી "આ તમારો વિચાર ઘણો સારો છે. મને પણ હવે આશા પડે છે. બેટસ આપણુને મળ્યો એ પણ એક રીતે સારૂંજ થયું છે; નહિતો આપણે અહિં એકાદ દિવસ ભરમમાં ને ભરમમાં કુટાઈ મરત. કારણ કે આપણે તો અહિં નિરાંત જીવે રહ્યાં હતાં પણ

આપણીજ ભુલથાપમાં કદાચ કોઈ આપણને ઓળખી કાઢત અને આપણને પકડાવી દેત તો શી ગતિ થાત ?" બેટસ તો પૈસાથીએ રીઝી જાય પણ બીજા તો પૈસા આપવાથીએ ન માનત; તો આપણી કેવી ફજેતી થાત ?"

"હા, તેથીજ આપણે બેટસને પૈસા આપ્યા તેમાં દીલગીર થવા જેવું નથી." આ પ્રમાણે વાતચિત થયા પછી ફ્રેડરિકે લ્યુસીને કહ્યું કે "બેટસ કહેતો હતો કે મી. ડેવિસ તો ફરીથી પરણ્યા."

"એમ ? ચાલો, મારા પિતા જો એથી સુખી થયા હોય તો વધારે સારૂં. પણ આપણે ફ્રાન્સ જઈએ ત્યાર પછી તો આપણને ભયનું કોઇ કારણ નહિ રહે. એટલે તે વખતે એકાદ કાગળ મને ત્યાંથી લખવા દેજો. એમણે પોર્ટસમાઉથમાં મારા ઉપર બહુ અભિશાપ વરસાવ્યો છે. હવે એ પરણ્યા એટલે જરા આનંદી થયા હશે. એટલે મને માફી આપવાનું પણ હું લખું."

"આપણે ફ્રાન્સમાં જઇને ઠેકાણે પડીએ એટલે તું કાગળ લખજે. હું પણ ઇચ્છું છું કે તારા પિતા તારા ઉપરનો દ્વેષભાવ ભુલી જાય અને પહેલાંની માફક તારા ઉપર પ્રીતિ રાખે અને તારા કાગળનો માયા ભરેલો જવાબ આપે."

હવે એમણે અહિંથી ઉપડવાની તૈયારીઓ કરવા માંડી. એમના હૃદયમાં આશાના ઉછાળા વાગી રહ્યા હતા અને ભવિષ્ય એમને સુખથી ભરપુર લાગતું હતું. એટલે ભારે ઉત્સાહમાં આવીને બધું સમેટવા લાગ્યાં. એમણે વસાવેલું બધું ફર્નિચર વેચી નાખ્યું. ભાડાના ઘરનો પણ નિકાલ કર્યો. કાર્લાઇલની માફક અહિં પણ પોતાની સ્કુલ કાઢી નાખતા પહેલાં છોકરાઓને એણે બોલાવ્યા. એમના

જીવનમાં ઉપયોગી થઈ પડે તેવી શિખામણ આપી અને તેમને વિદાય કર્યા. એમનાં પાડોશી અને મિત્રો એમને જતાં રહેતાં જાણીને ઘણાં દીલગીર થઇ ગયાં.

જવાનો દિવસ આવ્યો. ઉપડવાનો વખત થયો તે વખતે બન્નેના હૃદયમાં એક પ્રકારની ધાસ્તી લાગવા માંડી. એમને કાર્લાઇલમાં વાતી હતી. છેક છેલ્લી ઘડીએ ઘરમાંથી નીકળતાંજ એ સપડાઈ ગયાં હતાં; તેમ આ વખતે પણ કદાચ છેલ્લી ઘડીએ એવું બનવા પામશે તો ? એમ ચિંતા કરતાં હતાં. આખરે એમણે ભાડાની ગાડી મંગાવી. સરસામાનની પેટીઓ એમાં ચઢાવી અને નાના ફ્રેડીને લઇને બન્ને જણ ગાડીમાં બેઠાં. ગાડી ચાલી પણ એમને ચિંતા કરાવે એવો કોઇ પણ બનાવ ન બન્યો એટલે એમને એમ લાગ્યું કે "હવે આપણે સલામત છીએ." એમનો જીવ હેઠો બેઠો. ફેનચર્ચસ્ટ્રીટથી ડોવર જવાની ગાડી ઉપડતી હતી ત્યાં એ આવી પહોંચ્યાં અને ડોવર જવાની ગાડીમાં બેઠાં. લંડનની હદ વટાવી ગયાં. ડોવર જતા સુધી ખાસ નોંધ લેવા જેવું કશું બન્યું નહોતું. ડોવર આવી પહોંચ્યું એટલે અહિંથી કેલે જતી સ્ટીમરમાં એ બેસી ગયાં. બસ, હવે બન્નેની સ્નેહપૂર્ણ આંખો મળી. "હવે કોઇ પણ પ્રકારના વિઘ્ન વગર કેલે પહોંચી જઇશું" એ જાણી એમને સંતોષ થયો. હવે કોઈ પણ દગલબાજી કરશે અને પકડાઈ જવાશે એવી જરાએ ધાસ્તી એમને રહી નહિ. એમના મનનો સર્વ ભાર હલકો થઇ ગયો. જાણે અગાધ દુઃખમાંથી છુટયાં એમ એમને થયું. પણ ભાગ્ય એમને જંપીને બેસવા દેશે ખરૂં ?

---

# પ્રકરણ ૨૩.

## સુખી દીલનાં દંપતિ.

દંપતિ કેલે આવી પહોંચ્યાં અને એક હોટલમાં ઉતર્યાં. એમની પાસે અત્યારે એકસો વીસ પાઉંડ શીલીકમાં હતા. અહિં પોતાના ગુજરાનને માટે ફ્રેડરિકે એક સ્કુલ કાઢવાનો વિચાર કર્યો. સ્કુલ કાઢે તો ચાલે કે નહિ? તે માટે વસ્તુસ્થિતિ કેવી છે તેની એ તપાસ કરવા લાગ્યો. તપાસ કરતાં એને એમ જણાયું કે અહિં ધાર્યા કરતાં પણ ઘણા અનુકુળ સંજોગો હતા. એ અરસામાં કેલેમાં ઘણા અંગ્રેજો આવી વસ્યા હતા. લેસનો ધંધો અહિં ધમધોકાર ચાલતો હતો અને ફ્રેંચ કારખાનામાં સેંકડો અંગ્રેજો યાન્ત્રિક તરીકે કામ કરતા અને તેમને પગાર પણ સારો મળતો. શહેરમાં તેમજ પરામાં પણ ઘણા અંગ્રેજ ગૃહસ્થો આવી વસ્યા હતા અને તેથી અહિં અંગ્રેજી સ્કુલની ઘણીજ જરૂર હતી. વળી હમણાં હમણાં કેલેનો ઇંગ્લંડ સાથેનો વેપાર ઘણો વધી પડ્યો હતો; એટલે એ વેપારને ઘણા સંગીન પાયા ઉપર લાવવાની ધારણાથી ફ્રેન્ચ વેપારી વર્ગની પણ પોતાના છોકરાઓને ઇંગ્લીશ શીખવવાની ઘણી મરજી હતી. ફ્રેડરિક તો ફ્રેંચભાષા ઘેર શીખેલોજ હતો એટલે એને એ ભાષાનું જ્ઞાન સારૂં હતું; તેથી એને તો આ બધા સંજોગો વધારે અનુકુળ જણાયા. તેમજ કેલે ફ્રેંચ સરહદ ઉપર આવેલું હતું. એટલે એને પકડાઇ જવાની જરાએ ધાસ્તી નહોતી. તેથી હવે બીજે ઠેકાણે જવા કરતાં કેલેમાંજ રહી પડવાનો અને અહિંજ સ્કુલ જમાવી દેવાનો બન્ને પતિ પત્નિએ ઠરાવ કરી દીધો.

આપણી વાર્તાની આ સમયે સને ૧૮૩૪ ની સાલ ચાલતી હતી. એ વખતે ફ્રાન્સમાં ઘણી સોંઘવારી હતી એટલે ઘણાજ થોડા ભાડામાં સ્વચ્છ અને બધી રીતે સગવડવાળું ઘર ફ્રેડરિકને મળી ગયું. સાઠ સીત્તેર પાઉંડ ખરચીને ઘરમાં બધું રાચરચીલું અને ફરનીચર વસાવી દીધું. અને ઘર માંડી દીધું.

અહિં પણ લોન્સડેલે પોતાનું નામ રોબીન્સનજ રાખ્યું હતું. અહિંયાં જો કે પકડાઇ જવાની બીક નહોતી; છતાં વધારે સલામતીની ખાતર કોઇ દિવસ પણ એ લશ્કરમાંથી નાસી આવેલો છે એવું અનુમાન કરવાનું પણ કોઈને કારણ ન મળે તેટલા માટે એણે પોતાનું ખરૂં નામ જાહેર નહોતું કર્યું. પોતે સ્કુલ કાઢી છે અને અંગ્રેજી ભાષાનું શિક્ષણ આપે છે એ બાબતમાં જાહેરનામાં છપાવ્યાં અને તે વહેંચાવ્યાં એટલે એની નિશાળમાં છોકરાઓ ઉભરાવા લાગ્યા, અને થોડા વખતમાં તો સ્કુલનું વિશાળ મકાન પણ છોકરાઓથી ભરાઇ ગયું. ફ્રીન્સબરીમાં સ્કુલને માટે જે જગ્યા હતી તેનાં કરતાંયે અહીં વિશાળ જગ્યા હતી. ત્યાંના કરતાં અહિં ફી પણ ઓછી રાખી હતી; છતાં ભાડાની સોંઘવારી અને છોકરાઓની સંખ્યા વધારે એટલે એની આવકમાં જરાએ ઘટાડો થયો નહિ. અહિં ઠર પડયા પછી એક દિવસ લ્યુસીએ પતિને યાદ દેવડાવ્યું કે "તમે કહેતા હતા કે આપણે ઠેકાણે પડીએ ત્યાર પછી તું તારા પિતાને કાગળ લખજે. તો હવે હું કાગળ લખું ? તમે કહેતા હો તો એમને આપણું ખરૂં સરનામું પણ જણાવું અને નહિ તો સરનામા વગરજ લખું ?" ફ્રેડરિકે કાગળ લખવાની અનુમતિ આપી અને કહ્યું " હવે આપણું સરનામું

છુપાવવાની કશીએ જરૂર નથી. કારણ કે સરનામું જણાવવાથી કાંઇ ખાસ નુકશાન નથી. તારો બાપ જો હજુએ આપણા ઉપર ધુમરાયલો હશે તો વળી કેલેમાં આપણાં ખરાં નામ બહાર પાડશે. પણ હું નથી ધારતો કે એ ખાસ ભાડું ખરચીને આપણા ઉપર વેર વાળવાની ખાતર અહિં સુધી આવે.” પતિની સંમતિ મળી એટલે લ્યુસીએ નીચે પ્રમાણે કાગળ લખ્યો.

કેલે, ૧૭ ડીસેમ્બર ૧૮૩૪.

પ્રિય પિતાજી,

ઘણા લાંબા સમયના ગાળા પછી હું તમને આ પત્ર લખું છું; તો મને આશા છે કે મારા હસ્તાક્ષરો તમને અળખામણા નહિ થઇ પડે. આ કાગળ ઉપરથી તમે જોશો કે અમે કેલેમાં આવી રહેલાં છીએ અને મારા પ્રિયતમ પતિના સ્તુત્ય પ્રયાસ અને ઉદ્યોગથી અમે સુખી છીએ; અને હું માનું છું કે દિવસે દિવસે અમે વધારે સુખી થતાં જઇશું. મેં સાંભળ્યું છે કે તમે ફરીથી પરણ્યા છો. આ લગ્નથી તમે સુખી થયા હશો એમ ધારીને હું રાજી થઈ છું. મારી અપર માતાને મારા પ્રણામ કહેશો. વિ. લખવાનું કે મારા પત્રનો જવાબ લખશો. આપનો જવાબ આવેથી મને ખાત્રી થશે કે હવે તમને તમારી પુત્રી પ્રત્યે કાંઇ દ્વેષ રહ્યો નથી. તમારા માયા ભર્યા પત્રથી મને આશ્વાસન મળશે અને તમે ગઈ ગુજરી ભુલી ગયા છો એ જાણીને મારા જીવને ઘણો આનંદ થશે; માટે જવાબ લખવાનું ભુલશો નહિ. તમારી ફુરસદની વખતે વધારે નહિ તો એકાદ બે લીટી પણ લખજોજ. પિતાજી, નાતાલ છેક પાસે આવે છે તો આ તહેવારના દિવસોમાં પાછલું વેર ભુલી જઇને

સ્નેહી સંબંધી સાથે સમાધાનીથી વર્તવું જોઇએ; તો એમની સાથે તમે એ પ્રમાણે નહિ વરતો ? પિતાજી, એ ઘણા માયાળુ છે; પૂર્ણ પ્રેમી છે; મારા ઉપર એમનું અત્યંત હેત છે અને અમારા પુત્ર પ્રત્યે પણ એમનો ઘણો વાત્સલ્ય ભાવ છે. પિતાજી, મને આશા છે કે તમે મને ઘણો માયા ભર્યો પત્ર લખીને મારા હૃદયને આનન્દ આપશો.

લી. આજ્ઞાંકિત તમારી
વ્હાલી લ્યુસી.

તા. ક. આપ કાગળ લખો તો મીસીસ રોબીનસન એવું સરનામું કરજો. કારણ કે કેટલાક કારણોને લઇને કેલેમાં અમે એજ નામથી ઓળખાઇએ છીએ.

કાગળ લખી રહ્યા પછી લ્યુસીએ ફ્રેડરિકને વંચાવ્યો. એને પણ એ કાગળ પસંદ પડયો અને લ્યુસીએ પત્રમાં પોતાને માટે જે લખ્યું હતું તેને માટે એણે એનો આભાર માન્યો. ગોડામાં મોડું નાતાળ સુધીમાં તો જવાબ આવી જશે એમ મનમાંને મનમાં દિવસ ગણતી લ્યુસી ખુશી થવા લાગી. એને બિચારીને પિતાના પાછલા અવગુણ ન વસ્યા. એ તો એમજ ધારવા લાગી કે પિતા કાંઇ સ્નેહભર્યો પત્રનો જવાબ લખશે. આ કાગળ લખ્યા પછી બે એક દિવસે ફ્રેડરિકને કાને વાત આવી કે એક ઈંગ્રેજ ગૃહસ્થ અને તેની સ્ત્રી મીસ્ટર અને મીસીસ શોગ્રેવ હાલ થોડા વખત થયાં કેલેમાં આવેલાં છે અને પૈસા વગર ઘણી તંગી વેઠે છે. રૂમનું ભાડું આપવા જેટલાએ એમની પાસે પૈસા નથી. ઘરની માલીક એમને રૂમ ખાલી કરાવવાની છે. આ સાંભળીને આ દંપતિનાં ઉદાર દીલ

પીગળી ગયાં અને એ દુઃખી સીગ્રેવને તરતજ મળવા જવાનો એમણે બન્ને જણે વિચાર કર્યો. અત્યારે રાત પડી હતી. બહાર કકડતી ટાઢ પડતી હતી. દરિયાનો પશ્ચિમ ભણીનો જબ્બર પવન ફુંકાતો હતો અને પવનને લીધે બહાર રાજમાર્ગ ઉપરના દોરડે લટકાવેલા દિવા પણ પૂર્ણવેગમાં ઝોલાં ખાતા હતા. છતાં એ કશાની દરકાર ન રાખતાં ધર્મવૃત્તિવાળાં આ બન્ને જણ પેલાં દુઃખીઆરાં-ની વ્હારે જવા નીકળ્યાં. બહારની ટાઢ એટલી બધી હતી છતાં દુઃખી દીલોને દીલાસો આપવા માટે જવાનું હતું, તેથી એ જરાએ અચકાયાં નહિ. પણ ઉલટું પોતાના ઉદ્યમ અને કરકસરથી પ્રભુકૃપાએ એમની આર્થિક સ્થિતિ ઘણી સારી હતી અને બીજાનું દુઃખ દૂર કરવાની સ્થિતિમાં હોવાથી એમને એક પ્રકારનો ઓર આનન્દ થવા લાગ્યો.

મી. અને મીસીસ સીગ્રેવ કેલેના ઘણા ઉજ્જડ લત્તામાં રહેતાં હતાં; એટલે એમનું ઘર ખોળી કાઢતાં એમને મુશ્કેલી તો નડી. પણ આખરે એમણે ઘર ખોળી કાઢયું. ઘરની માલીક બુઢ્ઢી ડચરી બહાર જ ઉભી હતી. એની મુખમુદ્રા ઉપરથી ખુલ્લું માલમ પડતું હતું કે ભાડું લીધા વગર એ કોઇનેયે પોતાના ઘરમાં ઘડી વાર ટકવા દે એવી નહોતી. એ બાઈને એમણે પૂછ્યું કે મી. સીગ્રેવ કયાં રહે છે? ત્યારે ફક્ત એણે દાદરજ બતાવી દીધો અને કહ્યું " આ દાદરે જાવ " પણ રૂમ બતાવવાએ એ ન ગઇ. આવી એ બાઇ નરી જંગલી અને ઉદ્ધત હતી. એક હલકામાં હલકો ફ્રેન્ચમેન હશે- તોએ તે વટ વિવેક ભુલવાનો નહિ; પણ આ બાઇ તો એ નિયમની અપ-વાદ રૂપજ હતી.

ફ્રેડરિક અને લ્યુસી દાદરે ચઢયાં અને ઉપર ગયા પછી મી. સીગ્રેવના શયનખંડનું બારણું ખખડાવ્યું; એટલે હાથમાં મીણબત્તી ઝાલીને એક યુવતીએ આવીને બારણું ઉઘાડયું. આ બન્નેને સારા પોષાકમાં જોઇનેજ તેમનું આવવાનું કારણ એ યુવતી સમજી ગઈ અને શરમની મારી એની આંખમાં આંસુ આવી ગયાં. આ યુવતી આશરે સત્તરેક વર્ષની હતી. જો કે અત્યારે એનું મુખ ફીકકું અને ચિંતાજનક લાગતું હતું છતાં એ ઘણીજ સ્વરૂપવતી હતી. એના વાળ કાળા ભમર અને ચળકતા હતા. એના ખભા ઉપર એ વાળની લટો પ્રસરી રહી હતી. એની આંખો ઘણી તેજસ્વી હતી. એ આંખોમાં અત્યારે આંસુ ન હોત તો એમાંનું તેજ ખરેખરૂં ઝળઝળાટ કરી રહ્યું હોત. એ મધ્યમ કદની અને નાજુક બાંધાની સુંદરી હતી. એનું પ્રત્યેક અંગ ઘાટીલું અને મરોડદાર હતું. એના અંગ ઉપર વસ્ત્ર તો રેશમી હતું પણ એ વસ્ત્ર ઘણે ઠેકાણેથી ફાટી ગયું હતું. લ્યુસીએ તરતજ જાણી લીધું કે એની બિચારી પાસે એટલું એકજ પહેરવાનું વસ્ત્ર હશે. એને જોઇને લ્યુસી પોતાના મીઠા સરોદે બોલી; " હું ધારૂં છું કે તમેજ મીસીસ સીગ્રેવ, નહિ ?"

શયનખંડમાંથી એક મહા પરાણે બોલતા માંદા માણસનો અવાજ આવ્યો " એના ! એ કોણ છે ?"

લ્યુસીએ આ યુવતીનો હાથ પોતાના હાથમાં લઇને પૂછ્યું; " મી. સીગ્રેવ માંદા છે ? અમે આમ ઘુસી આવ્યાં તેને માટે બેન, અમને ક્ષમા કરશો. પરંતુ અમે તમને કોઈ રીતે કામ લાગીશું એમ ધારીને અહિં આવ્યાં છીએ; તો અમને તમારા દેશના ગણીને અમારી સહાય અને સહાનુભૂતિ સ્વીકારશો. આ મારા પતિ થાય

છે અને તમારી અનુમતિ હોય તો એ મી. સીગ્રેવને મળે. ”

લ્યુસી જે બોલી તે અંદરના માણસે બરાબર સાંભળ્યું નહિ એટલે એ એકદમ ચીડવાઈને બોલ્યો. “એના, એ કોણ પાપ આવીને ઉભું છે ? એ શું કહે છે તે તું મને કહેતી કેમ નથ. એ શું માગે છે ? કોઈ પૈસાની ઉઘરાણી કરવા આવ્યું છે ? શું કરૂં કે મારાથી ઉઠાતું નથી. નહિ તો એ માગનારને લાત મારીને દાદરેથી ગબડાવી મુકું. ” મીસીસ સીગ્રેવ બિચારી દીલગીરીમાં ગીરફતાર થઇ ગઇ હતી એટલે એનાથી કાંઇ ન બોલી શકાયું. અત્યારે એમની દયા ખાઇને એમને સહાય કરવા આવે એવું કોઇએ નહોતું. તે વખતે એક તરફ લ્યુસીની આ સૌજન્યતાથી એનું હૃદય દ્રવીભૂત થતું હતું; ત્યારે બીજી તરફ મી. સીગ્રેવનાં ઉપલાં કઠોર વચનોથી એના કુમળા અન્તઃકરણમાં ચરરર કરતો ઉંડો ચીરાડો પડ્યો. આ યુવતીના મનની સ્થિતિ એક ક્ષણમાંજ આ બન્ને જણ સમજી ગયાં. બિચારી પતિ પ્રત્યે અગાધ પ્રેમ રાખતી તે પોતાને પતિને દુઃખમાંયે તેટલાજ પ્રેમથી વળગી રહી હતી. પોતાના સર્વસ્વનો ભોગ આપીને ધૈર્યથી પતિની ચાકરી કરી રહી હતી. એના દુઃખમાં આશ્વાસન આપી રહી હતી છતાંએ પતિને તો તેના જરાએ કદર નહોતી.

માંદા માણસનો અવાજ જોકે ખોખરો અને ધીમો હતો; છતાંએ ફ્રેડરિકના કાનને એ અવાજ કાંઇક પરિચિત લાગ્યો અને જોકે પુરેપુરો તો ન ઓળખાયો પણ એને લાગ્યું કે એ અવાજ એણે પૂર્વે સાંભળેલો છે.

મિસીસ સીગ્રેવે લ્યુસીનો હાથ બન્ને હાથવડે આભારપૂર્ણ લાગણીથી દબાવ્યો, અને આભારસૂચક દૃષ્ટિથી એના સામે જોઇ

રહી. પણ એ ઉપકાર શબ્દોમાં એ વ્યક્ત ન કરી શકી. પછી લ્યુસી અને લોન્સડેલને થોડીવાર ત્યાંજ ઉભા રહેવાની ઈશારત કરીને એ દરદીના કોચ આગળ ગઇ અને ઘણાજ શાંત, ભાવપૂર્ણ અને પ્રેમ ભીના સ્વરે બોલી "પ્રિય હેનરી, આપણા મિત્રો આપણી ખબર લેવા આવ્યા છે. હું એમને અંદર બોલાવું ?" દરદી એના સામું નિશ્ચલ દૃષ્ટિએ જોઇ રહ્યો એટલે વળી પાછી એ પેલા ન સાંભળે તેમ ધીમે સ્વરે બોલી ' આમ અધીરાઇથી મારા સામું ન જુઓ." મી. સીગ્રેવે ફરીથી મહા પરાકાષ્ટાએ ખોખરે અવાજે કટુતાથી જવાબ આપ્યો " આપણા મિત્રો, એમ કહેછે તું ? અરે મિત્રો જેવી તો કોઇ વસ્તુ મેં હજુ સુધી જોઇજ નથી. આતો બધી નવાઈઓ જોવાની છે. ભલે, આવવા દે તેમને."

આ પરવાનગી એણે એવા કઠોર અવાજથી આપી હતી કે ન પૂછો વાત. એનાને તો એમજ લાગ્યું હતું કે એ ચોખ્ખી ના પાડશે; છતાં એના મુખમાંથી હા નીકળેલી જોઇને એ હારખાઈ ગઇ અને પેલાંને અંદર આવવાની ઇશારત કરી. બન્ને જણ ઉમરો ઓળંગીને અંદર ગયાં. રૂમમાં જોઇએ તે કશું સાધન નહોતું. બહારના જેવોજ અંદર પણ ટાઢનો ચમકારો વાગતો હતો. શગડીમાં દેવતાની ચીણગારી સરખી નહોતી. સીગ્રેવ પથારીમાં જરા અડેલીને બેઠો. એનું મોઢું છેક ફીકકું પડી ગયું હતું. મૃત્યુના પાશમાં એ જકડાઇ ગયેલો લાગતો હતો. પહેલાં કરતાં અત્યારે વ્યાધિએ એનામાં ઘણો ફેરફાર કરી નાખ્યો હતો; છતાં પણ એને જોતાંજ ફ્રેડરિકે એને ઓળખી કાઢયો. એ ઉડાઉ અને દારૂડીયો કેપ્ટન ફર્ટની હતો. અજાયબી અને કાંઈક બીકથી એ પાછો હઠયો અને એના હોઠ-

માથી અવાજ નીકળી પડયો. એને જે બીક લાગી તે પોતે હવે ઓળખાઈ જવાથી પકડાઇ જશે તેથી નહિ; કારણ કે એને તેની તો કાંઈ બીક નહોતી. પણ એક વખતનો આનંદી, હિંમતબાજ, સૌન્દર્ય-શાળી અને મગરૂર ફર્ટની આજે મરણ પથારીએ પડેલો છે એ દેખાવ જોઇને બીક લાગી હતી. ફ્રેડરિકનો ઉદ્ગાર સાંભળીને એના અને લ્યુસી એના સામું જોવા લાગ્યાં અને માંદો માંદો સીગ્રેવ પણ પૂછવા લાગ્યો કે એણે કેમ બુમ પાડી? વળી એ ફ્રેડરિક સામું થોડીવાર જોઇ રહ્યો અને બોલ્યો "આ મારા જોવામાં આવેલો છે." એની સ્મરણ શક્તિ એકદમ સતેજ થઈ. એ પથારીમાં બેઠો થઈ ગયો અને વિકાળ અને મકકમ સ્વરે બોલ્યો" અરે આ તો પેલો હરામખોર લોન્સડેલ! લશ્કરમાંથી નાસી ગયો છે તે!"

આ સાંભળીને લ્યુસીને સખત આઘાત થયો અને પતિનો હાથ ઝાલી રાખવાથી પડતાં પડતાં બચી ગઈ. લોન્સડેલ પણ શું કહેવું કે શું કરવું તેની સમજ નહિ પડવાથી ગભરાઈ ગયો હતો. જેની દયા ખાઇને મદદ કરવા આવ્યો હતો તેનાજ મુખમાંથી આવી કઠોર વાણી સાંભળીને એ આભો બની ગયો. એના ફર્ટનીને ગળે પોતાના હાથ નાખીને બોલી" વ્હાલા હેનરી, આમ આકળા ન થાવ. મી. લોન્સડેલ ગમે તે હોય પણ અહિંતો એ દયા અને ઉદા-રતાનું કાર્ય કરવા આવ્યા છે."

"એના, તું મારી પાસેથી જતી રહે. તું મને ગભરાવી નાખે છે. એ શું મારા મોઢા આગળ ગણગણાટ કરે છે? રાતને દહાડો તું તો રોદણાંજ રડયા કરજે. પણ પેલો હજુ કેમ અહિંયાં ઉભો રહ્યો છે? હું હમણાં ઉઠીને એને લાત મારીને દાદરેથી ગબડાવી

પાડીશ. અત્યારે હું દુઃખમાં સીડાઇ રહ્યો છું તે વખતે એ મારી મશ્કરી કરવા આવ્યો છે?" એમ કહીને કર્ટની એનાને ધક્કો મારી પથારીમાંથી ઉઠવા જતો હતો; પણ એનામાં ઉઠવાની બીલકુલે શક્તિ નહોતી. વ્યાધિએ એને પથારી જોડે જાણે જડી લીધો હતો; એથી પથારીમાંથી એ ફરીથી સારો થઇને ઉઠે એવો જરાએ સંભવ નહોતો. એટલે પાછો તકીયા પર પછડાઇ પડયો અને એના ઉપર દાઝ કાઢીને બોલ્યો "એના, તેં મારે ગળે હાથ નાખ્યા એટલેજ હું આમ પછડાઇ પડયો. મારા શરીરમાંથી તેંજ બધો જુસ્સો હરી લીધો." લોન્સડેલનો ગભરાયલો જીવ જરા ઠેકાણે આવ્યો એટલે એ બોલ્યો "કેપ્ટન કર્ટની, આપને હું આજીજી કરીને કહું છું કે હું અને મારી સ્ત્રી અહિં આવ્યાં છીએ તે ફક્ત ધર્મવૃત્તિથી દોરાઇનેજ આવ્યાં છીએ. અમે અહિં આવ્યાં ત્યાં સુધી અમને તમારી મુલાકાત થશે એમ અમે જાણતાંએ નહોતાં. અમે મી. સીગ્રેવને મળવા આવ્યાં હતાં; પણ મી. સીગ્રેવ તે કેપ્ટન કર્ટનીજ હશે એવું અમે બીલકુલે ધાર્યું નહોતું."

"આ તો જાણે મારી સાથે કેવુંયે ઓળખાણ હોય તેવી વાતો કરે છે. હું કહું છું કે ચાલ, એકદમ ચાલ્યો જા. અત્યારે જો તું મને ઇંગ્લાંડમાં મળ્યો હોત તો જરૂર પોલીસને બોલાવત"

એના બિચારી રડતાં રડતી નિરાશા અને દુઃખથી હાથ પછાડતી બોલીઃ "ઓ હેનરી, બહુ થયું. મી લોન્સડેલ, પ્રભુની ખાતર તમે એમના તરફ લક્ષ ન આપશો." વળી લ્યુસી તરફ એ ફરી, એનો હાથ પોતાના હાથમાં લીધો, આર્જવતાથી દબાવ્યો અને બોલી "બેન, આથી તમે ગુસ્સે ન થશો. અમારે માથે ઘણું દુઃખ પડયું છે

અને તેથીજ એમનું મગજ નબળું પડી ગયું છે.” ડૉ. સડેલ દરદીના પથારી આગળ ગયો અને બોલ્યો “કેપ્ટન ડર્ટની, તમે નક્કી માનજો કે તમને સુખી કરવા હું મારાથી બનતા બધા પ્રયત્નો કરીશ. આપણા બેની વચ્ચે જે સામાજિક ભિન્નતા છે તે હું જરાએ ભુલી ગયો નથી.”

“ત્યારે કેમ હજુ તું અહિં ઉભો રહ્યો છે? મારે તારી સહાયની જરૂર નથી. અમને આમજ રહેવું ગમે છે. કેમ ખરૂં કની એના? હા કહે. અમારે કાંઇ જોઇતું નથી; અને હું તો પ્રભુના સમ ખાઇને કહું છું કે હું ભલે ભુખે મરી જઇશ પણ તારી પાસેથી તો હું કશું સ્વીકારીશ નહિ. માટે હવે ચાલ્યો જા. રાક્ષસ, કેમ જતો નથી? એના બન્નેને એકદમ કાઢી મેલ. કેમ સાંભળે છે કે? હું તને હુકમ કરૂં છું કે બન્નેને કાઢી મેલ.” આટલું બોલતાં કેપ્ટન છેક થાકી ગયો અને બેશુદ્ધ થઇને પથારીમાં પડયો. આથી એના એકદમ ગાભરી બની ગઇ. પથારી આગળ એ પણ પડી ગઇ અને પોતાના બન્ને હાથમાં પોતાનું મોઢું ઢાંકી દઇને એકદમ બોલી ઉઠી “ઓ પ્રભુ! શું એ ગુજરી ગયા?” લ્યુસીએ તરતજ એના કાનમાં કહ્યું “એમ ગભરાઇ ન જાવ. એ ગુજરી ગયા નથી.” એમ કહીને એ યોગ્ય ઉપચાર કરવા લાગી. પોતાની સાથે એ બાસ્કેટમાં બધી જોઇંતી ચીજો લાવી હતી. તેમાં બ્રાન્ડીની શીશી પણ આણી હતી. તેમાંથી એક ગ્લાસમાં થોડી બ્રાન્ડી કાઢી અને દરદીના લમણા ઉપર થોડી ચોળી. પોતાનો પ્રિયતમ, જેને માટે એ પ્રાણ પાથરતી હતી તે અત્યારે આ દુનિયામાંથી ચાલ્યો ગયો છે એ વિચારે એના બિચારી દુ:ખમાં ગરકાવ થઇ ગઇ હતી. એનું ભાન પણ જતું રહ્યું

હતું. એનું શરીર તદ્દન શિથિળ થઈ ગયું હતું એટલે પોતાના પ્રિયતમને ચેતનમાં લાવવાને માટે એ તો કશું ન કરી શકી; પરંતુ લ્યુસીની સારવારથી કેપ્ટન ફર્ટનીમાં ધીમે ધીમે ચેતન આવતું જણાયું. એટલે એનાને ઘણો આનંદ થયો અને લ્યુસીની કોટે હાથ નાખીને એને પ્રેમથી બાઝી પડી. દરદીને પુરેપુરો ચેતનામાં આવતાં વીસ મીનીટ થઇ. આ બધો વખત ફ્રેડરિક રૂમની બહારજ ઉભો રહ્યો; કારણ એણે જાણ્યું કે કેપ્ટન ફર્ટની શુદ્ધિમાં આવીને વળી જો એને જોશે તો ફરી પાછો એ બેભાન થઈ જશે. એથી એ બહારજ ઉભો.

ફર્ટની શુદ્ધિમાં આવ્યો એટલે આંખ ઉઘાડીને એ બાવરો, બાવરો જોવા લાગ્યો અને બોલ્યો “ હું કયાં છું? ” અત્યારે એની બુદ્ધિ બહેર મારી ગઈ હતી. એના મગજમાં વિચારોનો ગુંચવાડો થઇ ગયો હતો. એ કેવી સ્થિતિમાં છે તે વિચાર કરવાની એનામાં શક્તિ નહોતી. એના વિચારો અન્ય દિશાઓમાં વળવા લાગ્યા. ભૂત કાળનાં સંસ્મરણો એના મગજમાં આવી આવીને ખડાં થઇ ગયાં અને એ બધાંનો સામટો ખીચડો થઇ ગયો. હવે એણે લવવા માંડયું હતું. “ ચાલ, ફીટઝ મોરીસ, બોટલ લાવ. એવા એ અક્કલ વગરના છોકરવાદ પેગેટ આગળ કેમ મુકી રાખી છે? એવો એ જાણે છે કે હું મોટો માણસ છું. પણ એ તો હજુ છોકરો છે છોકરો. એકજ ક્લાસમાં એ તો છાકટો થઈ જશે. સ્કોટ, ચાલ મારી રૂમમાં. આપણે બન્ને એક બોટલ ઉડાવી જઈએ. પેલા બુઢ્ઢા હીથકોટને તારી સાથે ન લાવતો. એ તો કંટાળો આપે એવો છે. વિંડહામ આજે આપણે ઘોડા ઉપર બેસીને ફરવા જઇશું કે? નહિ તો ચાલો આપણે પીકેટ રમીએ. પાંચ ગીનીનો દાવ ખેલીશું. તને ધ્કાર્ટીની ચેઇમ વધારે

પસંદ છે? ચાલ ત્યારે તે રમીએ. પાંચનો દાવ મુકીને હું તારી પાસે વીસ ગીની પડાવીશ. જોઇ લે, હું જીત્યો છું. ફરીથી રમવું છે? એના, ત્યારે તું આખરે મળી ખરી. તારાં નખરાં તો તેં ઘણો લાંબો વખત ચલાવ્યાં; પણ હવે તો તું મારી થઈ છે. શું તું લગ્ન કરવાનું કહે છે? કદી નહિ. કેપ્ટન કર્ટની પરણવાનો નથી. એ તો વગર પરણેજ પ્રેમમાં પડે છે અને વિષયવાસનાને પુરી કરે છે. શું કહે છે? એથી તારી માનું હૃદય ફાટી પડશે? તદ્દન ખોટું. સ્ત્રીનાં હૃદય ફાટતાંજ નથી. એને ત્યાં બાંધી દો. મારે એ ઘોડી જોવી છે. સાર્જંટ મેજોર લેંગલી, પેલા ડ્રમર બોયને હુકમ આપી દો કે એ એમનું કામ શરૂ કરી દે. શાબાશ, તાણીથી ફટકા મારો. લુચ્ચા! બીજો કોયડો લે. હવે અચ્છી રીતે ઠોકવા માંડ. એ જોવાની મઝા પડે છે."

આ પ્રમાણે કેપ્ટન કર્ટની અસંબદ્ધ ભાષામાં ભાગ્યા તુટયા બોલમાં જેમનું આવ્યું તેમનું એક ઉપરથી બીજા અને બીજા ઉપરથી ત્રીજા વિષય ઉપર લવરો કરવા લાગ્યો. એ જેમ જેમ જેવું જેવું બોલતો ગયો તેમ તેમ મોંના ચાળા પણ તેવાજ કરતો હતો. એના આવા અસંબદ્ધ બોલવાથી લ્યુસીને ખબર તો પડી ગઇ કે એના કેપ્ટન કર્ટનીની પરિણિત સ્ત્રી નથી; પણ એની જાળમાં સપડાઇ ગયેલી છે. એના અત્યાચારનો ભોગ થઈ પડી છે. કર્ટનીના મુખમાંથી પોતાના સંબંધનાં જે વચનો નીકળ્યાં તેથી એના બીચારી લેવાઇ ગઈ; પથારીમાં ઉંધું ઘાલીને પડી ગઈ અને ડુસકાં ભરવા લાગી. એનાને માટે લ્યુસીનો આત્મા ઘણો દુઃખી થઈ ગયો. આ સૌન્દર્યની પુતળી કર્ટનીને કેટલા પ્રેમથી ચહાતી

હતી, એનેજ કેવી દઢતાથી વળગી રહી હતી, છતાં એનું બિચારીનું જીવન અત્યારે એણેજ ધુળધાણી કરી નાખ્યું હતું. રડતી, કકળતી, આંસુ નીગાળતી એના પાસે હ્યુસી ગઇ અને ધીમેથી એને આશ્વાસન આપ્યું. "એન તું દોષ પાત્ર નથી, પણ દયાને પાત્ર છે. ગમે તે થશે તોગે પણ હું તારી સાથે તારી એક સહીપણી તરીકેજ વર્તીશ, "

એના ઉઠી અને મીસીસ લોન્સડેલની છાતી ઉપર માથું નાખી દઈને ઘણીવાર સુધી પુષ્કળ રડી. હવે પાછું કર્ટનીનું ચિત્ત જરા ઠેકાણે આવ્યું હતું એટલે એ બોલ્યો: "પેલો ગયો ?" આ વખતે મીસીસ લોન્સડેલ દરદીના કોચની પાછળ સંતાઇને ઉભી હતી. એને પણ એવી બીક હતી કે રખેને લોન્સડેલની સ્ત્રી છે એમ જાણીને એને જોઇને દરદી વધારે ઉશ્કેરાઇ જાય; તેટલા માટે એ એની નજરે ન પડી. એના આંસુ લુછીને કેપ્ટનના મુખ સામે નીચી વળીને જોતી જોતી બોલી: " વહાલા હેનરી, તમે ઘણા માંદા છો. તમે બહુ ઉશ્કેરાઈ જાવ છો. "

" ત્યારે તું એવા લોકોને કેમ મારી પાસે આવવા દે છે ? "

"હેનરી, ઘણા ઉચ્ચ અને પવિત્ર આશયથી એ અહિં આવ્યાં હતાં. એ દયાળુ અને સખી દીલનાં મનુષ્યો માટે એવો ખરાબ વિચાર ન લાવો. હું તમને આજીજી કરીને કહું છું. "

"અરે, ત્યારે તું મારી પાસે શું કરાવવા માગે છે ! એ લોન્સડેલ કેવો માણસ છે તે મેં તને નથી કહ્યું. સાલો લુચ્ચો–" એમ કહીને મી. સીગ્રેવ કાંઈ આગળ બોલવા જતો હતો એટલામાં એના એને અધવચજ બોલતો અટકાવીને બોલી " પ્રભુની ખાતર છાના રહો. "

"એ લોકો તો ગયાં. હવે શું કામ છાનો રહું ? પેલો તો એક સાધારણ સૈનિક હતો. હું એનો ઉપરી અમલદાર હતો. મારા હાથ-નીચેનો સીપાઇ મને મદદ કરવા આવે તેનો શું મારે વિચાર ન કરવો ! એના કરતાં તો હું ભુખે મરી જઇશ તે બહેતર છે. મને પાણી પા. જાણે હું મરી જતો હોઉં એવું મારૂં ગળું સુકાઇ જાય છે. અત્યારે વાઇન મળે તો કેવું સારૂં ? કેવી ઠંડક વળે ? પણ આપણી પાસે નથી; એટલે પાણીજ આપ. ચાલ જલદી કર." એના પાણી લેવાને કોચ ઉપરથી ઉઠી એડલે મીસીસ લોન્સડેલે ધીમે રહીને નીચી વળીને પોતે આણેલી બાસ્કેટમાંથી દારૂની બાટલી બહાર કાઢી અને સ્ફુર્તિથી એનાના હાથમાં સેરવી દીધી. એનાએ આભારસૂચક દૃષ્ટિથી બાટલી લીધી અને પાણીના ગ્લાસમાં થોડો દારૂ રેડયો. એ લઇને તે કર્ટની પાસે ગઇ અને એના આગળ ગ્લાસ ધરીને પ્રેમાળ સ્વરે બોલી "વ્હાલા હેનરી, લો, આ પી જાવ. તમને એથી ઠીક લાગશે."

"આમાં શું છે ? એ તો કાંઇ કાળું જણાય છે. એ પાણી ન હોય. એમાં તો દારૂ છે."

"ના, કાંઇક બીજુંજ છે. એ તો જરા એવો રંગ દેખાય છે. એથી તમને ઠીક લાગશે." એના આટલા શબ્દો બહુ બીતી બીતી અને અચકાતાં અચકાતાં બોલી. એને એમ લાગ્યું કે જો કદાચ કર્ટની જાણી જશે કે આ દારૂ લોન્સડેલે આપેલો છે તો એ ગર્વિષ્ટ માણસ પીવાની તરતજ ના પાડશે.

"ત્યારે એ છે શું ? તેં મને હમણાંને હમણાંજ મારી નાખવો ધાર્યો છે ! મને તું ઝેર આપે છે ?"

"ઓ પ્રભુ! હેનરી, તમારા પ્રત્યેના મારા પ્રેમનો આવોજ બદલો આપો છો? ખરા ભક્તિભાવથી હું તમને નથી વળગી રહી? તમારા દુઃખમાં મેં શું ભાગ નથી લીધો? મારો પ્રભુ જાણે છે કે કેટલીએ વાર તમારી ભુખનું દુઃખ મટાડવા હું માંદગીનું બાનું કાઢીને ભુખી રહેતી અને તમને જમાડતી. આ તો તમે ઘણી ક્રૂરતા દાખવો છો." કર્ટની પોતાના હાથમાં દારૂનો ગ્લાસ ઝાલીને હાથ લાંબો કરી બોલ્યો "ચાલ, ચાલ, આમ ગણગણ્યા ન કર. બોલ આ દારૂજ છે કની? મને ખબર પડી તું કયાંથી લાવી તે." એમ કહીને આખું ભરેલું ગ્લાસ એક ક્ષણમાંજ એણે જમીન ઉપર ઢોળી દીધું અને કઠોર સ્વરે ફરીથી એનાને કહ્યું:—

"ચાલ, આમાં પાણી ભરી લાવ." એનાએ કર્ટનીના હાથ માંથી ગ્લાસ પાછું લીધું તે વખતે એના ગાલ ઉપર આંસુ ટપકવા લાગ્યાં. કર્ટનીએ ભરેલું ગ્લાસ ઢોળી નાખ્યું તેથી બિચારી એના લ્યુસી સામે કાતર દૃષ્ટિએ જોઇ રહી અને ઇશારાથી જણાવ્યું કે "બેન, મારા પતિના આ કૃત્યથી ગુસ્સે ન થશો." લ્યુસીએ પણ ઇશારામાંજ જવાબ આપી દીધો "બેન, ગભરાશો નહિ. મને ગુસ્સો નથી ચઢયો. એમણે ન પીધું એથી માત્ર મને પરિતાપ થયો છે." એનાએ પાણીનું ગ્લાસ કર્ટનીને આપ્યું. તે એણે પીધું અને બોલ્યો: 'હાશ, ધર્માદા કે સખાવતનો દારૂ પીવો તેના કરતાં આ પાણી કેવું સારૂં લાગે છે?" પાણી પીને એણે એનાને ગ્લાસ પાછું આપ્યું. મીનીટેક પછી બોલ્યો "કાંઈ ખાવાનું નથી? મને ભુખ લાગી છે. કકડો રોટલી હશે તોય ચાલશે. કારણકે એથી વધારે તો ઘરમાં કશુંયે નહિ હોય." મીસીસ લોન્સડેલે બાસ્કેટમાંથી રોટલી કાઢીને એનાને આપી એટલે એ લઇને એ દરદીના કોચ પાસે આવી.

"આ બધું તું ક્યાંથી લાવી ?" "હમણાં મેં કેટલીક ચીજો ગીરવી મુકીને—"એના આગળ બોલવા જતી હતી એટલે મી. કર્ટની વચમાંજ બોલી ઉઠયો "તું જુઠું બોલે છે. ગીરવી મુકવા જેવું આપણી પાસે કાંઈજ રહ્યું નહોતું. એક વસ્ત્ર પણ આપણી પાસે નહોતું; તો તેં શું ગીરવી મુક્યું ?"

"કાંઈક એવું થોડું થોડું મારી પાસે હતું. હવે તેનું તમારે શું કામ છે ? તમે જરાક હવે ખાવ." એમ કહીને એને રોટલી આપી તે એણે ખાધી; એટલે એનાને જરા નિરાંત વળી.

"કેમ, હવે તમને ઠીક લાગે છે ? લાવો જરા તમારા માથાના વાળ ઠીક કરૂં."

"ના, મને હમણાં તું પડી રહેવા દેને. હવે મને ઠીક થઇ જશે. બ્રાન્ડીની વાસ ક્યાંથી આવે છે ?"

"એ તો હમણાં તમે બેશુદ્ધ થઇ ગયા હતા ને ! ત્યારે તમને શુદ્ધિમાં લાવવા જરા આપણા ઘરની માલીક પાસેથી હું માગી લાવી હતી."

"એના, તું જુઠું બોલે છે. એ ડોકરી એક ટીપુંએ કોઇને આપે એવી નથી. એવી એ પાછી કાલે ભાડાને માટે બબડતી ફફડતી આવશે. પણ કાલ સોરો તો હું સારો થઈ જઇશ; એટલે એ રાંડને ગળચી પકડીને દાદરે ફેંકી દઇશ. મારાં સગાં વહાલાંએ કેવાં છે ! કે મને આવી સ્થિતિમાંજ સડવા દે છે. મને પચાસ પાઉંડ ઉછીના આપવાને માટે વિંડહામને હું લખું. એ નક્કી મને મોકલશે. સદ્‌ગૃહસ્થની પાસે માગવામાં કશોયે વાંધો નહિ. કાગળમાં સાથે સાથે એમ પણ લખીશ કે પેલો લુચ્ચો લોન્સડેલ અહિં આવેલો છે."

"હેનરી, આ તમે ઘણું ખોટું કરો છો. જે બિચારાં અહિં–" એને વચમાંજ બોલતી અટકાવીને કર્ટની બોલ્યો "ચુપ રહે. મારે આમ કરવું કે તેમ કરવું એ કહેનારી તું કોણ? તને હમણાંની પુષ્પાંજલી મળી નથી; પણ હવે જરૂર મળશે. માટે છાની રહે. બહુ બોલ બોલ ન કર. મને ઉંઘ આવે છે." એના કોચ આગળ નીચી નમી અને દરદીના સુકાઈ ગયેલા ફીક્કા ગાલ ઉપર એણે એક ચુંબન કર્યું. પણ એણે કહ્યું કે "મને એ નથી ગમતું." એટલે એના ત્યાંથી ઉઠી ગઈ અને કેપ્ટન કર્ટની ઉંઘી ગયો. પછી લ્યુસીએ એનાને કહ્યું "બેન, જુઓ. આ બાસ્કેટમાં જરૂરીઆતની અને ખપજોગી બધી વસ્તુઓ છે. તેમ એની અંદર સો ફ્રેંક પણ છે. બોલો હવે બીજું શું જોઇએ કહો." એનાએ પોતાના ઉપર ઉપકાર કરનારનો ગળગળી થઇ જઇને આભાર માન્યો અને બોલી "બેન, એ દાકતરને બોલાવવા દે તો કેવું સારૂં?"

"હું હમણાંજ દાકતરને બોલાવવાની ગોઠવણ કરૂં છું." એમ કહીને લ્યુસી બારણા આગળ ગઈ.

"પણ ના બેન, એનું કાંઈ કામ નથી. એ દાકતરને નહિ બોલાવવા દે. એ તો એમ કહે છે કે "મને એમને એમ પડી રહેવા દો એટલે હું આપોઆપ સાજો થઈ જઇશ. અરે એ એમ બતાવે છે કે હું એમને દુઃખ દઉં છું, પજવું છું; પણ મારા વગર અત્યારે એમની શી સ્થિતિ થઇ ગઈ હોત તે તો પરમાત્મા જાણે છે. હું દાકતરને બોલાવવાનું કહું છું ત્યારે મને એ ચુપ રહેવાનું કહે છે. હું એમને આશ્વાસન આપવા બે મીઠા શબ્દો બોલું છું કે એમને શરીરે હાથ ફેરવું છું તો, અરે પણ મીસીસ લોન્સડેલ મારૂં દુઃખ તો તમે

નજરે જોઇજ રહ્યાં છો." એમ કહીને એ રડી પડી. એ રડીને શાંત થઈ એટલે ફરીથી લ્યુસી બોલી "દાકતરની સલાહ તો લેવીજ જોઈએ. આવી સ્થિતિમાં એમને એમ કાંઇ આમને રાખી ન મુકાય."

પ્રેમાળ યુવતિએ બીતાં બીતાં એને પૂછ્યું "શું તમે એમ ધારો છો કે એમને વધારે માંદગી છે? નાના, એ વધારે માંદા નથી. મને કહો કે એમનો મંદવાડ ભારે નથી."

"મારી વ્હાલી બેન, એમને એકદમ આરામ થઈ જાય એવું ધારવાનું નથી. મને લાગે છે કે–"

"એમનો મંદવાડ ભારે છે એમજ ને?" એમ કહીને એના ચિંતાતુર વદને લ્યુસી સામું જોઈ રહી.

"હા બહેન, મને લાગે છે કે એમનો મંદવાડ ભારે છે. માટે દાકતરની સલાહ લેવી જોઇએ. અહિંથી જઇને તરતજ હું દાકતરને મોકલી આપીશ. એ આવીને કેપ્ટન કર્ટનીની સારવાર કરશે."

"બેન, એમને સીગ્રેવના નામથીજ બોલાવજો. એ એવા ટેકીલા છે કે જ્યાં સુધી એ ગરીબ હાલતમાં છે ત્યાં સુધી પોતાનું ખરૂં નામ જરાએ બહાર પાડવા માગતા નથી." લ્યુસીને ખાતરી થઈ હતી કે એનાનો પ્રિયતમ ભાગ્યેજ બહુ દિવસ કાઢે. એ નીચે ઉતરી તે વખતે ઘરની માલીક સાથે ફ્રેડરિક વાત કરી રહ્યો હતો. ત્યાં ટેબલ ઉપર આસરે બસો ફ્રેંક એટલે આઠ પાઉંડ પડેલા હતા, અને ફ્રેડરીકના હાથમાં માલીકે લખી આપેલી રસીદ હતી. કેપ્ટન કર્ટનીનું ચઢેલું ભાડું એણે પુરેપુરૂં ચુકવી આપ્યું હતું. એ ગર્વિષ્ટ અને પશ્ચાત્તાપ વિનાના માણસે એનું આટલું બધું અપમાન કર્યું હતું; છતાએ એ મરતા માણસના દુઃખભારને ઓછો કરવાને ફ્રેડ-

રિકે જે ઉદારતા બતાવી હતી તે ખરેખર એના જીવનનું મોટામાં મોટું અને પ્રશસાપાત્ર કાર્ય હતું. લ્યુસી પણ પોતાના પતિની અપ્રતીમ ઉદારતાથી ઘણી ખુશી થઈ ગઈ; અને રસ્તામાં ચાલતાં ચાલતાં ફ્રેડરિકનો હાથ પોતાની છાતી ઉપર મુકીને બોલી “ વ્હાલા, તમે પણ સખી દીલના છો, એ તો હું પહેલેથી જાણુતી હતી. પણ આજે તો તમે એ ઉદારતાની હદ વાળી છે. મારા પ્રિયતમ ફ્રેડરિક, પ્રભુ તમને સુખી રાખો. તમારા જેવાને તે કશું દુઃખ પડતું જોઇએ ?”

“ મધુરી, તું મારાં વખાણ કરે છે, પણ તુ કયાં ઉદારતામાં અને પારકાના દુઃખની દયા ખાવામાં મારા કરતાં પાછી હઠે એમ છે ? આપણે એમાં આપણી ફરજ બજાવ્યા ઉપરાંત શું કર્યું છે? આપણા જીવને સંતોષ થયો એ આપણા કર્તવ્યનો બદલો છે.” પછી એ બન્ને જણ એક નજીકમાં રહેતા ડોકટરને ત્યાં ગયાં અને તેને કર્ટની પાસે મોકલી આપ્યો. ફ્રેડરિકે દાકતરને એની ફીને માટે ખાતરી આપી હતી એટલે દાકતર બતાવેલે સ્થળે ગયો, અને આ સખી દંપતિ પોતાને ઘેર આવ્યાં. ઘેર આવ્યા પછી પણ એમણે એજ વિષય ઉપર ચર્ચા ચલાવી હતી.

બીજે દિવસે સવારે ફ્રેડરિક દરદીની પ્રકૃતિની ખબર કાઢવા પેલા દાકતરને ત્યાં ગયો. દાકતરે અથથી તે ઈતિ સુધી બધી હકીકત કહી સંભળાવી અને છેવટે કહ્યું કે “ મી. સીગ્રેવની બચવાની જરાએ આશા નથી. દારૂમાં અને રંડીબાજીમાં એણે પોતાના દૃઢ અને મજબુત શરીરની પાયમાલી કરી નાખી છે, અને હમણું હમણાંતો પૈસાની હાડમારી વિગેરે નવાં દુઃખોથી એનો અંત હવે વહેલો આવી જશે. આજનો દહાડો એ ભાગ્યે કાઢે. ગઈ રાતનોજ એનો મંદવાડ

વધી ગયો છે. અત્યારે હું ત્યાંજ જવાની તૈયારી કરૂં છું." આ દુઃખદ સમાચાર સાંભળીને ફ્રેડરિક ખિન્ન થઇ ગયો. એણે દાકતરને પૂછ્યું "તમે મીસીસ સીગ્રેવને આ ભારે મંદવાડની વાત કરી છે ?" દાકતરે કહ્યું "મને એમ લાગ્યું કે મારે એને કહેવું તો જોઇએ; તેથી મેં એને કહ્યું. એટલે એ તો દુઃખથી ગાંડા જેવી થઇ ગઈ." ફ્રેડરિકે દાકતરને કહ્યું "તમે હવે જલદીથી ત્યાં જાઓ." એમ કહીને એ પાછો ઘેર આવ્યો અને દાકતરે કહેલી સર્વ હકિકત એણે લ્યુસીને કહી સંભળાવી. પતિને મુખેથી આ વાત સાંભળીને એણે કહ્યું "ચાલો ત્યારે, હું જાઉં અને બિચારી એનાને ધીરજ આપું. એ બિચારીની સ્થિતિ ઘણી દયાપાત્ર છે. હવે એ ઘર બા'ર વગરની થઇ જવાની. પ્રિયતમ, તેમ થશે તો એને આપણે ત્યાં રાખીશું." પત્નિ પોતાના દીલાવર દીલના પતિને ભેટી પડી અને તરતજ ધર્મકાર્ય કરવા ત્યાંથી ચાલી નીકળી અને એનાના મકાન ઉપર આવી પહોંચી. પેલી બુઢ્ઢીએ બારણું ઉઘાડયું અને કાંઈ આશા નથી એવું બતાવવા એણે માથું ધુણાવ્યું. લ્યુસી દાદરે ચઢી અને રૂમમાં દાખલ થઇ. દાકતર દરદીના બીછાના પાસે બેઠો હતો. એના દરદીના મુખ સામું નીચું ઘાલીને બેઠી હતી. એની આંખ માંથી આંસુ વહી રહ્યાં હતાં. ડુસકાં ખાતાં ખાતાં એની છાતી ભરાઈ ગઇ હતી. આખી રાતનો એને અખંડ ઉજાગરો હતો. એના કાળા ચકચકતા વાળ વીખરાઇ ગયેલા હતા અને એ સીગ્રેવ સામે નીચું વળીને જોતી હતી તે વખતે એના ચોટલાની છુટી છુટી લટો સીગ્રેવના મોઢા ઉપર લટકતી હતી. લ્યુસી આવી એટલે એને આવ-કાર આપવા એનાએ એનો હાથ દબાવ્યો પણ તે વખતે એ

છેક ફીક્કી પડી ગઇ હતી. એ ખરેખરી નિરાશ થઈ ગઇ હતી. દરદી હાલ્યા ચાલ્યા વગર એમને એમ પડી રહ્યો હતો. એની આંખો ખુલ્લીજ હતી અને જાણે એ પલંગની છત્રી સામું જોઈ રહ્યો હોય એમ લાગતું હતું. મૃત્યુ અત્યારે દરદીના શરીર ઉપર પોતાની પુરે· પુરી સત્તા જમાવી રહ્યું હતું. દાકતરે લ્યુસીને ઇશારતથી કહ્યું કે "હવે ઘડી સાથ છે." લ્યુસીએ ધાર્યું કે હવે એનાને અહિં વધારે વાર મરતા માણસ પાસે રહેવા દેવી એ યોગ્ય નથી; તેથી એની પાસે જઇને એના કાનમાં કહ્યું "બેન, જરા બીજા ઓરડામાં મારી સાથે આવો છો?" "ના, ના, ઘડીવારે હું હવે બહાર નહિ આવું. પણ મીસીસ લોન્સડેલ, કહો તો ખરાં તમને કેમ લાગે છે? આશા પડતું કાંઇ નથી?" દાકતર તરફ દૃષ્ટિ કરીને એ બોલી "આ દયાળુ ગૃહસ્થ જે કહી રહ્યા છે તે હું સમજી શકું છું એવું મારાથી માની શકાતું નથી. ખરૂં કહો છો કાંઇજ આશા નથી?" આટલું બોલીને જાણે એને ટાઢ ચઢી ગઈ હોય એમ તે ધ્રુજી ઉઠી અને એના દાંત પણ કચડ કચડ બોલવા લાગ્યા. લ્યુસીની આંખમાં પણ આંસુ આવી ગયાં અને એ બોલી "વ્હાલી એના, પરિણામ ઘણું માઠું છે."

"ના ના, હજુ એ સમયને ઘણી વાર છે. એટલું બધું જલદીથી એવું નહિ થાય. એકાદ અઠવાડીઉં તો એ જીવશે. એટલુંએ એ નહિ ખેંચી કાઢે? એ ગુજરી જશે એટલો વિચાર કરવા સરખોએ મને વખત નહિ મળે?" એનાએ નખથી શિખ પર્યંત ધ્રુજતાં કહ્યું.

"બેન, હવે કશી આશા જેવું નથી. જુઓને એમને કેટલું દુઃખ પડે છે? દુઃખમાંજ એ રીબાયા કરે તેના કરતાં દુઃખમાંથી એ છુટે એજ ઇચ્છવા જેવું છે."

"ખરૂં છે; હવે તો આશા જેવું કશુંયે નથી. આશા નથી તોયે આશાના તાંતણાને વળગી રહી છું. શું એ એટલા બધા જલદી ચાલ્યા જશે? મારા વ્હાલા પ્રાણનો વિયોગ થશે? ઓ પ્રભુ, પછી મારૂં શું થશે?" લ્યુસીએ માયાળુ પણ જવાબ આપ્યો "વ્હાલી એના, તમે મારે ઘેર રહેજો." એનાએ લ્યુસીનો હાથ દબાવતાં કહ્યું "બેન, તમારા જેવી માયાળુ અને ઉમદા સ્ત્રી મેં કોઇ જોઇ નહિ. તમારો હજારો વાર ઉપકાર માનું છું. પણ હું ક્યાં રહીશ તેનો વિચાર નહોતી કરતી. અરે એમના ગયા પછી અહિંથી મને કોઇ મોટા મહેલમાં લઇ જાય તોયે પણ હું તો એમજ કહું કે મારૂં શું થશે? એમના વગર હું નહિ જીવી શકું." એમ કહીને એ ખુરશીમાં પડી અને ચિંતા અને દીલગીરીના ઓઘમાં તણાવા લાગી.

દરદી કોચમાં જરાક હાલ્યો અને એણે એક મોટું ડચકું ખાધું એના એકદમ ઉઠી અને દરદીના ઉપર નીચી વળીને જોઇ રહી. એને એમ ધાસ્તી લાગી કે હમણાંજ એ ઉપડી જશે કે શું! કર્ટનીનામાં હજુ જીવ હતો. દાકતરે શીશીમાંથી દવાનાં થોડાં ટીપાં પાણીમાં મેળવીને એના ગળામાં મુશ્કેલીથી રેડી દીધાં. એનાએ આતુરતાથી દાકતરને પૂછ્યું "આ દવાથી એમને આરામ થશે?" દાકતરે જવાબ આપ્યો "મીસીસ સીએવ, દવાની અસર ઝાઝી નહિ થાય. મારાથી તમને એથી વિશેષ શું કહી શકાય?"

"મને જરા ઓળખે તોયે સારૂં." એમ કહીને એના દરદીના ફીક્કા ગાલ ઉપર પ્રેમભર્યાં ચુંબનોનો વરસાદ વરસાવવા લાગી. એ ચુંબનો દ્વારા પોતાનો સર્વ પ્રેમ અવ્યક્ત કરવા લાગી. અરે સ્ત્રીના પવિત્ર પ્રેમની નીશાની રૂપ ચુંબનોમાં મરતા માણસમાં નવું જીવન

રેડવાની શક્તિ હોત તો અત્યારે આ દાક્તરની દવા કરતાં દસ હજાર ગણી બળવત્તર અસર એનાનાં વ્હાલભર્યાં ભાવપૂર્ણ ચુંબનો—એ ઉપજાવી દીધી હોત અને દરદીમાં નવીન ચેતન આવ્યું હોત. વળી અડધા કલાક સુધી દરદી કાંઈ પણ હલન ચલન વગર એમને એમ પડી રહ્યો. એની આંખો આમ તેમ જરા જરા ફરતી હતી, અને હોઠ ઉઘડીને વારંવાર એને ડચકાં આવતાં હતાં. આ બધો સમય એના દરદીની સારવાર કરતી એની પાસેજ બેસી રહી હતી. હવે દરદીના બન્ને હોઠ ઉઘડી ગયા. એના ગળામાં પાણી અને પવન મળવાથી જેવો ગળગળ ગળગળ અવાજ થાય તેવો ધીમો ધીમો ગરેડો બોલવા લાગ્યો. આ અવાજ સાંભળીને એના હવે વધારે શંકિત થતી ગઈ. ગરેડો તો ચાલ્યાજ કર્યો. જરાએ બંધ ન પડયો. ઉલટો વધવા લાગ્યો. એણે ફરીથી દાકતર સામું જોયું અને પૂછ્યું કે આ શું થાય છે ?"

દાક્તરે ગંભીર સ્વરે કહ્યું "બેન, હમણાં તમે અહીંથી ચાલ્યાં જાવ તો સારૂં."

"ના ના, હું અહિંથી નહિ ખસું. હવે મને સમજ પડી. હું છેક છેવટની ઘડી સુધી અહિંજ રહીશ." એમ બોલતી બોલતી એના દુઃખથી ધ્રુજી ઉઠી. દરદીના ગળામાં અત્યારે મૃત્યુનો છેલ્લો શ્વાસ ચાલી રહ્યો હતો. એનાની દયાજનક સ્થિતિ જોઈને લ્યુસીની આંખમાં આંસુ આવી ગયાં. બે ત્રણ મીનીટ સુધી આવો ગરેડો ચાલ્યો અને પછી ધીમે ધીમે એ અવાજ બંધ પડતો ગયો, અને આખરે પુરેપુરો બંધ પડયો. એટલે તરતજ એનાએ ભારમી ચીસ પાડી. એણે જાણ્યું કે હવે બધું પતી ગયું. એનામાં જાણે

વિજળીનો પ્રવેશ થયો હોય તેમ એ સફાળી ઉઠી. એક બે ડગલાં લથડતી લથડતી પાછી હઠી. એટલે લ્યુસી એને પડતી પડતી બચાવવાને એકદમ ઝાલી રાખવા દોડી; પણ તેજ ક્ષણે આ કમનસીબ યુવતી ધબ દઈને કોચ ઉપર પડી ગઈ. આમની છાતી ઉપર એનું માથું પડયું અને એ છેક અચેતન થઈ ગઈ. ડાકટર અને લ્યુસી બન્ને એને બેઠી કરવાનો પ્રયત્ન કરવા લાગ્યાં; તેમ કરવા જતાં કેપ્ટન કર્ટનના શર્ટ ઉપર લોહી લોહી થઈ રહેલું એમણે જોયું; એટલે એનાના સામું એમણે દૃષ્ટિ કરી તો ખલાસ! બિચારાએ પ્રાણ છોડી દીધા હતા. એને લોહીની ઉલટી થઈ હતી. એના હોઠમાંથી જીવનપ્રવાહ વહી ગયો. ગરીબ બિચારીનું હૃદય ફાટી પડયું. બીજું શું કહીએ?

મી. અને માસીસ લેન્સડેલે કર્ટની અને એના બન્નેને ફ્લેના કબરસ્તાનમાં દફનાવ્યાં. એક ઇંગ્લીશ પાદરીએ મરણ સમયની બધી ધર્મક્રિયા કરાવી. મરનારનાં સગાં વહાલાંને એના મરણની ખબર કાગળ દ્વારા આપવાને લેન્સડેલે બ્રીટીશ કોન્સલને જણાવ્યું કે મરનાર મી. સીમેત્રનું ખરૂં નામ કેપ્ટન કર્ટની હતું; માટે તેમનાં સગાંવહાલાંઓને એ નામથી ખબર આપવી.

---

## પ્રકરણ ૨૪.

---

### વિઘાતક પત્ર.

ઉપલા કરૂણાજનક બનાવથી ફ્રેડરિક અને લ્યુસી બન્નેનાં મન ઘણાં ખિન્ન થઈ ગયાં હતાં. તેમાંએ લ્યુસીએ તો એ બધી દુઃખમય

ઘટના નજરે જોઇ હતી; એટલે એને તો વધારે ઉદ્વેગ આવી ગયો. એમની સ્થિતિમાં મુકાયલો કોઈ પણ માણસ, જે કાંઇ આ સંજોગોમાં કરી શકે તેના કરતાંએ એમણે એમનું કર્તવ્ય ઘણું ઉત્તમ પ્રકારે બજાવ્યું હતું; અને તેથીજ એમના મનને સંતોષ થતો હતો. નાતા ! આવી અને ગઇ. ડીસેમ્બર માસ પુરો થતો હતો તેની સાથે એ વર્ષ પણ કબરમાં સમાઈ જતું હતું. હજુએ લ્યુસીના કાગળનો જવાબ ન આવ્યો તેથી એ ચિંતા કરતી હતી. એવામાં એક દિવસ સવારે પોસ્ટમેન એના બારણા આગળ આવ્યો અને મીસીસ રોબી-નસનના શીરનામાનો કાગળ એના હાથચાં મુકયો. પોસ્ટની છાપ ઇંગ્લીશ હતી. સરનામું સ્ત્રીના હાથથી લખાયલું હોય એમ લાગતું હતું; કારણ કે કાગળ ઉપર સરનામાના અક્ષર સ્ત્રીના જેવા લાગતા હતા. લ્યુસીએ કાગળ ફોડયો અને તેમાં નીચે પ્રમાણે લખેલું એ વાંચવા લાગી.

પેરીસ હોટલ, ડોવર.

૨૯ મી ડીસેમ્બર, ૧૮૩૪.

મારી વ્હાલી લ્યુસી,

આપણા બે જણુ વચ્ચે સગાઈનો જે સંબંધ છે, તે સંબંધને લઇને ઉપર પ્રમાણે સંબોધીને હું તને લખું તો તેમાં તને ખોટું નહિ લાગે. તારો કાગળ તારા પિતાને મળ્યો છે અને તે વાંચી એમને ઘણો આનંદ થયો છે. થોડા વખતથી તો એમને એવોજ વિચાર થયા કરે છે કે, અરે, મેં લ્યુસી પ્રત્યે ઘણી કર્કશતા અને કઠોરતા દર્શાવી છે. હવે એમને તેનો પશ્ચાત્તાપ થાય છે. એ બધું મારે લીધેજ થયું છે એવું માન ખાટી જવા હું માગતી નથી; પણ

ટલું તો મારે કહેવું પડે છે કે તારા તરફ એમનું હૈયું વધારે ને
વારે કુણું થાય તેમ કરવામાં તો હું સાધનભૂત થઇ હતી. જ્યારથી
.મની સાથે મારાં લગ્ન થયાં છે, ત્યારથીજ તમો બન્ને આપદીકરી
ચ્ચે સમાધાન થાય અને એક બીજાના ઉંચાં થયેલાં મન ફરીથી
ળે એવો યત્ન હું કરતીજ રહી છું. એ જો તારૂં ઠેકાણું જાણતા
ાત તો અત્યાર આગમચ ગઈ ગુજરી ભુલી જવાને માટે તને
યારનોયે પત્ર લખ્યો હોત; અને તેથીજ તારો આ પત્ર મને તેમજ
એમને ઘણો આવકારદાયક થઈ પડયો છે. વળી તું જાણીને વધારે
ખુશી થઈશ કે તારા પિતાએ તને એકલીનેજ નહિ પણ સાથે સાથે
ારા પતિને પણ ક્ષમા આપી છે. તું લખે છે કે મી. લોન્સડેલ
ારી સાથે ઘણા માયાળુ ભાવથી વર્તે છે, એ વાંચીને તો તારા
િતા તને મળવાને તલપાપડ થઇ રહ્યા છે. મી. લોન્સડેલને તું
ખાતરી આપજે કે હવેથી તમારી સાથેની પહેલી મુલાકાતથીજ
ડેવીસ તમારી સાથે સ્નેહ ભાવથી વર્તશે. આ પત્ર હું ડોવ·
થી લખું છું તેથી તને આશ્ચર્ય તો થશેજ; પણ એનું કારણ તું
ણીશ ત્યારે તારા પિતા તને મળવા અને તારા મનનું સમાધાન
રવા માટે કેટલા બધા આતુર થઇ ગયા છે તેનો તને ખ્યાલ
આવશે. આ પત્રનો આટલે સુધીનો ભાગ વાંચતાં તો તારા મનમે
આનંદ થયો હશે પણ હવે જરા તમે દીલગીરી થાય એવું મારે
લખવું પડે છે. કેટલાક વખતથી તારા પિતાની તબીઅત સારી રહેતી
થી અને તેથી એ બાબતમાં મને તેમજ એમના મિત્ર વર્ગમાં
ચિંતા રહ્યા કરે છે. એમને પણ એમ લાગે છે કે એમની તબીઅત
ઘટતી જાય છે અને એમને હવે એમજ થાય છે કે થોડા વખત-
એમનું મૃત્યુ થશે; પણ એવો બધો ભય રાખવાનું અને કાંઇ

દાળુ જણાતું નથી. એમના મનમાં એમ થયા કરે છે કે “ મરતા પહેલાં હું મારી લ્યુસીને મળું ” અને તેજ કારણને લઇને અમે કેલે આવવા નીકળ્યાં. એમને મળવાને માટે તમને બન્નેને ઈંગ્લાંડ બોલાવત; પણ કેટલાક ખાસ કારણોને લઈને તમને ત્યાં ન બોલાવતાં એમણેજ તમારી પાસે આવવાનું વધારે યોગ્ય ગણ્યું અને તેથીજ હું એમની એ ઇચ્છાની આડે ન આવી. મને પણ એમ લાગ્યું કે હવા અને સ્થળ ફેરથી તારા પિતાની પ્રકૃતિમાં સુધારો થશે; એટલે અમે કેલે આવવા નીકળ્યાં અને ગઈ રાતે અમે ડોવર આવી પહોંચ્યાં. એક તો ઘણે વખતે તમને બન્નેને મળવાની એમની આતુરતાએ એમને ઉશ્કેરી મુકયા હતા અને બીજું મુસાફરીનો થાક લાગ્યો એટલે એમની તબીઅત પાછી લથડી ગઇ અને રાતના એ ઘણા માંદા થઇ ગયા છે; પણ બહુ ચિંતા કરવા જેવું નથી. દાક્તરને બોલાવ્યા છે અને એ પણ કહે છે કે ફીકર કરવા જેવું નથી; પણ હવે આ સંજોગોમાં અને આવી ટાઢમાં ડોવરથી કેલે આવવાનું એમને માટે ઘણું મુશ્કેલ છે. દાકતર પણ તેમ કરવાની ચોખ્ખી ના પાડે છે. તારા પિતા તને અને મી. લોન્સડેલને મળવા ઘણા આતુર છે. કારણ કે એમને એમજ થયા કરે છે “ હવે હું બહુ જીવવાનો નથી. ” માટે તને લખવાનું કે વધારે નહિ તો એકાદ દિવસ પણ તું અને તારા પતિ બન્ને જણ એમને મળવા આવી જાઓ તો સારૂં.

એમની તબીઅતમાં શો ફેરફાર થાય છે તે જોવાને ટપાલનો વખત થતા સુધી કાગળ લખવાનું મેં મોકુફ રાખ્યું હતું. હમણાંજ મને એમણે કહ્યું કે એમને એમનો અંત પાસે આવતો જણાય છે.

અને મને પણ એમ ભય લાગે છે કે જો તમે બન્ને અહિં આવીને એમના જીવને શાંતિ નહિ આપો, તો કદાચ ઘુરાપામાં એમનું દરદ ઘણું વધી જશે અને તે કદાચ પ્રાણઘાતક પણ નીવડે. આવો તો તમે બન્ને જણુ આવજો; કારણ કે એ પોતે કહે છે કે "લોન્સડેલ-ને અને મારી વ્હાલી લ્યુસીને મારાથી નહિ મળાય અને નહિ ભેટાય તો મારૂં મોત સુખમાં નહિ થાય." એમને એમ થાય છે કે "લોન્સડેલને મેં બહુ દુભવ્યા છે. તો કાગળદ્વારાએ કે કોઈની મારફતે એમની માફી માગવી તેના કરતાં લોન્સડેલને પોતાની રૂબરૂ બોલાવીને પોતાને મુખેજ પશ્ચાત્તાપ કરવો." એવી એમની તીવ્ર ઇચ્છા છે. માટે મને ખાતરી છે કે અમારી આ વિનંતિને માન આપીને તમે બન્ને જણુ જરૂર આવશો."

લી. તારી પ્રેમાળ સાવકી માતા

કેથેરાઈન ડેવિસ.

આ કાગળ વાંચીને લ્યુસી ઘણી હરખાઇ ગઇ. એના પિતા એની સાથે રીસાયલા હતા તે મનાયા અને વળી એના પતિને માટે પણ એમની આટલી બધી સારી લાગણી છે એ વાંચીને તો એને ઘણો આનંદ થયો. પણ પિતાની માંદગીની હકીકત વાંચીને એને ચિંતા થઇ અને એમ થયું કે કાગળમાં લખ્યું છે તેના કરતાં એના પિતાનો મંદવાડ વધારે હશે. એ વાંચી રહી એટલે એણે એ કાગળ લોન્સડેલને વાંચવા આપ્યો અને એથી એના મુખ ઉપર કેવી અસર થાય છે, એનું તે નિરીક્ષણ કરવા લાગી. ફ્રેડરિક પત્ર

વાંચતો વાંચતો આનંદમાં આવી ગયો અને મી. ડેવીસ હવે સમાધાનીથી કામ લેવા માગે છે એ વાંચીને એ પ્રસન્ન થયો. કાગળ વાંચી રહ્યો એટલે એ બોલ્યો " આપણે જવું જોઇએ. "

લ્યુસી હેતથી ફ્રેડરિકનો હાથ પકડીને બોલી " પણ ફ્રેડરિક, ત્યાં આવવામાં તમને જોખમ નથી લાગતું ? "

" મને તો કશુંયે જોખમ નથી લાગતું. અને કદાચ હોય તોયે શું ? આ સંજોગોમાં એ જોખમ વેઠી લઇશું. જોઈએ શું થાય છે. મને કાંઈ હવે એવી બીક નથી લાગતી. મારી રેજીમેન્ટ હજુ માન્ચેસ્ટરમાં છે અને એ ડોવરથી કેટલુંયે દુર છે. વળી ડોવરમાં આપણને કોણ ઓળખે છે ? ચાલોની હમણાં નાતાલની રજાએ છે એટલે સ્કુલ પણ બંધ છે. "

" ફ્રેડરિકને પણ આપણે સાથે લઇ જઇશું ને ? " લ્યુસીએ કહ્યું.

" હારતો વળી. એને પણ જરા મુસાફરીમાં મઝા પડશે. મી. ડેવિસ પણ એમના આ નાના પૌત્રને જોઈને હરખાઇ જશે. "

ડોવર જવાને માટે કાંઇ ઝાઝી લાંબી તૈયારી કરવાની જરૂર નહોતી એટલે જોઇતી ચીજો તૈયાર કરીને બીજેજ દિવસે એમણે નીકળવાનો વિચાર કર્યો. હવા પણ મુસાફરીને અનુકૂળ હતી. દરિયો પણ શાંત હતો. સવારે દસ વાગે બન્ને જણ એક ફ્રેન્ચ સ્ટીમબોટમાં બેઠાં અને બે અઢી કલાકમાં ડોવર પહોંચી ગયાં. ડોવરને કિનારે એમણે પગ મુક્યો અને ફ્રેડરિકના મનમાં કાંઇક ખટકો પેઠો. એને લાગ્યું કે સંપૂર્ણ સલામતીના સ્થળમાંથી એ બીન સલા-

મત સ્થળમા આવી પહોંચ્યો છે. પણ ઓળખાઈ જવાનો સંભવ ઘણોજ ઓછો છે એ વિચારે એના મનનો એ ખટકો દૂર થઇ ગયો. લ્યુસીને પણ અંતરમાં કાંઈક એવોજ ભાસ થઇ આવ્યો; પણ એથી કરીને એના મનમાં ખાસ ભય ઉપજ્યો નહોતો. એને પણ એજ વિચાર આવ્યો કે " મારા પતિમાં એવું પરિવર્તન થયું છે કે જેથી એમને ચાલતાં સુધી કોઇ ઓળખી શકે એમ નથી." નાના ફ્રેડીને તો નવું સ્થળ અને બધી નવી નવી વસ્તુઓ જોવાની મળી હતી; એટલે એ એના તાનમાંજ હતો અને પોતાનાં માતા પિતાની આગળ આગળ નાચતો કુદતો ચાલતો હતો. એમના સર-સામાનનું પોટકું પહેલવહેલું કસ્ટમ હાઉસમાં તપાસવાને માટે જવાનું હતું; એટલે તે ત્યાંજ રહ્યું અને એ બન્ને સ્ટીમરમાંથી ઉતરીને કીનારે પહોંચ્યાં.

જેવો ફ્રેડરિકે કિનારા ઉપર પગ મુકયો કે તરતજ એના હાથ ઉપર કોઇએ હાથ મુકયો અને એના તથા લ્યુસીના કાને " તમે મારા કેદી છો " એવા અપશુકનસૂચક શબ્દો પડયા. આ બનાવથી લ્યુસીથી ચીસ પડાઈ જતી હતી; પણ મહા ભગિરથ પ્રયત્ને પોતાની ચીસ એણે દબાવી દીધી. એને એકદમ વિચાર આવ્યો કે " અરે મારાથી આવું કયાં થઈ જાય છે ? અત્યારે મારા પતિને આ અણુ-ધારી આફતમાં મારે આશ્વાસન આપવું જોઈએ. મારી ગભરામણથી હું એમને નહિ ગભરાવું." જે કોન્સ્ટેબલે ફ્રેડરિકનો હાથ પકડયો હતો, તેને ફ્રેડરિક ઘણા ધીમા સ્વરે કહેવા લાગ્યો " હું કાંઇ પણ તોફાન કર્યા વગર તારી સાથે આવું છું; પણ આ બધાની વચ્ચે મારી ફજેતી તું નહિ કરે, તો તેનો બદલો હું તને આપવા ચુકીશ

નહિ. " કોન્સ્ટેબલે ઇશારત કરીને પોતાની સાથે બીજા બે કોન્સ્ટેબલો હતા તેમને દૂર હઠી જવા કહ્યું અને પછી ફ્રેડરિકના સામું જોઇને બોલ્યો " મારૂં ચાલશે ત્યાં સુધી તો હું તમારી લાગણી નહિ દુઃખાવું. પણ મારે તમારો હાથ તો ઝાલવોજ પડશે. " ફ્રેડરિકને લાચારીએ એ વાત કબુલ કરવી પડી. સારે નસીબે સ્ટીમરમાંથી ઉતરનારા ઉતારૂઓ કેટલાક ઘર તરફ જવાની, કેટલાક કોઇ હોટલમાં જવાની અને કેટલાક પોતાના મિત્રોને મળવાની ઉતાવળમાં હતા; એટલે એમનું કોઈનું ધ્યાન ફ્રેડરિક તરફ ન ગયું અને તેથી એની ફજેતી થતી અટકી. લ્યુસી આ આપત્તિથી શૂઢ બની ગઇ હતી. એને રડુ રડુ થઇ જતું હતું; પણ રડવું દાબી રાખીને તે પોતાના પતિનો હાથ ઝાલીને ચાલવા લાગી અને દૃષ્ટિના ઇશારાથી આવી પડેલી વિપત્તિ ધૈર્યથી સહન કરી લેવાની ફ્રેડરિકને વિનંતી કરતી હતી. બાળક એના બીજા હાથની આંગળી ઝાલીને એની જોડેજ ચાલતો હતો. છોકરો બુદ્ધિશાળી હતો એટલે સમજ્યો તો ખરો કે કાંઇ આફત જેવું છે; પણ શી આફત છે તેની એને સમજણ ન પડી. એના માતા પિતાનાં મુખ શીઆ વીઆ થઈ ગયેલાં જોઇને છોકરો પણ ડરી ગયો હતો; અને તેથી આ શું થાય છે એટલું પુછવાનીએ એની હિમત ન ચાલી. એ બિચારો ઘડીમાં લ્યુસી તરફ જોતો તો ઘડીમાં ફ્રેડરિક તરફ જોતો. અત્યારે એ બન્નેના મનની કેવી સ્થિતિ થઇ ગઇ હશે તેનો વિચાર કરવાનું અમે અમારા સુજ્ઞ વાંચકોનેજ સોંપીએ છીએ. પહેલાં એવાજ દુઃખના પ્રસંગે અમે એમના મનની સ્થિતિનો ચિતાર આપ્યો છે; પણ અત્યારે આ દંપતિના અમૃતમય સુખ ઉપર જે કાળો પડદો પડી ગયો, તેનું

વર્ણન કરવાને અમારી પાસે પુરતા શબ્દોએ નથી તેમ અમારી કલમ પણ ચાલતી નથી.

ચાલતાં ચાલતાં કોન્સ્ટેબલે ફ્રેડરિકને પૂછ્યું. "લંડન જવાની તો છેક બપોરે ગાડી જવાની છે, તો તે દરમ્યાન બોલો આપણે ક્યાં જઈશું ?" પોતાને આપત્તિમાં લાવી મુકનાર અમુક શખસજ છે અને તે અત્યાર પેરીસ હોટલમાં છે, એમ ફ્રેડરિકને ખાતરી થઇ હતી એટલે એ બોલ્યો "પેરીસ હોટલમાં કોણ છે ?"

કોન્સ્ટેબલે કહ્યું "બીજે ઠેકાણે તો જવું નથી; ત્યારે ચાલો પેરીસ હોટલમાંજ જઇએ. કારણ કે મને ખબર પડી છે કે તમે હોટલનું બીલ આપી શકો એવી સ્થિતિમાં છો." ફ્રેડરિકે સામો કશો જવાબ ન આપ્યો અને જાણે સ્વપ્નમાંજ ચાલતો હોય તેમ ચાલવા લાગ્યો. પેરીસ હોટલ આવી એટલે કોન્સ્ટેબલના હુકમથી વેટર એમને એક ખાનગી રૂમમાં લઇ ગયો. આ લોકો રૂમમાં પેઠા એટલે તરતજ પેલા બીજા બે કોન્સ્ટેબલો પણ આવી પહોંચ્યા અને તેમાંના એકે, ફ્રેડરિક જેના ચાર્જમાં હતો તે કોન્સ્ટેબલને કહ્યું કે "આને બેડીઓ પહેરાવજો. નહિતો એણે કહ્યું છે કે એ નાસી જશે." આ સાંભળીને ફ્રેડરિક ખુરશી ઉપર પડ્યો હતો ત્યાંથી એકદમ ઉભો થઇ ગયો અને બોલ્યો "એવું તમને કોણે કહ્યું ? એવો કોણ માણસ છે ! એ ક્યાં છે ? એને અહિં બોલાવી લાવો. મારા વેરના પ્રજ્વલિત અગ્નિમાં એની હું આહુતિ આપી દઉં." લ્યુસી એને ગળે હાથ નાખીને પૂર્ણ આર્જવતાથી બોલી ઉઠી "ઓ મારા વ્હાલા પ્રિયતમ, હું તમને વિનવી વિનવીને કહું છું કે તમે શાંત પડો." અત્યારે ફ્રેડરિકની આંખમાંથી વેર વરસી રહ્યું હતું; એના વચનમાં કટુતા આવી

ગઈ હતી એટલે એણે ક્રોધમાંજ જવાબ દીધો " શું તું મને શાંત પડવાનું કહે છે ? તું તો ભયંકર વાવાઝોડાનેયે શાંત પડવાનું કહીશ." વળી શાંત પડીને એ બોલ્યો " પ્રિયતમા, મને તારે માટેજ આટલું બધું લાગી આવે છે. ઓ પ્રભુ, આ કેવું દુઃખ ? કેવી ભયંકરતા ?" એમ કહીને વળી પાછો એ ખુરશીમાં પડયો અને બે હાથમાં પોતાનું મોઢું ઢાંકી દઇને તાણીથી રડવા લાગ્યો. નાનો ફ્રેડી પિતાના ખોળા ઉપર ચઢી ગયો અને દયા ઉપજે એવા કાલા કાલા શબ્દોથી કહેવા લાગ્યો " પિતાજી, તમે ન રડો. " લ્યુસી પણ પતિની પાસે ઢળી પડી અને લથડતા સ્વરે કહેવા લાગી " પ્રિયકર, શાંત થાવ, શાંત થાવ. તમે આ શું કરવા માંડયું ? " અત્યારનું પતિ પત્નિ અને બાળકનું આક્રંદ ગમે તેવા કઠોર મનુષ્યની છાતીને પણ વિદારી નાખવાને માટે બસ હતું. આ કરૂણાપૂર્ણ દૃશ્યથી ઘડીવાર પાસે ઉભેલા કોન્સ્ટેબલોનાં હૃદય પણ દ્રવી ગયાં અને આ દૃશ્યના પોતાને સાક્ષીભૂત થઇ રહેવું પડયું તેને માટે એ દીલગીર થઇ ગયા. " વારૂ હું શાંત થઈશ. " એમ કહીને ફ્રેડરિકે ભય અને વિષાદથી ઘેરાયલાં પોતાના બાળક અને પત્નિને પોતાની પાસે લીધાં, તેમને છાતી સરસાં ચાંપ્યાં અને વારંવાર તેમને ચુંબન કર્યાં. આંખનાં આંસુને એણે છુટથી વહેવા દીધાં એટલે એના ઉશ્કેરાયલા મનને કાંઇક શાંતિ વળી. જે કોન્સ્ટેબલે એને પકડયો હતો તેણે ધીમે રહીને અને અચકાતાં અચકાતાં પોતાના ગજવામાંથી ખણખણાટ અવાજ કરતું કંઇક કાઢયું. એ શું હતું તે ફ્રેડરિક અને લ્યુસી તરતજ સમજી ગયાં. બાળકને પણ ખ્યાલ આવ્યો કે " આ દુષ્ટ લોકો મારા પિતાને હાથે હવે બેડી નાંખશે. " એને પણ ધ્રાસકો પડયો અને અવાક

બનીને જોઈ રહ્યા. પોતાના માતા પિતાના મનને વિંધી નાખનારો બનાવ બાળકથી શી રીતે સહ્યો જાય. ?

લોન્સડેલે કહ્યું " બેડી નાખ્યા વગર તમે મને લંડન લઇ જશો તો પાંચ ગીની આપીશ. " ઓફીસરે પોતાના સાથી કોન્સ્ટેબલો સામું જોયું અને જેના હાથમાં બેડી હતી તેને થોડીવાર રાહ જોવાનું કહીને રૂમની બહાર ગયો. થોડા વખતમાં પાછો આવ્યો અને એણે કહ્યું " કેદી આપણા ચાર્જમાં છે એટલે એ નાશી ન જાય તે આપણે જોવાનું છે. એ કદાચ નાસી જાય તોજ આપણે જોખમદાર ઠરીએ. એને નાસી જતો અટકાવવાને માટે શું કરવું કે શું નહિ, તે આપણી મરજીની વાત છે. " પછી અંદર અંદર કેટલીક મસલત કરીને કોન્સ્ટેબલો એવા ઠરાવ ઉપર આવ્યા કે જો આપણને પાંચને બદલે દસ ગીની આપે તો આપણે એને બેડી પહેરાવવી નહિ. સદ્ભાગ્યે લોન્સડેલ કેલેથી નીકળ્યો તે વખતે પૈસાની સારી રકમ એણે સાથે રાખી લીધી હતી. એટલે એણે તરતજ દસ ગીની ગણી આપ્યા અને અત્યારે તો એ બેડીની ફજેતીમાંથી મુક્ત થયો. ત્યાર પછી એણે પેલા લોકોને કહ્યું કે " થોડીવાર તમે અહિંથી બહાર જશો ? મારે મારી સ્ત્રી સાથે કેટલીક વાતચીત કરવી છે. " કોન્સ્ટેબલો એનું કહેવું કબુલ રાખીને બહાર નીકળી ગયા એટલે આ પતિ પત્નિ અને બાળક એટલાંજ રૂમમાં રહ્યાં. આવી પડેલી આપત્તિને ફરીવાર સ્મરણમાં લાવીને પાછાં એ બન્ને ફરીથી રડયાં. મનનો ઉભરો ખાલી કર્યો. એક બીજાને ભેટી જ્યારે એ શાંત થયાં ત્યારે " હવે શુ કરવું ? " તેનો વિચાર કરવામાં એ બન્ને જણ પ્રવૃત્ત થયાં અને બાળક કેડી ન સાંભળે તેમ ધીમે ધીમે વાત

કરવા લાગ્યાં. ફ્રેડરિકે લ્યુસીને કહ્યું " હવે હું જે કહું તે જરા તું ધ્યાનપૂર્વક સાંભળ અને પછી મારા કહ્યા પ્રમાણે વર્તજે. તને અત્યારે દુઃખ થાય એવું કહીને તને પરિતાપ કરાવવાનું મને મન થતું નથી; પણ મારે કહ્યા વગર છુટકો નથી કે હવે મને અહિંથી પકડીને લઈ જશે એટલે ગઇ વખતના જેવીજ મારે સિક્ષા ભોગવવી પડશે. અને તેથી મારી ઇચ્છા એવી છે કે મને પાછી શિક્ષા થાય તે દરમ્યાન તારે તે ગામમાં પણ રહેવું નહિ. આપણા પુત્રની ખાતર તારે એટલું સહન કરી લેવું પડશે. માટે તારે કાલેજ ફ્રેડીને લઈને અહિંથી કેલે ચાલ્યા જવું અને ત્યાં જઇને આપણો સરસામાન રાચ રચીલું વિગેરે વેચી નાખવું. એમ કરવામાં કેટલોક વખત નીકળી જશે અને તેટલામાં મારી શિક્ષા વિગેરેનું પ્રકરણ પણ સમાપ્ત થશે. એટલે તું ઈંગ્લાંડ થઇને માનચેસ્ટર આવી પહોંચજે. કેમ આ પ્રમાણે ફાવશે ને ?" " સ્વામિન, આપની ઇચ્છાને હું આજ્ઞા પ્રમાણે માથે ચઢાવીશ અને તે પ્રમાણેજ વર્તીશ. પણ મારી તમને એટલીજ પ્રાર્થના છે કે તમો આશા ન છોડશો. તમારા મુખ ઉપર જે ઢારગી છાયા ફરી વળે છે તેને તમે સ્થાન ન આપશો. નહિતો તમારા વિયોગમાં પણ તમારા મુખ ઉપરની એ ભયંકર છાયા મારી સામે ખડી થઇને મને અકળાવી મુકશે. "

" હું મારી મનોવૃત્તિઓને શાંત કરવાને મથન કરી રહીશ; પણ કમનીય કાન્તા, તું જરાએ જીવ નહિ બાળે ? તું જેમ બને તેમ શાંતિ ધરવાનું વચન આપે છે ?"

" વહાલા, તમે જેમ કહો તેમ કરવા હું તો તૈયારજ છું. આપણા પરસ્પરના હિતને માટે એમ કરવુંજ પડશે.'' એમ કહીને

બન્ને પાછાં ફરી ભેટયાં, ફરી રડયાં. રાતે લંડન જતી ગાડીનો ઉપડવાનો સમય થયો ત્યાં સુધી એ પ્રેમી પણ દુઃખી યુગલની એકાંતનો ભંગ કરવામાં નહોતો આવ્યો. પણ આખરે એ વિયોગનો સમય આવી પહોંચ્યો. હવે લ્યુસીના હૃદયના તાર તુટતા જણાયા. એના દેહમાંથી જાણે પ્રાણ છુટો પડી ચાલ્યો જતો હોય તેવી વેદના એને થવા લાગી. આ વેદના એણે મનમાંજ વેઠયા કરી. જરાએ બહાર કોઇને જણાવા દીધીજ નહિ. બાળક બિચારો છાતીફાટ રડવા લાગ્યો. એ જોઇને બન્નેની હિંમત છુટી ગઈ. પણ લોન્સડેલે પાછું મહા પરાણે ધૈર્ય ધારણ કર્યું. જતાં જતાં છેવટનું સ્નેહમિલન કરી લીધું અને મહા કાથાવટીએ બાળક અને પત્નિથી ગદ્‌ગદ્ કંઠે છુટો પડીને રૂમમાંથી નીકળીને બહાર ચાલ્યો ગયો. એના ગયા પછી પુત્રને પોતાની ગોદમાં લઇને લ્યુસી દુઃખના ઓધમાં ડુબી જઇ અતિશય આક્રંદ કરવા લાગી.

લોન્સડેલ ગાડીમાં બેઠો અને એની સાથે બે કોન્સ્ટેબલ પણ બેઠા. ત્રણ જણ તો બેઠા પણ હજુ એક જગ્યા એમાં ખાલી હતી. ત્યારે ચોથો હજુ કોણ આવવાનો છે એ વિચાર ફ્રેડરિકના મનમાં ચાલતો હતો; પણ એટલામાં તો એક મોટો ઝભ્ભો પહેરીને એક માણસ હોટલમાંથી બહાર નીકળીને એ ગાડીના બારણા આગળ આવી પહોંચ્યો. એટલે ગાર્ડે કહ્યું કે "ચાલો, બેસી જાવ." એ જેવો બેસવા જાય છે તેવુંજ દીવાના પ્રકાશથી જણાયું કે એ તો ઓબેડીઆ બેટસ. ગાડીમાં બેસતાં બેસતાં એણે કોન્સ્ટેબલોને પૂછયું "અલ્યા ખાતરીથી કહો છો, આ મને હેરાનગતિ તો નહિં પોંચાડે ?"

"ના ના, એણે વચન આપેલું છે. એ છાનો માનોજ બેસી રહેશે અને નહિ તો આ બેડીઓ પહેરાવી દેતાં શી વાર લાગવાની છે ?" કોન્સ્ટેબલે જવાબ આપ્યો. એટલે બેટસ ગાડીમાં જે જગ્યા ખાલી હતી ત્યાં બેઠો. ગાડીનું બારણું બંધ થયું, ગાર્ડે સીગ્નલ આપી અને ગાડી ઉપડી.

ગાડી ડોવરની હદ વટાવી ગઈ ત્યાં સુધી કોઇ કાંઈ બોલ્યું નહિ. ત્યાર પછી અદકપાંસળીયા હજામથી બોલ્યા વગર ન રહેવાયું. એની જીભ સખની ન રહી એટલે એ બોલી ઉઠયો "કામ તો બહુ અચ્છી રીતે પાર પડી ગયું ખરૂં કની?" ગાડીની અંદર અંધારૂં હતું એટલે કોના સામું જોઇને એ વાત કરે છે, તે ન સમજાવાથી લોન્સડેલ બોલ્યો "તું મને કહે છે ?" આમ બોલતાંની સાથેજ એના દિલમાંનો વેરનો કીડો પાછો સળકી ઉઠયો અને એને એટલો બધો ગુસ્સો ચઢી ગયો કે જાણે હમણાં ને હમણાંજ એ પ્રાનો લેશે.

બેટસે જવાબ આપ્યો કે "જે સાંભળે તેને હું કહું છું. પણ લોન્સડેલ, બોલ હવે તુંજ કબુલ કર. તું એજ મતાનો ખરો કે નહિ ?" ફ્રેડરિકને તો આ સાંભળીને એવો ક્રોધ ચઢયો કે જાણે હમણાં એ હજામનો ટોટો પકડીને પીસી નાખશે; પણ મનને વશમાં રાખીને બોલ્યો "મેં જ્યારે કોન્સ્ટેબલોને શાંત અને મુગા બેસી રહેવાનું વચન આપ્યું હતું ત્યારે હું એમ નહોતો જાણતો કે મને આમ સતાવીને ઉશ્કેરી મુકવામાં આવશે." એક કોન્સ્ટેબલે બેટસને કહ્યું "મી. બેટસ, આમ કરવું વ્યાજબી ન કહેવાય." "વારૂ હવે હું એને કાંઇ નહિ કહું." એમ બોલીને હજામ ચુપ રહી ગયો અને પછી આખી મુસાફરી દરમીઆન એણે લોન્સડેલને કશુંયે કહ્યું નહિ.

---

# પ્રકરણ ૨૫.

## ડામનો સજા.

ડોવરથી નીકળ્યા પછી ત્રીજે દિવસે સાંજે ફ્રેડરિક પેલા લોકો સાથે માનચેસ્ટર આવી પહોંચ્યો. અહિં એને બેડીઓ પહેરાવવામાં આવી. અત્યારે પહેલાંના જેવો એ હતાશ નહોતો જણાતો; પણ એની આંખ ક્રૂરતાથી ઝળકી રહી હતી. એના મુખ ઉપર ઉદાસીનતા છવાઈ રહી હતી અને એના મુખ ઉપરથી એમ લાગતું હતું કે એ કોઇ ભયંકર વિચાર કરી રહ્યો હશે. એને જે જે સંકટો પડયાં તેનું કેવી રીતે વેર લેવું તેનો એ માર્ગ શોધતો હતો. વેર લેવાની એક યુક્તિ એને સુઝી આવી અને જો એની ધારેલા ધારણા ખરી હોય અને જો એ યુક્તિનો અમલ કરવામાં આવે, તો એને સંકટમાં લાવી મુકનાર ઉપર સચોટ વેર લઇ શકાય એમ હતું. એની એ યુક્તિ અને ધારણા શી હતી તે હવે પછી આપણને જણાશે.

લોન્સડેલને બેરેકમાં લઈ ગયા અને ત્યાં એક અંધારી કોટડીમાં એને રાખ્યો. પછી કોર્ટ માર્શલ બેઠી અને તેણે લોન્સડેલને પાંચસો ફટકા મારવાનો અને તે ઉપરાંત એક ડેઝર્ટર [ લશ્કરમાંથી નાસી જનાર ] તરીકે એને ડામી દેવાનો પણ હુકમ કર્યો. એ પહેલેથી જાણતો હતો કે ફટકા ઉપરાંત ડામી દેવાની પણ સજા થશે અને જ્યારે એ અને લ્યુસી ઇંગ્લાંડથી ફ્રાન્સ જવા તૈયાર થયાં, ત્યારે કદાચ ફરીથી પકડાઇ જવાશે તો શું થશે એ વિચાર એ બન્ને કરતાં હતાં; તે વખતે એણે લ્યુસીને સહેજ ઈશારો કર્યો હતો કે હવે જો પકડાઈ જવાય તો ફટકા ઉપરાંત બીજી સજા પણ ભોગવવી

પડે. એને આ વખતે એમજ લાગ્યું હતું કે ડામી દેવાની શિક્ષા થશેજ અને તેથીજ એણે લ્યુસીને પાછાં જવાનું અને પોતે શિક્ષા ભોગવી રહ્યા સુધી કેલે રહેવાનું કહ્યું હતું. પરંતુ અહિંતો પહેલાં ફટકાની સજા ભોગવ્યા પછી ડામી દેવાની શિક્ષા કરવાનું ઠર્યું હતું. એટલે ફટકાના જખમો રૂઝાવાને માટે એને ઓછામાં ઓછું દોઢ મહીનો તો હોસ્પિટલમાં રહેવું પડે તેમ હતું અને ત્યાર પછી ડામની શિક્ષા ભોગવવાની. તે દરમ્યાનમાં તો લ્યુસી માનચેસ્ટરમાં આવી પડે અને આ બદનામીમાં લાવી નાખનારી શિક્ષાની એને ખબર પડી જાય; તથા એના હૃદયમાં વધારે પરિતાપ થાય; તેથી એ અહિં વહેલો ન આવી પહોંચે માટે એને એક પત્ર લખવાનો એણે વિચાર કર્યો.

સૈનિકોને જ્યારે આવી ભયંકર અને ત્રાસદાયક શિક્ષા કરવાનો હુકમ થાય છે, ત્યારે એમને મૃત્યુના મુખમાં સપડાયલાજ ગણવામાં આવે છે અને તેથી સાધારણ રીતે એમનો કોઇને કાગળ પત્ર લખવાનો વિચાર હોય છે, તો તેમ કરવાની એમને પરવાનગી મળે છે. તે પ્રમાણે લોન્સડેલને પણ પરવાનગી મળી હતી એટલે ખડીયો, કલમ અને કાગળ મંગાવીને એક કાગળ લ્યુસીને લખી નાખ્યો. એમાં એણે લખ્યું હતું કે "માનચેસ્ટર આવવાને માટે તને હું બીજો કાગળ લખું ત્યાં સુધી તું આવવાનું મુલતવી રાખજે. મારી વેદના મટી જશે અને મને હોસ્પીટલમાંથી છુટો કરવામાં આવશે ત્યારપછી તને હું અહિં આવવાનું લખીશ. મને આવી સજા થઇ છે અને મારે હોસ્પીટલમાં રહેવું પડયું છે વિગેરે હકિકત આપણા પુત્રની જાણમાં ન આવે અને એના કુમળા મગજ ઉપર ખરાબ

અસર ન થાય એટલાજ કારણથી હું તને હમણાં આવવાનું ના લખું છું. જ્યારે તમે માનચેસ્ટરમાં પગ મુકો ત્યારે હું બહાર હરી ફરી શકતો હોઉં એવી સ્થિતિમાં આપણો પુત્ર મને જુએ એ જોવું ખાસ જરૂરનું છે." એ ઉપરાંત એણે લખ્યું હતું કે "તારા પ્રત્યેનો મારો પ્રેમ જરા પણ ન્યૂન થયો નથી. વળી આ દુ:ખમય ઘટના તો જોતજોતામાં પુરી થશે; માટે હરબડી જઈશ નહિ." વિગેરે આશ્વાસનના બે બોલ પણ લખવાનું એ ભુલ્યો નહિ.

બીજે દિવસે એને આખી રેજીમેન્ટની સમક્ષ ફટકાની સજા કરવામાં આવી. ગઇ વખતની માફક આ વખતે પણ સાર્જંટ મેજર સેંગલીજ આ સંબંધી વ્યવસ્થા કરવાને અને ડ્રમર બોય વિગેરેને તૈયાર કરવામાં મુખ્ય ભાગ ભજવતો હતો. ડ્રમર બોયને પોતાનું કામ કરવાને અચ્છી રીતે તૈયાર કરવામાં આવ્યા હતા. એટલે એ બાકી શાના મુકે ? એમણે તો રાક્ષસી કોયડો હાથમાં લઇને પોતાનું કરપીણ કૃત્ય શરૂ કરી દીધું. ગઈ વખતની સજાથી એની પીઠ ઉપર જે મોટાં વ્રણ પડયાં હતાં તે રૂઝાઈ જઇને તેના ઉપર ચામડી આવી ગઈ હતી; છતાં જેમ એક વારની ખેડાયલી જમીનને બીજી વાર ખેડતાં ઝાઝી મહેનત નથી પડતી તેમ એક વારની ફ્રેડરિકની મજબુત અને વજ્ર જેવી પીઠ આગખા ખાઇ ખાઇને નરમ અને પોચી પડી ગઈ હતી અને તે પીઠ ઉપર ફરીથી પેસો નવ ચાબુકનો કોયડો પડે એટલે શું બાકી રહે ? આ વખતે તો પહેલેજ કોયડે લોહી નીકળવા માંડયું અને જેમ જેમ બીજા કોયડા પડતા ગયા તેમ તેમ એની ચામડી ફાટીને લોહી વહેવા લાગ્યું. માંસમાં કોયડો ચોંટી જઇને માંસના કટકા કરવા લાગ્યો અને પીઠ ફરીથી પાછી

લોહી અને માંસનો લોચો બની ગઇ. આ વખતે પણ આ કમ-કમાટ ભર્યા દેખાવથી ઘણા સૈનિકો મૂર્છાવશ થઇ ગયા પણ ઓફીસરો તો એના એજ! પથ્થરના હૃદયના દયાહીણ મનુષ્યો આ હેવાનીયતને દઢતાથી જોઇ રહ્યા. અરે પણ અત્યારની લોન્સડેલની વેદનાના દસમા ભાગનું પણ વર્ણન કોણ કરી શકે એવું છે? અમે તે કયા શબ્દોમાં એનું વર્ણન કરીએ? વિચાર તો કરો. પાંચસો ફટકાની શિક્ષા. દરેક ફટકો નવ નવ ચાબુખનો. તો પાંચસોતે નવે ગુણીએ તો ખરી રીતે એના બરડા ઉપર ચાર હજાર ને પાંચસો ફટકા પડી ચુકયા. કુવાડાના ઘા માથા ઉપર પડે ત્યારે કેવી વેદના થાય? સીલોનનો વિષધર કાળો નાગ મનુષ્યને ચુડ ભેરવીને એને હચમચાવી નાખે ત્યારે એની શી દશા થાય? ભુખ્યો વાઘ મનુષ્ય ઉપર તરાપ મારીને એના તીક્ષ્ણ પંજા એના દીલમાં ભોકી દે અને એના માંસને પણ બહાર ખેંચી કાઢે તે વખતની એની કેવી કરૂણાજનક સ્થિતિ? દરીઆમાં નહાવા પડેલા ખલાસીને શાર્ક માછલી પોતાના ઝપાટામાં લઇ પાડે તે વખતનું જીવ સટોસટનું એનું કેવું મથન? લાકડાનો અણીદાર ભાગ માણસના પેટમાં આખોને આખો ખોસી દઇને એને જીવતો મારી નાખવામાં આવે તે વખતનું એને કેવું જીવલેણ દરદ થાય! આ ઉપરની દરેક મનુષ્યની વેદનાઓને ભેગી કરો અને તેમાં તમારી કલ્પનામાં આવે તેવી બીજી વેદનાઓ ઉમેરો અને જે સરવાળો આવે તેને હજારે ગુણો અને પછી તમારો તર્ક બાંધો; તો તમને જણાશે કે તેવી ભારેમાં ભારે ભયંકરમાં ભયંકર વેદના લોન્સડેલ આ વખતે ભોગવી રહ્યો હતો. છતાંએ ગમે તેવા વજ્ર હૃદયના પણ છક્કા છુટી જાય અને તેનાં

પણ મોતીયાં મરી જાય એવી ભયાનક શિક્ષા એણે મહાન ધૈર્ય અને દઢતાથી સહન કરી. તે વખતે નથી એણે એક હાય કાઢી કે નથી એણે દુઃખનો નિસાસો મૂકયો; તો મોઢામાંથી શબ્દ તો નીકળેજ શાનો ? આખરે બેભાન અવસ્થામાં એને હોસ્પીટલમાં લઈ ગયા.

થોડા દિવસ પછી લ્યુસીનો લખેલો કાગળ એને મળ્યો. એ કાગળ પ્રેમ અને આશ્વાસનથી ભરેલો હતો. એમાં લ્યુસીએ જણાવ્યું હતું કે "આપે આપના કાગળમાં જે આજ્ઞા કરી છે તે આજ્ઞા હું અક્ષરશઃ પાળીશ." આનો જવાબ ફ્રેડરિકે વાળ્યો. એણે લખ્યું કે "મેં શિક્ષા ભોગવી લીધી છે અને હવે ધીમે ધીમે મારૂં દુઃખ નરમ પડતું જાય છે. મારામાં શક્તિ આવતી જાય છે તેની ખાતરી તને આ કાગળથી થશે. મને હોસ્પીટલમાંથી પુરપુરો આરામ થઇ ગયા પછી રજા મળશે એટલે હું તને લખી જણાવીશ." વળી પાછો લ્યુસીનો પત્ર આવ્યો "કેલેનો આપણો બધો સરસામાન મેં વેચી દીધો છે અને માનચેસ્ટર આવવા માટે હવે હું તમારા પત્રની કાગને ડોળે રાહ જોઈ રહી છું." વળી એણે લખ્યું હતું કે "વ્હાલા, તમારી શિક્ષા તમે હિંમત અને દઢતાથી ભોગવી અને પ્રભુએ તમને એ દુઃખમય જીવલેણ ઘટનામાંથી બચાવીને આરામ કર્યો છે એ જાણી હું પ્રભુનો પાડ માનુ છું. આપણો ફ્રેડી અહિં ખુશીમાં છે અને મને વારંવાર પૂછે છે કે મારા પપા કયાં છે અને પેલા દુષ્ટ લોકોએ એમનું શું કર્યું ?" જો લ્યુસીના મનની સ્થિતિ શાંત અને ચિંતારહિત હોત તો નાના ફ્રેડી વિષેનો કશો ઉલ્લેખ આ પત્રમાં એ કરત નહિ. કારણ કે આ વાત લખવાથી તો ફ્રેડરિક-ના મનને ઉલટો વધારે પરિતાપ થાય એવું હતું. આ પ્રમાણે બન્ને

દરમ્યે પત્ર વ્યવહાર ચાલી રહ્યો હતો. આ વખતે ફ્રેડરિકને ગઇ વખત જેટલો જલદી આરામ ન થયો પણ રફ્તે રફ્તે આરામ થતો હતો. આ વખતના ઘા વધારે ઉંડા હતા. પીઠ ઉપરની ઘણી ચામડી નીકળી ગઇ હતી અને ઘણું માંસ એના શરીરમાંથી નીકળી ગયું હતું. એને મરી જાય તેવો માર મારેલો હતો. રૂશીઆની શિક્ષા કરવાની પદ્ધતિ ઘણી ક્રૂર છે એમ કહીને તે શિક્ષા સામે જે લોકો પોતાનો પાકો અણગમો બતાવે છે, તેનાથી પોતાને ચીતંરી ચઢી જાય છે એવું જે બહારથી બતાવે છે; છતાં તેજ લોકો આવી નવ ચાબુકોના કોયડાની શિક્ષાનો રીવાજ ઠંડે પેટે ચાલવા દે તો પછી એ લોકોને અમારે શું કહેવું? એમની લાગણીઓ ફક્ત ઉપર ઉપરનીજ અને લોકોને બતાવવા ખાતરજ છે એમ કહ્યા વગર ચાલતું નથી.

બે મહિના પછી ફ્રેડરિકને હોસ્પીટલમાંથી આરામ દરદી તરીકે જાહેર કરવામાં આવ્યો; એટલે હવે એને ડામ દેવાની શિક્ષા બાકી રહી. કેટલાક એના સૈનિક મિત્રોએ એને કહ્યું કે "કર્નલ વિંડહામને તું અરજ કર કે મને ડામની શિક્ષા માફ કરવી જોઇએ." પરંતુ ફ્રેડરિકે તેમનો આભાર માનીને કહ્યું "મારા દુશ્મન પાસે હું કોઇ દિવસ એવા કાલાવાલા કરવા જવાનો નથી અને મારે એની કૃપાએ જોઈતી નથી." ફરીથી પાછી ૧૫ મી માર્ચ સને ૧૮૩૫ ને દિવસે પરેડ ગ્રાઉન્ડના ચોગાનમાં આખી રેજીમેન્ટ એકઠી થઈ અને લોન્સ-ડેલને હોસ્પીટલમાંથી અહિં આણ્યો. અહિં એને "ડેઝરટર"ની છાપ મારવાની હતી. હજુ એના ઘા તાજાજ રૂઝાયલા હતા. એનામાં પુરેપુરી શક્તિએ આવી નહોતી; એટલે એ ધીમે ધીમે આવતો હતો. એ મહાપરાણે ઘસડાતો ઘસડાતો ચાલતો હતો પણ

એના દુઃખની દયા કોને આવે એમ હતું ? બિચારા સૈનિકોને, અને અમલદાર વર્ગમાં ફક્ત હીથકોટનેજ એની દયા આવતી હતી.

રેજીમેન્ટની મધ્યમાં એને આણ્યો અને પાટલુન શિવાય એનાં બધાં કપડાં કહાડી નંખાવ્યાં; એટલે બધા સમક્ષ એ અર્ધનગ્નાવસ્થાની સ્થિતિમાં ઉભો રહ્યો. આ વખતે રેજીમેન્ટનો સર્જન પોતાનું કર્તવ્ય બજાવવા હાજર હતો. જેણે ફટકાની સજા ભોગવી હતી તેને આ સજા કાંઇ હિસાબમાં નહોતી; કારણ કે આમાં ભય અને દુઃખ પ્રમાણમાં ઘણાં ઓછાં હતાં. પણ આમાં બદનામી હતી. હવે એ છપાયલું કાટલું થઇ જશે અને હમેશની એની બદશાખ થઇ જવાની; એ વિચારે ફ્રેડરિકને હદપારનું દુઃખ થવા લાગ્યું.

ઉપર પ્રમાણે એને અર્ધનગ્નાવસ્થામાં ઉભો રાખવામાં આવ્યો. પછીથી ડ્રમ મેજોરે પોતાની પાસે એક શીશી હતી તે કાઢી. તેમાં કાળા રંગનું કાંઇ પ્રવાહી ભરેલું હતું તેમાં એણે ઉંટના વાળમાંથી બનાવેલી પીંછી બોળી અને તે પીંછીથી લોન્સડેલને ડાબે પડખે એની બગલથી બે ઇંચ નીચે જ્યાં ફટકા વાગવાથી લોહી, માંસ અને ચામડી નીકળી ગયાં હતાં અને હમણાંજ તાજી ચામડી આવી હતી, તે જગ્યાએ એક ઇંચ જેટલો લાંબો D અક્ષર ચીતર્યો. પછી નાકાંવાળી ત્રણ ધારો વાળી કેટલાક મોચી લોકો રાખે છે તેવી સોયો લીધી અને તેનાથી જેમ છુંદણાં છુંદે તેમ D અક્ષરને સોયો ઘોંચીને લોહી નીકળે ત્યાં સુધી છુંદવા લાગ્યો. એ ભાગ ઉપર અમે કહી ગયા છીએ કે તાજીજ ચામડી આવી હતી એટલે એને છુંદતાં શી વાર લાગે ! આ સઘળો વખત એક પથ્થરની પ્રતિમાની માફક લોન્સડેલ સ્થિર થઇનેજ ઉભો રહ્યો હતો. પરંતુ આ સજાથી લોકોની નજરમાં એ

વધારે હલકા પડી જશે એ વિચારથી એના હોઠ ધ્રુજી જતા હતા. ઉપર પ્રમાણે જ્યારે D અક્ષર આખોયે છુંદાઇ રહ્યો ત્યારે ક્રેમ મેજોરે બંદુકમાં ભરવાના દારૂની ચપટી ભરી અને પેલો અક્ષર ચોખ્ખો ઉઘડે તેટલા માટે તેના ઉપર તે દારૂ ઘસ્યો. આ દારૂ ઘસવાનું કારણ એવું હોય છે કે સોયોથી ટાંચેલાં પેલાં ઝીણાં ઝીણાં કાણાંમાં આ દારૂની કાળી રજકણ પેસી જાય, અને ચામડી પર રૂઝ આવે તે વખતે ત્યાં સોજો ન જણાય, પણ પેલો D અક્ષર ચોખ્ખો બહાર ઉઠી આવે અને બીલકુલે ભુંસાઈ જાય કે ઘસાઈ જાય નહિ. આ પ્રમાણે બધાને ટપી જાય એવી લોન્સડેલની નાલેસી કરવામાં આવી અને તે પણ પોતાના સૈનિક ભાઇઓની સમક્ષ અને અર્ધ નગ્નાવસ્થામાં કરવામાં આવી. અરે દુર્ભાગી મનુષ્ય! જ્યાં બાઈબલ જેવાં પવિત્ર ધર્મ પુસ્તકો વંચાય છે અને જ્યાં મીશનરી જેવી ધર્મ પ્રચારક સંસ્થાઓ છે, તેવા સુધરેલા કહેવાતા દેશમાં પણ તારી આ દશા? તને દુનિયામાંથી સમુળગો બાતલ કરી નાખવાનો પ્રયત્ન? આ વિધિ પુરો થયા પછી પાછો એનો એ ઘા રૂઝવવાને એને ફરી હોસ્પીટલમાં મોકલી આપ્યો. સર્જને એને કહ્યું કે એક અઠવાડીઆમાં ઘા રૂઝાઈ જશે અને પછી રજા આપવામાં આવશે; એટલે એણે લ્યુસીને માન્ચેસ્ટર જલદી આવવાનો પત્ર લખી દીધો. એ પત્રમાં પોતાને ડામી દઇને ડામીસ કરી નાખ્યો છે એ વાતનો જરાએ ઉલ્લેખ એણે કર્યો નહિ. પોતાની પત્નિના જખમાયલા હૃદયમાં આ કારી ખંજર ભોંકી દેવાને એનો જીવ કેમ ચાલે? એના માનચેસ્ટર આવ્યા પછી પણ એને કાને ભુલે ચુકે પણ એ વાત ન પહોંચે એવી એની ઇચ્છા હતી. છઠ્ઠે દિવસે ફ્રેડરિકને હોસ્પીટલ-

માંથી રજા આપી એટલે તરતજ એને કર્નલ વિંડહામ પાસે લઈ જવામાં આવ્યો. ત્યાં એડજ્યુટંટ સ્કોટ અને સાર્જંટ મેજોર લેંગલી પણ હતા. કર્નલે લોન્સડેલ તરફ જોઇને કહ્યું "લોન્સડેલ, પાછો તું તારી નોકરી ઉપર ચઢે છે માટે હવે સંભાળીને ચાલજે. તારી વર્તણુકમાં જે કાળો ડાઘ લાગ્યો છે તેને ધોઈ નાખવા પ્રયત્ન કરજે. પણ લેંગલી, એ હવે સુધરે એમ તમને લાગે છે?" જાણે પોતાની પાસે એક કુતરૂં ઉભું હોય અને તેના તરફ જેવી ક્ષુલ્લકતાથી નજર કરે તેમ લોન્સડેલ તરફ તિરસ્કાર દ્રષ્ટિ ફેંકીને લેંગલીએ ડોકું ધુણાવી નકારનો જવાબ આપ્યો. એડજ્યુટંટ તરફ ફરીને કર્નલ બોલ્યો "મી. સ્કોટ, આને અહીં કેમ બોલાવવામાં આવ્યો છે તેનું કારણ એને કહી સંભળાવો." હવે સ્કોટે કહેવા માંડયું "લોન્સડેલ, જ્યારે તું પહેલવેલો લશ્કરમાં જોડાયો ત્યારે સાત વરસની બોલીથી તું જોડાયો હતો. કેમ મી. લેંગલી ખરૂં કની?" લેંગલીએ જવાબ આપ્યો "હાજી." સ્કોટે આગળ ચલાવ્યું "તું ૧૫ મી મે ૧૮૨૮ થી નોકરીમાં જોડાયો અને એજ વરસના ઓગસ્ટ મહીનાની ૨૪ મી તારીખે તું લશ્કરમાંથી નાસી ગયો; એટલે તારી નોકરી તે વખતે ત્રણ મહિના અને એક અડવાડીઆની થઇ હતી. ૧૮૩૦ ના જાનેવારીની દસમી તારીખે તને પકડવામાં આવ્યો અને ત્યાર પછી ૨૬ મી ઓગસ્ટ સને ૧૮૩૨ સુધી તેં નોકરી કરી એટલે સાડી ઓગણીસ મહિના નોકરી કરી પાછો તું નાસી ગયો અને ૧૮૩૪ ની ૩૧ મી ડીસેમ્બરે તને ડોવરમાં પકડવામાં આવ્યો. અને તે તારીખથી આજ સુધી એટલે ૨૨ મી માર્ચ ૧૮૩૪ સુધીમાં બે મહીના

અને ત્રણ અઠવાડીયાં થયાં છે. કેમ ખરૂં કની લેંગલી. હવે બધું મળીને એની નોકરી કેટલા વખતની થઇ તે કહો."

લેંગલીઃ "જુઓની સાહેબ, ત્રણ ગાળે એની નોકરી થઇ. પહેલાં ત્રણ મહિના ને એક અઠવાડીયું, બીજી વખતે ઓગણીસ મહિના ને બે અઠવાડીયાં અને આ છેલ્લાં બે મહીના ને ત્રણ અઠવાડીયાં એટલે એકંદરે પચ્ચીસ મહીના ને બે અઠવાડીઆં થાય છે." કર્નલ બોલી ઉઠયો "બે વરસ ને છ અઠવાડીઆં થયાં." સ્કોટે આગળ ચલાવ્યું "જો ત્યારે આ ગણતરી કેમ કરવી પડે છે તે તું જાણે છે? સાત વરસની તારી બોલી છે તેમાં જેટલો વખત તું નાસી જઇને બહાર રહ્યો છે તે બધો વખત તારી નોકરીમાં ગણવામાં આવતો નથી. નોકરી તો તેં ફકત બે વરસ અને છ અઠવાડીઆંજ કરી છે; માટે હવે તારે—લેંગલી, કેટલાં વરસ હજુ અને બાકી રહ્યાં?" "ચાર વરસ દસ મહિના અને બે અઠવાડીઆં સાહેબ." લેંગલીએ જવાબ આપ્યો. કર્નલ વિંડહામ આ આંકડા ગણવાથી કંટાળી ગયો હતો એટલે એણે બગાસાં ખાતાં ખાતાં કહ્યું કે "બરાબર છે." સ્કોટે પાછું કહેવા માંડયું "ત્યારે જો, તારે હજુ લગભગ બીજાં પાંચ વરસ નોકરી કરવાની છે. હવે જા."

ઉપર પ્રમાણે એના ઉપરીએ જે કહ્યું તે ફ્રેડરિક જાણતોજ હતો. એને ખબર હતી કે પુરેપુરાં સાત વરસ એને નોકરીમાં ભરવાનાં હતાં અને જેટલો વખત એ નોકરીમાંથી નાસી ગયો હતો તે એને મજરે ન મળે. એ વાત લ્યુસી પણ જાણતી હતી એટલે એ વિષયમાં એને બહુ લાગતું નહોતું પણ એના ઉપરી અમલદારો એની સાથે જંગલી રીતે વર્ત્યા હતા તેનું એને બહુ લાગતું હતું.

એણે બિચારાએ પોતાનો જે ગુન્હો ગણાતો હતો તેની પુરેપુરી શિક્ષા ભોગવી હતી; છતાં એના પ્રત્યે તેમની જરાએ દયા નહોતી. એમના દીલમાં એમે નહોતું થતું કે અરે આ બિચારાને કેટલું વેઠવું પડયું. આવા વિચારથી ફ્રેડરિક છેક હતાશ થઈ ગયો હતો. કર્નલની પાસેથી આવ્યા પછી એને પરેડ માટે જવાનું હતું એટલે એને પાછો પરેડનો પોષાક પહેરવો પડયો અને હાથમાં હથીઆર પણ લેવાં પડયાં. પરેડ ફરી આવ્યા પછી લશ્કરી પોષાક ઉતારીને એણે બાજુએ મુકયો ત્યારે એને ઠીક લાગ્યું. આજે સાંજે લ્યુસી અને ફ્રેડી આવવાનાં હતાં તેથી એના મનમાં આનંદ હતો. એમને રહેવાને ઘર જોઇએ તેથી બપોરે ડયુટીમાંથી એ ફારેગ થયો એટલે ઘરની સવડ માટે એ બહાર ગયો અને જરૂરીઆત પ્રમાણેનું એક ઘર એણે ભાડે રાખી લીધું. ડોવરથી નીકળ્યો ત્યારે પોતાની પાસે એણે પૈસાની સારી રકમ રાખી હતી. એટલે એ પૈસામાંથી એણે ભાડું પણ આગમચથી આપી દીધું. સાંજ પડી એટલે લ્યુસીને લેવા એ સામો ગયો. સમય થયો એટલે કોચ સ્ટેશન ઉપર કોચ આવી પહોંચી. તેમાંથી બીજા ઉતારૂઓ ભેગી લ્યુસી પણ નાના ફ્રેડીને લઇને ઉતરી. બન્ને પ્રેમીઓ એક બીજાને મળતાંજ પૂર્ણ પ્રેમથી ભેટી પડયાં. ફ્રેડીને લ્યુસીએ કહ્યું હતું કે " હવે તો તારા પિતા સૈનિક થયા છે." તેથી આ વખતે લો૦સટેલને યુનીફોર્મમાં જોઇને છોકરો ગભરાયો નહિ. પણ એને એ ડ્રેસમાં જોઇને એ ખુશી થઇ ગયો. પિતાએ પુત્રને ઉંચકી લઇને વહાલથી પોતાની છાતી સરસો ચાંપ્યો. કોચ ઓફીસથી ઘર બહુ આઘું નહોતુ એટલે સર સામાનને માટે એક મજુર કરી લીધો. અને તેને માથે બધું ચઢાવીને બાળક સહિત પતિ

પતિ પોતાના નવા ઘર તરફ પરસ્પર એક બીજાનો હાથ ઝાલીને ચાલવા લાગ્યાં. બન્ને આજે ત્રણ મહિને ફરીથી મળ્યાં. એ બન્ને સુકાઈ ગયાં હતાં. એમનું લોહી ઉડી ગયું હતું. ફ્રેડરિકના ઘા હજુ તાજાજ રૂઝાયેલા હતા એટલે એ બરાબર ચાલી શકતોએ નહોતો. લ્યુસી પતિની ચિંતામાંજ અડધી થઇ ગઇ હતી. બન્ને એક બીજાને જોઈ રહ્યાં અને વિયોગ દુઃખે કેવું પરિણામ આણ્યું છે તે મનમાં ને મનમાંજ સમજી રહ્યાં. બન્ને ઘેર પહોંચ્યાં. ઘર હવા અજવાળાવાળું સારૂં હતું. એમના ઘરનો માલીક પણ આબરૂદાર હતો. ફ્રેડરિકે પોતાને જોઈતી જરૂરીઆતની ચીજો મંગાવી રાખી હતી એટલે લ્યુસીને કશી અગવડ વેઠવી પડી નહિ. જમી પરવારીને આ નાનકડું કુટુંબ આનંદમાં બેઠું. ઘણે દિવસે પતિનો મેળાપ થવાથી લ્યુસીના આનંદનો પાર નહોતો. એ ફ્રેડરિકનું દીલ બહેલાવવા વધારે આનંદ પ્રદર્શિત કરવા લાગી; પરંતુ ફ્રેડરિકના મુખ ઉપર પાછું પેલું કાળું વાદળું છવાઈ રહ્યું હતું; તેથી એના હૃદયમાં જાણે કોઇ જબરૂં દુઃખ સાલી રહ્યું હોય એમ જણાતું હતું. પુત્રને પિતાના હૃદયમાં શું સાલી રહ્યું છે તેની કશીજ ખબર નહોતી એટલે એ તો પિતાને જોઇને રાજી રાજી થઈ ગયો હતો. આખા રૂમમાં હર્ષથી નાચતો કુદતો હતો. ઘડીકમાં ફ્રેડરિકના દીલ ઉપર ચઢી જતો તો ઘડીમાં એને ગળે હાથ નાખીને ઉભો રહેતો, તો ઘડીકમાં હેતભરા બોકીઓ કરતો હતો.

બીજે દિવસે શું ખર્ચ થયું અને પોતાની પાસે કેટલી શીલીક રહી વિગેરેનો હિસાબ કરવા બન્ને જણ બેઠાં કેલેમાં સીત્તેર પાઉંડ ખરચીને ફરનીચર વસાવ્યું હતું તેને વેચતાં પચાસ પાઉંડ ઉપજ્યા

હતા, અને બીજા દસેક પાઉંડ એમની પાસે રહ્યા હતા; એટલે બધા મળીને એમની પાસે અત્યારે સાઠેક પાઉંડની શીલીક હતી. અહિં કોઇ પ્રશ્ન કરશે કે લોન્સડેલ પાસે શીલીક તો ઠીક હતી; તો હવે ફરીથી ફ્રાન્સ નાસી જઇને, કોઈ પણ જાતની બાજી કે યુક્તિ એમને ફસાવવાને માટે પાછી રચવામાં આવે તો પણ તેમાં ફસાવું નહી અને કોઇ પણ સંજોગોમાં હવે ફ્રાન્સ છોડવુંજ નહિ એવો વિચાર ફ્રેડરિકે કેમ નહિ કર્યો હોય? તો એનું કારણ એટલુંજ હતું કે હવે એનામાં પહેલાં જેવી શક્તિ કે જુસ્સો રહ્યો નહોતો. એના સ્વભાવમાં પણ પરિવર્તન થતું હતું. આખા સંસાર ઉપર એને અવિશ્વાસ આવી ગયો હતો. એને હવે એમજ લાગતું હતું કે "મારૂં નસીબ ફુટલું છે; માટે બધું હવે તો મારા પ્રારબ્ધને આધિન થઇનેજ રહીશ. હમે તેટલા પ્રયત્ન કરૂં છું પણ નસીબ તો બે ડગલાં આગળને આ- ગળ જાય છે અને મારૂં કરેલું ધુળ મળી જાય છે." લ્યુસીએ કહ્યું કે "હવે આપણા ગુજરાનને માટે જેમ હું પોર્ટસમાઉથમાં કામ કરતી હતી તેમ અહિં પણ હું કરૂં?" ફ્રેડરિકે કહ્યું "હાલમાં તારી પ્રકૃતિ નરમ છે માટે જ્યારે તને પુરેપુરો આરામ થાય અને તારામાં જોરએ તેવી શક્તિ આવે ત્યારે એ બાબતનો વિચાર કરજે." આ વાત પુરી થઇ એટલે એણે બીજી વાત કાઢી અને કહ્યું "હવે હું એક બીજું કામ કરવા માગું છું. પોરટ મારતર જનરલને એક કાગળ લખવાનો મારો વિચાર છે. એમાં હું લખવાનો છું કે આકલે ગામમાં બેટરના ચાર્જમાં પોરટ ઓફીસ છે તેનો ગેરલાભ લઇને એ લોકોના કાગળો ફોડે છે. એમ માનવાનું મને સબળ કારણ છે. હું નક્કી માનું છું કે તારા પિતાને કલેથી તેં જે કાગળ લખ્યો

હતો તે જરૂર એણે ફોડેલો હોવો જોઇએ. નહિતો આપણે કેદમાં છીએ એ વાત એ કયાંથી જાણે ?"

લ્યુસી આવેશમાં બોલી ઉઠી "હાય પ્રાણઘાતી પત્ર! મેં સમુળગો કાગળજ ન લખ્યો હોત તો કેવું સારૂં થાત ?" "પ્રિયે એમાં તારો શો દોષ ? એ વાત તારે મનમાં લાવવાની કાંઇ જરૂર નથી. એ કાગળના જવાબમાં આપણને જે કાગળ મળ્યો અને જે વાંચીને આપણે કેદે છોડયું તે કાગળ એમને એમ લખાયો નથી; પણ તેં તારા પિતાને કાગળ લખેલો તે પુરેપુરો આપણને કાગળ લખનારે વાંચેલો છે. એજ પ્રમાણે આજથી સાત વર્ષની વાત ઉપર જેરોલ્ડે તારા પિતા ઉપર પત્ર લખ્યો હતો તે પણ એણે ફોડેલો નહિંતો સાર્જંટ લેંગલીને એણે જે કાગળ લખ્યો તે જેરોલ્ડના પત્રની હકિકત જાણ્યા વગર કેવી રીતે લખ્યો ? માટે હવે તો એ હરામખોર ઉપર હું પુરેપુરૂં વેર લઉં નહિ, ત્યાં સુધી મારા જીવને શાંતિ નહિ વળે" આ વાક્ય સોન્સરેલ એવા કર્કશ અને કટુ સ્વરે બોલ્યો કે એ સાંભળીને લ્યુસી ગભરાઇ ગઈ. એ ચોંકી ઉઠી અને પોતાના પતિના શબ્દોમાં અને મુખ ઉપર એને એવી ભયાનક નિશ્ચલતા જણાઇ કે એ જોતેજ એ ડરી ગઇ. આખરે ધીમે ધીમે ધ્રુજતાં ધ્રુજતાં અને આજીજીવતાથી દયામણે સ્વરે લ્યુસી બોલી "મારા પ્રાણવલ્લભ, હું જાણું છું કે આપણે ઘણું વેઠયું છે. તેમાં ખાસ કરીને તમારા દુઃખની તો અવધિ થઇ છે; છતાંએ વેર લેવાનો વિચાર કરવો એ સારો તો નથી. હું તમને વિનવું છું, કરગરીને કહું છું કે એ વિચાર તમારા મનમાંથી સદંતર કાઢી નાખો. તમારૂં દીલ એટલું ઉદાર, ઉન્નત અને સાલસ છે કે એનો વિચાર સરખોએ તમને ન શોભે."

"લ્યુસી, હવે મારૂં દીલ એવું નથી રહ્યું. તારા અને આપણા આ બાળક શિવાય આખા સંસાર પ્રત્યે મને ધિક્કાર વછુટી રહ્યો છે."

"હૃદયેશ્વર, આવું ન બોલો. વગર વિચાર્યું એક ડગલું ન ભરશો. કાંઈ પણ કરો તે પહેલાં પૂર્ણ વિચાર કરજો. આજે તમને એવું થઈ ગયું છે; પણ શાંતિથી વિચાર કરશો એટલે પાછું તમારૂં ઉશ્કેરાઈ ગયેલું મન ઠેકાણે આવશે."

"લ્યુસી, મને કાંઈ ઓછું દુઃખ પડયું નથી. મારા દુઃખથી તો ભલભલા સંત પણ સેતાન થઇ જાય. વિચાર તો કર; આપણા પુત્ર સાથે આપણે કેવાં સુખમાં રહેતાં હતાં? કેટલાં નિર્ભય હતાં? આપણું જીવન કેટલું મધુર બની રહ્યું હતું? અરે એ અમૃતમય જીવનમાં હલાહલ વિષ રેડાયું. મારી હૃદયવલ્લભા અને આંખની કીકી સમાન પ્રિય બાળકને એ દગાખોરે દગાબાજીથી હેરાન હેરાન કરી નાંખ્યાં, રઝળાવી નાંખ્યાં, તેનું મને બહુ લાગે છે. એ વિચારે મને ગાંડો કરી દીધો છે." લ્યુસીની આંખમાં આ સાંભળીને આંસુ આવી ગયાં અને તે અશ્રુપૂર્ણ નેત્રે પતિને વિનવવા લાગી "પ્રાણેશ, હું વળી વળીને તમને કહું છું કે એવું ન બોલો. હું શું કરૂં તો તમે સુખી થાઓ?" અત્યાર સુધી નાનો ફ્રેડી બીજી બાજુ રમતો હતો એટલે એનું ધ્યાન આ બાજુએ નહોતું; પણ પોતાના પિતાના ભારે અને માતાના કરૂણાપૂર્ણ અવાજથી એને એમ લાગ્યું, કે મારા પિતા મારી માતાને વઢે છે; એટલે એ બીતો બીતો માની પાસે આવી પહોંચ્યો અને ગરીબડા જેવું મોઢું કરીને ઉભો રહ્યો. લ્યુસીએ એનો હાથ ઝાલીને પોતાની પાસે લીધો અને પૂર્ણ વ્હાલથી કહ્યું

"કેમ ભાઇ આમ રડવા જેવો થઇ ગયો?" બાળક ગળગળો થઇ ગયો અને બોલ્યો "પપા તને વઢે છે તે?"

"ના બા, તારા પપા મને નથી વઢતા હાં ભાઈ." એમ કહીને લ્યુસીએ તે બાળકને પોતાના ખોળામાં લઇને એને માથે હાથ ફેરવી એને બોકી કરી. લોન્સડેલે લ્યુસીને કહ્યું "આપણે આના દેખતાં વાત કરવી ઠીક નહિ એને. જરા આપણી લેન્ડલેડી (ઘરની સ્વામિની) પાસે મુકી આવ ને. એ એને જરા બહાર રમવા તેડી જશે. એકાદ કાંઇ રમકડું એને અપાવ એમ કહેજે એટલે એ રમ્યા કરશે." લ્યુસી પતિના કહેવા પ્રમાણે પોતાના બાળકને લેન્ડલેડી પાસે સમજાવીને મુકી આવી અને પાછી પોતાના રૂમમાં આવી. તે વખતે ફ્રેડરિક રૂમમાં વિચારમાં ને વિચારમાં આમ તેમ આંટા મારતો હતો; એટલે એને લ્યુસીના આવ્યાની એકદમ ખબર પડી નહિ. એ તો એના તાનમાંજ બોલી ગયો "હરામખોર લુચ્ચા, હું વેર લઇશ.." આમ બોલતો હતો ને એની દ્રષ્ટિ લ્યુસી ઉપર પડી એટલે એ બોલતો બંધ થયો; પણ લ્યુસી આ શબ્દ સાંભળીને વધારે ખિન્ન થઈ ગઇ. ફ્રેડરિકે પોતાની વાત આગળ ચલાવીને કહ્યું "હવે મને તું મારૂં ધાર્યુંજ કરવા દે. એ બદમાસને હું શિક્ષા કરાવીશ ત્યારેજ મારા દુઃખાયલા આત્માને રાહત મળશે. મારી પેઠે તારે પણ એ દુરાત્માને તો ધિક્કારી કાઢવો જોઇએ."

"તમે કહો છો તે વ્યાજબી છે. જો કદાચ એ ભુખે મરી જતો હોય અને ભિખ માગતો માગતો આપણે બારણે આવ્યો હોય, તો કદાચ ધિક્કારથી હું એને ટુકડો રોટલો પણ ન આપું. એવું બની શકે ખરૂં. પણ આપણાજ દેશી ભાઇને પાયમાલ કરવાનું મને જો

કોઇ કહે તો, મને માફ કરજો, પણ તેમ કરવાની મારી હિમત ન ચાલે. મને ખાતરી છે કે જેમ વખત જતો જશે તેમ તેમ તમારા મનની એ કડવાશની લાગણી ઓછી થતી જશે. કારણ કે લોકો કહે છે કે દુઃખનું ઓસડ દહાડા. સમય દુઃખને ભુલાવે છે. ”

“ પણ મારા જખમો સમય રૂઝવી શકે એમ નથી. પ્રિયે, મારા અંતઃકરણમાં વેર લેવાની લાગણી એટલી બધી પ્રબળ વેગથી પ્રજળી રહી છે કે, એ વેગને અટકાવી શકવાનું મારામાં સામર્થ્ય નથી. માટે તારા મનમાં એથી મારે માટે તું ખરાબ વિચાર ન લાવીશ. ”

“ મારા વ્હાલા નાથ, આથી વધાર હું તમને કશુંયે નહિ કહી શકું. ” આટલા શબ્દો લ્યુસી ઘણાજ ધીમા અને વિષાદપૂર્ણ અવાજે બોલી.

લોન્સડેલે તરતજ એક કાગળ પોસ્ટ માસ્તર જનરલને લખી કાઢયો. એમાં “ ઓકલેની પોસ્ટ ઓફીસના ચાર્જમાં ઓબેડીઆ બેટસ છે, તે લોકોના કાગળો છાનામાના ફોડીને વાંચે છે એવી અમુક અમુક કારણોને લઇને મારી પાકી ખાતરી થઈ છે ” વિગેરે વિગત લખી કાઢી. દુઃખાતે મને લ્યુસી પતિને જોઇ રહી હતી. ફ્રેડરિક તો કાગળમાંજ મશગુલ થઇ રહ્યો હતો. એના મગજમાં વેરની આગ આટલી બધી ભડકી રહી હતી અને એ જરાએ પોતાના મનને કાબુમાં રાખી શકતો નથી, એવું બધું એનામાં પરિવર્તન થઇ ગયું છે તો હવે ભવિષ્યમાં શું શું થશે એ વિચારે લ્યુસી કંપી ગઇ. ફ્રેડરિક કાગળ લખી રહ્યો, પરબીડીયામાં બીડીને તે ઉપર સરનામું કર્યું અને પછી એ કાગળ પોષ્ટ ઓફીસમાં નાખવા

ગયો. એના ગયા પછી લ્યુસી નાના ફ્રેડીને નીચે લેન્ડલેડી પાસે મુકી આવી હતી ત્યાંથી લઇ આવી, અને એને પોતાના ખોળામાં લઇને અતિશય વહાલથી બોકીઓ કરવા લાગી.

---

## પ્રકરણ ૨૬.

---

### મી. રોસર.

ફ્રેડરિકે પોસ્ટ માસ્તર જનરલને બેટસના સંબંધમાં કાગળ લખ્યાને આજે એક પખવાડીયું થઈ ગયું હતું. તે અરસામાં ઓકલે ગામમાં બેટસ શું કરતો હતો તે આપણે જાઇએ. રાતે નવેક વાગ્યાનો સુમાર થયો હતો તે વખતે બેટસ રોયલ ઓક તરફ જવા નીકળ્યો. જે વખતે સાર્જંટ લેંગલી રેક્રુટીંગ માટે ઓકલે આવ્યો હતો તે અરસામાં બેટસ રોયલ ઓકમાં એને મળવા જતો હતો. પણ ત્યાર પછી અત્યાર સુધી એ રોયલ ઓક તરફ ફરકયો નહોતો; અને ત્યાં જવાની એની હિમત પણ ચાલતી નહોતી. અમારા વાંચકવૃંદને યાદ હશે કે જ્યારથી લેંગલી ઓકલેમાંથી કેટલાક લોકોને અષ્ટં પષ્ટં સમજાવીને ભરતીમાં લઇ ગયો, ત્યારથી ગામના લોકોને ચોખ્ખું માલમ પડી ગયું હતું કે બેટસે લેંગલી સાથે મળી જઇને લોકોને ખોટું ખોટું સમજાવીને ભરતીમાં ધકેલી દેવામાં લેંગલીને બહુ મદદ કરી હતી. તેથી બધા લોકો એની સાથે છેડાઇ પડયા હતા અને એની સાથે કોઈપણ સંસર્ગ રાખતું નહોતું. આ કારણને લઇને બેટસથી રોયલ ઓક તરફ પણ જવાતું નહોતું. પણ આજે તો એણે ત્યાં જવાની હિમત કરી. આજે એ ધૃષ્ટ બન્યો હતો

એણે વિચાર કર્યો કે " ભલે લોકો મારાથી મુંઝવાયલા થઇને ફરે, ભલે મારી સાથે અતડાપણું રાખે પણ આજે તો હું ત્યાં જઇશજ." કાંતો એણે પોતાને ઘેર જરા છાંટો પાણી લીધાં હોય તેના તાનમાં અથવા તો હમણાં ગામના દરજી પાસે એણે પોતાનાં નવાં કપડાં શીવડાવ્યાં હતાં તે પહેરીને પોતાનો ભપકો બતાવવાને અને બીજા કોઇ નહિ બોલે તો પોતાનાં કપડાં શીવનાર દરજી તો જરૂર પોતાની સાથે વાત કરશે એ આશામાં એ રોયલ ઓક તરફ જવા નીકળ્યો હતો. રસ્તામાં ચાલતાં ચાલતાં પોતાના મન સાથે વાતો કરવા લાગ્યો " આ બધા લોકો કયાં સુધી મારી સાથે આમ બીઆબારૂં રાખવાના? હું તો નથી ધારતો કે આમ કાયમનું થઇ રહે. પણ એમને કોઇ પણ રીતે હું ખુશી ન કરૂં તો પછી આ ટંટા શી રીતે પતે? બધાએ મારી સાથે અસહકાર કર્યો છે એ મારાથી સહન થઇ શકતું નથી. આજે તો ત્યાં જાઉં, દારૂનો ગ્લાસ ઉડાવું અને સાંભળું તો ખરો કે એ લોકો મારે માટે શું બોલે છે. મને એ બધા છુંદી નાખવા માગે છે પણ એમ હું કાંઇ એમના સપાટામાં આવું એવો નથી. એ લોકો જો કાંઇ વધતું ઓછું બોલશે તો ધીમે ધીમે બધું એમનું પોગળ હું ઉઘાડું પાડીશ. પણ એમ કરવાથી એ લોકો ઠેકાણે નહિ આવે તો પછી મારે શું કરવું તે સમજાતું નથી. " આમ વિચારમાં ને વિચારમાં એ રોયલ ઓક આગળ આવી પહોંચ્યો. એટલે મોજમાંજ પોતાની ટોપી ઉતારતો અને પોતાના માથામાં ઘાલેલી રીંછની ચરબીની સોડમ લેતો લેતો હિંમતભેર એ પીઠાના પ્રધાન ખંડમાં પહોંચ્યો. ગામના ઘણા ધંધાધારીઓ અત્યારે રોયલ ઓકમાં દારૂનો ગ્લાસ ઉડાવતા અને સી-

ગારેટો ફુંકતા બેઠા હતા. બુઢ્ઢો બુશલ તો રોજની જગાએ શગડી આગળજ બેઠો હતો. વળી આજે સાંજે મીડલટનથી એક નવો માણસ રોયલ ઓકમાં આવીને ઉતર્યો હતો તે પણ પાર્લર ( પ્રધાનખંડ ) માંજ બેઠો હતો. એ માણસ છ ફુટ ઉંચો અને શરીરે જરા ભારે હતો. એની ઉમર આસરે પચાસેક વર્ષની હતી. એના વાળ ભુરા ટુંકડા અને કાપેલા હતા. એના કપાળ ઉપર ભયંકર જખમનું ચાઠું પડેલું હતું. એણે કાળો કોટ અને ટીલનું પાટલુન પહેર્યું હતું અને ઉંચી એડીવાળા બુટ પહેર્યા હતા. એનું નામ મી. રોસર હતું. એ ચુંગી પીતો હતો અને વચ્ચે વચ્ચે દારૂનો ગ્લાસ પણ ઉડાવે જતો હતો.

ગામમાં જો કે બેટસ સાથે બધાને ઝઘડો ચાલ્યા કરતો હતો, પણ મી. બુશલ એ ઝઘડામાં જરાએ પડતો નહિ. એટલે એણે તો જેમ સર્વને પોતાના રીવાજ મુજબ વિવેકથી બોલાવવાનું રાખ્યું હતું તેમ બેટસને પણ બોલાવ્યો અને કહ્યું “ કેમ મી. બેટસ, તમે તો ઘણે વખતે અહિં આવ્યા. ચાલો તમને જોઇને મને આનંદ થયો.”

“ હું ધારૂં છું કે બીજા અહિં બેઠેલાને પણ મને જોઈને આનંદ થયો હશે. ઠીક ત્યારે મી. બુશલ, ચાર પેનીનો મારે માટે જીન [ એ નામનો દારૂ ] લાવો. ” ભઠીઆરો મી. મમરી જેણે કાર્લાઇલ પોતાના સાળાને પરબીડીયામાં ચલણી નોટ બીડી હત અને જેના સંબંધમાં મી. બેટસ મોટી સંકડામણમાં આવી ગયે હતો તે પણ અત્યારે અહિં હતો. એણે બેટસને આવેલો જોઇને મોઢું મચકોડયું. વળી કેટલાકે ખોંખારા કર્યા, કેટલાક એક બીજા સામું અર્થસૂચક દૃષ્ટિથી જોઇ રહ્યા અને કેટલાક તો એના તરફને પોતાનો તિરસ્કાર ખુલ્લો જણાઈ ન જાય તેટલા માટે દારૂ પીત

પીતાં ગ્લાસમાંથી જરાએ ઉંચું જોયું નહિ. મી. રૅાસરે આ વખતે ગ્લાસમાંથી એક લાંબો ઘુંટડો ભરતાં ભરતાં બેટસને બહુ ધ્યાન-પૂર્વક જોયો પણુ તેની કોઇને ખબર પડી નહિ. હજામે પોતાની જગ્યાએથી ઉઠીને ગુશલને ધીમે રહીને મી. રૅાસર તરફ નજર કરીને પૂછ્યું "પેલો કોણુ છે?"

"એ તો આજેજ મીડલ્ટનથી આવ્યા છે અને અહિં ઉતર્યા છે. એમને અહિં આટલા તેટલામાં કાંઇ કામ હશે તેથી એ આવ્યા છે. એ શું કરે છે તેની મને ખબર નથી. દેખાય છે તો જમીનદાર જેવા; પણુ ખેતી કરતા કરાવતા હોય એમ લાગતું નથી." "ગમે તેમ હોય પણુ આના કપાળ ઉપર કાંઇક ઘા જેવું જણુાય છે." એમ બોલતો બોલતો બેટસ પાછો પોતાની જગા ઉપર આવીને બેઠો. ત્યાર પછી ત્યાં બેઠેલા ગામના ધંધાધારીઓને સંબોધીને એણે કહ્યું "અલ્યા, તમે બધા મારી સાથે આમ અતડા ને અતડા ક્યાં સુધી રહેશો? તમને કાંઇ મારો ચેપ લાગી જવાનો નથી. તમે બહુ દહાડા મારી સાથે અસહકાર કર્યો!" આ સાંભળીને એનાં કપડાં શીવનાર દરજી બોલી ઉઠયો કે "મનેયે લાગે છે કે બેટસની સાથે કાંઇક સખતાઇથી વર્તવામાં આવે છે." એમ કહીને પોતાની પાસે એક જણુ બેઠેલો હતો તેના કાનમાં એણે ધીમે રહીને કહ્યું: "બીગ્લે, આની સાથે અતડા નહિ રહેતું જોઇએ. જો એણે પહેરેલાં છે તે કપડાં હમણાં મેં શીવી આપ્યાં છે. મને તો એણે તેના પૈસા ઘણા સારા આપ્યા છે."

હજામે પોતાનું ટાયલું આગળ ચલાવ્યું; "ગૃહસ્થો, જુવો, આજથી સાત વર્ષ ઉપર તમે મારે બદલે કોઇ નવો ડ્રેસર લાવવાને

ફાંફાં મારી ચુકયા; પણ તમને તેવો કોઇ મળી શકયો નહિ. મારા વિરૂદ્ધ પડીને કોણ અહિં આવે એમ છે ? કોઇ ન આવે. તમારામાંના કેટલાક વાળ કપાવવા મીડલટન જાય છે પણ ઘણાને તો મારી પાસે આવ્યા વગર છુટકોજ નથી થતો; તેમ મારી રીંછની ચરબી પણ કાંઇ ઓછી વપરાતી નથી." આ સાંભળીને મી. શાપવોશ જે પોતાની જાતને ઘણો બાહોશ વકતા માનતો હતો તે બોલી ઉઠયો: " મી. બેટસ, જુઓ સાંભળો, હું તમને કહું તે. હું મારે વિષેજ બોલું છું. હું કાંઇ બધા તરફથી કહેતો નથી; પણ એમ બને કે હું જે કહું છું તેવોજ અભિપ્રાય કદાચ અહિં બેઠા છે તે સર્વ ગૃહસ્થોનો પણ હોય. માટે પહેલું તો તમારે માટે કેટલાકના મનમાં કાંઇ કાંઇ શંકાઓ ઉત્પન્ન થઇ છે તેનું નિરાકરણ કરો."

" મારે માટે એવી તે શી શંકાઓ ઉભી થઇ છે ?" શાપવોશ શું કહેવા માગે છે તે બેટસ સમજી ગયો હતો; છતાં નફટાઇથી એ સવાલ એણે પૂછયો.

" કેમ વળી શી શંકાઓ ? અહિં બેઠા છે તે બધાઓને તેમ મને પણ એવો વહેમ જાય છે કે તમે લોકોના કાગળો છાના છાના ફોડો છો અને વાંચી લો છો." હજામ ટેબલ ઉપર પોતાના હાથની મુઠી જોસભેર અફાળતાં બોલ્યો: " એ તદ્દન જુઠું છે. એવું કોણ કહેનારો છે ?" એણે ટેબલ ઉપર એટલા જોસભેર થાપટ મારી કે તેના ઉપર પડેલાં ગ્લાસ પણ ઉંધાં વળી જવાની તૈયારીમાં આવી ગયાં.

મમરી એકદમ કડક થઇને બોલ્યો " હું કહું છું."

" તમે કદાચ પેલી પચાસ પાઉંડની નોટ સંબંધી વાત કરતા

હશો; પણ તે પૈસા તો મેં ભરી દીધા છે. એટલા ઉપરથીજ મારી શુદ્ધ દાનત જણાઈ આવે છે. પણ હું તો એટલે સુધી કહું છું કે એ નોટ તમે કાગળમાં બીડી હશે કે નહિ તેની કોને ખબર છે?"

"અરે પણ મેં મારા સાળાને પૈસા પાછા મોકલાવ્યા તેના કેટલાએ દિવસ આગમચ તેં ગામમાં વાત ફેલાવી, કે મેં મારા સાળા પાસેથી પૈસા ઉછીના લીધા છે. હમે બન્નેએ એકબીજાને લખેલા કાગળો ફોડીને વાંચ્યા વગર તને એ વાતની શી રીતે ખબર પડી?"

"અરે એ તો વા વાત લઈ જાય. એવી બાબતો કાંઈ છાની રહે છે? બહારથી ઠાઠ બતાવવો અને અંદરથી પોલંપોલ હોય એવો બહારનો ડોળ લોકો કયાં સુધી રાખી શકે?" હવે મી. જુડકીન્સનો વારો આવ્યો. એણે બેટસને લેવા માંડયો: "બેટસ, જેમ ઘણા વેપારીઓને જરૂર પડે છે તેમ મને જરૂર પડવાથી મેં મીડલટનના વેપારીને મને થોડા વખત પૈસા ધીરવાનું લખેલું તે વાત તેં શી રીતે જાણી? તારી દુકાનમાં તું એ વાત કરતો હતો તે જાણનારા મારી પાસે સાક્ષીઓ પણ છે." હવે મી. વ્હોપર સ્નેપર જેણે ફરનીચરનું સરસામાનની થોડા વખતથીજ દુકાન ખોલી હતી અને જે જરા બટકબોલો હતો, અને બોલતાં બોલતાં જાણે એને વિજળીનો આંચકો લાગતો હોય તેમ દરેક શબ્દે શબ્દે અટકતો અટકતો બોલવા લાગ્યો: "બોલ, બેટસ, એમ નહિ ચાલે—તું સીધો જવાબ નથી આપતો, એમાં કાંઇ વહેમ પડતું લાગે છે." મી. ફ્લેગે ચોથો સવાલ પૂછયો: "એ તો બધું ઠીક; પણ મીડલટનના વેપારીનું બીલ ચુકવવામાં મેં તકરાર કરી હતી એ વાત તેં શી રીતે જાણી? તેં ૭ મહિના ઉપર સર આર્ચિબોલ્ડ રેડબર્નને આ વાત કરી તેથી

એમણે મી. ડેવીસને મારા ઉપર ભાડાનો તગાદો કરવા કહ્યું. એ બાબતમાં તારે શું કહેવું છે ?" વળી વ્હીપર સ્નેપર બોલી ઉઠયો: "હા બોલ, એનો ખુલાસો આપ બેટસ. હવે તારાથી છટકી જવાય એમ નથી બેટસ. એમ વાત ઉડાવી દીધે ચાલશે નહિ બેટસ."

મી. પોકોકઃ "જ્યારે આ સંબંધીજ વાત ચાલી રહી છે તો મારે પણ બેટસને એક સવાલ પૂછવાનો છે કે, કોવેન્ટ્રીમાં મારે મારા સસરા સાથે તકરાર થઈ એ વાત એણે શી રીતે જાણી ? વળી મારા સસરાનો મારા ઉપર કાગળ આવ્યો હતો તેના ઉપર બે જુદા જુદા રંગની લાખની સીલ કરી હતી તેનું શું કારણ ? મેં એ કાગળ મારા મિત્ર મી. ટ્રીપીસને પણ બતાવ્યો હતો. તેમાં ચોખ્ખું જણાતું હતું કે ભુરી લાખ ઉપર લાલ રંગની લાખની પણ સીલ હતી." પાછો વ્હીપર સ્નેપર વચમાં પુરાયો. "એ બેટસ, આતો બધું વિચિત્ર જણાય છે. આ સસરાની શી વાત આવી ? હેં બેટસ. તકરાર શાની બેટસ ? ટરપીસ પણ જાણે છે હેં બેટસ ? આતો ઘણુંજ ખરાબ બેટસ !" મી. શીવપોશે પાછું પોતાનું અધુરૂં રહ્યું હતું ત્યાંથી ચલાવ્યું: "બેટસ. આ બધા ગૃહસ્થો એક પછી એક જે બોલ્યા તે તેં સાંભળ્યું હશે. તારા ઉપર દરેક જણ કાંઇને કાંઇ તહોમત મુકે છે; માટે તે દરેકને તું જવાબ આપ. ગયે વરસે પાનખર રૂતુમાં પોસ્ટ માસ્તર જનરલ કે જનરલ પોસ્ટ માસ્તર જે કહેવાતો હોય તેને મળવા તારે ઈંગ્લાંડ કેમ જવું પડયું હતું ? મારા મિત્ર મી. બ્રોગડનને મેં કાગળમાં બીડેલી બેંકનોટ ગેરવલ્લે પડી હતી, તેના સંબંધમાં તને બોલાવ્યો હતોને ?" વ્હીપર સ્નેપર પાછો બોલી ઉઠયો: "બરોબર છે શીપવોશ. તેં ઠીક કર્યું શીપવોશ. એને ઠીક માથામાં વાગે એવું કહ્યું શીપવોશ. તે

ટુંકામાંજ કહી નાખ્યું શીપવોશ. કાંઈ વધારેએ નહિ ને ઓછું એ નહિ, કેમ શીપવોશ? બેટસ, હવે તારૂં ટાયલું નહિ ચાલે. હવે ઉભો થા બેટસ. માણુસ હોય તો આ બધાને સામે મોઢે જવાબ આપ; નહીં તો તારી કિંમત થઇ ગઇ છે." મી. વ્હીપર સ્નેપરે સત્યજ કહ્યું હતું. હજામના સામે જે આક્ષેપો કરવામાં આવ્યા હતા તેનો એ પોતે કેવો બચાવ કરે છે એ જાણુવાને સહુ ઇંતેજાર થઈ રહ્યા હતા. તેથી સર્વની દષ્ટિ એના તરફજ વળેલી હતી. પોતાના ઉપર જે આક્ષેપો કરવામાં આવ્યા હતા તેની જાણે એને કાંઇ દરકારજ નહોતી; અથવા તો એના રદીયા એ ઘડીકવારમાં આપી દે એમ છે એવો દેખાવ કરીને એ ગર્વિષ્ટપણુાથી અને નફ્ટાઇથી બધું સાંભળ્યાજ કરતો હતો. મી. ફ્રેસર જો કે ઓકલેમાં તદન અજાણ્યો હતો તોએ એને આ બધી બાબતમાં રસ પડતો હોય તેમ એ આતુરતાથી અને ધ્યાન દઇને બધી વાત સાંભળતો હતો. એક પછી એક જેટલી વાર બેટસ ઉપર નવાં નવાં તહોમત મુકાતાં ગયાં તે દરેક વખતે એ કાન માંડીને સાંભળતો હતો. બેટસ ઉપર મુકાયલાં તહોમતોના એ રદીયા આપવા તૈયાર થયો એટલામાં લ્યુસીનો પિતા મી. ડેવીસ રોયલ ઓકના પાર્લરમાં આવી પહોંચ્યો. એને આવતો જોઇને લુકાસ બોલી ઉઠયો "ગુડ ઇવનીંગ મી. ડેવીસ." એમ કહીને એને માટે ખુરશી લાવવા ઉઠયો. ખુરશી મુકીને બોલ્યો: "સાહેબ, તમે પણ રોજના નિયમ પ્રમાણે ન્યાય આપવા ઠીક વખતસર આવી પહોંચ્યા છો." શીપવોશે મી. ડેવિસને જોઇને કહ્યું: "આપણી મંડળીમાં બે ત્રણ મહીનાથી મી. ડેવિસ આવે છે પણ તેટલા સમયમાં તો આપણુને એ ઘણા ઉપયોગી થઈ પડયા છે. એમનો સહ-

વાસ આપણને ઘણો પ્રિયકર થઇ પડયો છે. તમારૂં આરોગ્ય ઇચ્છું છું મી. ડેવિસ."

"અહિં બધી આનંદી ટોળી એકઠી મળેલી જાણીને મને પણ આનંદ થાય છે." મી. ડેવિસે શીપવોશને જવાબ આપ્યો. પછી ખુશલને એણે કહ્યું "જલદ બ્રાન્ડી લાવો. થોડું પાણી પણ લાવજો અને સાથે સાથે સીગારેટ પણ લાવજો." દરજીએ હજામના કાનમાં ધીમે રહીને કહ્યું: "બિચારા ડેવીસ ઉપર એની બૈરી બહુ રોફ લગાવે છે. કોલીસીન્થની છોકરીને એ ન પરણ્યો હોત તો સારૂં થાત."

"મી. ખુશલ, ઉઠયા છો ત્યારે આપણે માટે પણ જલદ જીન લાવજો અને થોડો લેમન લાવજો; પણ અંદર ખાંડ વધારે જોઇશે હો." મી. વ્હીપર સ્નેપરે કહ્યું. ડેવિસ અને વ્હીપર સ્નેપરના ઓર્ડર પ્રમાણેની ચીજો એમને મળી ગઇ. પછી ધીમે રહીને ડેવિસે સીગારેટ ચેતાવીને ધુમાડા કહાડવા માંડયા અને એટલામાં એની નજર બેટસ ઉપર પડી એટલે એ બોલ્યો: "ઓ મી. બેટસ, તમે છો કે શું? કેમ કાંઇ ઘણે દહાડે દેખાયા?"

"આજે વળી એકાદ ગ્લાસ ઉડાવવા આવી પહોંચ્યો છું. છેલ્લાં થોડાં વરસ થયાં ગામના લોકોની મારા ઉપર ઘણી મહેરબાની વધી ગઈ છે. આ બધા પોતાની જાતને મોટા ધર્મિષ્ઠ કહેવડાવે છે અને રવિવાર આવે છે એટલે દેવળમાં દોડે છે; તો એમણે તે ધર્મનું કેટલું સાર્થક કર્યું છે અને મારી સાથેનો વેરભાવ એ ભુલી ગયા છે કે નહિ, તે જોવા હું અહિં આવ્યો છું. ત્યારે આ લોકો એક પછી એક જુઠાણાથી ભરેલાં મારા ઉપર આળ ચઢાવવા મંડી પડયા છે, અને મારી આબરૂ તો જાણે એક ફુટબોલ જેવી હોય તેમ

એને લાત મારીને પેલો પેલા તરફ અને બીજો ત્રીજા તરફ એ ફુટબોલને ઉડાવવા મથી રહ્યા છે. પણ એ બધાને હું સામટો જવાબ આપીશ."

"શાબાશ બેટસ, શાબાશ. ઠીક કીધી બેટસ. જરાએ ડગીશ નહિ બેટસ. એમને બધાને ભરી ભરીને જવાબ આપ બેટસ. છોડવા માંડ તારો દારૂ ગોળો. હાં એ તો એજ બેટસ." બ્હીપરરનેપર તો પોતાનો દુશ્મન હતો, છતાં તેને આ પ્રમાણે પોતાના લાભમાં બોલતો જોઇને બેટસ જરા વિસ્મિત તો થયો. પછી એણે કહેવા માંડયું: "ચાલો ત્યારે ગૃહસ્થો, તમારા બધાનો જવાબ હું એક સામટો આપી દઉં છું." આ સાંભળીને ડેવીસ બોલી ઉઠયો: "ઉભો રહે, જરા ઉભો રહે. સાથે સાથે હું પૂછું તેનો પણ જવાબ આપ. જો તેં ગામમાં એવી વાત ઉડાવી છે કે મીસીસ ડેવીસને એના દરજી અને કાપડીયાનું ઘણું દેવું થઈ ગયું છે; અને જો એ દેવું ભરપાઇ નહિ કરે તો એ લોકો આ બધી હકીકત મી. ડેવીસને જણાવશે: એવા ધમકીના કાગળ પણ એમણે મીસીસ ડેવિસને લખ્યા છે. આવા મતલબની ગપ તેં શા ઉપરથી ઉડાવી તે કહે જોઇએ. આજેજ મને ખબર પડી છે કે એવા કાગળો મીડલટનના વેપારીએ પણ લખ્યા છે. જો કે એ ખબર મને મીસીસ ડેવીસ પાસેથી નથી મળી પણ બહારોબારથી મળી છે. તે ઉપરથી મેં મીસીસ ડેવીસને ધમકાવી અને પૂછયું કે સાચું બોલ, આમાં શી હકિકત છે. ત્યારે એણે કહ્યું કે હા એવા કાગળો આવ્યા છે અને કોઈ ન જાણે તેટલા માટે બાળી દીધા છે. આ બધી છાની વાત જગ જાહેર શી રીતે થઇ તે હું જાણવા માગું છું."

"અરે એ તો હું હમણાં થોડા દહાડા ઉપર મીડલટન ગયો હતો ત્યાં સાંભળ્યું. વેપારી લોકો ઓછી એ વાત છાની રાખે છે!" બેટસે ઉડાઉ જવાબ આપ્યો.

"તારૂં કહેવું તદન જુઠું છે. આજે મારી જાતે હું એ બધો હિસાબ ચોખ્ખો કરવાને મીડલટન ગયો હતો. વેપારીઓ કશું બોલ્યા નથી. ઉલટું તેઓ તો નરમાસ અને વિવેકથી વર્ત્યા. મને મારી સ્ત્રીએ કહ્યું કે કેટલાક એના કાગળો એને પહોંચતા પહેલાં કોઇ ફોડતું હોવુ જોઇએ; તેમજ મીડલટનના વેપારીઓએ પણ મને આજે કહ્યું કે મારી સ્ત્રી જે એમને કાગળ લખે છે તે કાગળો પણ અધવચ કોઇએ ફોડેલા જણાતા હતા. બેટસ, મારી સ્ત્રીના ઉડાઉપણા વિષે બધે તેં વાત ફેલાવી. પોસ્ટ ઓફીસમાં આવતા જતા કેટલાક કાગળો સંબંધી તું પીડામાં પણ આવી પડયો હતો; એટલે આ બધા ઉપ-રથી મને એમ સમજવાને કારણ મળે છે કે મીડલટનના વેપારી અને મારી સ્ત્રી વચ્ચે ચાલતો પત્ર-વ્યવહાર તું ફોડતો હોવો જોઇએ. હજામ બોલી ઉઠયો: "સાહેબ, તમારી એ વાત ખોટી છે." વચ-વચીયો વ્હીપરરનેપર બોલી ઉઠયો: "એમ નહિ ચાલે બેટસ. આ તો બધું તારી વિરૂદ્ધમાં જાય છે બેટસ." ડેવીસે પાછું આગળ ચલાવ્યું: "ગૃહસ્થો, ઘરનો ખટરાગ આમ પ્રસિદ્ધિમાં મુકવો એ મને જરાએ ઠીક લાગતું નથી; પણ હું ઘરખટલામાં કેવો દુઃખી છું તે કોઇનાથી છાનું નથી એટલે એ કહેવામાં હું કાંઇ મૂર્ખતા કરતો નથી. હું જુવાન સ્ત્રીને પરણ્યો એનીજ મને શિક્ષા થાય છે; છતાંએ હું કહું છું કે ઓબેડીઆ બેટસે ઉપર પ્રમાણે કાગળો ફોડેલા છે. એટલા માટે હું તમને સર્વને વિનંતિ કરી પૂછું છું કે તમે બધા કહો, હવે એ પોસ્ટ ઓફીસને માટે જરાએ લાયક છે?"

મી. શીપવોશે કહ્યું કે " આ બાબતની તપાસ કરવાને મા-આપણે પાંચ ગૃહસ્થની કમીટી નીમીએ. એ પાંચ પૈકી મી. બીગલે પણ ખરા. " મી. શીપવોશ આ દરખાસ્ત મુકતો હતો એટલામાં રોયલ ઓક આગળ એક ગાડી આવીને ઉભી રહી. કોની ગાડી આવી છે એ જાણવાની ઇંતેજારીથી બેટસ પોતાની જગાએથી ઉઠયો, બારી ઉઘાડી અને જોયું. બુશલ પણ રૂમ છોડીને બહાર ગયો. બેટસે બારીમાંથી જોઇને કહ્યું " એ તો સર આર્શીઓલ્ડની ગાડી છે. અત્યારે રાતે દસ વાગે એમને શું કામ પડયું હશે ? "

ઉપલી બધી વાત ચાલી ગઇ તે દરમ્યાન અહિં બેઠેલા મી. રૅાસરે પોતાનો હોઠ સુદ્ધાં ફફડાવ્યો નહોતો. એણે હવે પોતાની ચુંગી નીચે મુકી દીધી, દારૂનું ગ્લાસ ખાલી કર્યું અને કોટની બાંય-વડે મોઢું લુછી નાખ્યું. એટલામાં મી. બુશલ રૂમમાં પાછો આવ્યો અને મી. રૅાસરને કહ્યું " મી. રોસર, સર આર્શીબોલ્ડ રેડબર્ન તમારી સાથે વાત કરવા માગે છે. " જે વખતે બેટસે બારી બા'ર ડોકીયું કરીને કહ્યું કે " એ તો સર આર્શિઓલ્ડની ગાડી છે તે વખતેજ મી. રૅાસરે ધાર્યું હતું કે " મને સર આર્શિબોલ્ડ બોલા-વશે." એટલે એ પાર્લરમાં હતો ત્યાંથી ઉભો થયો અને બુશલની જોડે જોડે જ્યાં સર આર્શિબોલ્ડ બેઠા હતા તે રૂમમાં ગયો. બુશલ એને ત્યાં મુકીને પાર્લરમાં પાછો ફર્યો. એટલે મી. જુડકીન્સે કહ્યું: " આ મી. રૅાસર કોણ હશે ? " બર્નસાઇડ ફાર્મ " તો રાખવા નહિ આવ્યો હોય ? મી. ડેવીસ, એ બાબતની તમને ખબર હશે ? "

" ના ના, તેટલા માટે તો એ નથી આવ્યો એની ખાતરી છે. કારણ કે ફાર્મ તો ગઈ કાલેજ અપાઇ ગયું. અને એટલું પણ

નક્કી છે કે એ બેરોનેટનો ટીનંટ ( ગણોતીઓ ) થવા તો નથી આવ્યો. બાકી બીજું તો તમે જેટલું જાણો છો તેટલુંજ હું જાણું છું. " ડેવીસે જવાબ આપ્યો. " ત્યારે એ કોણ હશે ? " જુડકીન્સે પૂછયું.

એટલામાં બારણું ઉઘડયું અને સર આર્શિબોલ્ડ રેડબર્ન અને પાછળ મી. રૅાસર આવી પહોંચ્યા. ત્યાં બેઠેલા બધાએ પોતાની પાઈપ બાજુએ મુકી દીધી અને બેરોનેટના માનમાં બધા ઉભા થઇ ગયા. એટલે બેરોનેટે પોતાનો હાથ હલાવ્યો અને તેમને કહ્યું " ભાઇઓ, બેસી જાવ. આહ ડેવીસ ? તમે પણ અહિં છો કે ? હું તો ધારતો હતો કે તમે રોયલ ઓકમાં નહિ આવતા હોય ? " હસતાં હસતાં બેરોનેટે ડેવીસને કહ્યું:" " સાહેબ, ઘર આગળ દુઃખી છું. " ડેવીસે જવાબ આપ્યો.

" એ તો બહુ ખરાબ. " એટલું કહી સર આર્શિબોલ્ડ રેડબર્ન જરા સખત થયા અને હજામ તરફ પોતાની નજર ફેરવીને બોલ્યા: " મી. બેટસ, આજથી ત્રણ દિવસ ઉપર લંડનથી મને એક કાગળ લખાયલો છે અને તે લંડનની પોસ્ટ ઓફીસમાં પોસ્ટ થયો છે. તે કાગળ ઓકલેની પોસ્ટ ઓફીસમાં પણ આવેલો છે એવી ખબર મળી છે. એમાં પાંચ પાઉંડની નોટ બીડેલી હતી. એ કોના તરફ-થી આવ્યો હતો તેની કાંઇ ખબર નથી. એ કાગળ મને મળ્યો નથી. તે કયાં છે ? " બેટસ જાણે આશ્ચર્યચકિત થઈ ગયો હોય તેમ બોલી ઉઠયો, " કાગળ......સાહેબ......ગઇ કાલે તેમ આજે આપના બધાએ કાગળો મેં બરોબર મોકલાવ્યા છે. એ કાગળ પણ એમાં ને એમાંજ હશે. "

" ના, એમાં નથી. એમાં બીડેલી નોટોનો નંબર ૨૧૭૯૫ છે." એ સાંભળીને " હેં શું ? " એમ કહીને ત્યાં બેઠેલા દરજીએ પોતાના ખીસ્સામાંથી એક જુનું પાકીટ કાઢયું અને તેમાંથી એક બેંક નોટ કાઢીને થોડી વાર તેની સામું જોઇ રહ્યો અને બોલી ઉઠયો: " આ રહી તે નોટ તો...આનો નંબર પણ ૨૧૭૯૫ છે. એવી એજ હોવી જોઇએ. બેટસ, અત્યારે તેં જે કપડાં પહેર્યાં છે તે મેં તને તૈયાર કરી આપ્યાં તે બદલ તેં મને આ નોટ આપી છે. એ નોટ જો ચોરીનો માલ હોય તો કપડાં મને પાછાં આપી દે. નહિ તો હું તારા અંગ ઉપરથી ઉતારી લઇશ. પાંચ પાઉંડ કોને કહે છે ? એ જતા રહે તો મારે તો ભીખ માગવી પડે."

સર આર્શિબોલ્ડનું બેટસ ઉપર તહોમત, બેટસનો તે બાબતનો ઇનકાર અને દરજીએ નોટ કાઢીને કરી મુકેલી ધમાલ એ બધું એકઠું મળ્યું; એટલે રોયલ ઓકમાં બેઠેલા બધા લોકમાં એક જાતનો ખળભળાટ થઇ રહ્યો. આ બધો સમય મી. રૅાસર તો કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર જાણે ઉપર છત સામું જોયા કરતો બેસી રહ્યો હોય એમ જણાતું હતું; પણ ખરી રીતે તો એની નજર બેટસ તરફજ ચોંટી રહી હતી. દરજીએ જે ફેરતો કર્યો તેથી હજામ મોટી મુઝવણમાં આવી પડયો. સર આર્શિબોલ્ડે મી. રૅાસર સામું જોઇને કહ્યું " હવે મી. રોસર, તમારી જે ફરજ હોય તે બજાવો." એટલે મી. રૅાસર હજામ પાસે ગયો, એનો કોલર ઝાલ્યો અને કહ્યું " તું મારો કેદી છે. " હજામની તુંડાઈ અને નાગાઈ હવે કોણ જાણે ક્યાં જતાં રહ્યાં ? એ એકદમ ચીસ પાડીને બોલી ઉઠયો: " સર આર્શિબોલ્ડ, ઓ ભલા અને દયાળુ આર્શિબોલ્ડ, પ્રભુની ખાતર દયા કરો. હું માર્યો જઇશ. "

" ચુપ રહે. તું ખરેખરો બદમાસ છે. તારા ઉપર વિશ્વાસ રાખીને મેં પોસ્ટ ઓફીસ તારા ચાર્જમાં અપાવી; ત્યારે તેં વિશ્વાસનો ભંગ કરીને આવી ગેરવર્તણુંક ચલાવી. મી. રૅાસર એને લઇ જાવ. તમારા કેદીને મીડલટન સુધી લઇ જવાને મારી ગાડી તમારે માટે તૈયાર છે.

" સર આર્ચિબોલ્ડ, સઉથી પહેલું તો આપણે આની જડતી લઇએ." એમ કહીને મી. રૅાસરે હજામના ગજવામાં હાથ ઘાલ્યો અને એના ગજવામાંથી એક પરબીડીયું કાઢયું. તે જોઇને પછી કહ્યું: " આ શું છે? ઓ તારીની આ તો લંડનથી, સર આર્ચિબોલ્ડ, મેં તમને નોટ બીડીને જે કાગળ લખ્યો હતો તેજ છે. મુર્ખાએ એ ફાડી નાખવા જેટલીએ સાવચેતી વાપરી નથી." હવે પાકો પુરાવો થઈ ગયો હતો. કાંઇપણ શંકા રહી હોય તો આ કાગળથી તેનું નિરાકરણ થઈ જતું હતું. બેટસ હવે પગથી માથા સુધી ધ્રુજી રહ્યો હતો. વ્હીપર સ્નેપરે હજામના કાનમાં કહ્યું: " બેટસ, તારૂં આવી બન્યું. જબરો લુચ્ચો નીકળ્યો તું. હવે તને દેશનિકાલ કરશે. બેટસ, તું આગીજ રહ્યો હતો બેટસ." મી. રૅાસરે વ્હીપર સ્નેપર સામે કરડી નજર કરીને કહ્યું: " ચાલ, ચુપ રહે હવે." બેરોનેટે દરજીને કહ્યું: " હવે પેલી નોટ તું મી. રૅાસરને આપી દે. એ પુરાવાની સાંકળનો ખુટતો આંકડો છે." " પણ એ બદમાસનાં કપડાંના પૈસા મને કોણ આપશે?" દરજી માથું કુટતો બોલ્યો. " તે તારે ફાવે તેમ કરજે. મી. રૅાસર હવે એને લઇ જાવ." ત્યાર પછી મી. રૅાસરે ખુશાલનું બીલ ચુકવી આપ્યું, બેરોનેટને સલામ કરી અને હજામને લઇને એ ગાડી આગળ ગયો. દરજી એમની પછવાડે

દોડયો અને મી. રોસરને વિનંતી કરી કે " મહેરબાની કરીને મારી સાથે હજામને ઘેર ચાલો એટલે એના ઘરમાંથી એ એનાં જુનાં કપડાં પહેરીને મારાં નવાં કપડાં બદલી આપે. " " મને કાંઈ એવી ફુરસદ નથી. " એમ કહીને એ હજામને લઇને ગાડીમાં બેઠો અને ગાડી ઉપડી ગઈ. દરજી પોતાના દુર્ભાગ્યને રડતો કકળતો રહી ગયો. સર આર્શિબોલ્ડ ચાલતા મૅનોરભવન ગયા અને મી. ડેવીસ સુદ્ધાંત બાકીની મંડળી આ બનાવની વાતો કરતાં ઘણી મોડી રાત સુધી રોયલ ઓકમાંજ બેસી રહી. આખરે જ્યારે બધા ઘેર જવા ઉઠયા ત્યારે ડેવીસ પુષ્કળ પીને લટ્ટુ બની ગયો હતો; એટલે એ લથડીઆં ખાતો ખાતો ઘેર પહોંચ્યો અને ત્યાં એની સ્ત્રી સાથે એને જબરો કંકાસ થયો.

× × × × × ×

અઠવાડીઆ પછી ઓબેડીઆ બેટસનો કેસ ચાલ્યો. પોસ્ટ માસ્તર જનરલની પાંચ પાઉંડની બેંક નોટની ચોરીનું એના ઉપર તહોમત મુકવામાં આવ્યું. મી. રૉસરે જુબાની આપી કે હું બોરટ્રીટનો ઓફીસર છું અને મને લંડનની પોસ્ટ ઓફીસના સત્તાધિકારીએ અમુક ખબર આપવાથી મેં સર આર્શિબોલ્ડનું સરનામું કરીને એક કાગળ લખ્યો અને તેમાં પાંચ પાઉંડની નોટ બીડી. એનો નંબર મેં નોંધી રાખ્યો હતો. પછી તે કાગળ મેં ટપાલમાં નાખ્યો. મેં સર આર્શિબોલ્ડને એ બાબતની ખબર પણ આપી હતી અને પછી મેં ધાર્યું હતું તેમજ બન્યું. તોહમતદાર બેટસે એ કાગળ ફાડયો અને અંદર બીડેલી બેંક નોટ કાઢી લીધી. " ત્યાર પછી જે દરજીએ બેટસનાં કપડાં તૈયાર કરી આપ્યાં હતાં અને જેને પેલી

પાંચ પાઉંડની નોટ બેટસે આપી હતી, તેને સાક્ષીમાં બોલાવ્યો. એણે એવી જુબાની આપી કે "મેં બેટસને કપડાં તૈયાર કરી આપ્યાં તે બદલ મને એણે રજુ છે તેજ બેંક નોટ આપી હતી." આ પ્રમાણે બેટસના સામે ગુન્હો પુરવાર થઇ ગયો અને એને ચૌદ વર્ષના દેશનિકાલની સજા કરવામાં આવી.

એને બોટની બે નામના સ્થળે દેશનિકાલની સજા ભોગવવાને લઇ જવાનો હતો; તે દરમ્યાન એને કેદખાનામાં રાખવામાં આવ્યો હતો. અહિં કેદખાનામાં એના ઉપર નીચે પ્રમાણેનો કાગળ આવ્યો.

માનચેસ્ટર, ૬ ઠ્ઠી મે, ૧૮૩૫.

"વર્તમાન પત્રમાં મેં વાંચ્યું કે તારા ઉપર કામ ચાલ્યું અને તને દેશનિકાલની સજા થઇ છે. તેં મને જે જે વિપત્તિઓમાં નાખી દીધો છે તે બધાનું મારૂં હવે વેર વાળ્યું છે. મેંજ પોસ્ટ ઓફીસના સત્તાવાળાઓને ખબર આપી હતી અને એ ખબરને આધારેજ તારી તપાસ ચાલી હતી. હવે ચૌદ વર્ષની તારા હાથમાં બેડીઓ પડી છે. દેશનિકાલ થયેલા કેદીઓને કેવું ભયંકર દુઃખ વેઠવું પડે છે એનું વૃત્તાંત હુ વાંચુ છું; એટલે તારે જે દુઃખ ભોગવવું પડશે તેનો મને ખરો ખ્યાલ આવશે. તારે એવું ભયંકર દુઃખ ભોગવવું પડશે એ વિચારે મને ઘણો આનંદ થાય છે. મને તો એવું થાય છે કે જાણે મારૂં ચાલે તો તારા કેદખાનામાં હુ એકવાર આવું અને તને દુઃખી થતો જોઇને મારી દાઝ ઓલવું. તેં મને દુઃખ દેવામાં બાકી નથી રાખી. બબ્બે વખત મારા આશાભર્યા સુખમાં તેં આગ લગાડી. તારે લીધેજ એક ડેઝરટરની મારા શરીર ઉપર છાપ લઇને મારે ફરવું પડે છે. હવે તો તારા ઉપર પણ બદનામીની છાપ તેટલાજ ચોખ્ખા અક્ષરે પડી છે. મારી શિક્ષા તો પુરી

થઇ છે; પણ તારી તો શરૂ થાય છે, અને તે ચૌદ વરસ સુધી પહોંચશે. એટલા વખત સુધી તારા દુઃખમાં હું રોજ ખુશી થઇશ. સખી દીલનો હતો અને તારા ઉપર આવું ભારે સંકટ આવી પડયું, તેથી હું જરાએ ખુશી ન થાત; પણ તારી બદમાસીએજ મારા હૃદયને પલટી નાખ્યું છે. મારી ઉત્તમ મનોવૃત્તિઓ પણ તારી દગાબાજીથી નષ્ટ થઇ ગઈ છે. પોતાનોજ જાતિ ભાઇ જીંદગીમાંથી બાતલ થઇ જાય; એટલે બધે દરજજે તું પહોંચ્યો એ કાંઇ તેં ઓછું કર્યું છે ? તેં મારી સાથે જેટલી નીચ દગાબાજી કરી છે, તેવીજ શિક્ષા પણ તને ભારી થઇ છે.

જા, રાક્ષસ, હવે દુઃખ અને દેશનિકાલના દેશમાં ટળી જા. જ્યારે હાથમાં બેડીઓ સાથે તારે કામ કરવું પડે, દયાહીણ હૃદયના દેખરેખ રાખનારા ઓવરસીયરોના તારા બરડા ઉપર ફટકા પડે, ભારે વરસાદમાં પણ પલળતાં અને થથરતાં તારે કામ કરવું પડે, માથું ફાડી નાખે એવા તાપ તડકામાં તારૂં તેલ નીકળે, ઉલટી આવે અને સુગ ચઢે એવો હલકો ખોરાક ખાવાથી તું ભુખે મરે, તારી સાથે રહેલા બીજા કેદીઓ પણ તને સતાવવામાં પાછી પાની ન કરે, અને તને એમ થાય કે, ' હે પ્રભો મને આ દુઃખથી છોડાવ, આ નર્કમાંથી મારો છુટકો કર.' તે વખતે એમ સ્મરણમાં લાવજે કે મેં સુખના હિંડોળે હિંચતાં, પૂર્ણ આનંદમાં મહાલતાં દંપતીને અને તેના બાળકને બબ્બે વખત ઉથલાવીને દુઃખની ઉંડી ગર્તામાં ધકેલી દીધાં હતાં; તેનુંજ આ પરિણામ છે. ઝેરી સાપ, બસ, હવે હું મારો વધારે વખત તારે માટે ગુમાવવા માગતો નથી. ''

" લી. ફ્રેડરિક લોન્સડેલ. "

# પ્રકરણ ૨૭ મુ.

## મિસીસ ડેવીસ.

બેટસ ઉપર કેસ ચાલી ગયા પછી થોડે દિવસે જીરોલ્ડ રેડ-બર્ન પોતાનાં માતા પિતાને મળવાને થોડા દિવસની રજા લઇને મેનોર ભવન આવ્યો. છેલ્લાં સાત વરસથી એ લશ્કરમાં જોડાયો હતો, પણ એની પ્રકૃતિમાં ખાસ જાણવા જેવો ફેર પડયો નહોતો. છતાંએ એટલું તો કહેવું પડશે કે એની તબીઅત બહુ બગડી નહોતી. અત્યારે એની ઉંમર અઠ્ઠાવીસ વર્ષની હતી. એના મોઢા ઉપર બીલકુલે મરદાઈ જણાતી નહોતી. એ દુબળો અને માઇ કાંગલો દેખાતો હતો. એનો અવાજ પણ માંદા માણસના જેવો લાગતો હતો, અને આ દુનીઆનો હવે એ થોડા દિવસનોજ પરોણો છે એમ ભાસ થતો હતો. એણે છાટકાપણું અને વિષયલંપટતા ચાલુજ રાખી હતી; તેથી એના શરીરનું હીર ધીમે ધીમે ઉડી જવા લાગ્યું હતું. છતાં એણે પોતાની ખરાબ લતો બીલકુલે છોડી નહિ. લશ્કરમાં જોડાવાથી એ કાંઇ ઠેકાણે આવશે અને એની બુરી ટેવો એ છોડી દેશે એમ ધારવામાં એના માતા પિતાએ ભૂલજ કરેલી હતી. લશ્કરમાં દાખલ થયા પછી વરસો વરસ એ થોડા દહાડા રજા લઇને મેનોર ભવન બધાંને મળવા આવી જતો અને તે દરેક વખતે સર આર્શિબોલ્ડ અને લેડી રેડબર્નને એમજ લાગતું કે જીરોલ્ડની તબીઅત સુધરતી જાય છે. એટલું ખરૂં કે, અહિં આવતો ત્યારે એની તબીઅતમાં સુધારો થતો. ગામડાનાં હવાપાણીથી એના ગાલ ઉપર

લોહી આવતું. અહિં એને સર્વ વાતે નિયમમાં રહેવું પડતું. વળી અહિં એની નઠારી લતોને પોષવાને માટે કાંઇ સવડ પડતું સાધન એને મળે એમ નહોતું; તેમ તેવું આકર્ષણ પણ અહિં નહોતું. આ વખતે એ મેનોર ભવન આવ્યો ત્યારે માંદલો, સુકાઇ ગયેલો અને પીળો પડી ગયેલો હતો. લેડી રેડબર્નને તો જાણે પોતાના દીકરાની તબીઅત ઘણી સુધરી ગઈ હોય એમ લાગ્યું. એને પોતાના ખતાં યુનિફોર્મ પહેરાવ્યો, આખે શરીરે નીહાળ્યો અને બોલીઃ " જીરોલ્ડ, આ પોષાકમાં તું કેવો સારો દેખાય છે ! " તે વખતે ાન્ટ જેને તરતજ ટકોર કરી કે " પીંછાવાળો પક્ષીજ તો જાણે."

જીરોલ્ડના આવ્યા પછી એક દિવસ બેરોનેટ અને લેડી ડબર્ન એકાંતમાં એકલાં કાંઈ ખાનગી વાત કરવામાં ગુંથાયાં હતાં. ેરોનેટે લેડી રેડબર્નને પૂછ્યું " જો, તું ખરેખરૂં કહેજે. તને જીરો-ડની તબીઅત કેમ લાગે છે ? "

" તમે તો એવો સવાલ પૂછીને મને ગભરાવો છે. કેમ એની તબીઅત કેવી લાગે છે ? તમને ખરાબ લાગે છે ? મેં તો કાલે એને યુનિફોર્મમાં જોયો હતો, તે વખતે મને તો એની તબીઅત ઘણી સારી લાગી. વળી અહિં થોડા દિવસ રહેશે એટલે વધારે સારી ાતી જશે. એના ગાલ ઉપર લાલી આવી જશે."

" તારૂં કહેવું ખરૂં છે; પણ પાછો એ એની રેજીમેન્ટમાં જશે ત્યારે એના ગાલ ઉપરની લાલી ઉડી જશે. એ ટકવાની નથી. જો, આપણે ખરી હકિકત જાણવા ઇચ્છા કરીજ નથી. આપણે એ રહ આંખમીચામણાંજ કર્યાં છે. જીરોલ્ડ માંદલોજ રહે છે એમાં રાશે ના પડાય એવું નથી. એણે દારૂ અને સ્વચ્છંદની બુરી ટેવ

છોડી નથી. એમાં એ પુષ્કળ પૈસો ઉડાવે છે."

"વહાલા, તમે આપણા પુત્રને માટે આવું બોલો, તે તો મને જરાએ ગમતું નથી. આપણી પાસે ઘણોએ પૈસો છે; તો એ કેમ ન ઉડાવે અને કેમ મોજ ન કરે ?"

"પણ એણે તો હદપારની મોજ કરવા માંડી છે. હવે આપણે એનું લગ્ન કરી દેવું જોઇએ."

"હજુ તો એ છોકરૂં છે. ઘરમાં વહુ લાવીને તમે તો હવે મને ઘરડી બનાવી દેવા ધારો છો. એને પરણાવવાની શી ઉતાવળ છે ?"

"જરા અક્કલથી વાત કરે તો સારૂં. જીરોલ્ડને એની બુરી લતોમાંથી છોડાવવો હોય તો એને પરણાવવોજ જોઇએ. એને અઠ્ઠાવીસ વર્ષ તો પુરાં થવા આવ્યાં."

"વરસ જતાં વાર નથી લાગતી. એ તો જાણે દોડે છે." એમ બોલતી લેડી રેડબર્ન પોતે ઘરડી થઇ ગઈ છે કે જુવાન રહી છે, એ જોવા કાચના તકતા પાસે ગઈ. તેમાં જોયું તો એને જણાયું કે એના વાળ હજુ કાળાજ હતા. દાંત પણ સફેદ અને મજબુત હતા; છતાં જાણે એને સંતોષ ન થયો હોય એમ લાગ્યું. કારણ કે એ તો નિઃશ્વાસ નાખતી પાછી ખુરશીમાં પડી. "ત્યારે હવે આપણે એને માટે લાયક વહુ લાવવી જોઇએ. આ વખતે દોઢ મહિનો એ અહિં રહેવાનો છે; તો એ અરસામાં કોઈ ખપતી કન્યા સાથે એને પ્રેમપ્રસંગ પ્રાપ્ત થાય તો વધારે સારૂં." બેરોનેટ બોલ્યા.

"પણ જીરોલ્ડ હમણાં પરણે એવું તમે ધારો છો ?"

"આપણે એને પરણાવવોજ પડશે. નહિ તો એની કટેવો ચાલુ

રહેશે. હવે આપણને કઇ કઇ કન્યાઓ ખપે તેનાં જો તું નામ ગણાવે, તો જીરોલ્ડને લાયક કોણ છે તેનો વિચાર થાય."

" પણ એ એટલું બધું સહેલું નથી. જુઓની હું તો ગણાવું. સર જોન પોર્ટસ–માઉથની છોકરી છે, ત્યારે એના વાળ રાતા છે. મારે રાતા વાળવાળી પુત્રવધૂ ન જોઇએ. નહિ તો એ દેખાવડી એ છે અને વારસો પણ લાવે એવી છે. પણ આટલોજ વાંધો-સર ચાર્લ્સ ઑટવેને છ છોકરીઓ છે. છએ રૂપાળી છે. એમાંથી એકાદને પસંદ કરવા જેવી ખરી; પણ ચાર્લ્સને માથે પુષ્કળ દેવું થઈ ગયું છે એટલે એની છોકરીઓને બાપ તરફથી એક પૈસો પણ મળે એવું નથી. કેપ્ટન મોન્ટેગ્યુની સાથી નાની છોકરી છે. ઓગણી-સેક વર્ષની હશે. એની ફોઇનો એને ત્રીસ હજારનો વારસો મળ્યો છે. એને માટે તમારો શો અભિપ્રાય છે? અરે પણ હું ભુલી; એ તો ચીબા નાકવાળી છે. ચીબા નાકવાળી વહુ આપણા રેડમન્ડ કુટુંબમાં ન શોભે. આગળ જોઈએ તો રકવાયર ઇવેલીનની પણ એક બેન પરણાવવા જેવડી છે. એ છોકરી ઘણી સારી છે, ત્યારે એને સંગીતનો શોખ નથી. જુવાન સ્ત્રીને સંગીતનો શોખ ન હોય તે તો ઘણું નઠારૂં. હજુએ આગળ જોઇએ. ઑન. ઈલી-ઝાબેથ શેલોનરને માટે તમે શું ધારો છો? લોર્ડ શેલોનર શ્રીમંત છે એટલે એ પોતાની પુત્રીને સાસર-વાસામાં ઘણી સારી રકમ આપશે. અરે પણ ત્યાંએ હું ભુલી. એ તો એને નૃત્ય શીખવવા આવનાર માસ્તર સાથે નાસી જતાં પકડાઇ ગઇ હતી; એવી એને માટે ગપ સાંભળી છે. એટલે એનો વિચાર કરવો તો નકામો છે. મી. હાર્ડિંજની મોટી છોકરી છે. પણ એ આપણા કામની નહિ.

એકલી રૂપાળીને શું કરે ? સાસરવાસામાં કશુંએ લાવવાની નહિ. હા, પણ મને ઠીક યાદ આવ્યું. લેડી એડીલા ક્લાઈવ જરૂર આપણને ખપે. એ બધી રીતે આપણને યોગ્ય છે." એમ કહીને જાણે મોટામાં મોટો વિજય મેળવ્યો હોય તેમ લેડી રેડબર્નનું મુખ આ વિચારથી ઘણું મલકાવા લાગ્યું.

" હા, એ તેં ઠીક બતલાવ્યું. અર્લ ઓફ બર્ટન પોતાની પાછળ પોતાની પુત્રીને પચ્ચીસ હજારનો વારસો મુકતો ગયો છે. એ છોકરી પણ લાયક ઉંમરની થઈ જવા આવી છે. એની મા લેડી બર્ટન તો આપણી સાથે ઘણો સારો સંબંધ રાખે છે. આ સંબંધ જો બંધાય તો એ પણ ઘણી ખુશી થાય. વળી લેડી એડીલા અનુપમ સૌન્દર્યવતી છે અને શૃંગારમંડિતા છે. આપણા ઘરમાં આવી પુત્રવધૂ આવે તેને માટે આપણે ગર્વ લેવા જેવું છે. જો ત્યારે, હવે તારે એ બાબતમાં શું કરવાનું છે તે તને હું કહું. કાઉન્ટેસ ઓફ બર્ટનને આજેજ કાગળ લખ કે, તમે લેડી એડીલાને લઇને થોડા દિવસ તો અમારે ત્યાં આવો. એ લોકો જરૂર આવશે, અને એમના આવ્યા પછી એક બે દિવસમાં હું જીરોલ્ડને પણ ઇશારો કરી દઈશ; કે જેથી એ લેડી એડીલા સાથે પ્રેમપ્રસંગ શોધવાનો પ્રયત્ન કરે. તું પણ ધીમે રહીને વાતમાં વાત નીકળે, ત્યારે કાઉન્ટેસને કાને નાખજે કે આ સંબંધ બંધાય તો ખોટું નથી. એટલે એ પણ પોતાની પુત્રીને એ માર્ગ ઉપરજ દોરે. કાઉન્ટેસને સંસારવ્યવહારનું સારૂં જ્ઞાન છે અને લેડી એડીલા પુરેપુરી એના કહ્યામાં છે. હવે આટલી વાત ધ્યાનમાં રાખવાની છે. આમાંની કશીએ વાત આપણે આન્ટ-જેનને કરવાની નથી. એ જો જાણશે તો આપણી

આખી યુક્તિ ઉપર પાણી ફેરવશે. "

" હું પણ એમજ ધારૂં છું. સર આર્ચિબોલ્ડ, હમણાં હમણાં તમારી બેનનો સ્વભાવ ઘણો ચીઢીયો થતો જાય છે. એમના ઉપર કેટલીક વખતે મને ઘણી ચીઢ ચઢી જાય છે. "

" કાંઇ નહિ, એ બધું આપણે સહન કરી લેવું જોઇએ. એમાં એનો કાંઇ દોષ નથી. એની એવી તબીઅતને લીધેજ એમ થાય છે. બીજું કાંઇ કારણ નથી. " બેરોનેટ પોતાની બેન પ્રત્યેના સ્નેહને લઇને ઉપર પ્રમાણે બોલ્યો; ત્યાર પછી પાછું એણે લેડી રેડબર્નને કહ્યું " હવે તું જા અને લેડી બર્ટનને પત્ર લખી નાંખ. હું તે એકદમ " કલાઇવ ભવન " રવાના કરી દઇશ. "

સાંજનો વખત હતો એટલે કેપ્ટન રેડબર્ન સીગાર ફુંકતો ફુંકતો બહાર મેદાનમાં અત્યારે લટાર મારતો હતો. જ્યારે જ્યારે એ રેજીમેન્ટમાંથી રજા ભોગવવા ઘેર આવતો હતો; ત્યારે ડેવિસ સાથે એ જરાએ વાત કરતો નહોતો. એના પ્રત્યે એને અંટસ બરાઇ ગયો હતો. પેલો સલામ કરે તો આ તે ઝીલવાની પણ દરકાર કરતો નહિ. મી. ડેવિસ પણ જેમ બને તેમ એનાથી દૂરનો દૂરજ રહેવાનો પ્રયત્ન કરતો; અને જ્યારથી લ્યુસીના લગ્નની એની યુક્તિ નિષ્ફળ નીવડી ત્યારથી અત્યાર સુધી એમની એની વચ્ચે કાંઈ પણ વાતચીત કરવાનો પ્રસંગ આવવા પામ્યો નહોતો. જે વખતે રેડબર્ન બહાર મેદાનમાં સીગાર ફુંકતો ફુંકતો ફરતો હતો તેવામાં એણે પોતાની આગળ આગળ જતા ડેવિસને જોયો; એટલે એને બીજવવાનું એને મન થઇ આવ્યું. ડેવિસના ઘર સંસારની વાત રેડબર્નને કાને આવી હતી. એની નવીના સંબંધમાં એ ઘણો દુઃખી હતો,

એ હકિકત એણે જાણી હતી. એટલે ડેવિસે એને પોતાની જાળમાં સપડાવવાની જે કોશીશ કરી હતી, તેની શિક્ષા કરવાનો આ ઠીક લાગ છે એમ ધારીને એને બેચાર ધમાતા શબ્દો કહીને એના દીલને માઠું લગાડવાનો એણે નિશ્ચય કર્યો. તેથી ઝડપથી ચાલીને એણે ડેવિસને પકડી પાડયો. પણ જાણે એણે એને જોયોજ નથી એવો ઢોંગ કરીને એ તો આગળ ચાલવાજ લાગ્યો. પછી પોતાનો કુતરો પોતાની પાછળ આવતો હતો તેને બોલાવવાના મીસે જરા એણે પાછળ જોયું; એટલે ડેવિસે એના સામું જોઇને પોતાની ટોપીને અડકીને એને સલામ કરી, અને પછી પોતાના ઘર તરફ વળ્યો. એટલે રેડઅર્ને કહ્યું:–" ડેવિસ, ઉભા તો રહો; કેમ ચાલ્યા જાઓ છો? આપણને વાતચીત કરવાનો ઘણે વર્ષે પ્રસંગ મળ્યો છે."

" સાહેબ, મારા મનમાં કે આપ તે દિવસના મારા ઉપર ગુસ્સે થયા હશો એટલે મારી સાથે નહિ બોલો. તેથી મેં આપને બોલાવેલા નહિ."

" ત્યારે તમારૂં અંતઃકરણ તમને ડંખ્યું લાગે છે."

" મને શું કરવા ડંખે?"

" કેમ નથી ડંખતું? જુઓ ત્યારે, તમારી સાથે બોલવાની મેંજ પહેલ કરી છે તો હુંજ તમને કહું કે તમે તો મને તમારી જાળમાં ફસાવવાને માટે ઠીક ઘાટ કરી રાખ્યો હતો. પણ મને તેની સમજ ક્યારનીયે પડી ગઇ હતી. મને ભોળવીને તમારી પુત્રી સાથે મારાં લગ્ન કરાવી દીધાં હોત તો તમારૂં કામ ફતેહ થઇ જાત. તમે મોટા ગૃહસ્થ બની જાત અને લ્યુસી " લેડી " નું પદ

ભોગવતી થઇ જાત; અને પછી તમારા મનમાંએ હપ સમાત નહિ; તેમજ તમારી લ્યુસીને છપાયલા ડેઝરટર સૈનિકની પત્નિ થવાનો પણ વારો ન આવત. ”

“ કેપ્ટન રેડમર્ન, હું ધારૂં છું કે એ વાતને આપ હવે વધારે નહિ લંબાવો. હું પુષ્કળ દુઃખી થઇ ગયો છું. ”

“ મેં સાંભળ્યું છે કે તમારી નવી સાથે તમારો રાગ જોઇએ તેવો નથી. એ કાંઈ ઉડાઉ જણાય છે ખરૂં ? ”

“ હાજી, છે તો એમજ. મારે ના કહેવાનું કાંઇ કારણ નથી. જ્યાં સુધી એ પરણી નહોતી ત્યાં સુધી કેવી આનંદી અને હસ- મુખી હતી. હવે તો એનો સ્વભાવ ડાકણ જેવો થઈ ગયો છે. ” આ પ્રમાણે ડેવિસને દુઃખી થતો જોઈને જીરોલ્ડને આનંદ થયો. એ ડેવિસને ધિક્કારની નજરે જોતો હતો એટલે એને એની સ્ત્રી કેવું દુઃખ દે છે તે એને નજરે જોવાનું મન થઇ ગયું હતું. એને ઓકલેમાં બીજું કાંઇ ખાસ કામ નહોતું; એટલે એનો વખત પણ શી રીતે જાય ? તેથી ડેવિસ અને એની સ્ત્રીની ગમ્મત કરવામાં અને તે પ્રત્યક્ષ જોવામાં પોતાનો ફુરસદનો વખત ગાળવા એણે નિશ્ચય કર્યો. અત્યાર સુધીની કઠોરતા છોડી દઇને એણે મિત્રભાવ ધારણ કર્યો અને બોલ્યોઃ—

“ મી. ડેવિસ, મારો રોષ તમારા ઉપર ઘણો વખત રહ્યો. હવે વધારે વખત એ ટકી શકે એમ નથી. તમારી પુત્રીને માટે તમે જે કાંઈ કર્યું હતું, તે તમારી ફરજ અને પિતા તરીકેના સ્નેહ- ને લીધે કર્યું હતું. એમાં તમે કાંઇ ખોટું કરતા હતા એમ ન કહેવાય. માટે એ ગઇ ગુજરી આપણે ભૂલી જઇશું. તમારે ત્યાં મેં

કેટલો બધો વખત આનંદમાં ગાળ્યો છે ? તમે બુદ્ધિશાળી છો એટલે તમારી સાથે મને વાતચીત કરવી બહુ ગમે છે. "

"કેપ્ટન રેડબર્ન, તમને આ પ્રકારે બોલતા સાંભળીને મારૂં હૈયું ભરખાઈ જાય છે. આપ ઘણા સખી અને દીલાવર દીલના છો. ચાલો એકાદ ગ્લાસ સાઈડરનો લેવા મારે ત્યાં પધારવાની તસ્દી લેશો ? "

"હા, ઘણી ખુશીથી."

એમ કહીને એ બન્ને ડેવિસના ઘર તરફ વળ્યા. આ વખતે ડેવિસના મનમાં શા વિચારો ચાલતા હતા તે જરા તપાસીએ. જીરાલ્ડ રેડબર્ને એકાએક પોતાના મનનું વલણ ફેરવ્યું હતું, તેથી ડેવિસ કાંઇ છેતરાઈ ગયો નહોતો. એના દ્વેષી સ્વભાવથી એ સારી પેઠે વાકેફ હતો. અને આટલા બધા વર્ષ પછી એનો રોષ તજી દઇને એણે કેમ પોતાને બોલાવ્યો, તેનું કારણ પણ એને સમજતાં વાર ન લાગી. એણે જાણ્યું કે રેડબર્નને પોતાને ઘેર આવવું છે તેથી એ આમ લટી પડેલો લાગે છે. એટલે હવે એને એક બીજો વિચાર સુઝી આવ્યો. એની સ્ત્રી જો કે સ્વભાવે ડાકણ જેવી હતી પણ સ્વરૂપે સુંદર હતી. એના કર્કશ સ્વભાવ અને ઉડાઉપણાને લીધે એ એનાથી કંટાળી ગયો હતો અને તેથી એનાથી દૂર થવા માગતો હતો. જો જીરાલ્ડ એની સાથે ગુપ્ત પણે પ્રેમ બાંધે અને આડો વહેવાર રાખે, તો એની સાથે છુટા છેડા કરવાનો લાગ મળી જાય અને સાથે સાથે જીરાલ્ડ રેડબર્નને પરસ્ત્રી સાથે વ્યભિચાર કર્યા બાબત કોર્ટમાં ઘસડીને એની પાસેથી મોટી રકમની નુકશાની પણ મેળવી શકાય. આવા વિચાર આ અનાડી માણસ ઘડી રહ્યો હતો

અને તે વિચારથીજ એણે કેપ્ટન રેડબર્નને પોતાને ઘેર સાઈડર પીવાનું આમંત્રણ કર્યું હતું. રેડબર્ન ડેવિસની સ્ત્રીને સારી રીતે ઓળખતો હતો. મી. ફોલીસીન્થની છોકરી કીટી જ્યારે કુંવારી હતી, ત્યારે એની સાથે એને ઘણીએ વાર વાતચીત થઇ હતી. પણ આજે એ કાંઇ ખાસ એવા વિચારથી ડેવિસને ઘેર આવ્યો નહોતો. આજે તો અન્ને ધણી–ધણીઆણીની મઝા જોવાજ આવ્યો હતો. અહિં અમે વાંચનારને મીસીસ ડેવિસનો જરા વધારે પરિચય કરાવીએ.

મીસીસ ડેવિસની ઉમર છવ્વીસેક વર્ષની હતી. તે મધ્યમ કદની અને નાજુક બાંધાની હતી. એની મુખાકૃતિ ઘણી મનોહર હતી. એના માથા ઉપર ભુરા વાળનાં ઝુલફાં શોભી રહ્યાં હતાં. એના લાલ હોઠ અને મોતી જેવા દાંત એની શોભામાં ઓર ઉમેરો કરતા હતા. એણે લેડીના જેવોજ ડ્રેસ પહેર્યો હતો. એના મનમાં એમજ ફાંકો રહ્યા કરતો કે "હુ બેલીફને પરણી છું તેમાં શું થયું? હું કાંઈ સર્જનની છોકરી મટી ગઇ છું ! શા માટે મન ગમતો છટાદાર પોષાક ન પહેરૂં !" એનો સ્વભાવ અમે જણાવી ગયા તેમ એના પતિ પ્રત્યે તો ઘણો કર્કશ હતો; છતાંએ જ્યારે કોઈ એને ત્યાં આવતું ત્યારે તો એ પોતાનું મુખ ઠાવકું અને હસતું રાખતી હતી. અત્યારે કેપ્ટન રેડબર્નને પોતાના પતિ સાથે પોતાને ઘેર આવેલો જોઇને એ જાણે કેવીએ આનંદી હોય, તેમ હસતું મોઢું રાખીને ઉભી રહી. રેડબર્ન પાર્લરમાં પેઠો અને મીસીસ ડેવિસ તરફ પોતાનો હાથ લંબાવીને બોલ્યો: "મીસીસ ડેવિસ, તમને જોઇને હું ઘણો ખુશી થયો છું."

"કેપ્ટન રેડબર્ન, પધારો તમને અમારૂં સ્વાગત છે." આ

શબ્દો એ એવી નમ્રતાથી બોલી કે એ સાંભળીને કોઈનાએ ખ્યા-
લમાં એમ ન આવે કે આ બાઇ પોતાના પતિને કર્કશા જેવું દુઃખ
આપતી હશે.

ડેવિસે કહ્યું "આપ બેસો. આપને માટે હું "સાઇડર" લાવું."

"પિટર, સાઇડર લેવા જાવ છો ? અરે નોકર પાસે વાઈન
મંગાવો અને બીસ્કીટ તો અહિં છેજ." એમ કહીને મીસીસ ડેવિસે
કબાટના ખાનામાંથી થોડાંક બીસ્કીટ કાઢયાં.

"મીસીસ ડેવિસ, તમારો ઉપકાર માનું છું પણ મને સાઇ-
ડર ઠીક લાગે છે. આ સમયે સાઇડર શરીરમાં સ્ફુર્તિ આપે છે.
વારૂ અહિંયાં કોઇ કોઈ વખત તમારા સાઇડરનો સ્વાદ લેવા આવ-
વાનું મન થાય તો આવવા દેશો કે ?"

"અરે પધારજોને, અમે ઘણી ખુશીથી તમારો સત્કાર
કરીશું." મીસીસ ડેવિસ પોતાના પતિને સાઈડર લેવા બહાર ગયેલો
જોઇને બોલી. ડેવિસ સાઇડર લેવા ગયો એટલે રેડબર્નની જીભ
પણ છુટી. એણે કહ્યું:—

"આપણું જુનું ઓળખાણ હું ભુલી ગયો નથી. હવે તો
તમે પરણ્યાં અને ડાવકાં થઇ ગયાં એટલે મારાથી તમને હવે
"કીટી" ના નામથી તો નહિજ બોલાવાય."

મીસીસ ડેવિસ હસતી હસતી બોલીઃ "હારે, હું તો બહુ ડાવકી
થઈ ગઇ ને." પછી બારણા સામે નજર કરતી કરતી બોલીઃ "મારી
સાથે વાતચીત કરવામાં તમારે કશો પ્રતિબંધ રાખવાની જરૂર નથી."

"પણ મેં સાંભળ્યું છે કે ડેવિસ અદેખા છે." આટલું મો-
ટેથી બોલીને રેડબર્ન સ્વગતજ બોલ્યોઃ "જેમ જેમ એ શંકાની

નજરથી જોતા જાય તેમ તેમ મને ખૂબ મઝા પડશે."

"અરે અદેખા શું? એથી એ વધારે. મારે એમની સાથે એવી રીતે રહેવું પડે છે કે ન પુછો વાત. એમને મેં સમૂળગા જોયાજ ન હોત તો સારૂં થાત."

"ગામમાં કેમ તમારે માટે ઘસાતું બોલાય છે? એમ સંભળાય છે કે ઘરમાં આખી સત્તાજ તમારી ચાલે છે." "દરેક સ્ત્રી જાત જેમ કરે છે તેમ હું કરૂં છું. હું કાંઈ એ નિયમના અપવાદ રૂપ તો ઓછી છું. વારૂ, પણ કેપ્ટન, રેડબર્ન, આપણા જુના ઓળખાણની યાદી તમે મને આપી છે, તો બોલો અહિં મેનોરમાં કેટલો વખત રહેવાના છો?"

વિચાર તો છએક અઠવાડીઆં રહેવાનો છે. પણ પછી આ રહ્યું ગામડું; અને ગામડાના લોકો. એટલે ગામડામાં ન ગમે અને કંટાળી જાઉં તો તો વહેલો ચાલ્યો જાઉં."

"ત્યારે તો અમો ગરીબ ગામડાના લોકો ઉપર તમારી કમ મહેરબાની કહેવાય."

"ગામડાના લોકમાં તમારો સમાવેશ થતો નથી. તમને તો એમાંથી હું બાતલ કરૂં છું. તમે ગામડીઆની ગણતરીમાં આવી શકોજ નહિ."

"લશ્કરી માણસો મીઠું મીઠું બોલવામાં બહુ હુશીઆર હોય છે અને તેમાં વળી કેપ્ટન રેડબર્ન એટલે પુછવુંજ શું?" એમ કહીને એ હસી પડી.

"હું અંતઃકરણપૂર્વક મીઠું બોલું છું કે ઉપલક બોલવા ખાતર બોલું છું એની સાબીતી તો કોઈ કોઈ વખત રાતે મને અહિં

આવવા દેશો તો એની મેળે તમને મળી જશે."

" આવવા દેશો શું ? મેં તો તમારો પહેલેથીજ સત્કાર કરી દીધો છે. બે ત્રણ મહીનાથી તો મી. ડેવીસના મગજમાં કાંઈ એવું-જ ભૂત ભરાયું છે કે રાત પડે છે કે ઘરમાંજ રહેતા નથી અને સીધા રૉયલ ઓક તરફજ દોડે છે; એટલે મારી રાતો તો નીકતીજ નથી.''

" તમને એકલાં ઝુરતાં મુકીને ચાલ્યા જાય છે ! "

" હા, ઝુરતી મુકીનેજ ચાલ્યા જાય છે. કોઈ કોઈ વખતે મારી મા અને મારી બેનો રાતે આવે છે અને મારા પિતાને પુરસદ હોય તો એ કોઈ વાર અહિં આવે છે અને તે વખતે અમે ભેગાં બેસીને વાતો કરીએ છીએ. વળી કોઈ કોઈ વખતે મારી કોઈ કોઈ સહીઆરો આવે છે એટલે તેમના સહવાસમાં મને આનંદ મળે છે. પણ તેમાંએ મી. ડેવિસ બબડે છે. હું બધાને બોલાવીને પૈસા ઉડાવી દઉં છું, મોજમઝા કર્યા કરૂં છું એવો ખોટો ઝીકારો કર્યા જ કરે છે. "

" ખરી વાત છે. એ તો ખોટોજ ઝીકારો કહેવાય. પણ ત્યારે તમે એને તડને ફડ કહી કેમ નથી દેતાં ?"

" અરે હું કાંઈ બાકી રાખતી હઈશ. એ જઈને રૉયલ ઓકમાં દારૂ ઠાસ્યા કરે અને હું ઘેર બગાસાં ખાતી એકલી બેસી રહું ?"

" એમ તે કાંઈ એકલાં બેસી રહેવાતું હશે ! કેમ, સાઇડર લાવતાં તે કેટલી વાર ? કદાચ તમે મારી સાથે વાત કરો છો તે એ અનામાના સાંભળતા હશે તો ! "

"તો શું ? મને કાંઈ એમની બીક નથી લાગતી. મારે જે કહેવું હોય તે હું તમારી રૂબરૂમાં પણ કહી નાખું. એમાં કાંઇ હું આંચકો ખાઉં એવી નથી."

"હા, હું છું તેથી કાંઈ તમારે આંચકો ખાવાની જરૂર નથી. તમે તમારા મનનો ઉભરો બેધડક કાઢજો, કે જેથી તમને જરા રાહત મળે. દરેક સ્ત્રીએ પોતાના હક ઉપર તો મક્કમજ રહેવું જોઇએ. માફ કરજો, પણ સ્ત્રીયો જ્યારે ગુસ્સે થાય છે ત્યારે બહુ સુંદર લાગે છે."

મીસીસ ડેવીસે હસતાં હસતાં કહ્યું: "એવું કહેશો તો મારાથી તમારા ઉપર ગુસ્સે થઈ જવાશે હાં."

"અરે એટલી બધી તસ્દી લીધેલી નકામી જશે. હમણાંજ તમે એટલાં બધાં સુંદર લાગો છો કે તેમ કરવાથી કાંઈ વિશેષ નથી."

"આ બધું મધ તમે તમારી જીભને ટેરવેજ રાખી મુકેલું લાગે છે. હું કહું તેનો જવાબ ઝટ તમારી પાસે તૈયારજ." એમ કહીને એ ફરીથી હસી પડી. ડેવીસ આ બન્નેની વાત પાંચેક મીનીટથી બહાર ઉભો ઉભો સાંભળ્યા કરતો હતો; તે હવે પોતાના હાથમાં સાઇડરની બોટલ લઈ ને આવી પહોંચ્યો. પણ પોતે એમની વાત સાંભળી છે એવું જરાએ એણે માલમ પડવા દીધું નહિ. પોતાનો રૂઆબ ધણી ઉપર કેવો છે તે રેડબર્નને બતાવવાને મીસીસ ડેવિસ બોલી: "પીટર, સાઈડર લાવતાં તે કેટલીવાર?"

"પ્રિયે, મને કપબૉર્ડની ચાવી નહોતી જડતી; તેથી વાર લાગી." ડેવીસે કહ્યું.

"ત્યારે એને બરોબર ઠેકાણે કેમ નહોતી મુકી? અહિં કેપ્ટન રેડબર્ન તરસે મરે છે."

"નાના એવું બધું કાંઇ નથી" હસતાં હસતાં જીરાલ્ડે કહ્યું

"ના ના, વાત ખરી છે. મેં તમને ઘણો વખત બેસાડી રાખ્યા."

ડેવિસ બોલ્યો. સાઇડર ગ્લાસમાં રેડાયો અને જીરોલ્ડ બે ત્રણ ગ્લાસ ગટગટાવી ગયો અને કેટલોક વખત જુદા જુદા વિષય ઉપર વાતો ચાલી અને પછી જીરોલ્ડ ઘેર જવા ઉઠયો. જતાં જતાં મીસીસ ડેવિસનો હાથ પોતાના હાથમાં લઈને ધીમેથી દબાવ્યો. ડેવિસ સાથે એણે શેક હેન્ડ કરી અને જાણે પોતે સઘળું ભુલી ગયો છે એમ બહારથી બતાવ્યું; પણ અંદરખાનેથી તો એણે વારે વારે અહિં આવીને પતિપત્નીનાં મન ઉંચાં કરાવી દેવાં, અને એ પ્રમાણે ડેવિસને દુઃખી થતો જોવાનીજ એણે ઇચ્છા રાખી હતી. કેપ્ટન રેડબર્ન અને પોતાની સ્ત્રી વચ્ચે જે વાત થઇ હતી, તે બધી ડેવીસે સાંભળી હતી; અને તે ઉપરથી એ સમજી ગયો હતો કે બન્નેનાં મન એક બીજા પ્રત્યે ખેંચાયલાં છે, અને તેથી એ કાવતરાબાજ મનમાં ને મનમાં ખુશી થતો હતો.

× × × × ×

કાઉન્ટેસ ઓફ બર્ટન અને એની પુત્રી લેડી એડીલા ક્લાર્ઇવ, લેડી રેડબર્નના આમંત્રણને માન આપીને મેનોર ભવન આવી પહોંચ્યાં. કાઉન્ટેસ કાંઇ વૃદ્ધ થઇ નહોતી. ૪૦ વર્ષની આસપાસમાં એની ઉમ્મર હતી. દેખાવડી જરાએ નહોતી. ઠાવકી અને થોડા બોલી હતી. તોળી તોળીને અને વિચાર કરીનેજ એ બોલતી હતી. વળી એ માનની બહુ ભુખી હતી. એને પૈસા આગળ ટાઇટલની એ કિંમત નહોતી; એટલે પહેલા પૈસા અને પછી ટાઇટલ એવા વિચારવાળી એ હતી. તેથી એ પોતાની પુત્રીને ગરીબ ઉમરાવ પતિ મળે, તેના કરતાં સાધારણ વર્ગનો પણ શ્રીમંત પતિ મળે તે વધારે ઇચ્છતી હતી.

લેડી એડીલા ક્લાઈવની ઉમ્મર વીશેક વર્ષની હતી. ખરેખર એ આ સંસારના શણગાર રૂપ જે અપ્રતીમ સૌન્દર્યવતી યુવતિઓ છે તેમાંની હતી. એ ઉંચી અને સર્વાંગે સુંદર હતી. શરીરે ભરાવદાર હતી. એ સર્વ પ્રકારના વ્યાપારમાં ઘણી ચપળ અને ચકોર હતી. નાગની ફેંણ જેવા એના માથાના વાળ કાળા હતા. એણે સ્પેનીશ સ્ટાઈલથી પોતાનો અંબોડો વાળ્યો હતો. એ અંબોડાની ગાંઠ પાછળ માથા ઉપર છેક ઉંચાણના ભાગમાં આવી રહી હતી. એ અંબોડાથી એનું લાવણ્ય ઘણું વધી જતું હતું. એનાં નયન ભુરાં હતાં. એનું ભવ્ય કપાળ આરસ પહાણના જેવું સ્વચ્છ અને લીસું હતું, અને હીરા સમાન લખલખાટ કરી રહ્યું હતું. એ ઘણી બુદ્ધિમતી જણાતી હતી. એનું નાક વદન સીધું હતું. એનો ઉપલો હોઠ ટુંકો અને કંઇક વળેલો હતો. નીચલો હોઠ જરા ભરાઉ હતો. એના દાંત તો જાણે મોતીના દાણા હતા. એની ગતિમાં પણ એક પ્રકારની ભવ્યતા, રૂઆબ અને ઉત્તમતા જણાતી હતી. એ કોઈ દિવ્યાંગના જેવી લાગતી હતી. મનોહારી સૌન્દર્ય, લેડી જેવું પદ અને શ્રીમંત, આ ત્રણે હતાં છતાં હજુએ એ કુંવારી હતી. તેનું કારણ એની માતાજ હતી. જોકે એને સંસાર વ્યવહારનું ઘણું સારૂં ભાન હતું છતાં એ જુના વિચારની હતી. તેથી લંડન જેવા આનંદમય સ્થળમાં નહિ રહેતાં ક્લાઈવ ભવનમાંજ એ પોતાની પુત્રી સાથે રહેવાનું પસંદ કરતી હતી. એડીલાને એના કરતાં બે-ત્રણ વર્ષે મોટો એક ભાઈ હતો. અને એના પિતાના વારસ તરીકે કુટુંબની જમીન જાગીર એને મળી હતી. એ પરણેલો હતો અને શાહેરમાં રહેતો હતો. તેથી ક્લાઈવ ભવનનો બંગલો એણે પોતાની માતા તથા બેનના

સ્વતંત્ર ઉપભોગમાં સોંપ્યો હતો. આ પ્રમાણે ક્લાઇવ ભવનમાં એકાંત સ્થળે મા દીકરી પોતાનું જીવન ગાળતાં; એટલે ત્યાં કોઈનું બહુ આવવું જવું થતું નહિ. તેથીજ લેડી એડીલા અત્યાર સુધી કુમારિકા અવસ્થામાં હતી. એનાં માગાં તો ઘણે ઠેકાણેથી આવતાં હતાં; પણ કાઉન્ટેસને એમાંનું એકકે ઠેકાણું પોતાની પુત્રીને લાયકનું જણાયું નહિ; છતાં લેડી એડીલાનું મન તો એકમાં ચોંટયું હતું. તે વિષે અમે હવે પછી જણાવીશું. અત્યારે તો સઉ કોઇ એમજ જાણતું હતું કે લેડી એડીલાએ હજુ સુધી કોઈ ઉપર પણ પોતાનો પ્રેમ કલશ ઢોળ્યો નથી. કાઉન્ટેસ હવે એને પરણાવવાનો વિચાર કરી રહી હતી અને એ અરસામાં લેડી રેડબર્નનો એના ઉપર આમંત્રણનો પત્ર આવ્યો હતો; અને તેમાં કેપ્ટન રેડબર્ન હમણાં થોડો વખત થયાં રજા લઈને ઘેર આવ્યો છે એ વાતનો પણ ઇસારો કર્યો હતો. એટલે કાઉન્ટેસને એમ થયું કે આ લાગ સારો છે. અઢળક પૈસો, પદવી અને પુષ્કળ લાગવગ ધરાવતા બેરોનેટનો પુત્ર પોતાની પુત્રીને માટે સર્વ રીતે લાયક છે, એમ ધારીને એ લેડી એડીલાને લઇને લેડી રેડબર્નના આમંત્રણનો સ્વિકાર કરી મેનોર ભવન આવી પહોંચી; અને સાથે પોતાની બે દાસીઓને પણ લેતી આવી હતી.

લેડી એડીલાને પોતાની માતા પ્રતિ પૂર્ણ આજ્ઞાંકિત થઈ રહેવાની ટેવ પડેલી હતી; એટલે જોકે એનામાં ઘણી ઉચ્ચ પ્રકારની બુદ્ધિ હતી, છતાંએ સ્વતંત્રપણે એણે અત્યાર સુધી પોતાની બુદ્ધિ વાપરી નહોતી. જે પ્રમાણે એની માતા કહેતી તેજ પ્રમાણે એ ઘસડાયા કરતી. તેથી એની પોતાની સ્વતંત્ર વિચારણા શક્તિ અ-

ત્યારે દબાઈ રહેલી હતી, અને એ ચાવી આપેલા યંત્ર માફક પોતાની માતાની મરજી અને ખુશી પ્રમાણે ગતિ કરી રહી હતી; તેનો એને લગારે ખ્યાલ આવતો નહોતો. એકની એક છોકરી, અપાર સ્નેહ રાખનારી, ઘરમાંને ઘરમાંજ ઉછરેલી, લેડી બર્ટનની દેખરેખ નીચે જ મહેતી પાસે શિક્ષણ લીધેલું! લંડન પણ એ ત્રણ વખતથી વધારે નહિ ગયેલી અને જાય તોયે પાંચ દશ દિવસજ. બોર્ડીંગ સ્કુલમાંએ નહિ રહેલી; એટલે પછી એને દુનિયાનો કશોયે અનુભવ શાનો હોય? એ દુનિયાથી પુરી અજ્ઞાત હતી; પરંતુ એની અજ્ઞાન દશા એને તો શણગાર રૂપજ હતી. કારણ કે આથી એ તદ્દન નિષ્કપટી અને ખોટી તાલમેલ વગરની હતી. આવી આનંદી, નિર્દોષ, મધુરી એડીલા કલાઈવ કર્યા અને માંદલા, બાયાંબાઈ જેવો છોકટો અને વિષયલંપટ જીરાલ્ડ રેડબર્ન ક્યા? આ બેનો સંબંધ બાંધવાના વિચાર ચાલી રહ્યા છે જીરાલ્ડ રેડબર્ન એડીલાને નાનપણથી ઓળખતો હતો; પણ હમણાંની એણે એને જોઈ નહોતી.

ત્રણેક વર્ષ ઉપર જ્યારે એડીલા સત્તરેક વર્ષની હતી ત્યારે એણે એને છેલ્લી જોઈ હતી. એ ત્રણ વર્ષ દરમીયાનમાં તો સમયે એનામાં ઘણું પરિવર્તન કરી નાખ્યું હતું. અત્યારે તો એ ખીલતી જુવાનીમાં આવતી હતી. જીરાલ્ડ તો આ રૂપભરીતા યૌવનાને જોઈને મુગ્ધ બની ગયો હતો. એની એ દશા એનાં માત પિતાના લક્ષમાં તરતજ આવી ગઈ અને બન્ને જણ સમજ્યાં કે પોતાના પુત્ર ઉપર લેડી એડીલા છાપ પાડી ચુકી છે. લેડી બર્ટન પણ જીરાલ્ડની આ દશા સમજી ગઈ; અને બેરોનેટ અને લેડી રેડબર્નનો મનોભાવ પણ એ કળી ગઈ. પોતાની પુત્રીનો સંબંધ જીરાલ્ડ

સાથે જોડાય એ વાત રેડઅર્ન કુટુંબને પણ ગમે છે એ જાણીને એ મનમાંને મનમાં ફીંગલાવા લાગી. આન્ટ જેન પણ પામી ગઈ કે આમાં કંઈક ભેદ છે. પણ ક્યાં પીળો પડી ગયેલો, ઢીમાયલા હાડનો છોકરો જીરોલ્ડ રેડઅર્ન અને ક્યાં આ પરી જેવી એડીલા ક્લાઈવ? એ વિચારે એને પણ એક પ્રકારનો તિરસ્કાર છુટ્યો.

---

## પ્રકરણ ૨૮ મું.

## ચીણગારી.

---

જ્યારથી લેડી એડીલા ક્લાઈવ પોતાની માતાની સાથે મેનોર ભવન આવી ત્યારથી જીરોલ્ડ એની તહેનાતમાંજ રહેવા લાગ્યો. જ્યારે સ્ત્રી વર્ગ ઘરમાં હોય ત્યારે દિવાનખાનામાં બેસીને તેમની સાથે વાતોના તડાકા મારતો. જ્યારે એ લોકો બહાર ફરવા જાય ત્યારે એ એમની સાથે જતો. જ્યારે બધું સ્ત્રી મંડળ થાકી જાય અને એડીલાને એકલીને આગળ ફરવા જવું હોય તો એ એને એકલો આગળ ફરવા લઈ જતો અને એની સાથે એવી વિવેક દૃષ્ટિથી વર્તવા લાગતો, કે એનામાં કાંઈ પણ કારણ હશે કે કેમ તે એ પારખી શકે નહિ. એડીલાના મનમાં એમ હતું કે એ લોકો આ કુટુંબના આમંત્રણનો સ્વીકાર કરીને એમને ત્યાં મ્હેમાન તરીકે આવ્યાં છે; તેથી જીરોલ્ડ એમની સરભરા કરે છે. એટલે જીરોલ્ડની વિનયભરી સરભરાનો એ અનાદર કરતી નહિ.

એમને અહીં આવે એટાદ અઠવાડીઉં થયું હશે, એટલામાં લેડી બર્ટનની પ્રકૃતિ બગડી આવવાથી એ શયનગૃહમાંથી બહાર

નીકળતી નહોતી અને એડીલા પોતાની માતાના આનંદ માટે એની પાસેજ ઘણો વખત બેસી રહેતી. એટલે હવે જીરાલ્ડને પાછો અણગમો પેદા થયો. આજે સાંજે એ એડીલા સાથે કલાક બહાર ફરી આવ્યો હતો; પણ ત્યાર પછીનો વખત કેમ ગાળવો, તે એને સુજર્યું નહિ. માતા પિતા અને આન્ટ જેન સાથે એકલા દિવાન-ખાનામાં બેસી રહેવું એ તો એને મન સુસ્તાઈ લાગી; એટલે ડેવિસ-ના ઘર તરફ એના વિચાર વળ્યા. રાતના આઠ નવનો સુમાર થયો એટલે સીગાર ફુંકતો ફુંકતો એ ત્યાં જવા નીકળી પડયો. જઈને બારણું ઠોકયું, એટલે તરતજ દ્વાર ખુલ્યું. નોકરને પુછવાથી માલમ પડયું કે મી. ડેવિસ નથી પણ મીસીસ ડેવિસ તો ઘરમાંજ છે. એટલે એ પાર્લરમાં ગયો. ત્યાં મીસીસ ડેવિસ મીડલટનની સરકયુ-લેટીંગ લાઇબ્રેરીમાંથી બેએક દિવસ ઉપર પુસ્તક આવ્યાં હતાં, તેમાંનું એકાદ નોવેલ લઇને વાંચતી હતી. ચઢેલે મોઢે એણે રેડબર્નને કહ્યું: “ આવો.”

“ કેમ, આજે કાંઈ આટલું બધું ? તમને મેં કાંઇ દુભવ્યાં તો નથી; છતાં આમ દુભાયલાં કેમ લાગો છો ?” “ મારે દુભાવાનું શું ? મને દુભવે એવું કોણ છે ? હું મારી મેળે મારે રસ્તે અને બીજા બીજાને રસ્તે, એટલે પછી શું ?”

“ ના, પણ કોંઈક બન્યું છે ખરૂં.”

“ બનવાનું શું હતું વળી ? કશુંયે નહિ. એટલુંજ કે બીજી સ્રીઓ જેવું મારામાં પણ સ્વાત્માભિમાન છે.” એમ કહીને વળી છણકો કરી પોતાનું મુખ મીસીસ ડેવિસે બીજી તરફ ફેરવી નાખ્યું.

“ પણ આટલું બધું શું છે ? એની કાંઈ સમજ તો પડવી જોઇએ. હું ધારૂં છું કે મેં મોટી ભુલ કરી. છેલ્લા અઠવાડીઆમાં હું સમૂળગો અહિં આવ્યો નહિ.”

"આવવું ન આવવું એ તમારી મુખત્યારીની વાત છે. મરજીમાં આવે તેમ કરવા તમે સ્વતંત્ર છો. મેનોર ભવનમાં આવેલાં પ્રત્યે તમારે પ્રથમ ધ્યાન આપવાનું છે. માટે મહેરબાની કરીને ત્યાંજ પાછા જાવ. પેલી નવલ નવોઢા તમારા વગર ફરવા કોની સાથે જશે ? પીઆના ઉપર સંગીતને માટે એ તમારી રાહ જોતી હશે અને બીજાં એવાં ઘણાં કામ એનાં બગડતાં હશે. માટે મહેરબાની કરી ત્યાંજ સિધાવો."

"કીટી, આમ ગાંડી ક્યાંથી થઈ?"

"મને કીટી બીટી કહેશો નહિ. હું પરણી નહોતી, ત્યાં સુધી એ નામ હતું; હવે તો હું પરણી છું. માટે મહેરબાની કરીને બોલાવવી હોય તો મીસીસ ડેવીસના નામથી બોલાવજો."

"બહુ સારૂ, પણ તે દિવસે તમારે ત્યાં હું આવ્યો, ત્યારે મેં તમને કીટીના નામથીજ બોલાવ્યાં હતાં. તે વખતે તો તમને કાંઈ રીસ ચઢી નહોતી."

"કારણ કે તે વખતે તમને મેં મારા મિત્ર ગણ્યા હતા; પણ ત્યાર પછી તો તમે એક અઠવાડીએ અહિં આવવાની તસ્દી લીધી છે. એટલે એનો અર્થ એવોજ કે જ્યારે બીજે ઠેકાણે પત્તો ન લાગે ત્યારે તમારે અહિં આવવું. કેપ્ટન રેડબર્ન, તમને ચોખ્ખા શબ્દોમાં કહી દઉં છું કે એવું મને નહિ પાલવે. આ ઘર કાંઇ બીજાની સગવડ સાચવવાને માટે નથી."

"તમે એમ કહો છો, પણ હું તો રોજ અહિં તમને હાજરી આપવા આવવા તૈયાર થતો; પણ કેટલાંક કારણોને લઇને મારે ઘરમાંજ રોકાઇ રહેવું પડતું; માટે મને માફી આપવી જોઇએ."

મીસીસ ડેવિસ રેડબર્ને માફી માગી લીધી તેથા જાણે નરમ પડી હોય તેમ બોલી: "પણ તમે અહિંજ આવવા ઇંતેજાર હતા તેની કોને ખબર?"

"હું તમને તેની ખાતરી આપું છું કની. અને હું વચન આપું છું કે હવેથી અહિં આવ્યા કરીશ. ચાલો હવે તમારો હાથ લાવો, આપણે સલાહ કરી દઇએ." થોડો વખત મીસીસ ડેવિસે જરી આનાકાની કરવા માંડી; પણ પછી તરતજ જીરોલ્ડ તરફ પોતાનો હાથ એણે લંબાવ્યો. જીરોલ્ડે એ સુંદર ગોરા હાથ ઉપર ચુંબન લીધું; એટલે તો કીટી જાણે શરમાઈ ગઇ હોય એમ મુખ ઉપરની શરમ સંતાડવા આડું જોવા લાગી અને આખરે બોલી: "તમે તો જબરા ઇશ્કી લાગો છો."

"તમારા જેવી રમ્ય રમણી આગળ ઇશ્કનું પૂછવું શું?" એમ કહીને વિકારભરી દૃષ્ટિએ જીરોલ્ડ એના સામું જોઇ રહ્યો. હવે તો કીટી આનંદમાં આવી ગઇ અને હસતી હસતી કહેવા લાગી:—

"બોલો લાલા, તમારે માટે શું લાવું?" એમ કહેતી કહેતી સુંદર વાઇન, બીસ્કીટ અને કેટલાંક ફ્રુટ લાવીને જીરોલ્ડ આગળ એણે રજુ કરી દીધાં. એટલે ધીમે રહીને રેડબર્ને પોતાની ખુરશી કીટીની ખુરશીની લગોલગ લીધી અને કહેવા લાગ્યો: "આપણે ડેવિસ ક્યાં સીધાવ્યા છે?"

"રોજની જગ્યાએસ્તો. ક્યાં તે પીઠામાં; બીજે ક્યાં? એ તો ત્યાંજ છો રહ્યા. અહિં શું કામ છે?"

"હું તે દિવસે મોડી રાત સુધી અહિં રહ્યો હતો તેની ખબર એમને પડી હતી?"

"મોડી રાત તે કેટલી? તમે ગયા તે વખતે તો અગીઆરજ વાગ્યા હતા. અને એ તો છેક બાર વાગ્યા પછી લથડીયાં ખાતા ખાતા આવ્યા."

"ત્યારે તમે કાંઇ કહ્યું કે નહિ એમને?"

"ખરૂં પુછાવો તો તે વખતે તો મેં એમને કાંઈ ન કહ્યું; કારણ કે એમની ગેરહાજરીને લીધે તો આપણે બધો વખત મોજમાં ગુજાર્યો. એટલે એક રીતે તો એમની ગેરહાજરીથી હું ખુશી થઇ હતી."

"એમની ગેરહાજરીથી તમને અંતરમાં ગમે એટલો આનંદ થાય, તો પણ એને દમ ભીડાવ્યાજ કરવો; નહિતો એ જાણી જશે કે દાળમાં કાંઇ કાળું છે; તો પછી એ તમારી સાથે બહુ સખતાઇથી વર્તશે અને તમારૂં કાંઇ નહિ ચાલે."

"તમારૂં કહેવું ઘણે અંશે ખરૂં છે, કેપ્ટન રેડબર્ન."

"મને તો તમે જીરોલ્ડ કહીને બોલાવજો. એ નામ મને વધારે પ્રિય છે. અને હું તમને ફ્રીટી કહીને બોલાવીશ." ફ્રીટીએ હસતાં હસતાં કહ્યું: "વારૂં ત્યારે, હવેથી તમને જીરોલ્ડ કહીને બોલાવીશ."

"પણ મને જો પ્રિય જીરોલ્ડ એમ કહીને બોલાવશો તો તો હું ઘણો ખુશી થઇ જઇશ."

"તેમ કહીને બોલાવું તો તમે શું ધારશો?"

"એજ કે હું તને ઘણો પ્રિય છું."

"ના ના, એમ તો ન કહેવાય. એ તો ઘણું અજુકતું લાગે."

"આપણા બેમાં વળી અજુગતું શું? આપણે કાંઇ આજ

કોલનું ઓળખાણુ છે ? વારૂ, પણુ આજે ડેવિસ કેટલે વાગે આવે એમ તું ધારે છે ?"

"મધરાત પહેલાં તો નહિજ. આજે તો બે કલાક અહિંજ ગાળજો. ચાલો હું સરાને કહીને વાળુની તૈયારી કરાવું."

"ના, મારે વાળુની જરૂર નથી. હું બહુ મોડો જમ્યો છું. વળી વાળુને લીધે આપણી વાતમાં ખલેલ પડશે. સાડા અગીઆર વાગ્યા સુધી હું અહિં રહીશ. તમારા પતિને તમે લઢતાં હો, તે સાંભળવાનું મને બહુ ગમે છે. જે સ્ત્રી પોતાના પતિને દમ ભરાવની હોય તેની હું પ્રશંસા કરૂં છું. જે સ્ત્રી પોતાની સ્વતંત્રતા દાખવે છે, તેના ઉપર મને પ્રેમ ઉપજે છે. આવા પ્રસંગોમાં સ્ત્રી બહુ રમણી લાગે છે." રેડ-બર્નનાં વખાણથી કીટી ફુલાઇ જતી બોલીઃ "એમ, તો આજે જોજો. ડેવિસ દારૂમાં પુરો ટૅં બનીને આવે છે. આજે હું એની ખરે-ખર ઝાટકણી કાઢીશ." "એને દારૂની લત લાગી છે?" "હા, અરે પુષ્કળ દારૂ પીએ છે. પહેલાં રોજ સાંજે થોડો થોડો ઘેર લેતા હતા; પણુ હદથી જાદે જરાએ પીતા નહોતા. હમણાં હમણાં તો રોજ પીઠામાં જાય છે અને મનમાન્યો ઢીંચ્યા જ કરે છે."

"પણુ એ પીને આવે તે સહન શી રીતે થાય ? હું અજબ થાઉં છું કે તમારા જેવી જુસ્સાવાળી સ્ત્રી આવું કેમ સાંખી રહે છે ?"

"અરે હું એમને ખરેખરા ઝપાટામાં લઇશ, ત્યારે તમને ખબર પડશે કે હું કેટલી જુસ્સાવાળી છું."

"તે જોવાને હું ઘણો અ... છું. જ્યાં સુધી સ્ત્રીનો ક્રોધ મારા ઉપર ન ઢળતાં બીજા ઉપર ઢળે છે ત્યાં સુધી તો તે સ્ત્રી મને બહુજ પ્રિય લાગે છે."

મીસીસ ડેવિસને વિચાર સુઝી આવવાથી બોલીઃ " જુઓ, મારો મીજાસ કેવો છે તે તમારે જોવો છે ! હું ક્રોધથી કેવી વિક્રાળ બની જાઉં છું. તે જો તમારે જોવું હોય તો આજે એમના આવતા સુધી રહી જાવ. "

" પણ આટલી મોડી રાત સુધી હું અહિં રહું છું એ વાત મારે એને નથી જણાવવી. હું ઘરમાં છું એ વાત એના જાણવામાં ન આવે એવી કાંઇ વ્યવસ્થા કરો, તો વળી વિચાર કરૂં ! "

" અરે તમે આ પડદા પાછળ સંતાઇ રહેજો ને. એ તો જ્યાં મેં એમના ઉપર દારૂગોળો છોડવા માંડયો કની કે વધારે વાર આ રૂમમાં એ રહેશેજ નહિ ને. તરત ઉપર ચાલ્યા જશે. એટલે તમને હું ધીમે રહીને ઘરની બહાર પસાર કરી દઇશ. "

" મને એ સાંભળવાનું બહુ મન થઇ ગયું છે, તેથી હું જાણે રહી પડું. " આખરે રેડઅર્ન રહી પડયો અને ફીટી સાથે અગીઆર વાગ્યા સુધી વાતોના તડાકા માર્યા કર્યા. એટલામાં કોઇએ બારણું ઠોકયું હોય એવો અવાજ આવ્યો. ફીટી તરતજ બોલી ઉઠીઃ "જુઓ, એ આવી પહોંચ્યા. રોજના કરતાં અડધો કલાક વહેલા આવ્યા. "

" કદાચ આજે બહુ નહિ પીધો હોય. " રેડબર્ને કહ્યું.

" અરે એમ બનેજ નહિને. એણે જે રીતે બારણું ખખડાવ્યું તે ઉપરથી હું સમજી ગઇ છું કે આજે પણ તૈયાર થઇનેજ આવ્યા છે. "

" પણ હું અહિં છું એ વાત તમારી દાસી કહી દેશે તો. "

" એ કશું કહેવાની નથી. એને કોઇ પૂછે નહિ ત્યાં સુધી એ જવાબ દે એવી નથી. હવે તમારે જો હારસ જોવો હોય તો એકદમ

સંતાઈ જાવ." કેપ્ટન રેડબર્ન તરતજ પડદા પાછળ ભરાઇ ગયો અને પડદાને બરાબર કર્યો; એટલામાં ડેવિસ પાર્લરમાં આવી પહોંચ્યો.

હવે પેલીએ ધુરકવા માંડયુંઃ "પીટર, અત્યારે બહુ સારી દશામાં તમે છો. આવી સ્થિતિમાં મારા મોઢા આગળ આવતાં તમને શરમ નથી આવતી ? આમ છાકટા બનીને મારા ઉપર અત્યાચાર કરવો અને મારૂં અપમાન કરવું, એ નહિ બને સમજ્યા ? આ જુવોને તમારા ઢંગ, તમારા મોઢામાંથી કેટલી વાસ આવે છે ?"

ડેવિસે પણ ધુરકીને કહ્યુંઃ "ચાલો, બહુ થયું. ચાલ ઉપર સુઇ જઇએ."

"એમ મારા ઉપર હુકમ નથી કરવાનો. જાવ તમારી મેળે જવું હોય તો; ઉભા રહેવાના તમારામાં ગતિ કયાં છે એટલે સુઇજ જશો તો."

ડેવિસ તડુકી ઉઠયોઃ "ઉપર ચાલ હું કહું છું. મારા હુકમને માન્યા વગર તારો છુટકો નથી."

"જાવ ત્યારે; નથી માનવાની. મારા ઉપર કાંઈ જુલમ નથી કરવાનો. હુંયે આ ઘરની માલીક છું."

"અને હું પણ તેટલીજ સત્તા ધરાવું છું; માટે ચાલ સીધી સીધી ઉપર." કીટીએ તો એમ ધાર્યું હતું કે રોજની માફક રકઝક કરવા કરતાં એ છાનોમાનો ઉપર ચાલ્યો જશે; પણ એની ધારણા ખોટી પડી. વખત છે રેડબર્ન અહિં છે એવું જાણી જશે તો ! એ વિચારથી એને બીક લાગી. એને હવે એમ થયું કે રેડબર્નને સંતાડી ન રાખ્યો હોત તો સારૂં થાત. હવે ગમે તેમ કરીને પોતના મનનું સાંત્વન કરવા એને ઉપરજ લઇ જવો, એમ ધારીને એ ધીમે રહીને

બોલી: " ચાલો ત્યારે હમણાં આવો છો ?"

"હા ચાલો હમણાંજ." એમ કહીને ડેવિસે પોતાના હાથમાં બત્તી લીધી અને કહ્યું: " ચાલ તું પહેલી ઉપર ચઢ. પછી હું આવું છું. સરા પછી બધું બંધ કરીને બીજો દીવો ઓલવી નાખશે."

ચાલો, આટલેથી પત્યું એટલે નીરાંત થઇ એમ વિચાર કરી એ મનમાં ખુશી થઈ; છતાં હજુએ પોતાનો બાકી રહેલો દોર ચલાવતાં બોલી: " ચાલો હવે, પથારીમાં પડો એટલે થયું. હેવાનની માફક રોજ આટલી મોડી રાતે લથડીયાં ખાતા ખાતા આવો છો. એ હવે કયાં સુધી ચાલે છે એ તો હું જોઉં ? હું હવે તમને બરાબર સમજાવીશ."

ડેવિસે આનો કશો ઉત્તર આપ્યો નહિ. ઉપર જતાં જતા સરાને બોલાવીને કહ્યું "સરા, અમે ઉપર જઇએ છીએ. બધું બરાબર છે કે નહિ તે જોજે." એમ કહીને સરા તરફ ડેવિસે અર્થસૂચક દૃષ્ટિ કરી અને સરા એનો અર્થ સમજી ગઇ. કીટી તો દાદરે ચઢતી હતી એટલે એના જોવામાં એ ન આવ્યું. ડેવિસ પણ ઉપર ગયો અને બન્ને જણ સુવાના ઓરડામાં પેઠાં. સરા નીચે ચેમ્બરમાં ગઈ એટલે તરતજ જીરોલ્ડ રેડમર્ન પડદા પાછળથી બહાર આવ્યો અને પોતાની આંગળી હોઠ ઉપર મુકીને સરાને ચુપ રહેવાની ઈશારત કરી. બેગનેટના બોકરાને આમ સંતાયલો જોઇને એ જાણે વિસ્મય પામી હોય એમ ચમકી. જીરોલ્ડે સરાના હાથમાં બે ગીની સેરવી દીધી અને એના કાનમાં કહ્યું: " મને જલદી બહાર પસાર કરી દે; પણ જો જે, તારા શેઠને આ બાબત જરાએ વાત કરતી નહિ."

સરા—" નહિરે સાહેબ. હું મારી આંખે જોઉં છું અને કાને સાંભળું છું ખરી; પણ મોઢે કાંઈ બોલતી નથી. અને તે પણ સાંભળવા અને જોવા જેવું હોય તેટલુંજ સાંભળું છું અને જોઉં છું. જુવાન માણસોમાં તો એમજ ચાલે." જીરોલ્ડ રેડઅર્ને જોયું કે એ ગીનાએ સરા ઉપર સારી અસર કરી છે એટલે ખુશી થતો . બોલ્યો: "બરોબર છે." પછી ધીમે રહીને બારણું ઉઘાડયું અને જીરોલ્ડ છાનો માનો બહાર નીકળી ગયો. રસ્તામાં ચાલતાં ચાલતાં વિચાર કરવા લાગ્યો કે, " પડદા પાછળ હું સંતાઇ રહ્યો એ ઘણું મુર્ખાઇ ભરેલું તો થયું. પણ કીટી ડેવિસને કેવી રીતે ઉધડો લે છે તે જોવાનું મને મન હતું એટલે શું કરૂં ? મને લાગે છે કે એ મારા ઉપર મોહિત થઇ છે પણ મારે એમ નહિ કરવું જોઇએ. વળી મનમાં એમ થાય છે કે લુચ્ચા ડેવિસે એની છોકરી મને પરણાવી દેવાને મારી સાથે બાજી રચી, માટે એનું તો એવી રીતે વેર લેવુંજ. સાલો ઠગ, મારી સાથે એણે કેટલું જુઠાણું ચલાવ્યું ? કેવી કેવી યુક્તિઓ લગાડી ? સારૂં થયું કે હું એમાંથી છટકવા પામ્યો. તે વખતે કેમ મને એવી મુર્ખાઇ સુઝી હશે, તે મારાથી સમજાતું નથી." જીરોલ્ડ ઘેર પહોંચ્યો તે વખતે બાર થઇ ગયા હતા. દિવાનખાનામાં એ ગયો ત્યારે એનાં માતા પિતા અને આન્ટ જેન એટલાં એની રાહ જોતાં બેઠાં હતાં.

બેરોનેટ પેપર વાંચતા ઝોકાં ખાતા હતા. લેડી રેડઅર્ન સોફામાં આડી પડી વિચાર કરતી હતી કે; " જીરોલ્ડનાં લગ્ન લેડી એડીલા સાથે થવાનાં એ તો જાણે નક્કી. ત્યારે તે વખતે કોને કોને આમંત્રણ મોકલવાનાં છે તેની ગણતરી કરવી જોઇએ." અને આન્ટ જેન ખુ-

રશીમાં બેઠી બેઠી કાંઈ ગુંથતી હતી. જીરોલ્ડે રૂમમાં પગ મુક્યો એટલે તરતજ એની માતા બોલી "ભાઈ જીરોલ્ડ, કેમ બા આજે આટલી બધી વાર થઇ? અત્યાર સુધી ક્યાં ગયો હતો?"

"હું તો મી. આર્ડનના ઘર ભણી જરા ગયો હતો." રેડબર્ને જે એને પહેલે તડાકે સુઝી આવ્યું તે કહી દીધું.

આન્ટ જેન: "તને જોઇને મી. આર્ડન તો ઘણા ખુશી થઈ ગયા હશે?" જીરોલ્ડ: "ઘણાજ."

આન્ટજેન: "ત્યારે તો મી. આર્ડન સર્વવ્યાપી હોય એમ લાગે છે. કારણ કે અત્યાર સુધી તો એ અહિંયાં બેઠા હતા. હમણાંજ ઉઠીને ગયા." જીરોલ્ડ એ સાંભળીને ગર્વથી હસી પડ્યો અને બોલ્યો "હું કાંઇ ત્યાં નહોતો ગયો. તમે મને સકંજામાં લેવા ધારો છો; પણ હું કાંઇ તેમ સપડાઉં એવો નથી. તમે જાણો છો કે હું કાંઇ નાનો બાળક નથી."

આન્ટજેન: "બાળક નહિ પણ ઠીંગુજી."

"ગંદી, બળેલા સ્વભાવની, ચઢેલા મોઢાની ડોકરી" એમ બોલીને પોતાની દાઝ કાઢતો ગુસ્સામાંને ગુસ્સામાં રેડબર્ન રૂમ છોડીને બહાર ચાલ્યો ગયો. બેરોનેટને આ સાંભળીને ક્રોધ ચઢી ગયો અને બોલ્યો "જીરોલ્ડે આ ખોટું કર્યું." લેડી રેડબર્ન: "પણ ત્યારે આન્ટજેન શું કરવા એને એવો સવાલ પૂછે છે? હવે એ કાંઈ નાનો છે?"

આન્ટ જેન: "સવાલ તો પહેલો તમે પૂછ્યો. હું તો એના અપમાનને જરાએ ગણકારતી નથી. હું જાણું છું કે એનો કેળવણીજ

એની મળી છે.” એમ કહીને આન્ટજેન પણ ત્યાંથી ચાલી ગઇ.

× × × ×

કેપ્ટન રેડબર્ને લેડી એડીલા પ્રત્યે પોતાના પ્રયાસો ચાલુજ રાખ્યા; પરંતુ એડીલાને આ વાત પસંદ ન આવવાથી જેમ જેમ તેમ એ એની સાથે ઓછો પ્રસંગ પાડવા લાગી. એના મનમાં એમ થઇ ગયું હતું કે રેડબર્ન એની પ્રીતિ મેળવવા પ્રયાસ કરી રહ્યો છે. આથી એને એક પ્રકારનો ભય ઉત્પન્ન થયો. તેમ થવાનાં કારણ હતાં. એક તો એ પોતાનું હૃદય હમેશને માટે બીજાને આપી ચુકી હતી; એટલે હવે એ હૃદય ત્રાહિતનું થઇ શકે એમ નહોતું. બીજું હમણાં હમણાં જીરાલ્ડ રેડબર્ન એને ગમતો નહોતો ત્રીજું કારણ એની માતાએ એને એના લગ્ન માટે ઇશારો કરી દીધો હતો. કેપ્ટન રેડબર્ન સાથે એ એકલી ફરવા પણ જતી નહોતી. એની માતા કે લેડી રેડબર્ન સાથે હોય તો જ એ બહાર જતી. જો કદાચ દિવાનખાનામાં આ બન્ને એકલાં મળી જતાં, તો તરત એ ચેમ્બર (શયનખંડ) માં ચાલી જતી.

જીરાલ્ડ રેડબર્ન લાગ મળતો ત્યારે ડેવિસને ઘેર જવા ચુકતો નહિ. લેડી બર્ટનને આવે બે એક અઠવાડીયાં થયાં હતાં અને આ બીજા અઠવાડીઆમાં એ બે એક વખત તો ડેવિસને ઘેર ગયો હતો. આ બીજી વખતે એ મીસીસ ડેવિસના હાથનું ચુંબન લેવા પ્રવૃત્ત થઇ ગયો; પણ જો કે મીસીસ ડેવિસ અવિચારી સ્ત્રી હતી અને કેપ્ટન રેડબર્ન શ્રીમંત બેરોનેટનો પુત્ર પોતાને ઘેર આવે એ પણ એને ગમતું હતું; જતાં એ ખુશામત કરાવવાની અને માન માગવાની અભિલાષા વાળી હતી, એટલે પહેલેજ તડાકે એ રેડબર્નની બાજુ-

વલ્લીમાં ભીડાઇ જાય એટલા બધા શિથિલ વર્તનની હજુ થઇ નહોતી. તેથી એણે પોતાનો હાથ પાછો ખેંચી લઇને રેડબર્નને ચુંબન લેવા ન લેવા દીધું અને હસતી હસતી પાછી ખસી ગઇ. રેડબર્નને એમ લાગ્યું કે " હજુ એ શરમાય છે; તેથી એને મનાવવાને, એની શરમ ભાગવાને કાંઇક સમય લાગશે. પણ હવે બીજી વખતે તો આવું ન થવા પામે તેની હું ખાસ કાળજી રાખીશ." એમ કરીને તે વખતે તો એણે મન વાળ્યું.

મેનોર ભવનમાં લેડી એડીલા કલાઇવને આવે પંદર દિવસ પુરા થયા હતા. તે અરસામાં એકાદ દિવસ સાંજે કેપ્ટન રેડબર્ન ડ્રોઇંગ રૂમમાં જતો હતો; પણ ત્યાં એકલી આન્ટજેનજ બેઠેલી હોવાથી ત્યાંથી પાછો વળી જતો હતો. એટલે આન્ટ જેને કહ્યું: " ઉભો રહે, મારે તારી સાથે એકાદ મિનિટ વાત કરવી છે "

રેડબર્ને તોછડાઇથી કહ્યું " તમારે તે શી એવી વાત કરવી છે ?"

આન્ટજેન: " તને મારા તરફ ધિક્કાર છુટે છે કેમ ! વારૂ, તેથી હું કાંઇ મરી જવાની નથી. તું લડાઇમાં ગયો હોય તો ત્યાંયે તારા દુશ્મનને હંફાવવાની તારામાં શક્તિ નથી."

જીરાલ્ડ જતો જતો કહેવા લાગ્યો " આટલા સારૂ તમે મને ઉભો રાખ્યો હતો ?"

આન્ટજેન: " ના, એડીલા કલાઇવ સંબંધી મારે તને કાંઇ કહેવું છે."

રેડબર્ન " શું કહેવું છે ?"

આન્ટજેન : " ઘણુંજ થોડું. મને એમ લાગે છે કે તુ એની

સાથે પ્રેમ-વ્યાપારમાં પડેલો છું. તે સંબંધમાં કહું છું કે એ બધાં તારાં ફાંફાં મિથ્યા છે. અશક્તિમાન ભવેત્ સાધુ જેવો તારો ઘાટ થવાનો છે. "

" એમાં કાંઇ સમજણુ ન પડી; ચોખ્ખું બોલો ને."

" તને ખબર તો હશે કે એડીલાનું હૃદય તો બીજા તરફ વળેલું છે."

" કોઇ બીજા તરફ ? એવી વાત મેં સાંભળીએ નથી અને હું માનતો પણ નથી. જરા વધારે ખુલાસો કરો તો સમજ પડે."

" તું માનતો ન હોય તો પછી એક શબ્દ પણ વધારે કહેવાની મારે શી જરૂર ?"

" તમારા ભેજામાં જે કાંઈ ભરાયું હોય તે એકવાર કહી નાખોની; પછી કેટલું ખરૂં છે તે હું પારખી કાઢીશ."

" હારે, તારામાં પારખવાની શક્તિ બહુ સારી છે. તું આયનામાં જોઇશ એટલે તને ખબર પડશે કે વાંદરામાં અને માણસમાં કેટલો ફેર છે. મેં જે સાંભળ્યું છે તે હું તને કહું છું. આશરે અરાડેક મહિના ઉપર લોર્ડ અને લેડી સ્ટેન્સફીલ્ડ પોતાના પુત્ર અને ભગિનીને લઇને કસાઇલ ભવન ગયાં હતાં. એ લોકોને તું ઓળખે છે! તું શાનો ઓળખે. એમની મંડળીમાં તને તો આનંદ પડે. લોર્ડ સ્ટેન્સ ફીલ્ડ તારા બાપના જેવોજ ગર્વિષ્ટ અને મીજાસી છે. લેડી સ્ટેન્સફીલ્ડ બરોબર તારી માના જેવી ડંસીલી અને દ્વેષી છે. પણ જરા એના કરતાં મોટી અને બદસુરત છે. એમનો છોકરો ઓનરબલ ફર્ડીનંડ સ્ટેન્સફીલ્ડ ડોળઘાલુ, છાકટો, માંદલો અને વિષયલંપટ છે અને જાણે એને બધુંજ આવડે છે એવો ફાંકો ધરાવે છે. ટુંકામાં

કહું તો બધી રીતે તને મળતો છે. પણ રેજીનાલ્ડ હર્બર્ટ સ્ટેન્સ-ફીલ્ડનો ભત્રીજો તો ત્રણેમાં ભાત પાડે એવો છે. અત્યારે તો એની ઉમર બાવીસ તેવીસ વર્ષની હશે. એ ઉંચો છે અને શરીરનો ઘાટ પણ જોઇએ તેવો છે. ઘણો દેખાવડો છે અને બુદ્ધિશાળી પણ તેવો છે. બીજાઓના આખા શરીરમાં જેટલું જ્ઞાન નહિ હોય તેટલું જ્ઞાન એની નાની આંગળીમાં છે. એ જાતે ભલો, નીતિમાન, અને ઉદાર દીલનો છે. તને તો એ કેવો છે તેનો ખ્યાલ સરખોએ નહિ આવે. કારણ કે દુનીઆમાં કેટલાક માણસો જેવા પોતે હોય છે, તેવાજ બીજાને ધારી લે છે. એને બિચારાને દુઃખ માત્ર એટલુંજ છે કે એની નોકરીનો એને જે પગાર મળે છે, તે સિવાય બીજી એને એક પાઇ-નીએ આવક નથી. વરસ દહાડે એને પાંચસો પાઉંડ મળે છે પણ તેટલા તો તાગ જેવાને સીગારેટમાં પણ ન ચાલે; છતાં એટલામાં એ ગૃહસ્થ તરીકે રહે છે. બીજાઓ પચાસ હજારમાં જેવું ચલાવે, તેના કરતાં સારી રીતે એ પાંચસોમાં ચલાવે છે. એડીલા ક્લાઈવ સાથે પોતાનો પુત્ર મંડાય એ દાનતથી સ્ટેન્સફીલ્ડ કુટુંબ ક્લાઈવ ભવન આવ્યું હતું. પણ લેડી બર્ટનને ફર્ડીનંડ સ્ટેન્સફીલ્ડના રંગ ઢંગ જરાએ ન ગમ્યા. એનામાં ગૃહસ્થને છાજે એવું બીલકુલે વર્તન ન જોવાથી, પોતાની પુત્રી તરફથી પોતેજ એ કુટુંબ સાથે સંબંધ બાંધવાની ના પાડી; અને મને તો લાગે છે કે બીજાને પણ એ એવોજ જવાબ આપશે. એ અરસામાં-સ્ટેન્સફીલ્ડ પોતાના પુત્રને માટે પ્રયાસ કરતો હતો તેજ અરસામાં એડીલા અને રેજીનાલ્ડનો એક બીજા પ્રત્યે પરસ્પર પ્રબળ પ્રેમ બંધાયો. આ વાત કાઉન્ટેસના પણ જાણવામાં આવી હતી. પછી તો ધારેલી ધારણામાં નિષ્ફળ નીવડેલ

સ્ટેન્સફીલ્ડવાળાને ત્યાંથી જતાં રહેવું પડ્યું; તેથી રેજીનોલ્ડ પણ તેમની સાથે વિદાય થયો."

રેડબર્ન: "તમે આ વધું શી રીતે જાણ્યું?"

આન્ટજેન " વાત તો મેં ઉડતી સાંભળી છે; પણ એ તદ્દન ખરી છે. ખાતરી કરવી હોય તો તારાં માબાપને પૂછી જોજે. મારા કરતાં એ વધારે જાણે છે."

રેડબર્ન: "તે વખતે છોકરવાદપણામાં એડીલાએ કદાચ પ્રેમ દર્શાવ્યો હોય! કોણ જાણે છે કે તે અત્યાર સુધી ટકી રહ્યો હોય!"

"કેમ જાણ્યું કે ન ટકી રહ્યો હોય? આપણે ધારી લીધું એટલે બની ગયું?"

"તમે શું જાણો કે એનો પ્રેમ ટકી રહ્યો છે?"

"હું એના મુખ ઉપરથી કહી આપું છું કે એના હૃદય-મંદિરમાં કોઇ અન્ય દેવની મૂર્તિ બીરાજે છે. એના હૃદયમાં જો તારી મૂર્તિ બીરાજતી હોય તો હું મારૂં જીવન હારી જાઉં."

"તમે આટલી બધી દૃઢતા અને ખાતરીથી શી રીતે કહી શકો છો?"

"તમને બન્નેને હું ઘણી સારી રીતે ઓળખું છું. બન્નેનો મને ઘણો પરિચય છે; તે ઉપરથી હું કહું છું કે પક્ષીઓ ઉરાડવાને માટે ખેતરમાં દાટેલા ચાડીઆ ઉપર જો એ મોહિત થાય, તો તારા ઉપર મોહિત થાય."

"વાહરે વાહ, જાણે દુનિયામાં તમેજ સુંદર છો અને બીજાં તે કાંઈ હિસાબમાં છે!"

" મારામાં જો તારામાં છે તેના દસમા ભાગનો પણ ગર્વ હોત તો કદાચ હું એમ માનત. પણ અત્યારે તો એમ માનવાનું કાંઇ કારણ નથી."

" વારૂ ઠીક છે." એમ કહીને જીરોલ્ડ રૂમમાંથી ચાલ્યો ગયો અને દાદરે ઉતરતો હતો એટલે લેડી રેડબર્ન એને સામી મળી અને આન્ટ જેને કહ્યું તે ખરૂં છે કે ખોટું તેની ખાતરી કરવા એણે બીજી રૂમમાં જ્યાં બીજું કોઇ નહોતું ત્યાં પોતાની માતાને બોલાવી-ને પુછ્યું: " માતુશ્રી, હું લેડી એડીલાના હાથની માગણી કરૂં તો તે સ્વિકારશે ખરી ?"

" જરૂર સ્વિકારશે. કાઉન્ટસને તો તું ગમીજ ગયો છે; એટલે એ લેડી એડીલાને વાત કરે એટલીજ વાર."

" એમ મારૂં કહેવું નથી. મારૂં કહેવું એવું છે કે લેડી એડીલા એની પોતાની ઇચ્છાથી મને સ્વિકારશે? હમણાં કેટલાક દિવસથી તો મારી સાથે એ બહાર ફરવા પણ આવતી નથી. મારાથી દૂરને દૂર ભાગે છે."

" એ તો જરા એનામાં શરમાળપણું છે."

" પણ આન્ટજેન તો મને એક મી. રેજીનોલ્ડ હર્બર્ટ વિષે વાત કરતાં હતાં ને—"

" તદન ખોટું. જીરોલ્ડ, મારે અને કાઉન્ટેસને હમણાં એક કલાક સુધી વાત થઇ અને અમારા બન્નેનો અભિપ્રાય મળતો થયો છે. તને લેડી એડીલા પસંદ પડે છે, એડીલાને પણ તું પસંદ પડીશ એવી ગોઠવણુ કાઉન્ટેસ કરીજ દેશે."

" ત્યારે તો ઠીક; પણ કોણ જાણે કેમ આ રેજીનોલ્ડ હર્બર્ટનું

નામ મારા દીલમાં ખુંચે છે. મને એમ થાય છે કે જે કન્યા એક વાર બીજાના પ્રેમમાં પડી હોય તેની સાથે લગ્ન ન કરવું; કારણ કે ભવિષ્યમાં પછી શું થાય કે શું નહિ તેની કોને ખાતરી ?"

"જીરોલ્ડ, લેડી એડીથા સદ્‌ગુણવતી છે; પણ તારો પ્રેમ તું હમણાં વ્યક્ત ન કરતો. હજુ તારી રજા એક મહિનો પહોંચે છે એટલે ઘણો વખત છે. પાછો નોકરીપર હાજર થઇને થોડા વખત પછી બીજી રજા લેજે. નહિ તો નોકરી છોડી દેજે અને તમારૂં ઘર લઇને બેસજો."

"નોકરી તો કાંઇ છોડવાનો વિચાર નથી; પણ આ રેજીનોલ્ડ હર્બર્ટનું શું—?"

"અરે એ તો ખોટી વાત છે. આન્ટ જેને તારા મગજમાં ખોટી વાત ઘુસાડી દીધી છે. એને આવી બાબતની ક્યાંથી ખબર પડી જાય છે ?"

"એવી એ બુઢ્ઢી તું ધારે છે તેના કરતાં બહુ પોંચેલી અને પાકી છે. હવે તેં એ બાબતનો ખુલાસો કર્યો એટલે મારો વહેમ ટળી ગયો. એ બુઢ્ઢી થઈ ત્યાં સુધી કુંવારી રહી; એટલે બધી છોક-રીઓ એના જેવી કુંવારીજ રહે એમ એ ઇચ્છે છે. કેટલો બધો એનામાં દ્વેષ છે તે તો જુઓ. જ્યાં ત્યાંથી પથરો મુકવો અને બીજાને નિરાશ કરવા; એરીજ દાનત. કોણ જાણે કેમ આવો એનો સ્વભાવ છે? હમણાં એડીથા શું કરે છે ?"

"હમણાં તો એ એની માતા સાથે નીચે બગીચામાં ફરે છે. કાઉન્ટેસ એડીથાને તારા સંબંધમાં અત્યારે ઈશારો કરી દેશે એટલે પછી એ તારાથી નાસતી નહિ ફરે. જરા રહીને તું ફરે ત્યાં જજે;

એટલે કાઉન્ટેસ તમને બન્નેને એકલાં મૂકીને ધીમે રહીને ત્યાંથી સટકી જશે." આ વાત ચાલતી હતી એટલામાં હાથમાં ન્યુસપેપર લઇને સર આર્શિબોલ્ડ રેડબર્ન આ રૂમમાં આવ્યા અને બોલ્યા: "જીરોલ્ડ, જાણ્યું કે ! પેલા બેટસને પોર્ટસ માઉથ લઈ જતા હતા એટલામાં રસ્તામાંથી પોલીસના હાથમાંથી છટકીને એ નાસી ગયો. આ પેપરમાં બધો એનો હેવાલ આપેલો છે. જબરો લુચ્ચો નીકળ્યો!"

જીરોલ્ડ એ વાતમાં બહુ રસ લેતો નહોતો; એટલે એ તો ત્યાંથી ઉઠીને ચાલ્યો ગયો અને બગીચા તરફ વળ્યો. બગીચામાં લેડી બર્ટન અને એડીલાને એણે જોડે જોડે ચાલતાં જોયાં. એડીલા અત્યારે પૂર્ણ વિચારગ્રસ્ત હતી અને તેથી એની આંખો નીચે જમીન ઉપર ઢળેલી હતી. કાઉન્ટેસ એડીલાને સમજાવી નહિ રહ્યાં હોય એમ ધારીને એમની પાસે જતાં એ ખંચાયો; પણ કાઉન્ટેસેજ એને બોલાવ્યો એટલે એ ત્યાં ગયો. કાઉન્ટેસે કહ્યું "કેપ્ટન રેડબર્ન, અમારી પાસે આવવું કે ન આવવું તેનો વિચાર કરતા હતા ? અન્ય વ્યવસ્થામાં જો તમે ન રોકાયા હો તો આવો, તમારી કંપની અમને વધારે રૂચિકર થઇ પડશે. અત્યારની હવા બહુ સારી છે. આમાં ફરવા જવાનું ઠીક પડે." જીરોલ્ડે વિવેકની ખાતર બન્ને તરફ પોતાના બન્ને હાથ લંબાવ્યા એટલે એક હાથ કાઉન્ટેસે અને એક લેડી એડીલાએ ઝાલ્યો, અને આમ હાથ ઝાલીને ત્રણે જણ બગીચાની બહાર મેદાન તરફ ગયાં. અત્યારે લેડી એડીલા તદન નિરૂત્સાહી જણાતી હતી; છતાં પોતાની એ વૃત્તિને દબાવી દેવા અથવા બને તો છુપાવવાને એ મથતી હતી. વાત કરતી તે પણ હા કે ના

એટલો ઉત્તર આપવા જેટલીજ કરતી હતી. જેમ બને તેમ બહુજ ઓછા શબ્દોમાં વાત કરવી. એના મુખ ઉપર હાસ્ય તો જાણેએ ફરકતું નહોતું. થોડીવાર ફર્યા પછી કાઉન્ટેસે કહ્યું " મને હવે થાક લાગ્યો છે માટે હું તો ઘરમાં જઈશ; પણ તમે બન્ને જણ તમારી મેળે બેલાશક ફરો. તમારે આવવાની કાંઈ જરૂર નથી. " એમ કહીને કાઉન્ટેસ પોતાની પુત્રીને પોતાના મનથી ધારી લીધેલા એના ભાવી પતિની સાથે એકલી મુકીને ચાલી ગઈ.

જીરોલ્ડઃ " લેડી એડીલા, જરા આગળ જઈશું. તમે ચાલીને ઓકલે તરફ હજુ સુધી નહિ ગયાં હો; એ બાજુએ સૃષ્ટિસૌન્દર્ય જોવાની ઘણી સારી મોજ પડે છે "

એડીલાઃ " હા, ચાલોને ઘણી ખુશીથી. " આવો જવાબ આપતી વખતે પણ એડીલા વિષાદપૂર્ણજ જણાતી હતી. બંગલા આગળ ગઈને ઓકલે તરફ જવાના ઢોળાવ તરફ એ બન્ને વળ્યાં. જતાં જતાં જે જે જોવા લાયક દશ્યો અને સ્થળો હતાં, તે તે રેડાર્નર મધુરી એડીલાને બતાવતો જતો હતો; પણ એડીલાએ તો મૌનજ ધારણ કર્યું હતું. વધારે સમય મૌન રહેવું એ વિવેકની વિરૂદ્ધ ગણાય એમ ધારીને બોલવા ખાતર બોલીઃ " પેલું નાનું પણ સુંદર ઘર કોનું છે ? "

" એ તો એક ડેવિસ નામના માણસનું છે. એ અમારો બેલીફ છે. માણસ ઘણો સારો છે; પણ હમણાં હમણાંનું એને દારૂનું વ્યસન જબરૂં પડયું છે; એટલે પીઠામાં જઈને કેફ ચઢી જાય ત્યાં સુધી ઢીંચે છે. મારા પિતા આ બધી વાત જાણતા નહિ હોય; પણ મારે તેમને કાને એ વાત લાવવી પડશે. એ મીયાં વળી હમણાં બે ત્રણ

વરસ થયાં નવી જુવાન બૈરીને પરણ્યો છે. બૈરી જરા એના કરતાં ઉંચા કુળની છે. ગામના દાક્તરની છોકરી છે, જરા દેખાવડીએ છે પણ એનો હાથ બહુ છુટો છે. ભપકામાંજ ફરનારી અને વળી લટકાળી છે. ભપકાભેર ડ્રેસ પહેરવો, લટકા કરીને ચાલવું, યુવાન પુરૂષોના સામું અમર્યાદિતપણે ન છાજે તેવી રીતે જોયા કરવું વિગેરે લક્ષણવાળી સ્ત્રીઓ પ્રત્યે મને ઘણો તિરસ્કાર છે. વળી મીસીસ ડેવિસ બહુ આગળવેડા કરનારી છે. બેલીફને જુગતું જોડું ન મળ્યું."

"ત્યારે તો તમે સર આર્ચીબોલ્ડને કાને એ પીઠામાં જાય છે એ વાત ન લાવતા. એમાં એનો બહુ વાંક જણાતો નથી. બિચારો ઘેરથી કંટાળેલો ત્યાં જતો હશે."

"તમારી ઇચ્છા જો એવી હશે તો જરૂર હું તે ઇચ્છાને આધીનજ છું. હું ઘણી ખુશીથી તે પ્રમાણે વર્તીશ. તમારા મુખમાંથી પડતા પ્રત્યેક બોલ ઝીલી લેવામાં હું મારી જાતને ઘણો સુખી સમજીશ." એડીલા આ સાંભળીને નીચું જોઇ રહી અને કાંઇ બોલી નહિ. એણે જોયું કે રેડઅર્ન અત્યારે એનો મનોગત પ્રેમ વ્યક્ત કરી રહ્યો છે; પરંતુ રેડઅર્નને તેમ કરતાં ન રોકવો એમ એની માતાએ એને ઇશારો કરી દીધો હતો તેથી એનું હૃદય કાંઇક દુઃખથી ભારે બન્યું. આ વાત ચાલતી હતી એટલામાં ઓફલે બાજુથી આવતી એક છટાદાર પોષાકવાળી સ્ત્રી જીરાલ્ડ રેડઅર્નની દૃષ્ટિએ પડી. અત્યારે એણે મેઘ ધનુષ્યના રંગનાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં; પણ જોઇએ તેવી કુશળતાથી પહેરેલાં નહિ, એટલે એકજ રંગનાં બધાં વસ્ત્રોનો જાણે ગચુમલો થઇ ગયો હોય એવું લાગ્યા કરતું હતું. જીરાલ્ડે તરતજ ઓળખી કાઢી કે એ મીસીસ ડેવિસ

છે. એને જોઈ એટલે એડીલાને લઈને બીજે રસ્તે ફંટાવાનો એણે વિચાર કર્યો. પણ કીટી જો જાણે કે એને જોઈનેજ રેડઅર્ન બીજે રસ્તે ફંટાયો, તો તેજ ઘડીએ અને તેજ સ્થળે પોતાના થયેલા અપમાનનો બદલો વાળે એવી એ હતી. વળી એડીલાને એમ આડે પંથે દોરી જાય તો એના મનમાં પણ કાંઈ વિચિત્ર વિચાર આવે; માટે હવે શું કરવું એમ એ ગુંચવાતો હતો એટલામાં તો પેલી આવી પહોંચી અને સીધીજ રેડઅર્ન પાસે જઈને શેકહેન્ડ કરવા પોતાનો હાથ લંબાવીને બોલી:—

"કેમ કેપ્ટન રેડઅર્ન, કેમ છો?" જીરોલ્ડને શેકહેન્ડ કરવાની ફરજ પડી. પણ તરતજ કીટીનો હાથ છોડીને એણે એડીલાને લઈને ચાલવા માંડયું. એટલે કીટીએ એડીલા તરફ જોઈને રેડઅર્નને કહ્યું: "આમની સાથે મને પરિચયનો કરાવો. મેં એમના વિષે ઘણું સારૂં સાંભળ્યું છે તેથી એમની સાથે ઓળખાણ કરવાની મને ઘણી ઈચ્છા છે. માટે ડીઅર કેપ્ટન રેડઅર્ન, મને એમનો પરિચય તો કરાવોજ." જીરોલ્ડે કીટી પ્રત્યે ડોકું ધુણાવીને કહ્યું: "લેડી એડીલા કલાઈવ અને કાઉન્ટેસ ઓફ અર્ટન અમારી સાથેના સદાના સારા સંબંધને લીધે અમારી મુલાકાતે આવ્યાં છે. આ મુલાકાત દરમીયાન એ કોઈની સાથે નવાં ઓળખાણનો સંબંધ બાંધવા ઈચ્છા ધરાવતાં નથી; માટે જો હું તમારો એમની સાથે પરિચય ન કરાવું તો મને અવિવેકી ન ગણશો. ચાલો સાહેબજી." એમ કહીને કીટીના મનને રાજી રાખવા માથા ઉપરની ટોપી ઉતારી વિવેક દર્શાવીને એડીલા સાથે એણે ચાલવા માંડયું. આ લટકાળી લલના રેડઅર્ન સાથે આટલી બધી છુટથી વાત કરતી હતી એ

જોઇને એડીશાને ઘણું આશ્ચર્ય થયું; પણ એ કોઈ બોલી નહિ. ફીટી એના ઘર તરફ જાય છે કે કેમ તે જીરોલ્ડે આતુરતાથી જોયાજ કર્યું અને એને ખાતરી થઇ કે એ એને ઘેરજ જાય છે ત્યારે એનો જીવ હેઠે બેઠો. હવે એડીશાને આનો કાંઈ ખુલાસો તો કરવો જોઇએ. તે કેવી રીતે કરવો તેનો વિચાર એને થયો. મીસીસ ડેવિસની તો એણે હમણાં થોડા વખત પહેલાંજ બદબોઇ કરી દીધી હતી; એટલે આ તેજ મીસીસ ડેવિસ હતી એમ તો એનાથી કહી શકાય એમ ન હતું. એટલે એને કાંઈ સુઝ પડી નહિ. " હું ક્યાં વળી આ રસ્તે આવ્યો ?" એમ બબડી એ પોતાની જાતને દોષ દેવા લાગ્યો. આખરે બોલવાનું જડી આવ્યું એટલે બોલ્યો: "આ ગામડાંના લોકો કેવા ગમાર અને ઉદ્ધત હોય છે? કોની સાથે કેમ બોલવું, કેમ ચાલવું, એ તો એમને આવડેજ નહિ. આવી આ અમારા એક સદ્ધર ખેડુતની સ્ત્રી છે તેથી એની સાથે મારે વિવેકથી તો વર્તવુંજ જોઇએ. આપણે હમણાં ડેવિસ વિષે વાત કરતા હતા ને, તેમને મળવા માટે એ જતી હોવી જોઇએ."

"તમે હમણાં મીસીસ ડેવિસનો મને ચિતાર આપ્યો હતો, તે ચિતાર પ્રમાણેનીજ આ બાઇ હતી; તેથી મેં તો એમજ ધાર્યું હતું કે એજ મીસીસ ડેવિસ હશે."

"અરે નારે; તેની ક્યાં સરખામણી કરવાની? અમારા બેલીફની સ્ત્રી મારી સાથે આટલી બધી છુટથી વાત કરી શકે?"

"એ કેટલી બધી છુટથી વાત કરતી હતી?"

"ખરૂં છે. એ લોકો અમારા મોટા ખેડુતો રહ્યા એટલે અમારે સ્વાભાવિક રીતે એમની સાથે કાંઈ કાંઈ વાત કરવી પડે.

તેનો એ લોકો લાભ લે. આ મી. આર્ડન આવ્યા." આર્ડન લેડી એડીલાને ઓળખતો હતો એટલે એને જોઇને પોતાના માથા ઉપરથી એનું ટોપી ઉતારીને સલામ કરી. પછી રેડબર્ન સાથે શેકહેન્ડ કરી.

આર્ડનઃ—"હમણાં પેલી ગઇ તે જોઇને ? કેટલો ઠાઠમાઠ હતો ? એનો ધણી ગમે એટલો પણ નોકર; જરા મોટો નોકર. તેવાએ આવાં ઉંચાં કપડાંમાં પૈસા બગાડવા એ આપણાથી કેમ સહન થાય ?" આર્ડન કદાચ બાંગરો વાટી નાખશે તો સત્ય જણાઇ આવશે, એ બીકથી જીરાલ્ડ વચમાંજ બોલી ઉઠયોઃ "મી. આર્ડન, તમે તો મેનોર ભવન તરફ જતા હશો. અમે તો જરા આગળ જવા ઇરાદો રાખીએ છીએ."

"નારે, હું તો જરા ફરવાજ નીકળ્યો હતો. ચાલો ને હું એ તમારી સાથેજ આવું." રેડબર્નને આર્ડનની હાજરી ઠીક ન લાગી અને એણે મોઢું કટાણું કર્યું; પણ તે કોઇના જોવામાં ન આવ્યું.

આર્ડને આગળ ચલાવ્યુંઃ "હું તો એમ કહેવા જતો હતો કે આ તો ઘણું શરમ ભરેલું—" જીરાલ્ડે એને બોલતો અટકાવીને પોતાનું ઝુડવા માંડયુંઃ "લેડી એડીલા, પેલી જગ્યા જોઈ કે ! ઘણું સુંદર સ્થળ છે હાં." એમ કહીને ફ્રેડરિક અને લ્યુસી એમના લગ્ન પહેલાં જે સ્થળે વારંવાર મળતાં હતાં અને પ્રેમના અભિનય અને પરિશીલન કરતાં હતાં, તે જગ્યા બતાવી. આર્ડને વળી પોતાનું બાકી રહેલું પુરૂં કરવા માંડયું—"હું તો ચોખ્ખું કહી દઉં છું કે, હવે પછી જો એ આવા ઠાઠમાઠમાં નીકળશે તો દેવળમાં મારા ધર્મ વિવેચન વખતે એ બાબત ઉપર હું સખત ટીકા કરીશ. આ તો

આપણા આખા નાના ગામને લજાવી મારે એવું બને છે. ધર્મ ગુરૂ તરીકે એ અન્યાય થતો અટકાવવાની મારી ફરજ છે." આ સાંભળીને જીરોલ્ડના મનમાં તો કાંઇ કાંઇ થઇ જતું હતું; એટલે ગુચ-વાડામાં મોં માથા વગરનુંજ બોલવા લાગ્યો. જે જગ્યા રેડઅર્ન એડીલાને બતાવી રહ્યો હતો તે જગ્યાએ તો બધાં "યુ" નાં ઝાડ આવી રહેલાં હતા; એટલે ત્યાંથી દેવળ તો દેખાતુંજ. નહોતું. ફક્ત એકલી ધ્વજા જ દેખાતી હતી. છતાં રેડઅર્ન કહેવા લાગ્યો: "લેડી એડીલા, અહિંથી દેવળનો સીન કેવો સરસ લાગે છે!" આર્ડને જાણ્યું કે બચ્ચા મારી વાત મારી જાય છે. આ બેમાંથી કોઇ સાંભળતું હોય એમ લાગતું નથી. માટે લાવ એડીલા પાસે જઇને કહું-એમ કરીને એણે એડીલા પાસે જઇને કહેવા માંડયું: "કેમ આપને એમ નથી લાગતું કે મારે આ બાબત ઉપર મારા ધર્મ વિવેચન વખતે બે શબ્દો કહેવા?"

એડીલા: "પણ કેપ્ટન રેડઅર્ન તો મને ખાતરી આપે છે કે એ લોકો ઘણાં લાયક છે."

આર્ડન: "બરોબર, ડેવિસ આટલો તો દારૂડીયો બની ગયો છે-" એડીલાના મનમાં હવે કાંઈ શંકાનો પ્રચાર થવા લાગ્યો. એણે શંકિત સ્વરે કહ્યું: "પણ પેલી બાઈ ડેવિસની પત્નિ નહોતી."

આર્ડન તો તપી ગયો હતો. તે બોલી ઉઠયો: "શું એ ડેવિસની પત્ની નહોતી? એમ બનેજ નહિ. એ તો તરતજ ઓળખાઇ જાય એવી છે. મારી પાસે થઇનેજ મને ઘસડાઇને એ ચાલી ગઇ. ઢોળાવ ચઢતી મેં એને જોઇ; પણ પછી એ ઝાડી તરફ વળી એટલે મારાથી ન દેખાઈ. પછી તમે મારી દૃષ્ટિએ પડયાં."

રેડબર્ન "ના, એમ હોય નહિ. શું એ ડેવિસની સ્ત્રી હતી? મેં તો ખરેખર એમ ધાર્યું કે એ ટોમ ફીન્સનની સ્ત્રી હશે."

આર્ડન: "ટોમ ફીન્સનની સ્ત્રી! અરે એ તો વરસ દહાડાથી ગુજરી ગઇ છે. તમે જાણતા નથી?"

જીરોલ્ડ ગુંચવાયો એટલે બોલ્યો: "એમ હશે ત્યારે, મારી ભુલ થઇ." પછી એણે એડીલાને સંબોધીને કહ્યું: "હું ધારૂં છું કે હવે આપણે ઘર તરફ વળીએ. તમે થાકી ગયાં હશો." લેડી એડીલાને રોષ ચઢેલો જણાતો હતો એટલે રેડબર્નનો હાથ એણે છોડી દીધો અને રોષમાંજ કહ્યું: "હા, એમ છે ખરૂં."

મી. આર્ડન આ બન્નેની રજા લઇને છુટો પડયો અને આ બેઉ જણ મેનોર ભવન તરફ વળ્યાં. બેથીફની સ્ત્રી સંબંધીના વૃત્તાંતમાં જો કે કોઈ જીવ નહોતો; છતાં રેડબર્ને સત્ય છુપાવ્યું અને લેડી એડીલાને ખોટું સમજાવ્યું તેથી એના મનથી એ તદ્દન ઉતરી ગયો હતો. એની દૃષ્ટિમાં એ હલકો પડી ગયો. આ સન્નારીના મનમાં એમ આવ્યું કે નક્કી મીસીસ ડેવીસ સાથે રેડબર્નને કાંઇ સંબંધ હોવો જોઇએ. નહિતો મીસીસ ડેવિસને બદલે એ બાઇ એમના સધ્ધર ખેડુતની સ્ત્રી છે એવું ખોટું એ કેમ ભેરવે? જીરોલ્ડની સ્થિતિ પણ અત્યારે સુડી વચ્ચેની સોપારી જેવી થઈ હતી. એને એમ થયું કે જો આ હકિકત લેડી એડીલા પોતાની માતાને કહી દેશે તો મીસીસ ડેવિસ સાથે મારે અત્યારે જે સંબંધ છે તેના કરતાંએ એની સાથેની મારી મૈત્રી વધારે ગાઢ છે એમ સૌ કોઇ ધારી લેશે. એડીલાને આ વાત ગુપ્ત રાખવાનું પણ કેમ કહી શકાય? એટલે એ તો ગુંચવાયો. આખરે ઠરાવ ઉપર આવ્યો કે હશે, જે

કાળે જે બનવાનું હશે તે બનશે. અત્યારે કશુંયે કહેવું કરવું નહિ. રસ્તામાં એમને એક બીજા સાથે કાંઇ પણ વાતચીત થઈ નહિ. વચ્ચે વચ્ચે કાંઇ એવું બતાવવા જેવું સ્થળ આવતું તો તે એડીલાને બતાવતો; પણ એડીલા હવે એમાં કાંઈ રસ લેતી નહોતી. આખરે ઘર આવી પહોંચ્યું. એડીલા પોતાના ચેમ્બરમાં ચાલી ગઇ અને માતાને ડ્રોઇંગ રૂમમાંથી બોલાવી મંગાવી. એ આવી એટલે એણે આજની બધી હકિકત એને કહી સંભળાવી.

પુત્રીની હકિકત બધી સાંભળી રહ્યા પછી લેડી બર્ટન બોલી: "પુત્રી એડીલા, તારે એવી બાબતનો બહુ વિચાર ન કરવો. એ વાતજ તારા મનમાંથી કાઢી નાખજે. એ તો તારાં એની સાથે લગ્ન થશે એટલે એની મેળે ઠેકાણે આવશે." એમ કહીને કાઉન્ટેસ તરત ચાલી ગઇ. પરંતુ એને એમ તો થયું કે કદાચ જીરોલ્ડ મીસીસ ડેવિસની ઠઠ્ઠા મશ્કરી કરતો હશે કે કદાચ એની સાથે વધારે છુટથી વાતચીત કરતો હશે. પરંતુ જીરોલ્ડે એડીલાનું ઓળખાણ એ બાઇ સાથે કરાવવાની ચોખ્ખી ના પાડી તેથી કાઉન્ટેસ જીરોલ્ડ ઉપર વધારે પ્રસન્ન થયેલી હતી. એટલે એને માટે અભિપ્રાય તો એણે સારોજ બાંધ્યો. "હોય, છોકરાં છે, જુવાનીઆંની જરા ભુલ થઇ જાય." એ વિચારે રેડબર્નનો દોષ એના મનમાં ન વસ્યો. એકવાર આવાજ કારણસર કાઉન્ટેસે ઓ: ફર્ડિનંડ સ્ટેન્સ-ફીલ્ડને પોતાની પુત્રી માટે નાપસંદ કર્યો હતો; ત્યારે અત્યારે રેડ-બર્ન એની દૃષ્ટિમાં વધારે યોગ્ય ગણાયો. કારણ એટલુંજ કે રેડ-બર્ન કુટુંબ વધારે શ્રીમંત અને પોતાને ઘણું ગમી ગયું હતું. એટલે જીરોલ્ડને જે બીક હતી તે તો જતી રહી; પણ એડીલાનો જીવ તો

વધારે ઉદ્દિગ્ન બનતો ગયો. કેપ્ટન રેડબર્ન એને આંખના પાટા જેવો લાગવા માંડયો. એના અભિનવ અને સંવનન માતાની આજ્ઞાથી સહન કરવાં પડશે એથી એને ઘણું માઠું લાગ્યું અને એકલી બેઠી બેઠી રડી પડી. અત્યારે એને પોતાનો મનનો માનેલો ઉદાર દીલનો પ્રમાણિક વ્હાલો રેજીનોલ્ડ હર્બર્ટ સાંભરી આવ્યો.

---

## પ્રકરણ ૨૯ મું.

### પ્રેમપત્રિકા.

---

ગત પ્રકરણમાં જે બનાવ બન્યો તેજ રાતે જેરોલ્ડ રેડબર્ન સીગારેટ ફુંકતો ઘરની બહાર નીકળ્યો અને ડેવિસના ઘર તરફ રસ્તો લીધો. સવારે તો લેડી એડીલાની સંગતમાં ફ્રીટીને એણે જરાએ સ્વિકારી નહિ અને અત્યારે પાછો કેમ ત્યાં જવાને તૈયાર થયો હશે, એવો કોઇના મનમાં વિચાર આવશે; પણ એમાંએ એનો સ્વાર્થજ હતો. એને ફ્રીટીએ પ્રેમનું ચટકું લગાડયું હતું અને “ ઠીક છે ભલા, જતાં આવતાં બે ઘડી વિનોદનું સ્થાન છે. વળી એ રીસાશે તો ક્યાં જઇને ઘડીભર મોજ ઉડાવવી ? ” આવા વિચારે એને એમ થયું કે “ સવારના પ્રસંગથી ફ્રીટી ક્રોધિત થઇ હશે માટે એનો ક્રોધ દુર કરવો. અને તેમ કરવામાં એક પંથ દો કાજ જેવું થશે. એક તો મોજનું સાધન મળશે અને બેલીફની પત્નિને પોતાની કરી લેવાથી [illegible] પરનું વેર વળશે. ” બીજો વિચાર એને એવો આવ્યો કે [illegible] સાથે પોતાના સંબંધની વાતથી ફ્રીટીને વાકેફ

ફરી એને સમજાવી દેવી કે જેથી ફરીથી ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણેનો પ્રસંગ બનવા પામે તો કીટી જાણે કાંઇ જાણતીજ નથી અને એની સાથે કશો સંબંધજ જાણે નથી એવું વર્તન રાખે. આ બે મુદ્દાથી એ અત્યારે નીકળી પડયો હતો. ડેવિસના ઘર આગળ આવીને સરા પાસેયી ખબર મેળવી કે ડેવિસ ઘરમાં નથી; પણ મીસીસ ડેવિસ પાર્લરમાં એકલી બેઠી છે. એટલે એ સીધો પાર્લરમાં જઇ પહોંચ્યો. કીટીએ ધાર્યુંજ હતું કે અત્યારે રેડબર્ન આવશેજ એટલે એને આવકાર દેવાને ઠાઠ માઠથી અચ્છો પોષાક અને શણગાર એણે સજ્યો હતો. છતાં એનું મોઢું તો એણે ચઢેલુંજ રાખ્યું હતું. એ તો સવારના પ્રસંગથી પોતાનું ભારે અપમાન થયું છે એમજ માની બેઠી હતી. રેડબર્ન પાર્લરમાં પેઠો કે તરતજ બોલ્યો "તમે રીસાઈને બેસશો એમ મેં ધારીજ મુકયું હતું. બોલો તો ખરાં, કેમ રીસાયાં છો?"

"આવો ઉદ્ધતાઇ ભર્યો સવાલ પૂછતાં શરમાતા નથી. આજે ચેલીના દેખતાં તમે મારૂં નાક કાપ્યું છે."

"કીટી, આટલું બધું ગુમાન ન રાખીએ. મારા સમ અત્યારે તું ઘણીજ મનોહારિણી લાગે છે. જો તું મારી રાહ જોતી હતીને!"

"મારે શું કામ કોઇની રાહ જોવી પડે! મારે તો કોઇનો ખપ નથી. અમે અમારી મેળે એકલાં શાં ખોટાં છીએ!"

"મારોએ ખપ નથી? અત્યારે અહિં આવવાથી મને તો બહુ આનંદ થાય છે. ખરેખર તેં મને મોહિની લગાડી છે. આ તારા વાળ મારા દીલને બાંધી લે છે." એમ કહીને કીટીના વાળને રેડબર્ન અડકવા ગયો પણ કીટી તરતજ ખસી ગઈ અને બોલીઃ

"ચુપ રહો કેપ્ટન રેડબર્ન, અજના પ્રસંગ પછી તમે શું મોઢું લઈને મને બોલાવો છો ?"

"પણ આ પોષાક તો તને ઘણો સારો દીપી ઉઠે છે."

"તમે ક્યારે કથાથીએ ખુશ થાવ એમ છો ?"

"આવું બોલે છે ? તારા ઉપર તો હું હંમેશ ખુશ છું." પછી ફ્રીટીનો હાથ પકડવાના મીશે એ બોલ્યો: "જોઉં, તારી વીંટી તો જોવા દે." એમ કહીને તેનો હાથ પોતાના હાથમાં લઈને "વાહ, શું સુંદર છે ! તમારા હાથની વાત કરૂં છું હાં, વિંટીની નહિ." એમ બોલતાં ફ્રીટીનો હાથ પકડીને એ હાથ ઉપર એણે ચુંબન કર્યું.

"તમને આમ કરતાં શરમ નથી આવતી !" એમ કહીને એણે આવું ન ગમતું હોવ તેમ ફરીને બેઠી.

પણ આ ડ્રેસ તો તારા શરીર ઉપર અચ્છો ખીલી ઉઠ્યો છે. તારૂં અંગ કેટલું ઘાટીલું છે. દરજીએ તારાં કપડાં તો ક્યાંથી શીવ્યાં હશે." ફ્રીટી આ બધાં વખાણ સાંભળીને મોજમાં આવવા લાગી એટલે એ બોલી "આ તમે શું કહો છો ?"

"ફ્રીટી, મારા ઉપર ક્રોધ ન કરીશ. હું તને સમજ કહું છું. અત્યારે તારૂં આખું અંગ ઘણું મનોરમ લાગે છે. મારાં નયન તો એ અંગ ઉપર ઠરી ગયાં છે."

"ખુશામતખોર !"

"અત્યારે તારા કામણગારા શરીરના સૌન્દર્યે મારા મનને વશ કરી લીધું છે. હવે મારા ઉપર દયા કર," એમ કહીને રેડબર્ને,

ફીટીને પોતાની પાસે ખેંચી લઈને એના ગુલાબી ગાલ ઉપર એક મધુરૂં ચુંબન લીધું અને ફીટીએ આનાકાની કર્યા વગર પોતાનો ગાલ રેડબર્નના મુખ આગળ ધરી રાખ્યો. પણ તેજ ક્ષણે પાર્લરનું બારણું ઉઘડયું અને સરા બત્તીનો મોગરો પાડવા રકાબી લઇને અંદર આવી. તરતજ મીસીસ ડેવિસ રેડબર્ન પાસેથી ઉઠી ગઈ અને રેડબર્ન પણ માથું ખંજવાળતો જાણે કાંઈ બન્યુંજ નથી એમ ડોળ ઘાલીને કાંઇ ગણગણવા લાગ્યો. દાસી કાંઈ બોલી નહિ. રેડબર્ને ફીટીના ગાલ ઉપર ચુંબન કર્યું, તે એણે જોયું હશે કે કેમ તે પણ કહી શકાય નહિ. પણ એણે જાણે કશુંયે જોયુંજ નથી એવી એ જણાતી હતી. એ તો ટેબલ ઉપર રકાબી મુકીને ચાલતી થઇ. પોતાના ખંડમાં આવી વખતે પોતાની દાસી આવી પડવાથી ફીટી ખરેખર ડરી ગઇ. એટલે રેડબર્ન બોલ્યો "એ નહિ કહી દે. તે દિવસે હું પડદા પાછળ સંતાઈ રહ્યો હતો ત્યારે એણેજ મને ઘરની બહાર પસાર કરી દીધો હતો; છતાંએ એણે ક્યાં કશીએ વાત બહાર પાડી છે?"

"પણ અત્યારે એણે આપણને જે સ્થિતિમાં જોયાં તેમ ન થયું હોત તો સારૂં થાત."

"હું ધારૂં છું કે મી. ડેવિસ તો અત્યારે પીઠામાંજ હશે."

"ત્યાંજ હશે. મને એમ થાય છે કે હવે તો એ રાત્રે બહાર ન જાય તો સારૂં. મને જેના પ્રત્યે પ્રેમ અને આદર પ્રકટે તેવાની સાથે હું પરણી હોત, તો તે રાતે પણ મારી સાથેજ રહેત; એટલે મને કેવો આનંદ થાત?"

"આ બધું શું [illegible] માંડયું છે?"

"રેડબર્ન, હું આ અવિચારી અને મૂર્ખાઈ ભરેલું પગલું ભરી રહી છું. આ મારી દાસી આગળ મારી આબરૂ ખુલ્લી થઈ. એ શું ધારશે? મેં જરાએ ડહાપણ ન વાપર્યું. હવે એક કામ કરશો કેપ્ટન રેડબર્ન?" ફીટીને અત્યારે પોતાની વર્તણુક માટે ખરેખર દીલગીર થતી જોઇને રેડબર્ન અજાયબ થઇ ગયો હતો. એણે પૂછ્યું "શું કામ છે?"

"તમે અહિંથા ચાલ્યા જાવ; અને જો કદાચ અહિં ફરી તમે આવો, તો મહેરબાની કરીને દિવસનાજ આવજો."

"કેમ આમ ઓચિંતું તને શું થઈ ગયું?"

"મેં જે અવિચારી પગલું ભર્યું તેનો મને પસ્તાવો થાય છે. આપણે ઘણાં આગળ વધી ગયાં. તો પણ હજુ બાજી હાથમાંથી ગઇ નથી એટલું ઠીક છે. હવે મારી આબરૂ મારી દાસીને હાથ રહી; માટે કૃપા કરીને અહિંથી સીધાવો."

"પેલા તારા દારૂડીઆ અને જંગલી પતિને માટે તને પસ્તાવો થાય છે?"

"ગમે તેવા છે; પણ એ મારા પતિ છે. હું તમને વિનંતિ કરૂં છું કે તમે ચાલ્યા જાવ. હું અત્યારે ટોચ ઉપર ઉભી રહી છું. જો ગબડી તો છેક નીચે જઇશ. ગમે તેવી હું મૂર્ખી અને અવિચારી છું છતાં નઠારી તો નથી."

"આ બધું તું ખરૂં કહે છે કે મશ્કરી કરે છે?"

"હું ખરૂં જ કહું છું. મારા અત્યાર સુધીના વર્તન ઉપરથી કદાચ તમને એમ લાગતું હશે કે હું બનાવટ કરી રહી છું, મશ્કરી કરી રહી છું; પણ હું અત્યારે સંપૂર્ણ સત્ય કહી રહી છું. મને

છોડીને ચાલ્યા જાવ."

"ત્યારે આપણે આમ છુટાજ પડવું પડશે." એમ કહીને જાણે એને આથા કેટલુંએ લાગી આવ્યું હોય એવો ડોળ કર્યો. એટલે કોરીને પણ એમજ લાગ્યું કે રેડબર્નને પોતાને માટે બહુ ઉંડો પ્રેમ છે. એકલી વિષયવાસનાએ એ પ્રેરાયો નથી. એણે દીલગીરી ભર્યા દઢ અવાજે જવાબ આપ્યો "આપણે આમજ છુટાં પડવું જોઇએ. પણ તમે કાળજે કરાર રાખજો. લેડી કલાઇવ સાથે જ્યારે જ્યારે તમે ફરતા હશો, તે વખતે કદાચ ત્યાં થઇને મારૂં જવું આવવું થશે, તો તે દિવસની માફક અવિવેક વાપરીને તમારા દીલમાં હું શલ્ય નહિ ભોંકું. હું જાણું છું કે તમે એની સાથે સંવનન કરી રહ્યા છો. એ ઘણી રૂપાળી છે. હજુ સુધી એની સાથે પ્રીતિ ન થઇ હોય તો હું કહું છું કે અવશ્ય પ્રીતિ કરજો. આ સંજોગોમાં પણ મારે તમને અહિં નહિ આવવા દેવા જોઇએ. તમને અહિં આવવા દેવાથી હું લેડી એડીલાને અન્યાય કરૂં છું."

"તારી જો એવીજ ઇચ્છા છે તો ભલે; પણ તારે મારી વાત કબુલ રાખવી પડશે. તારા પ્રત્યે મને માન છે અને આપણા બેની મૈત્રી થઈ છે તો તેના સ્મરણ તરીકે કાલે હું તને મારા તરફથી કાંઇ ભેટ મોકલાવીશ. કાલે ટપાલ આવે ત્યારે સરાને પોસ્ટ-ઓફીસમાં મોકલજે અને તારા નામનું પાર્સલ મંગાવી લેજે. મારી ભેટ તારે સ્વિકારવી પડશે. એનો અનાદર નહિ થાય. હા કહે એટલે અહિંથી તરતજ ચાલ્યો જઇશ."

રેડબર્ન પોતાના ઉપર આટલો બધો પ્રેમ રાખે છે એ જાણી કોરીનું મનોબળ પાછું ધીમે ધીમે ઢીલું પડયું, અને [illegible]

જીરોલ્ડમાં વધારે ને વધારે લુબ્ધ થતી ગઈ. એટલે એણે કહ્યું "વારૂ જેમ કરવું હોય તેમ કરજે. પણ હવે સીધાવી જાવ."

"પણ જતાં પહેલાં એક ચુંબન–" ફ્રીટી રેડબર્નની ઈચ્છાને આધિન થઇ અને ચુંબન લેવા દીધું. પછી બોલી: "હવે જાવ."

"ચાલો સાહેબજી ત્યારે; પણ ફરીથી મને મળવાની તને ઇચ્છા થઇ આવે તો તારા હાથની એક કાગળની કાપલીથીજ તારી સમક્ષ હું હાજર થઇ જઇશ." એમ કહીને એ ત્યાંથી ઉઠયો અને જતાં જતાં સરાના હાથમાં એક ગીની, ચુંબનની વાત ગુપ્ત રાખવા ખાતર સેરવી દીધી. ઘેર જતાં આખે રસ્તે રેડબર્ન વિચાર કરવા લાગ્યો અને અજાયબ થવા લાગ્યો કે "જે સ્ત્રી આટલી બધી છાલકી, અવિચારી, ખુશામતથી ઠગી જનારી, રૂપનાં વખાણ કરવાથી ખુશ ખુશ થઈ જનારી અને જે પાપાચરણમાં ડુબી જવાની તૈયારીમાં હતી, તે કેમ એકદમ પલટાઇ ગઇ? એનો વિચાર કેમ ફરી ગયો હશે? મને તો લાગે છે કે એનો આ પસ્તાવો થોડી વારનોજ છે. એ તો પછી ઠેકાણે આવી જશે. કાલે એને ભેટ તરીકે કાંઈક મોકલી આપીશ એટલે એ પ્રસન્ન. આ ઈશ્કમાં હું જરૂર ફાવીશ. અત્યારે એ છટકી ગઇ છે પણ આખરે તો એને હું મારે આધીન કરી દઇશ. હું કોઇ દિવસ પણ આવા ઇશ્કના પ્રસંગોમાં પાછો પડયો નથી અને આમાં જો પાછો પડું તો આબરૂ જાય; માટે કોઇ પણ રીતે ફ્રીટીને તો પાડવીજ."

બીજે દિવસે સવારે પોતાને કેટલીક ચીજો ખરીદવાની છે એમ કહીને રેડબર્ન ઘોડા ઉપર મીડલ્ટન ગયો. ત્યાં જઇને એક સુંદર રેશમી ગાઉન, એક રૂમાલ અને હાથનાં મોજાંની પેટી ખરીદી

ખરીદ્યું. આ બધાનું એણે પાર્સલ કરાવ્યું. એના ઉપર મીસીસ ડેવિસનું શરનામું કર્યું અને સાથે સાથે એક ચીઠ્ઠી લખી કે આ પાર્સલ કોઇ લેવા આવે ત્યાં સુધી ઓફિસમાં રોયલ ઓકમાં આપવું. પછી છાપડીઆને પાર્સલ વગેરેના પૈસા અને તે બાબતની બધી સુચના આપીને પાછો બપોરના ભોજન વખતે મેનોર ભવન આવી પહોંચ્યો. જમી રહ્યા પછી એણે એડીલાની પાસે જઇને કહ્યું કે "ચાલો જરા આટલા તેટલામાં ફરીએ." એ તો નાજ કહેવાની હતી પણ એની માતાએ ઇશારો કરવાથી એડીલાએ હા કહી અને રેડબર્ન સાથે ફરવા તો ગઇ. પણ એની સાથે એણે મન મુકીને જરાએ વાત કરી નહિ. છતાં પોતે અવિવેકી છે એમ પણ જણાવા દીધું નહિ.

આમને મેનોર ભવન આવે એક મહિનો થઇ ગયો હતો. અત્યાર સુધી તો લેડી બર્ટન, બેરોનેટ અને લેડી રેડબર્નના ધાર્યા પ્રમાણે બધું બરોબર ઉતર્યું હતું. એડીલા રેડબર્ન સાથે રોજ ફરવા જતી હતી; છતાં હવે એની સાથે એડીલા ઘણો ગંભીર ભાવ ધારણ કરતી હતી, અને ન છુટકેજ હા કે ના ભણતી. એનો મનોભાવ રેડબર્નના જાણવામાં સારી રીતે આવી ગયો હતો. એ ફક્ત એની માતાની આજ્ઞાનો અનાદર ન કરવા પુરતુંજ રેડબર્ન તરફ લક્ષ આપતી હતી. બાકી એના પ્રત્યે એની પ્રીતિ જરાએ નહોતી. એ વાત પણ રેડબર્ન સમજી ગયો હતો. એડીલાના સ્વરૂપમાં એ અંજાઇ ગયો હતો તેથી એને પોતાની કરવા એ ઇચ્છતો હતો; પણ એનામાં પ્રેમ જેવી તો લાગણી હતી જ નહિ. એડીલા એની સાથે અતડીને અતડી રહેતી તેથી પ્રેમને બદલે એનામાં વેરની લાગણી વધારે

હતી. એડીલાને એની માતાની આજ્ઞા માનીને એની મરજી વિરૂદ્ધ પણ એની સાથે પરણ્યા વગર છુટકોજ નથી, એ વિચારે એને અધિક આનંદ થતો.

હવે આપણે મીસીસ ડેવિસ તરફ વળીએ. છેલ્લા પંદર દિવસથી રેડબર્ન એની મુલાકાતે નહોતો આવ્યો. આપણે ગત પ્રકરણમાં જોઈ ગયા છીએ કે મીસીસ ડેવિસને ધીમે ધીમે રેડબર્નની લગની લાગવા માંડી હતી. એને તો રેડબર્નનું ફીક્કું મુખ પણ વધારે પસંદ હતું. એનું સુકલકડી જેવું શરીર, એને મન નાજુકતાનો નમુનો લાગતો હતો. એના વાતોડીઆ સ્વભાવમાં એ નીખાલસપણું જોતી હતી. પોતાના પતિનો એને અણગમો થવા લાગ્યો. જીરોલ્ડે એમાં ઉમેરો કર્યો અને મીસીસ ડેવિસને એમ લાગ્યું કે રેડબર્નને એની દયાજનક સ્થિતિની ઉંડી લાગણી થઇ છે. એને તો હવે પોતાના પતિનોજ વાંક વસવા માંડયો. એણે એમ ન વિચાર કર્યો કે એના પાજી અને કંકાસીયા સ્વભાવથીજ એ દારૂની લતે ચઢયો હતો. આજે એ તદ્દન એકલી પડી ગઇ હતી. ડેવિસ ઘરમાં નહોતો એટલે પાછું એનું માકડું મન કેપ્ટન રેડબર્નની ઇચ્છા કરવા લાગ્યું. એની સાથે બે ઘડી તડાકા મારવાની એને પ્રબલ ઇચ્છા થઇ આવી. રેડબર્ને ભેટ મેકલેલો ડ્રેસ એણે સ્વિકારી લીધો હતો. ભપકાદાર પોષાકની તો એ જબરી ઉપાસક હતી. વળી એ ભેટ રેડબર્નના પ્રેમના સ્મરણ સૂચન તરીકેની હતી; એટલે એનો અસ્વિકાર એ શી રીતે કરી શકે? એને તો આ ભેટ મળ્યા પછી એમજ થયું હતું કે "ભલે એડીલા એની સાથે લગ્ન કરે; પણ રેડબર્નનો પ્રેમ સંપાદન કરવામાં તો હુંજ ફાવી શકી છું." એનું મન તરં-

ગોને ચકડોળે ચઢી ગયું હતું. પત્ર લખીને રેડબર્નને પોતાને ઘેર બોલાવવાને એ તલપાપડ થઈ રહી. " કાગળ લખું કે ન લખું ? " એમ એના મનમાં કેટલીએ વાર ગડભાંગ થયાજ કરતી. પંદર દિવસ સુધી એણે એ વિચારને જબરી હિંમતથી રોકી રાખ્યો; પણ પંદરમે દિવસે પાછો એના મનનો વેગ બમણા જોરથી ઉછળ્યો. " બે અઠવાડીઆં પછી તો કેપ્ટન રેડબર્નની રજા પુરી થશે, અને મારાથી એમને છેલ્લાં છેલ્લાં મળાશે યે નહિ " એમ વિચાર થતાં એની લાલસાને એ ન રોકી શકી. એણે એકદમ રેડબર્નને બોલાવવાને પત્ર લખી નાખ્યો. અને પરબીડીઆમાં બીડીને સીલ કરી દીધી. પછી સરાને બોલાવીને કહ્યું: " લે, આ લઈને મેનોર ભવન જા. પણ, તું જાણે ત્યાં કોઈ નોકરને મળવા જાય છે એમ કરીનેજ જજે; અને લાગ જોઈને કેપ્ટન રેડબર્નને આ પત્ર આપી દેજે. " સરા કાગળ લઈને ગઈ અને કોઈ ન જાણે એમ રેડબર્નને પત્ર આપીને પાછી આવી. તેણે પોતાની શેઠાણીને ખબર આપી કે રેડબર્ન આજે રાતે આઠ અને નવના સુમારમાં અહિં આવી પહોંચશે. મીસીસ ડેવિસને પાછો પસ્તાવો થવા લાગ્યો: " અરે મેં કયાં એને કાગળ લખીને બોલાવ્યો. કાગળ ન લખ્યો હોત તો સારૂં થાત. "પરંતુ હવે એ પસ્તાવો નકામો હતો. જેમજેમ દિવસ ચઢવા લાગ્યો તેમતેમ એના મનમાંથી પસ્તાવો કમી થવા લાગ્યો, અને રેડબર્નને મળવાની આશામાં એના હૃદયમાં આનંદના ફુવારા ફુટવા લાગ્યા. આઠેક વાગવાનો સમય થયો તે અરસામાં એ પોતાના શૃંગાર-ગૃહમાં ગઈ, ચોટલો વાળ્યો અને રેડબર્ને ભેટ મોકલેલાં વસ્ત્રો અચ્છી સજાવટથી અંગ ઉપર ધારી લીધાં. પોતે આ વસ્ત્રોમાં કેવી મનોરમ લાગે છે

તે જોવા એણે આયનામાં જોયું અને પોતાની જાતને નખથી શીખ-પર્યંત નીહાળી રહી. એને ખાતરી થઇ કે આ પોષાક એને સારો દીપે છે. તરત એ પાર્લરમાં ગઇ અને ટેબલ ઉપર પોતાને હાથેજ વાઇન, ફ્રુટસ વિગેરે વ્યવસ્થાસર ગોઠવી દીધું. સાડાઆઠનો સુમાર થયો હશે ને રેડબર્ન આવી પહોંચ્યો. પાર્લરમાં રેડબર્ન અને મીસીસ ડેવિસ બેજ જણ હતાં. રેડબર્ને તરતજ મીસીસ ડેવિસના ગૌર હસ્તને ચુંબન કર્યું અને ઉત્સાહમાં આવી જઇને બોલ્યો: "તમારા પત્રથી મને અવર્ણનીય આનંદ થયો." એમ કહીને એના વદન સામું એ જોઇ રહ્યો. એની દૃષ્ટિમાં કીટી સૌન્દર્યની પ્રતિમા જણાવા લાગી; અને હતું પણ તેમજ. રેડબર્ને મોકલેલાં વસ્ત્રો મીસીસ ડેવિસના લાવણ્યને ઓપ આપી રહ્યાં હતાં. રેડબર્નને આજે પોતાનો બેડો પાર પડવાની અણી ઉપર જણાયો.

કીટી:—"મેં તમને કાગળ લખ્યો તેથી મારે માટે હું ધારૂં છું કે તમે ખરાબ અભિપ્રાય બાંધ્યો હશે!"

રેડબર્ન: "ખરાબ અભિપ્રાય? અરે ઉલટું તમારે માટે મને વધારે માન ઉપજ્યું. તમારા જેવી લલિત લલના મારે માટે આટલી બધી કાળજી રાખે, તેને વિષે ખરાબ અભિપ્રાય થઇ શકે ખરો? અત્યારે તો તમે તારાની માફક ઝમઝમી રહ્યાં છો તમારા જેવી કમનીય કાંતિની આવી ઝુંપડીમાં ન શોભે. તમે તો કોઇ રમ્ય રંગભુવનમાં વિલાસની અધિષ્ઠાતા દેવી થવાને લાયક છો."

મીસીસ ડેવિસ કામાતુરપણે અંગ મરોડતી બોલી: "પરંતુ તમને અમારી શી પડી હોય!"

"વાહ, આવું બોલો છો! જો મને તમારે માટે કાંઇ સ્નેહ ન

હોય, તો તમે બોલાવ્યો ને તરતજ હું અહિં આવુંજ શું કામ ?"

" તમારો મારા ઉપર કાંઇ સ્નેહ હોય એવું મન લાગે છે ખરૂં. તમે મારૂં દુઃખ જાણો છો, મારા દુઃખથી દુઃખી થાઓ છો અને તેથી તમે તમારો મિત્રભાવ જણાવો છો. પરંતુ તમારો પ્રેમ તો લેડી એડીલામાંજ વસી રહ્યો છે ને ?"

" હું એની સાથે પરણીશ એટલુંજ; પણ મારો પ્રેમ ત્યાં નથી. કીટી, તારામાંજ મારો સર્વ પ્રેમ સમાયલો છે. અરે જો તું કુંવારી હોત તો તનેજ પરણત."

" એ વાત તો મારા માન્યામાં નથી આવતી. મારા લગ્ન પહેલાં હું કુવારીજ હતી તો ?"

" પણ તે વખતે તારી સાથે મને આટલો બધો પરિચય ન હોતો, અને તું આટલી બધી મનમોહના રમણીએ ન હોતી. આ બે ત્રણ વર્ષમાં તો તારા શરીરનું અજબ પરિવર્તન થઈ ગયું છે."

" ખરૂં કહો છો ?"

" મેં કદી ખોટું કહ્યું છે ? ચાલ આવ, એમ શરમાય છે શું ?" એમ કહીને ફરીથી આ રૂપગર્વિતાના હાથ ઉપર એણે ચુંબન કર્યું અને એના ગાલ ઉપર ચુંબન કરવા જતો હતો; પણ એ એકદમ પાછી હઠી ગઇ, અને ગાલ ઉપર ચુંબન ન કરવા દીધું. એટલે એ જરા ખીજવાઇને બોલ્યો: " કીટી, આમ શું કરે છે ?"

કીટીના મનમાં વળી પસ્તાવાનો કીડો કરડવા લાગ્યો; એટલે એને પોતાના અયોગ્ય વર્તન માટે ફરીથી લાગી આવ્યું; તેથી બોલી " નહિ નહિ, આમ ન કરો."

રેડબર્ન ગુસ્સામાં બોલ્યો: " ત્યારે તેં મને બોલાવ્યો શું કામ ?

તું મારી મશ્કરી કરે છે. તું જેમ નચાવે તેમ મારે નાચવું, અને તારાં આવાં નખરાં તથા ગુમાન મારે જોયા કરવાં. હું અહિં મૂર્ખો બનવા નથી આવ્યો, સમજી?" "હું તમારી મશ્કરીએ કરતી નથી અને તમને મૂર્ખા બનાવવાએ માગતી નથી. મારાથી એમ બની શકેજ નહિ. પણ મેં જે પગલું ભર્યું છે તેનો મને પસ્તાવો થાય છે. મને લાગે છે હું અયોગ્ય અને ડહાપણ વગરનું કાર્ય કરી રહી છું."

"કીટી, આવી છોકરવાદી શું કરે છે? ચાલ સમજી જા અને એવો ખોટો ધખારો તારા મનમાંથી કાઢી નાખ."

"જીરોલ્ડ, જીરોલ્ડ, તમે મારી પાયમાલી કરી નાખશો. તમે મને સંકટમાં લાવી મુકશો. હું શું કરૂં? હું દયાને પાત્ર છું, તમારે વશ છું. આ રહી હું, તમારે જેમ કરવું હોય તેમ કરો. પણ મારી વાત નહિ સાંભળો?" રેડવર્ને કીટીને ગળે હાથ નાખ્યો. એને પોતાની પાસે ખેંચી લીધી. પોતાના હાથ ઉપર એને આડી પાડી નાખી અને એના ગોરા ગુલાબી ગાલ ઉપર મધુરૂં ચુંબન કરી લીધું અને તેની સાથે પૂર્ણ વિકારવશ થઈને મદનથી વિવશ અને વિહ્વલ થયેલી બાળાને દૃઢ આલિંગન કરી દીધું. તે ફરીથી ચુંબન કરતાં બોલ્યો: "કીટી, મધુરી મેના, અત્યારે તું બહુજ મધુર લાગે છે." આ બન્ને મદનના કુસુમ બાણથી પુરેપુરાં વિંધાઈ ગયાં હતાં. એમનું આમ ચુંબન અને પરિશીલન ચાલી રહ્યું હતું. તેજ પળે બારણું ઉઘડયું અને સરા રૂમમાં આવી પહોંચી. કપ્તાન રેડબર્નના આલિંગનમાંથી એકદમ એના હાથ તરછોડીને કીટી છુટી થઈ ગઈ અને એનાથી મોટી ચીસ પડાઈ ગઈ. રેડબર્ન

પણ સજ્જડ થઇ ગયો અને થોડી મિનિટ તો શું કરવું તેની પણ એને સુઝ ન પડી. સરા જાણે કાંઇ બન્યુંજ ન હોય એમ પૂર્ણ શાંતિ રાખીને મીસીસ ડેવિસને પૂછવા લાગી “ આઈ, વાળુને માટે ઉપર લાવું ?” જીરોલ્ડ સરાને બાજુએ લઇ ગયો અને એના હાથમાં પાંચ ગીની સેરવી દઇને એના કાનમાં કહ્યું: “સરા, તું સમજુ છે, વિશ્વાસુ છે, અને અમને તારામાં વિશ્વાસ છે. ડેવિસ અદેખો આગ જેવો છે. એ જાણશે તો ધાંધલ થશે; માટે જરા સંભાળજે. ”

જીરોલ્ડ સરાને આમ સમજાવી રહ્યો હતો, તે અરસામાં મીસીસ ડેવિસ એ રૂમમાંથી ચાલી ગઇ. અત્યારે એ અડધી ગાંડા જેવી ભ્રમિત થઇ ગઈ હતી. એ પોતાના શયનખંડમાં ચાલી ગઇ. જીરોલ્ડને પણ એમ થયું કે અહિંથી ચાલ્યો જાઉં; પણ વળી વિચાર આવ્યો કે કીટી જરા શાંત થશે એટલે પાછી આવશે. તેથી એની રાહ જોઇને એ કેટલીકવાર પાર્લરમાં બેસી રહ્યો. એટલામાં ઉપર ચેમ્બરનું બારણું ખખડયું એટલે રેડમને જાણ્યું કે કીટી આવે છે. પણ એટલામાં કીટીએ સરાને ધ્રુજતે અવાજે એકદમ બુમ પાડી. એટલે સરા પોતાની બાઈ પાસે ગઈ અને તરતજ પાછી નીચે પાર્લરમાં આવી પહોંચી

“ કેમ સરા, તારી બાઇ નીચે આવે છે ને ?” જીરોલ્ડે પૂછયું.

સરાએ કહ્યું; “ નહિ જી. એમણે કહાવ્યું કે આપ હવે અહિંથી સીધાવી જાવ. ”

જીરોલ્ડને આ સાંભળીને ગુસ્સો ચઢી ગયો; પણ કરે શું ? એ બબડયો: “ મેં પણ કેવી મૂર્ખાઇ કરી, બધી મહેનત બરબાદ ગઈ અને હવે મોઢું વિકાસીને પાછા જવાનો વખત આવ્યો. ” આટલું

બોલીને હોઠ ચઢાવીને એ ચાલ્યો ગયો. " કીટી મારા પ્યારમાં પડી છે એ વાત તો ચોક્કસ છે. એ મને પાછો ફરીથી બોલાવશે જ. પણ હવે તો હું આવવાનોજ નથી. આટલી બધી જહેમતને અંતે પરિણામ કશુંયે નહિ. કેટલું માન માગનારી? કોઇપણ આ હકિકત જાણે તો ઉલટું બનવા જેવું થયું. મને હસી કાઢે અને મારે નીચું જોવું પડે તે જુદું. અત્યાર સુધી કીટીએ મને ટટળાવ્યા કર્યો એટલે હવે હું એના જરાએ દરકાર કરવાનો નથી. એ તો એજ દાવની. એના તરફ બેદરકારી બતાવવી એજ એને શિક્ષા." આવા વિચારમાં એ વહેવા લાગ્યો.

## પ્રકરણ ૩૦ મું.

### ચીણગારીમાંથી ભડકો.

બીજે દિવસે રેડબર્ન કુટુંબ, પોતાનાં સ્ત્રી મેમાનોને લઇને નાસ્તા માટે બેઠું હતું, એટલામાં નોકરે આવીને બેરોનેટના મોઢા આગળ ટપાલના કાગળો અને ન્યુસ પેપરનો થોકડો મુકયો. બેરોનેટે કાગળ ઉપરના સરનામાના અક્ષરો જોવા માંડયા અને કાંઇ ખાસ અગત્યના કાગળો નહિ જણાવાથી નાસ્તા પછી વાંચવાનો વિચાર રાખીને બાજુએ મુકયા. પછી લંડનનું એક ન્યુસ પેપર ઉઘાડીને જાણે એમાં કાંઇ ખાસ વાંચવા જેવું નથી એમ કહીને એણે ઉપલક ઉપલક એમાં નજર ફેરવવા માંડી; એટલામાં એની નજર એક ફકરા ઉપર પડી અને નજર પડતાં જ એના મુખમાંથી " હે ! " એવો ઉદગાર નીકળી પડયો. તેથી લેડી રેડબર્ને પુછયું: " કેમ કાંઇ ખાસ

જાણવા જેવું છે ? "

બેરોનેટે અચકાતાં અચકાતાં જવાબ આપ્યો " ના, કાંઇ અગત્યનું નથી. રાજકીય બાબત ઉપર કાંઇક છે પણ તમારે જાણવા જેવું કાંઇ નથી. "

લેડી રેડબર્નઃ " બધે સલ્લાહ શાંતિ છે ને ? કાંઈ હુલ્લડ જેવું તો નથી ને ?"

આન્ટજેનઃ " આપણા જીરોલ્ડ જેવા બહાદુર અને શૂરવિર યોદ્ધાઓ જ્યાં પડયા છે, ત્યાં સલ્લાહ શાંતિ વિના બીજું શું હોઇ શકે ? "

કેપ્ટન રેડબર્નઃ " મહેરબાની કરીને તમારી એ ટીકા તમારી પાસેજ રહેવા દો. " રેડબર્નને લાગ્યું કે આન્ટજેન એને એડીલા અને કાઉન્ટેસ સમક્ષ હલકો પડવા આવું વ્યંગમાં બોલે છે; તેથી એણે ઉપલું વચન સંભળાવ્યું. એટલામાં નોકરે આવીને મી. આર્ડન આવ્યાની વરધી આપી અને મી. આર્ડન આવ્યો. એના મુખ ઉપરથી જણાઇ આવતું હતું કે ગામમાં કાંઈ નવો બનાવ બન્યો છે અને તે કહેવા માટે એ અહિં આવ્યો હશે. આર્ડન આવ્યો એટલે બેરોનેટે ન્યુસપેપર વાંચવું પડતું મુકયું અને તે પોતાના હાથમાં રહેવા દઈને બોલ્યોઃ "આવો મી. આર્ડન, બીરાજો. કેમ કાંઇ નવા જુની ? "

આર્ડનઃ " આજે તો આખું ઓકલે ખળભળી ઉઠયું છે. હું ધારતોજ હતો કે એકાદ દિવસ આવો પ્રસંગ આવીને ઉભો રહેશે."

બેરોનેટઃ " પણ શું થયું ?" મી. આર્ડનઃ " થાય શું ? તમાસ એલીફે ગઇ રાતે એની સ્ત્રીને ઘર બહાર કાઢી મુકી. "

જીરોલ્ડ અત્યારે નાસ્તો કરવામાં રોકાયો હતો. આ સાંભળીને એના હાથમાંથી છરી કાંટો પડી ગયાં. એ વાત કોઈના લક્ષમાં ન આવી; પણ ચકોર આંખવાળી આન્ટજેને એ જોયું. તેથી જીરોલ્ડ સામું એ ટીકી ટીકીને જોવા લાગી.

બેરોનેટઃ "ઘર બહાર કાઢી મુકી ? કાંઇ કારણ?" લેડી રેડબર્ન ચોકોલેટનો ઘુટડો ભરતાં બોલી " કેવું ઘાતકીપણું. રાતે વરસાદ નહોતો એટલું ઠીક હતું. પણ ઝાકળ તો હશેજ ને. બિચારી ઠંડીમાં અકડાઈ ગઈ હશે. એથી તો શરદી થઇ જાય અને અંગ પણ રહી જાય. "

મી. આર્ડનઃ " ઘર બહાર કાઢી મુકી એટલે કાંઇ એ બહારની બહાર પડી નહોતી રહી. એ તો સીધી એના બાપને ઘેર ચાલી ગઈ. "

બેરોનેટઃ " પણ એમ કરવાનું કારણ શું ? હમણાં હમણાં ડેવિસ પીઠામાં રોજ જાય છે. બેટસના સંબંધમાં મારે ત્યાં જવાનું થયું હતું, ત્યારે એણે કબુલ પણ કર્યું હતું.

આર્ડનઃ " જેલીફે એને કેમ કાઢી મુકી હશે એનું કારણ તો હજુ કાંઈ જણાયું નથી. હું ધારતો હતો કે કાઉન્સીલ આ બાબતમાં મને સલાહને માટે બોલાવશે; પણ હજુ સુધી મને કાંઇ બોલાવ્યો નથી. " બેરોનેટ હાથમાંનું ન્યુસપેપર ટેબલપર મુકીને બોલ્યો "આ એક સાધારણ વાત બની. " ટેબલ ઉપર ન્યુસપેપર મુક્યું એટલે આન્ટજેને તરત ઉપાડી લીધું; પણ બેરોનેટે તે પાછું લઇ લેવા હાથ લંબાવીને કહ્યું: " બેન, મારે હજુ એ વાંચવું છે. મને હમણાં પાછું આપી દે. "

આન્ટજેન: "મને વાંચતાં કાંઇ બહુ વાર લાગતી નથી. હમણાં વાંચીને આપી દઉં છું. તમે મી. આર્ડન સાથે આ વાત કરી રહેશો એટલામાં હું વાંચી રહીશ."

બેરોનેટે હાથમાંથી પેપર ટેબલ ઉપર મુકી દીધું તેને માટે એને પસ્તાવો થયો અને ફરી બોલ્યો: "પણ હજુ હું વાંચી નથી રહ્યો ને." આન્ટજેને પોતાના ભાઇના બોલવા ઉપર કશુંયે લક્ષ ન આપ્યું અને શાંત ચિત્તે પેપર વાંચવા લાગી. બેરોનેટને આથી મનમાં કાંઇ કાંઈ થઈ ગયું પણ મનની અસ્થિરતા ન જણાઇ આવે માટે પાછી આર્ડન સાથે એણે વાત કરવા માંડી: "પણ એને કાઢી મુકી તેના સંબંધમાં ગામમાં કાંઇ વાત ઉડી હશેને ?"

આર્ડન "ખાસ જેવું કાંઇ સાંભળ્યું નથી. કદાચ એ બાઇના સ્વભાવને લીધે કે એના ઉડાઉપણાને લીધે એમ કર્યું હોય. મીસીસ ડેવિસનું કાંઇ ભારે ગેરવર્તન થયું હોવું જોઇએ. ત્યાર વગર ડેવિસ આટલે દરજ્જે ન જાય. ગમે તે હોય, પણ કોલીસીન્થ આ વાતને દાબી દેવા માગે છે." વળી બારણું ઉઘાડયું અને નોકરે આવીને બેરોનેટના હાથમાં કાગળ મુકયો. અક્ષર જોઇને તરતજ બેરોનેટે કહ્યું કે "આ ડેવિસનો કાગળ છે. જે હશે તે હવે માલમ પડશે." આ બધો સમય કેપ્ટન રેડબર્નના મનમાં શું શું થઈ જતું હતું, તેનું વર્ણન કરવા કરતાં અમે વાંચનારનેજ તેનું અનુમાન કરવાનું સોંપીએ છીએ. એને સ્વાભાવિક રીતેજ ખ્યાલ આવી ગયો કે કીટી સાથેના પોતાના આડા વહેવારને લીધેજ એના પતિએ એને કાઢી મુકી હશે. એને એમ પણ લાગ્યું કે મરાએ બધી વાતનો સ્ફોટ કરી દીધો હશે. આ વાત જો ઉઘાડી પડી જશે તો એના માતા

પિતા એને શું કહેશે, તેની એને કશી દરકાર નહોતી. પણ એ હકિકતથી લેડી એડીલા સાથે પોતાનું લગ્ન થતું અટકી પડે એટલીજ ચિંતા એને થયા કરતી હતી. એના મનની અસ્થિરતા અને એને થતું અસુખ ત્યાં બેઠેલાંમાંથી કોઇના જાણવામાં ન આવી જાય, તેટલા માટે જાણે પોતાને એ બાબતમાં કશુંજ લાગતું વળગતું નથી એવો ડોળ કરીને એ અચ્છી રીતે નાસ્તો ચપાટવા મંડી પડયો. બેરાનેટ ડેવિસનો પત્ર વાંચતો હતો, તે વખતે એની મુખમુદ્રા ઉપર શા શા ફેરફાર થાય છે, એ રેડમંડ આતુરતાથી જોઇ રહ્યો હતો. બેરાનેટ કાગળમાં પોતાની દૃષ્ટિ ફેરવી આશ્ચર્ય દર્શાવતાં બોલ્યો " ડેવિસે મારી નોકરી છોડી દીધી. આમ એકાએક એને નોકરી છોડવાનું શું કારણ મળ્યું હશે ? એની આ વર્તણુક તો ઘણી ગેરવ્યાજબી ગણાય. કેટલેક અંશે એ કૃતઘ્ન પણ કહેવાય. "

આન્ટજેને કાંઇક દ્વેષ ભરી દૃષ્ટિથી જીરોલ્ડ સામું જોયું; એટલે એ પણ જરા ગભરાયો. તેથી પોતાની ગભરામણને છુપાવવા મોડે રૂમાલ દાબીને ખાં ખાં કરવા મંડી પડયો.

આન્ટજેન:—" એમાં શું લખ્યું છે, તે મોટેથી વાંચોને." આન્ટજેને બેરાનેટને કહ્યું. બેરાનેટ:—" સાંભળો, ડેવિસ આમ લખે છેઃ—"

" સાહેબ, કેટલાંક કારણોને લઇને આપની નોકરી મારે એકદમ છોડી દેવાની જરૂર પડી છે. મારે જરૂરનું કામ હોવાથી હું તાબડતોબ મીડલેટન જાઉં છું. ત્યાં હું કેટલાક દિવસ રહેવાનો છું. મારી જગ્યાએ આવનારને અગવડ ન વેઠવી પડે, માટે મને સોંપેલા મકાનમાંથી આજને આજ હું મારો

સરસામાન ખસેડી લઉં છું.

લી. આપનો આજ્ઞાંકિત નમ્ર સેવક પીટર ડેવિસ. "

લેડી રેડબર્ન: "એનો બધો હિસાબ તો બરોબર છેને? આમ એકાએક નોકરી છોડી દેવાથી મને તો એમ લાગે છે કે કદાચ એણે કાંઈ ગોટાળો કર્યો હોય."

બેરોનેટ: "ના, તેવું તો કાંઇ નથી. થોડા દિવસ ઉપરજ મેં એનો હિસાબ તપાસી જોયો હતો અને તે બધો બરોબર હતો. નોકરી છોડવાનુ એને કાંઇ બીજુંજ કારણ હોવું જોઇએ."

આન્ટજેન વળી રેડબર્ન સામું જોઇને બોલી:—"થોડા વખતમાં એ કારણ માલમ પડી આવશે. વારૂ પણ આ પેપરમાં રાજકીય બાબત ઉપર તો કશું કાંઈ ખાસ જણાતું નથી. ખાસ જાણવા જેવી વાત તો પેલા મરણના સમાચાર—" આન્ટજેન પુરૂં બોલી રહે એટલામાં બેરોનેટ વચ્ચેજ બોલી ઉઠયો. "બહેન, બહેન, એવી મરણની વાત ન કરશો. એ દીલગીરીભર્યો વિષય છે."

આન્ટજેન:—"મી. આર્ડનને પુછશો તો એ તમને કહેશે કે આપણા જીવનની ક્ષણિકતાને માટે તો આપણે હમેશાં વિચાર કરવો જોઇએ. બિચારો ફર્ડિનંડ સ્ટેન્સફીલ્ડ એકાએક એના હૃદયને આઘાત થવાથી ગુજરી ગયો; પણ એવા માણસોનું એથી બીજું શું પરિણામ આવવાનું હતું? હવે તો જાગીરો અને પદવીનો વારસ રેજીનોલ્ડ હર્બર્ટ જ તો."

આન્ટજેનના મોઢામાંથી આ શબ્દો નીકળતાંજ રેડબર્ને લેડી એડીલા કલાઇવના સામું જોયું, તો એના મનમાં જબરી ભાંજગડ ચાલી રહી હોય એમ એને જણાયું. એના ગાલ ઉપર શેરડા પડી

ગયા હતા. એ ધ્રુજવા લાગી અને એનો ગભરાટ ન શમવાથી એની આંખોમાં આંસુ આવી ગયાં, તેને એ ન ખાળી શકી. એડીલાના હૃદયમાં આન્ટજેનના શબ્દોથી નવી આશાના અંકુર ફુટયા હતા. એકદમ નિરાશ થયેલા માણસને પોતાની આશા સફળ થતી લાગે તે વખતે એના હૃદયમાં જેવો આવેશ થઇ આવે છે તેવો આવેશ અત્યારે લેડી એડીલાને થઈ આવ્યો હતો. અને તેથી એની આંખમાં એ આવેશનાં આંસુ આવી ગયાં હતાં. રેજીનોલ્ડ હર્બર્ટના પ્રેમની એ પ્યાસી હતી. એની સાથે સ્નેહ-લગ્નથી વરવાની એને પુરેપુરી ઇચ્છા હતી; પણ એની આશા સુતરને તાંતણે વિંટાયલી હતી. રેજીનોલ્ડ અત્યાર સુધી જર, જાગીર કે પદવિ વગરનો હતો. પરંતુ હવે એ ત્રણે એને ભેટી પડેલાં છે, એ જાણી એના આશાના તાંતણા એક બીજા સાથે સંઘટિત થઇ ગયા હતા અને "મારી આશા ફળશે ખરી" એ વિચારે એ ગદ્ગદિત થઈ ગઇ હતી; અને તેથંજ આંસુભીની થઇ હતી. કાઉન્ટેસે પોતાની પુત્રીની સ્થિતિ જોઈ, પણ કાંઇ બોલી નહિ. બેરોનેટ અને લેડી રેડબર્ન એક બીજા સામું બેચેનીથી જોઈ રહ્યાં. મી. આર્ડન વસ્તુસ્થિતિ કળી ગયો હતો; એટલે ત્યાં બેઠેલાં બધાં તરફ એણે જોવા માંડયું. આન્ટજેનને તો આ પ્રસંગથી કાંઇક આનંદ થયો અને એ તો જાણે કાંઇ બન્યુંજ ન હોય તેમ ઠંડે પેટે પેપર વાંચવા લાગી. એકાદ મીનીટ તો આખા હોલમાં પૂર્ણ શાંતિ વ્યાપી ગઇ કોઈ કાંઇ બોલે કે ચાલે. એટલામાં લેડી એડીલા આ બધાં વચ્ચે પોતાના મનની સ્થિતિ ન છુપાવી શકવાથી, બધાં વચ્ચેથી ઉઠીને ચાલી ગઇ. કાઉન્ટેસ ઓફ આર્ડનને શું કરવું તે થોડીવાર તો ન સુઝયું; પણ પોતા-

ની પુત્રી ત્યાંથી ઉઠીને એકદમ ચાલી ગઇ તેનું કાંઇ બંધ બેસતું કારણ તો આપવું જોઇએ, એમ ધારીને "મને લાગે છે કે એડી-લાની તબિઅત બગડી આવી હશે." એમ બોલતી એ પણ એડીલાની પાછળ ચાલી ગઈ.

હવે આન્ટજેન ન્યુસ પેપરમાંથી પોતાનું મોઢું બહાર કાઢીને બોલી:-"જીરોલ્ડ, તેં કાંઇ લેડી એડીલાને ખોટું લાગે એવું કહ્યું કે શું! તું કેટલીક વખતે ખોટું લાગી જાય એવું બોલી નાખે છે."

કેપ્ટન રેડબર્ને આન્ટજેનને કાંઇ જવાબ આપ્યો નહિ. એ પોતાની જગ્યાએથી ઉઠી ગયો અને બારીએ જઇને બહાર જોવા લાગ્યો. લેડી એડીલા રેજીનોલ્ડના પ્રેમમાં છે એની એને પુરી ખાતરી થઈ. હવે એને રેજીનોલ્ડ નામ ઉપર વધારે તિરસ્કાર આવવા લાગ્યો. બેરોનેટે પોતાની પત્નિને કહ્યું: "જાને, જરા લેડી એડીલાની તબીઅત કેવી છે તે તો જોઈ આવો."

લેડી રેડબર્ન—"મારે જવાની જરૂર નથી. કાઉન્ટેસ બધું સંભાળી લેશે."

જીરોલ્ડ બારીએ ઉભો હતો ત્યાંથી રૂમની બહાર ચાલ્યો ગયો અને સીગાર સળગાવતો પોતાના કુતરાઓને લઇને ઘરની બહાર નીકળી પડયો. કીટીને કેમ કાઢી મુકી, તેની તપાસ કાઢવાને ગામ તરફ વળ્યો. બેલીફના ઘર આગળ ગાડી ઉભેલી હતી અને બે ત્રણ માણસો ઘરમાંથી સરસામાન બહાર કાઢતા હતા. સરાએ બધી વાત કહી દીધી હશે કે ડેવિસને પરબારી ખબર પડી ગઇ હશે, એની તપાસ કરવાને એ તરફ જવાનો એનો વિચાર થયો. પણ જો સરાએજ બધી વાત ડેવિસને કહી દીધી હશે, તો એ કાંઇ

મોઢા મોઢ માનવાની નથી; માટે ત્યાં જવાથી કાંઇ લાભ નથી એમ કરીને વિચાર માંડી વાળ્યો અને બહારો બહાર રોયલ ઓકમાં ગયો. બ્રાંડી અને સોડા વૉટરનો ઓર્ડર આપ્યો અને બુશલે ઓર્ડર પ્રમાણે બન્ને વાંનાં રજુ કર્યાં. ત્યાર પછી રેડબર્ને ધીમે ધીમે બુશલને વાતે ચઢાવીને ડેવિસ અને એની સ્ત્રી વિષે કેટલાક સવાલ કર્યા; પણ બુશલ મી. આર્ડન કરતાં કાંઇ વધારે જાણતો હોય એમ જણાયું નહિ. એણે એટલી ખબર આપી કે મીસીસ ડેવિસ કે એની મા કે બેન કોઇ સવારનું બપોર થવા આવ્યા છતાં ઘરની બહાર નીકળેલું જોવામાં આવ્યું નથી. ડૉ. કોલીસીન્થ બહાર જણાયો હતો; પણ એ ઘણો ગંભીર હોય એમ દેખાતો હતો. કોઇની સાથે વાત નહોતો કરતો અને એના મન ઉપરે કાંઈ દુઃખભાર હોય એમ જણાતું હતું. આટલી હકિકત મેળવીને જીરોલ્ડ પાછો મેનોર ભવન આવી પહોંચ્યો. જે વખતે એ ઘરમાં પેઠો તે વખતે લેડી રેડબર્ન નીચે આવી અને એને પાર્લરમાં બોલાવ્યો. પછી કહ્યું: "જીરોલ્ડ, તું શાનો વિચાર કરે છે તે હું જાણું છું. પણ તારે નાખુશ થવા જેવું કશું નથી. કાઉન્ટેસને ને મારે વાતચીત થઈ ગઈ છે. ફક્ત એકજ બાબત કાઉન્ટેસના મનમાં ખુંચી રહી છે. અને તે બાબતનો જો તું સંતોષકારક ખુલાસો આપીશ તો બધું બરાબર ઉતરશે."

રેડબર્ન એ બાબત સમજી ગયો હતો છતાં ન જાણતો હોય તેમ એણે પૂછ્યું: "વળી શાનો ખુલાસો માગે છે?"

લેડી રેડબર્ન:—"મને તો તારા બોલવા ઉપરથીજ ખાતરી થઇ ગઇ છે કે કાઉન્ટેસને ખોટો વહેમ ભરાઇ ગયો છે. મેં તો

એને ખાતરીપૂર્વક કહ્યું હતું કે તમારો વહેમ ખોટો છે. આ બધાં પેલી ડેશીલી આન્ટ જેનનાં વાનાં છે. એ ન બોલી ઉઠી હોત તો આમાંનું કાંઇ નહોતું." હજુ જાણે જીરોલ્ડને સમજ ન પડી હોય તેમ એ બોલ્યોઃ-"શી બાબતની વાત કરો છો?"

લેડી રેડબર્નઃ—"હા, જો, હું તને કહેવાનું ભુલી ગઇ ખરૂં? કાઉન્ટેસના મનમાં એવો વહેમ ભરાયો છે કે ડેવિસના આવા પ્રસંગનું કારણ કદાચ તું જાણતો હોય."

"મારે ને એ લોકોને શું સંબંધ છે તે હું જાણું?"

"બરોબર છે. કાઉન્ટેસને હું તેજ કહેતી હતી; પણ નાસ્તા વખતે આન્ટજેને જે અર્થસૂચક દૃષ્ટિ તારા સામે કરી, તે ઉપરથી કાંઈ વહેમ જાય."

"આન્ટજેનને હુ ધિક્કારૂં છું."

લેડી રેડબર્નઃ—"આવું ધાંધળ જો એ ચાલુ રાખશે તો મારા મનથીએ એ ઉતરી જશે. એ જો ડહાપણ ડોળીને વચ્ચે ન બોલી હોત તો ફર્ડીનંડના મરણની એડીલાને ખબર ન પડત. તારા પિતાજી એને વાત કરવાના નહોતા અને એ પેપર વાંચતી નથી એટલે બધું દબાયલુંજ રહેત."

"પણ તું તો, મેં તને પૂછ્યું ત્યારે એમ કહેતી હતી કે રેજીનોલ્ડ સાથે એડીલાને કાંઇ સંબંધ નથી. મને તો ક્યારની ખબર પડી ગઇ હતી કે એનો ભાવ રેજીનોલ્ડ તરફજ છે. આન્ટજેને જે વખતે ફર્ડીનંડના મરી ગયાની વાત કરી, તે વખતે એડીલાની તરફ તેં જોયું હોત તો તને જણાત કે એણે કેવું મોઢું ફેરવી નાખ્યું હતું."

"અરે તારે એની કાંઈ કાળજી કરવી નહિ. કાઉન્ટેસે મને ખાતરી આપી છે કે આપણે જે ગોઠવણ કરી છે તે કાયમજ છે. હું હમણાં કાઉન્ટેસ પાસે જઈને કહું છું કે મારે ને જીરોલ્ડને એ બાબત ઉપર ઘણો વખત વાત થઇ છે અને જીરોલ્ડે પ્રતિજ્ઞા લઇને કહ્યું કે ડેવિસ કુટુંબ સાથે એને કાંઇ લેવાદેવા નથી."

"અલબત એમજ કહેજે; પણ મને તો એમ થાય છે કે હવે હું લેડી એડીલાને મારૂં હૃદય જણાવું."

"અરે એ બધું તું મારે માથે નાખને. હું કાઉન્ટેસ સાથે વાત કરી લઇશ." માતાની સાથે આટલી વાતચીત થયા પછી જીરોલ્ડ ઘોડા ઉપર બેસીને ફરવા ચાલ્યો ગયો. બાપ નકામા ડેવિસ સંબંધી સવાલો પુછીને નાહક હેરાન કરશે એમ ધારીને ભોજનનો વખત થયો તે પહેલાં એણે ઘરમાં પગજ ન મુકયો. જે વખતે ભોજનની વરધી આવી તે વખતે એ ઘરમાં આવી પહોંચ્યો. એ આવ્યો ત્યારે લેડી એડીલા કાઉન્ટેસ અને લેડી રેડબર્ન વચ્ચે બેઠી હતી. એ ઘણી ચિંતાતુર જણાતી હતી. એની માતાએ એને રેડબર્ન સાથે સ્નેહ જોડવાનું કહ્યું હતું; એટલે એની સ્થિતિ અત્યારે ઘણી કફોડી હતી. આવી સ્થિતિમાં ભોજન સમય વીતી ગયો. રાતે એડીલાની માતાએ એને પિયાનો ઉપર બેસવા ઘણુંએ કહ્યું; પણ આજે એણે માતાની આજ્ઞાનો અનાદર કર્યો એટલે એની રાત પણ વસમી વીતી.

બીજે દિવસે સવારે નાસ્તા વખતે પાછાં બધાં એકઠાં થયાં. એડીલાનું વદન આજે અત્યારે પણ મ્લાનજ હતું. એની માતાએ એને પ્રસન્ન રહેવા માટે એના સામે ઘણીએ આંખો કાઢી, સાનમાં

સમજાવી, છતાં એ પ્રસન્ન દેખાવ ન ધારણ કરી શકી.

બધાં નાસ્તાને ન્યાય આપવા ભાણા ઉપર બેઠાં હતાં એટલામાં નોકરે આવીને બેરોનેટના હાથમાં આજે આવેલી ટપાલ આપી. એમાંનો એક કાગળ જીરોલ્ડના શરનામાંનો હતો; એટલે તે વાંચીને એ બોલ્યો: " જીરોલ્ડ, તારો એક કાગળ છે. એના ઉપર મીડલેટનની છાપ છે. શરનામા ઉપરના અક્ષર ફ્લીસવેલ એટર્નીના લાગે છે. એણે કેમ તને કાગળ લખ્યો હશે ? "

જીરોલ્ડ: " લાવોની એ કાગળ મારી પાસે. વાંચીશ એટલે તરત કારણ જણાશે. " બેરોનેટે જીરોલ્ડને કાગળ આપવાને માટે પાસે આન્ટજેન બેઠી હતી તેના હાથમાં આપ્યો; એટલે આન્ટજેને કહ્યું: " જીરોલ્ડ, હું વાંચું કે તારો કાગળ. " જીરોલ્ડના મનમાં પુરેપુરી ખાતરી હતી કે એ કાગળમાં પોતાના વિરૂદ્ધ જાય એવું કશું એ નહિ હશે. તેથી આન્ટજેન એની ધારણામાં નિરાશ થશે અને પોતે ઘણો નિખાલસ છે એવી છાપ એડીલા અને એની માતા ઉપર પાડવાની આ સારી તક છે, એમ ધારીને એ બોલ્યો: " હા, લ્યો, ખોલો અને બેલાશક મોટેથી વાંચો. મને કશો વાંધો નથી. મારે કોઇનાથી કશુંયે છાનું રાખવાનું નથી. " આન્ટજેને કહ્યું. " ઠીક ત્યારે. " એમ કહીને એણે કાગળ ફોડયો અને જાણે કોઇની આમંત્રણ પત્રિકા વાંચતી હોય તેવી શાંતિથી એ નીચે પ્રમાણે બધા સાંભળે તેમ વાંચવા લાગી:–

" નં. ૭, હાઇ સ્ટ્રીટ મીડલેટન.
૧૪ મી જુન ૧૮૩૫.

કેપ્ટન રેડબર્ન, ડેવિસ વિરૂદ્ધ તમે,

સાહેબ,

મારા અસીલ પીટર ડેવિસની સૂચનાથી જણાવું છું કે મારા મજકુર અસીલની પત્ની કેથેરાઈન ડેવિસ સાથે તમોએ આડો વહે-વાર ચલાવેલો છે; તેથી તે બાબતમાં તમારા ઉપર નુકશાનીનો દાવો લાવવા આખો કેસ મારા મજકુર અસીલે મારા હાથમાં સોંપેલો છે. માટે તમારા તરફથી કોર્ટનું પ્રોસેસ વિગેરે લેવાને માટે તમારા જે સોલીસીટર હોય તેનું નામ મહેરબાની કરીને લખી મોકલશો.

લી. સેવક

ફ્રાન્સીસ ફ્લીસવેલ."

આ કાગળ વંચાયો તે દરમ્યાન કોઇ એક શબ્દ પણ બોલ્યું નહિ. જીરોલ્ડનું મગજ તો આથી બહેર મારી ગયું. બેરોનેટ અને લેડી રેડબર્નનાં મોઢાં પહોળાં થઇ ગયાં. કાઉન્ટેસ ઓફ બર્ટન ગંભીર બની ગઈ. લેડી એડીલાનું તો આ કાગળ તરફ ધ્યાનજ નહોતું; એટલે એમાં લખેલું એણે બરાબર સાંભળ્યું નહોતું. કાગળ વંચાઈ રહ્યો કે તરતજ કાઉન્ટેસ ઉઠી અને પોતાની પુત્રીનો હાથ ઝાલીને એને ઉઠાડતાં કહેવા લાગી: "ચાલ એડીલા, અહિં એક ઘડી પણ આપણે રહેવું નથી આપણે અહિંથી ચાલ્યા જવાની તૈયારી કરીએ."

આર્ચિબોલ્ડ રેડબર્નનો મીજાસ ગયો હતો. એમણે આન્ટ જેનના હાથમાંથી કાગળ ઝુંટાવી લીધો અને ક્રોધથી બોલ્યા: "આ તારાંજ મૂળ વઢાયાં છે."

આન્ટજેનઃ "મને એણે વાંચવાનુ કહ્યું એટલે મેં વાંચ્યો. એમાં મારો શો વાંક ?" લેડી રેડબર્નનું ભેજું ઠેકાણે આવ્યું એ-ટલે એને એમ થયું કે લાવ કાઉન્ટેસ ઓફ બર્ટનને જતી રોકું.

વળી એમ થયું કે છોકરોજ એવો છે, લાવ એને જરા બાંડું. વળી આન્ટ જેન ઉમર ચીઢાઇ અને એની આંખો ફોડી નાખવા તૈયાર થઇ. વળી પાછી પોતાના પતિ ઉપર ખીજવાઇ. એમણે તે શું કરવા એમની બેનના હાથમાં કાગળ મુકયો. આ બધા વિચાર તો કર્યા પણ એમાંથી કયા વિચારને અમલમાં મુકવો તે એને સુઝયું નહિ; એટલે એણે વાયુ લાવવાનો વિચાર કર્યો અને તેવુંજ એને વાયુ આવ્યું. બેરોનેટ ગભરાઇ ગયા. આન્ટજેન તો એની જગ્યાએથી ઉઠીજં નહિ. એટલે બેરોનેટે લેડી રેડબર્નની સારવાર કરવા બીજી દાસીઓને બોલાવી. આ ગભરાટનો લાભ લઇને જીરોલ્ડ રૂમમાંથી છાનોમાનો ચાલ્યો ગયો અને ટોપી ચઢાવીને મકાન બહાર નીકળ્યો. થોડેક છેટે જ્યાં વૃક્ષોની ઘટા હતી ત્યાં જઇને બેઠો. બનેલા મામલાનો વિચાર કરવા લાગ્યો. અડધા કલાકમાં કાઉન્ટેસ ઓફ બર્ટનની ગાડી મેનોર ભવનના દરવાજા આગળ આવીને ઉભી રહી. લેડી એડીલા અને કાઉન્ટેસ ઓફ બટનને મુકવા એના પિતા ગાડી સુધી આવ્યા હતા. બન્ને મા દીકરી અને એમની દાસીઓ ગાડીમાં બેઠાં અને ગાડી ચાલી ગઈ. જીરોલ્ડ આ બધો પ્રકાર જોઇ રહ્યો અને મનમાંજ બબડયો:-

" એડીલા મારા હાથમાંથી ગઇ. " રેડબર્નને પોતાની જીંદગી કોઇ વખત પણ અકારી લાગી હોય તો તે આ વખતેજ. અત્યારે એ પોતાની જાતને ખરો કમનસીબ માનતો હતો.

---

# પ્રકરણ ૩૧ મું.

## મદિરાપાન.

આપણે હવે લોન્સડેલની ખબર લેવા માન્ચેસ્ટર વળીએ. આપણે જોયું કે ફ્રેડરિકે પોતાના કટ્ટા દુશ્મન બેટસ ઉપર જબરૂં વેર લીધા પછી, મીડલેટનની જેલમાં, પોતાના ઉપર દુઃખનાં વાદળ તોડી પાડનાર ઉપર પોતે કેવું સચોટ વેર લીધું અને હવે પોતાને કેવો આનંદ થાય છે વિગેરે મતલબનો એણે બેટસ ઉપર કાગળ પણ લખ્યો. બિચારી લ્યુસીએ ફ્રેડરિકને પડતા ઉપર પાટુ ન મારવા ઘણોએ સમજાવ્યો; પણ એણે એનું કહ્યું ન માન્યું. ઉલટો એના ઉપર ગુસ્સે થયો. લ્યુસી રડી પડી ત્યારે એના પ્રત્યે એણે કઠોર વચન વાપર્યાં. તેની એણે ક્ષમા માગી પણ પેલો પત્ર લખવાનો વિચાર માંડી વાળ્યો નહિ, તેમ તેમાં કાંઇ ફેરફાર પણ ન કર્યો.

લ્યુસીએ ધાર્યું હતું કે બેટ્સ ઉપર વેર વાળીને એમનો જુસ્સો અને ઉભરો હવે નરમ પડશે તથા એમનો સ્વભાવ ઠેકાણે આવશે. એના ધારવા પ્રમાણે ફ્રેડરિકનો સ્વભાવ કેટલાક દિવસ થયાં પાછો ઠેકાણે આવ્યો હતો. હવે એ પોતાનાં વિતકની વાતો સંભારતો નહિ અને આનંદી જણાતો; પરંતુ એની કેટલીક રીતભાતથી એમ જણાતું હતું કે એનો આનંદ મારી મચડીને આણેલો હતો. એની પીઠ ઉપરના ઘા અને બગલ નીચે ચોખ્ખી ઉઠી આવેલી Dની છાપ એનાં દુઃખોનું સતત સ્મરણ કરાવતી હતી. એને ડેઝર્ટરની છાપ પડી હતી તે લ્યુસી નહોતી જાણતી. કારણકે અત્યાર સુધી એ વાત એણે એનાથી છુપીજ રાખી હતી.

બેટસને બીજા કેદીઓ સાથે કાળા પાણીની સજા કરેલી, ત્યાં લઈ જતાં રસ્તામાં એ કરટડીમાંથી નાસી ગયો છે એ હકીકત ફ્રેડરિકે ન્યુસ પેપરમાં વાંચી; એટલે એના ઉપર જાણે નવું સંકટ આવી પડયું હોય એમ એને લાગ્યું. એણે ધારેલી અસર ન થઈ અને એનું વેર અધુરૂં વળ્યું. અત્યાર સુધી લીધેલો શ્રમ વૃથા ગયો. ફરીથી વેર વાળવાનું રહ્યું. અત્યારે એના દીલમાં પાછો કીનો પેદા થયો. એ ફરીથી પાછો અસ્વસ્થ થયો. છતાં એ અસ્વસ્થતા લ્યુસીને એણે જાણવા ન દીધી. પણ ચતુર લ્યુસી સમજી ગઈ કે ફરી પાછો ફ્રેડરિકના દીલને દુઃખાવનારો પ્રસંગ ઉપસ્થિત થયો છે. પતિને તેની દીલગીરીનું કારણ પુછયું; પણ તેણે ખરો ખુલાસો કરવાની દરકાર ન કરી. એટલે પત્નીએ એ વાતને વધારે ન છેડી. પતિ વિચાર-ગ્રસ્ત અને ઉદાસ રહેતો, તેનું કારણ ઉપરી તરફનો ત્રાસ હશે. મને દુઃખ થાય તેટલા માટે એ વાત મને નહિ કહેતા હોય. એમ ધારીને એના તરફ એ વધારેને વધારે અનુરક્ત થવા લાગી, અને જેમ બને તેમ પતિને વધારે આનંદ મળે તેમ વર્તવા લાગી. અહિં પણ એ સીવણ ભરત કામ કરતી અને તેમ કરીને પતિની જરૂરી-આતો પુરી પાડતી. પૈસા સંબંધી એમને કાંઇ ખાસ દુઃખ નહોતું; પરંતુ ફ્રેડરિકમાં થતું પરિવર્તન એને સાલતું હતું. ફ્રેડરિક નોકરી-માંથી છુટો થઇને ઘેરજ આવતો. લ્યુસીના સહવાસમાંજ પોતાની પુરસદનો વખત ગાળતો. બીજા સૈનિકોની માફક એ પૈસાનો હજુ દુરૂપયોગ કરતાં નહોતો શીખ્યો. તેમની માફક કોઈ દિવસ દારૂનો સ્વાદ પણ એણે નહોતો લીધો; એટલે એના ઉપરનો કાબુ ઢીલો ન હોતો થયો. લ્યુસી પ્રત્યે એ માનની નજરે જોતો હતો; છતાં એના

સ્વભાવ અને વર્તનમાં ધીમે ધીમે ફેરફાર થતો જતો હતો. હમેશના રીવાજ પ્રમાણે લ્યુસી કામ કરતી ત્યારે ફ્રેડરિક નાના ફ્રેડરિકને ભણાવતો; તેમ હજુએ તેજ પ્રમાણે કરતો; પણ હવે ભણાવતાં ભણાવતાં એ ઉંડા વિચારમાં પડી જતો. બેઠો હોય ત્યાંથી ઉભો થઇ જતો અને ઓચિંતો વિચારમાં ને વિચારમાં ઓરડામાં આંટા મારવા મંડી પડતો. લ્યુસી હાથમાંનું કામ પડતું મુકતી, એને ગળે હાથ નાખંતી, બે મીઠાં વચન કહેતી, મનમાંથી નઠારા અને અયોગ્ય વિચાર કાઢી નાખવા સમજાવતી અને એને ધીરજ આપતી; ત્યારે પાછું એનું મન ઠેકાણે આવતું અને લ્યુસીને સ્નેહાલિંગન કરીને પોતાનું અધુરૂં રહેલું કામ પુરૂં કરતો. આમ કોઈ વાર ગ્લાનિમય થઇ જતો ત્યારે લ્યુસીના સ્નેહ ભર્યા સાંત્વનથી એ ઠેકાણે આવતો. લ્યુસી આમ ઘડી ઘડી સુખ દુઃખનો તડકો છાંયડો ભોગવતી હતી.

એવામાં એક દિવસ સવારે પરેડની વાર હતી અને ફ્રેડરિક કાંઇ ચીજ ઘેર ભુલી ગયો હતો તેથી પરેડના સમય પહેલાં તે ચીજ ઘેરથી લઇ આવવા એ ઉતાવળો ઘેર આવી પહોંચ્યો અને એકદમ બારણું ઉઘાડીને ઘરમાં પેઠો, તો લ્યુસી બેભાન અવસ્થામાં પડેલી જણાઈ. ઘરની માલીક બાઈ એની સારવાર કરતી હતી અને નાનો ફ્રેડી પુષ્કળ રડતો હતો. આ સ્થિતિ જોઇને ફ્રેડરિક બધું ભુલી ગયો, ગભરાઇ ગયો અને પોતાની વ્હાલી પત્ની મૃત્યુના મુખમાં સપડાઇ ગઇ છે એમ એને લાગ્યું. પેલી બાઈએ એને ધીરજ આપી કે એવું ગભરાવા જેવું નથી. હમણાં એને ભાન આવશે. બન્યું પણ એમજ. ધીમે ધીમે લ્યુસીને ભાન આવવા લાગ્યું એટલે ફ્રેડરિકના મનને શાંતિ વળી અને એણે પૂછ્યું: " લ્યુસી, આમ શાથી થયું ? તને કાંઇ

દુ:ખ થાય છે ?" પેલી બાઇએ ટેબલ ઉપર એક કાગળ પડેલો હતો તે બતાવીને કહ્યું કે, "આ કાગળ વાંચ્યા પછી એમને આમ થઈ ગયું." નાનો ફ્રેડી ડુસકાં ભરતો ભરતો બોલ્યો: "હા પપા, મમાએ એ કાગળ વાંચ્યો કે તરત એ નીચે પડી ગઇ." લોન્સડેલે તરતજ ટેબલ ઉપર પડેલો કાગળ લીધો અને ધડકતે હૈયે વાંચવા લાગ્યો:—

" મીસીસ લોન્સડેલ.

તમારા પતિએ તો મને દેશવટો દેવડાવવાને એનાથી બનતું કર્યું છે; પણ તેમાં તે ફાવ્યો નથી. એને કહેજો કે મીડલેટનની જેલમાં મારા ઉપર એણે કાગળ લખ્યો હતો, તે મને પહોંચ્યો છે અને એનો બદલો હું લઈશ. આખી જીંદગી હું એનો કેડો મુકવાનો નથી. હવે હું તમને એક છાની વાત કહેવા માગું છું. મારી ખાતરી છે કે લોન્સડેલે તમને એ વાત નહીંજ કહી હોય. એને બે વાર ફટકાની સજા થઇ છે તે તો તમે જાણો છો; પણ એને ડામવામાં આવ્યો છે તે વાત તમે નથી જાણતાં. એના ડાબા હાથ નીચે બગલ આગળ D અક્ષરની છાપ વાગી છે તે તમને એ બતાવે એમ એને કહેજો.

લી. તમારા પતિનો હંમેશનો દુશ્મન ઓબેડીઆ બેટસ.

તા. ક. આ કાગળની છાપ ઉપરથી હું લંડનમંજ હોઇશ એમ ધારવાનું તમારા પતિને કાંઇ કારણ નથી. હું કાંઇ એવો મૂર્ખો નથી કે હવે એના સાણસામાં આવું."

કાગળમાં પોતાની બદનામીની વાત વાંચીને ફ્રેડરિકે દુ:ખનો ઊંડો નિ:શ્વાસ નાખ્યો. અત્યારે એ કારમો કાળ સમો લાગતો હતો.

જો આ વખતે ઓબેડીઆ બેટસ આ રૂમમાં હોત તો નક્કી એ એને અહિંને અહિંજ જીવતો રેંસી નાખત. કાગળ વાંચીને ગુસ્સામાં દાંત પીસીને એણે તેના ટુકડે ટુકડા કરી નાખ્યા અને પગતળે છુંદી નાખ્યો. એ ધોળી પુણી જેવો થઈ ગયો હતો. આખે શરીરે ધ્રૂજી રહ્યો હતો. ફટારેલે ડોળે જોયા કરતો હતો. હાયેના જાનવર જેવું ઝનુન એનામાં વ્યાપી ગયું હતું. પેલી બાઇ તો કાગળમાં શું લખ્યું હતું તે કાંઇ જાણતી નહોતી; એટલે એ તો ફ્રેડરિકને જોઇને આશ્ચર્ય-ચકિત થઈ રહી. નાનો ફ્રેડી બિચારો બાવરો બની ગયો હતો. આ સમયે લ્યુસીની આંખ ઉઘડી. તે ક્ષણવાર આ બધો પ્રકાર જોઇ રહી. પતિને દીઠા અને બધો પાર પામી ગઇ. પોતાના પતિએ અવશ્ય પેલો પત્ર વાંચ્યો હશે, એ વિચારે એનાથી એકાએક ચીસ પડાઇ ગઇ. ફ્રેડરિક પતિન તરફ દોડયો, એને બેઠી કરી અને પોતાની છાતી સરસી ચાંપી. પત્નીએ પતિના ગળામાં પોતાના હાથ નાખ્યા અને એને આવેશના વેગમાં વળગી પડી. પાછો એનો મનોવેગ નરમ પડયો એટલે ફ્રેડરિકે પેલી બાઇને કહ્યું "તમે જાવ હવે." એના ગયા પછી ફ્રેડરિકના મુખ ઉપર કાળું વાદળું છવાઇ રહ્યું. પછી લ્યુસી-નામાં હવે સંપૂર્ણ ચેતન આવ્યું હતું એટલે એ ઉઠીને ઉભી થઈ ગઇ અને ફરી પતિને પોતાના ભુજપાશમાં બીડીને એને સાંત્વન આપવા લાગી. ફ્રેડરિક બહુજ ધીમેથી ફક્ત લ્યુસીજ સાંભળે એમ બોલ્યોઃ "લ્યુસી, મને બદનામીની છાપ વાગી છે. તારા જેવી કોઇ પણ જાતના કલંક વગરની શુદ્ધચરિતા સ્ત્રીના પ્રેમને પાત્ર હું હવે રહ્યો છું!"

લ્યુસીઃ "ફ્રેડરિક તમે આ શું બોલો છો? તમારા પ્રશ્નો

મારો પ્રેમ કોઈ દિવસ પણ બદલાય એમ છે ? ફરીથી આવું ન બોલશો. અરે ! પણ હજુ તમે અહિં કેમ ઉભા રહ્યા છો ? તમારી પરેડ—" એમ બોલીને તે અટકી પડી.

લોન્સડેલ: "હા તે ખરૂં. ચાલો જાઉં. મારી બદનામીનો પ્રસંગ હું ફરીથી નહિ આવવા દઉં." એમ કહીને તરતજ એ ત્યાંથી ચાલ્યો ગયો અને પરેડના વખતસરજ બેરેકમાં પહોંચી ગયો. પરેડનો ડ્રેસ પહેરીને એ દાખલ થઈ ગયો પણ આખી પરેડ દરમ્યાન એ વિચારમગ્નજ રહ્યો. ચાવી આપેલા પુતળા પેઠેજ એ હલન ચલન કરતો હતો. એની આસપાસના સૈનિકો જેમ ગતિ કરતા તે જોઇને તેવી ગતિ એ કરતો; પણ એ શું કરે છે, કેમનો વળે છે અને કેમનો ફરે છે તેનું એને કાંઇ લક્ષ ન રહ્યું. આ બધું કાર્ય એ તો યંત્રવતજ કરી રહ્યો હતો. પરેડ કરાવનાર શું બોલે છે અથવા તે કેવા ઓર્ડર આપે છે તે એ સાંભળતો નહોતો. પરેડનું બેંડ વાગતું તે પણ કાંઈ ઢંગધડા વગરનો જાણે અવાજ આવ્યા કરે છે એમ એને જણાતું. એના સાથી બીજા સૈનિકોને આજનું એનું વર્તન કાંઇ વિચિત્ર લાગ્યું. આજે એ મદિરા પાન કરીને આવ્યો હોય એમ તેમને લાગ્યું. અત્યારની એની અસ્થિરતા લેંગલી કે બીજા ઓફીસરની નજરે ન પડી એટલું સારૂં થયું. નહિ તો એણે દારૂ પીધો છે એમ ઠોકી બેસાડત અને પાછી એને શિક્ષા ભોગવવી પડત. અત્યારે એને મન તો આ બધી સ્વપ્ન સૃષ્ટિ લાગતી હતી. ઉંઘમાં જાણે એને ઓથાર આવ્યો હોય એમ એના મનની ગતિ મંદ પડી હતી. ફક્ત શરીરની ગતિજ ચાલી રહી હતી. પરેડ પુરી થઇ અને એના સાથીઓ એના મનની વિહ્વળતા સંબંધી એને ઉપરા ઉપરી

એમ પુછવા લાગ્યા, ત્યારે એને કાંઇ ભાન આવ્યું હોય એમ જણાયું.

એક સૈનિક બોલ્યો: "દોસ્ત લોન્સડેલ, આજે તું પીધેલો લાગે છે હાં. કોઈ દહાડો નહિ ને આજે તેં આ નવું પગલું ભર્યું લાગે છે. પણ સંભાળીને કામ કરજે હાં. એ વાત લેંગલીની જાણમાં ન આવે તેની ખાસ કાળજી રાખજે. તારૂં નામ પાછું બ્લેક બુક-માં દાખલ થઇ ગયું છે."

ફ્રેડરિકે ગુસ્સામાં ધુરકીને કહ્યું: "શા ઉપરથી તમે કહો છો કે હું પીધેલો છું?" "શા ઉપરથી તે હું કહી શકતો નથી પણ તેં પીધો છે એ વાત તો ચોક્કસ. ગમે તેને પૂછ તે તને એમજ કહેશે. પણ એમાં તારો વાંક કોણ કાઢે છે? એનાથી તો માણસની હજાર જાતની ચિંતાઓ દબાઇ જાય છે. અને આપણા જેવા સાધારણ સૈનિકોને એ ચિંતાઓનો કાંઇ આરો હોય છે?"

લોન્સડેલ: "દારૂ પીવાથી ચિંતાઓ દબાઇ જાય છે એમ?"

"અલબત: એ તો શરીરમાં ગરમાટો લાવી દે છે. અંતઃકર-ણને પ્રફુલ બનાવી દે છે. એના કરતાં પણ જો પાસે પૈસા હોય, તો બ્રાન્ડી તો એ બાબતમાં ઘણી અકસીર છે."

લોન્સડેલ: "બ્રાન્ડીમાં એવો ગુણ છે?"

"કેમ આમ છે લોન્સડેલ! દારૂ પીવાથી મોજીલો થવાને બદલે તું આમ બાઘો કેમ બની ગયો છે?"

"દારૂથી મોજીલા પણ થવાય છે! ત્યારે તો ચાલો તમાશ-બીના પાંચ છ જણ મારી સાથે. હું તમને બધાને કેન્ટીનમાં દારૂ પાઇશ." પછી પોતાના જમણા હાથની આંગળાથી ડાબા હાથની

નીચે બગલ આગળ પેલો ઉપસી આવેલો D અક્ષર બતાવીને કહ્યું: "આ જોઇને મને જાણે કોઈ ધગધગતો લોઢાનો સળીયો ચાંપી ન દેતું હોય એવું દુઃખ થાય છે, અને મારા મનમાં એને લીધે સતત ઉદ્વેગ રહ્યા કરે છે. જો દારૂથી એ ઘડીવાર ભુલી જવાતું હોય, મોજીલા બનાતું હોય તો ચાલો આપણી ચિંતાઓને બ્રાન્ડીમાં ડુબાવી દઇએ." અત્યારે એ અર્ધ ઉન્માદ અવસ્થામાં આવી ગયો હતો. પોતાની પ્રિયતમા પત્ની અને વ્હાલા બાળકની છબી એના મોઢા આગળ તરવરવા લાગી. બેટસે એમને પારાવાર સંકટમાં નાખી દીધાં એ વિચારે એ વધારે ઉકળી ગયો. પોતાના છ સાથીઓને લઇને એ પીઠા તરફ ગયો. અત્યારે એનું મગજ કહ્યું કરતું નહોતું. એના અંતરમાં ભારે ગભરાટ ચાલી રહ્યો હતો. આ વખતે જો એણે કોઇનું ખુન કર્યું હોત તોપણ શિક્ષણીય મનુષ્યવધના અપરાધને માટે એ ગુન્હેગાર ન ઠરી શકત, આવી એના મનની વિલક્ષણ વિકળ દશા હતી. એના સૈનિક મિત્રોએ એને શાંત પાડવા કે એને ઠપકો આપવા કાંઇ ન કર્યું. એમણે તો એવુંજ ધાર્યું કે લોન્સડેલ પણ છેવટે પોતાની ટોળીમાં ભળ્યો છે; એટલે એ લોકો તો એ રસ્તે જવા પુરેપુરા તૈયારજ હતા. એમને જો લોન્સડેલના મનની વાસ્તવિક સ્થિતિનો ખ્યાલ આવ્યો હોત તો એ લોકો એના મનને સાંત્વન આપવા કાંઇ પ્રયત્ન કરત. એટલે આ સંજોગોમાં લોન્સડેલને દારૂના તરફ વાળવામાં એ લોકોને દોષપાત્ર ન ગણી શકાય.

પીઠામાં આવીને તરતજ અડધો સોવરેન આપીને બ્રાન્ડીની એક બોટલનો ઓર્ડર લોન્સડેલે આપી દીધો. આ જોઇને એના

સાથીઓ તો ખુશ ખુશ થઇ ગયા. એ લોકો તો એમજ ધારવા લાગ્યા કે લોન્સડેલને કોઈ જગ્યાએથી અચ્છો તડાકો પડયો હશે; એટલે તેની ખુશાલીમાં આજે મોજ કરવાનું એને મન થઇ આવ્યું હશે. એમને કયાં ખબર હતી કે એ પૈસા તો કેલેમાં આ દંપતિએ એકઠા કરેલા તેમાંના હતા. અત્યાર સુધીની એની જીંદગીમાં આજે પહેલ વેલુંજ એણે બ્રાન્ડીનું ગ્લાસ મોઢે અડકાડયું.

જેવી બ્રાન્ડી એના પેટમાં ગઇ તેવુંજ એના મનમાં એમ થયું કે "અરે, મેં આ ખોટું કર્યું." એને ખરેખર પસ્તાવો થવા લાગ્યો. અત્યાર સુધી જે ઉન્માદ અવસ્થા એ ભોગવી રહ્યો હતો તે જતી રહેવા લાગી. એ શાંત અને ઠંડો પડતો ગયો. અડધો સોવરેન આપેલો એટલે પીઠાવાળા પાસેથી બાકીના પૈસા લઇને કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર એ પીઠામાંથી ઉઠીને ચાલતો થયો. પેલા બેઠેલા બધા એક બીજાને પુછવા લાગ્યા "આજે આને શું થયું છે?" પણ બ્રાન્ડી આગળ એ બાબતની ભાંજગડમાં કોઇને ઉતરવાનું મન થયું નહિ; અને ફ્રેડરિકની ગેરહાજરીમાં એનું આરોગ્ય ઇચ્છતા એના સાથીઓ બાકી રહેલી બ્રાન્ડી પુરી કરી ગયા.

ફ્રેડરિક લોન્સડેલ હવે ઘર તરફ ચાલ્યો. રસ્તામાં એને યાદ આવ્યું કે લ્યુસીને દુઃખી હાલતમાં મુકીને હું પરેડમાં આવ્યો હતો; અને પરેડ પુરી થયા પછી એના મનનું સમાધાન કરવા મારે લ્યુસી પાસે જવું જોઇતું હતું; છતાં હું અત્યાર સુધી ઘેર ન ગયો એ મેં ઠીક ન કર્યું. મેં એને અન્યાય કર્યો; માટે હવે ઘેર જઇને એનું ચિત્ત જેવી રીતે પ્રસન્ન થાય તેમ કરૂં." ઘેર પહોંચ્યો તે વખતે લ્યુસી એનું કામ કરતી હતી અને ફ્રેડી વાંચતો હતો. એને આવેલો જોઇને લ્યુસીએ હાથમાંનું કામ બાજુએ મુકી દીધું. ફ્રેડરિકે

આવીને પોતાના રોજના નિયમ પ્રમાણે પોતાની પત્ની અને બાળકને સ્નેહ ભર્યાં ચુંબનોથી વધાવી લીધાં.—અરે પણ લ્યુસી કેમ આમ ભયભીત અને આતુર વદને લોન્સડેલના સામું જોઈ રહી છે?

લોન્સડેલના મોંની વાસ એને આવી હતી. એ દારૂની વાસ હતી. હવે એ વાત છુપાવવામાં કાંઇ સાર નથી એમ ધારીને ફ્રેડરિકે નિષ્કપટ અને ખુલ્લા દીલે પોતાનો દોષ કબુલ કર્યો અને એને કહ્યું: "વ્હાલી લ્યુસી, હું તારા આગળ કબુલ કરૂં છું કે આજે હું પીઠામાં ગયો હતો. તે પણ એકાદ મિનિટજ મને જરા ઉન્માદ થઈ આવ્યો હતો. હવે હું કોઇ દિવસ ફરીથી ત્યાં નહિ જાઉં. હું જાણું છું કે મારા આ કૃત્ય માટે તું મને ઠપકો તો નથી આપવાની; પણ મારા ઉપરથી તારો વિશ્વાસ કદાચ ઉઠી જાય; માટે હું તને ખાતરી આપું છું કે મનની પ્રબળ આધિને લીધે આવું બની ગયું છે; પણ હવે ફરીથી આવું નહી બને."

લ્યુસીને જાણે એથી સંતોષ થયો હોય તેમ પોતાના પતિનો એણે હાથ તો દબાવ્યો; પણ એમનામાં આવું પરિવર્તન થયું જાણી એનું હૈયુંજ ફાટવું બાકી રહ્યું. મહા પરાણે એનું રડતું હૃદય ડમડસીને બંધ રહ્યું. આજે આખો દહાડો ફ્રેડરિક લ્યુસી સાથે બહુ આનંદથી વાતચીત કરી. આજે તો એણે લ્યુસીના જીવને પ્રફુલ્લ બનાવ્યો. એના વદન ઉપર પેલી કાલિમા જરાએ જણાતી નહોતી એટલે પાછો લ્યુસીને પોતાના પતિમાં વિશ્વાસ આવ્યો. એને એમ થયું કે બિચારા અંટળાઇ ગયા હશે, વિહ્વળ બની ગયા હશે તેથી એમનાથી એવું થઈ ગયું હશે. આ ભૂલ એમને સમજાઇ છે એટલે ફરીથી એવી ભૂલ કરતાં એ આંચકો ખાશે.

# પ્રકરણ ૩૨ મું.

---

## અંધારી ગલીમાંનું ઘર.

કેપ્ટન રેડબર્નની રજા પુરી થઈ અને એ રેજીમેન્ટમાં હાજર થઈ ગયો. એ પોતાની જાત ઉપર તેમ દુનિયા ઉપર ધુંધવાઈ રહેલો હતો. એને એડીલા કન્નાઇવ પ્રત્યે વિષયવાસનાનોજ અગ્નિ ધખી રહ્યો હતો. એના પ્રત્યે એને આંતર અને સત્ય પ્રેમ જરાએ પ્રકટયો નહોતો. પોતાની એ વાસનામાં એ ફાવી ન શકયો તે એના મનને બહુ ખુંચતું હતું. સર્વની દૃષ્ટિમાં એ હલકો પડી ગયો હતો. આખા ઓકલે ગામમાં તથા આસપાસ બીજા એમના સંબંધમાં ઘણે ઠેકાણે એડીલા સાથે એનાં લગ્ન થવાની વકી છે અને તેથી એ એડીલા પ્રત્યે પોતાનો પ્રેમ વ્યક્ત કરી રહ્યો છે એ વાત સઉ કોઈના જાણવામાં આવી ગઈ હતી. પરંતુ આ પ્રેમમાં એ નિષ્ફળ નીવડયો એટલે એનાં હુપદ અને ગર્વને જબરો ધોકો પહોંચ્યો હતો. અધુરામાં પુરૂં "આડો વ્યવહાર" શબ્દના અક્ષરશઃ અર્થમાં-વાસ્તવિક રીતે એ આડો વ્યવહાર ચલાવવામાં-નહોતો ફાવી શકયો; છતાં ન્યાયની કોર્ટમાં એની વિરૂદ્ધ પગલાં ભરાયાં હતાં, અને એના વિરૂદ્ધનો સંજોગોનો પુરાવો એટલો બધો બળવત્તર હતો કે એણે ગુન્હો કર્યો છે એ વાત સાબીત થઇ જાય એમ હતું. કોઈ ઉમરાવ કુલની રૂપ ગર્વિતા અને સ્વરૂપ સુંદરીને એણે અવળે માર્ગે દોરી છે અને એને નીતિના પંથથી ચલિત કરી છે; તેથી તેનો એના ઉપર કેસ મંડાયો છે એવી વાત જો બહાર યતી હોત તો તો એ વધારે

ફુલાત. "મેં કેવો ગઢ જીતી લીધો" એમ હુંપદમાં ફરી ફીટત. "હું ઉમરાવ વર્ગની રમણીઓને પણ પાડી શકું છું એવો સચોટ ઇશ્કી છું" એવું છોગું લઇને ફરવામાં એ માન સમજત પોતે ગમે તેટલો એમાં નિર્દોષ હોત તો એવામાં તો એ પોતાની નિર્દોષતાનો બચાવ કરવા પણ ન જાત; અને પાંચ પચ્ચીસ હજાર પાઉંડની નુકસાની આપવાનો હુકમ થાય અને તે આપવા પડે તો તેમાં પણ એને કાંઇ દુઃખ ન લાગત. કારણકે એમ થવાથી એના વિચારો પ્રમાણે એવાં ઉડતાં મધુર પક્ષીઓને પાડવામાં એ ઘણો કુશળ છે એવી એની આબરૂ વધી જાત; પણ આતો એક પોતાનો નોકર, હલકો બેલીફ, તેની સ્ત્રી સાથેનો એનો સંબંધ હતો આવો હલકો સંબંધ હતો તેથી એને મન ઘણું શરમ ભરેલું અને હલકું લાગતું; અને તેટલા પુરતુંજ એને ખટક્યા કરતું હતું.

" અલ્યા એડીલા જેવી સ્વરૂપસુંદર ઉમરાવ-વર્ગની રમણીએ તને ન સ્વિકાર્યો ત્યારે આવી એક હલકા બેલીફનીજ બૈરીને ખોળી કાઢી ? મળી મળીને તને એજ મળી ?" એમ કહીને મારી સાથેના અમ-લદારો મને બનાવશે અને મારી ઠઠ્ઠા મશ્કરી કરશે માટે હવે મારે નોકરીપર નથી જવું. એવો પણ એને વિચાર આવ્યો. પણ ઘર અને ગામમાં તો એની સ્થિતિ એથી પણ વધારે કફોડી હતી. એના બાપે એને હડધડો લીધો હતો. એની માતા એડીલા સાથે સારો સંબંધ બંધાતાં અટકી પડયો તેને માટે એને ડાર્યા કરતી હતી. આન્ટ જેન ચટકી લાગી જાય એવાં મેણાં ટોણાં મારવામાં અને ચેષ્ટા-ઓ કરવામાં જરાએ પાછી હઠતી નહિ. મી. આર્ડન એને જોઇને મોઢું મરડતો. ઘરના નોકર ચાકરો એની પાસે થઇને જતા ત્યારે

છાના છાના હસતા. ઓકલેમાં ફરવા નીકળતો ત્યારે ત્યાંના લોકો તો એનો ફજેતો સંભારીને એના મોઢા મોઢ હસી પડતા; એટલે એને એમજ થઇ ગયું કે કયારે રજાના દિવસો પુરા થાય તો હું અહિંથી ચાલ્યો જાઉં.

આવી વાતો બધે જલદી ફેલાઇ જાય છે અને તે પ્રમાણે જીરોલ્ડની રેજીમેન્ટમાં પણ આ વાત આવી પહોંચી હતી. વાત એક કાનેથી બીજે, અને બીજેથી ત્રીજે કાને જાય એટલે એમાં મીઠું મરચું ભભરાવેલું તો હોયજ. એકવાર અહિં એવો ગપાટો આવ્યો કે લેડી એડીલાએ જીરોલ્ડનું ભારે અપમાન કર્યું. બીજો ગપાટો એવો આવ્યો કે બેસીફની સ્ત્રી બહુ નઠારી ચાલની છે. જીરોલ્ડ રેજીમેન્ટ- માં જે દિવસે આવી પહોંચ્યો તેજ દિવસે ભોજન સમયે એની ઠેકડી થવા લાગી. જો કે કેટલાક અમલદારો એનો દારૂ પી જતા, કેટલાક એના ઘોડા વાપરતા, કેટલાક એની પાસેથી પૈસા ઉછીના લેતા; છતાં સાધારણ રીતે એ બધામાં આકરોજ થઇ પડયો હતો. કારણ કે એનામાં ખોટી ફુલાશ હતી, એ તડાકીદાસ હતો, હુંપદનો ભરેલો હતો અને વળી ખરાબ સ્વભાવનો હતો; એટલે એના દુર્ગુ- ણોનું પલ્લું એના ગુણના પલ્લાથી ઘણું નીચું નમી જતું હતું. બધા એકઠા મળે એટલે જીરોલ્ડ તો એમને મન રમવાનું રમકડું હતું; તેવી એની હરેક પ્રકારે હવે ટોળ કરવામાંજ એ બધા આનંદ માનતા. પોતાની મશ્કરી અને ઠેકડી જીરોલ્ડને જરાએ ગમતી નહિ. એ એનાથી બિલકુલે સહન ન થઇ શકી; એટલે એનો ખારીલો સ્વભાવ વધારે ખારીલો બન્યો અને પોતાના ઝપાટામાં આવી શકે એવો હોય તેવા એકાદ જણ ઉપર પોતાનો દ્વેષ કાઢવાનો એ લાગ ખો-

બ્યાજ કરતો હતો. પણ હજુ સુધી કોઇના ઉપર પોતાની દાઝ કાઢવાનો એને પ્રસંગ ન મળ્યો, અને પેલાઓએ તો પજવણી ચાલુજ રાખી. તે એટલે સુધી કે એના મોઢા મોઢ પણ ગમે તેવું કહી નાખતાં એ જરાએ ડરતા નહિ. તેથી એક દિવસ તો એ એટલો બધો ખીજવાઇ ગયો હતો કે આજે તો એકાદ જણને રપેટીમાં લઇ જ નાખવો એવો વિચાર કરીને એ બેરેક યાર્ડમાં ફરવા નીકળી પડયો. જે અરસામાં એ ફરવા નીકળી પડયો તેજ અરસામાં સાર્જંટ લેંગલી પીઠામાં દારૂના ગ્લાસ અડાવતો બેઠો હતો. મન માનતો દારૂ અડાવીને આ મીલીટરી ડીસીપ્લીનનો કહેવાતો હીમાયતી, એજ ડીસીપ્લીનનો ભંગ કરતો દારૂ ઠાંસીને બેરેકયાર્ડમાં થઇને જતો હતો. એ મહા પરાણે ચાલી શકતો હતો. તે પણ સીધા ચાલવાને બદલે જેમ એક વાંકવાળી નદી ઘડીમાં આમનો વાંક લે તો ઘડીમાં બીજી દિશામાં વાંક લે; તેમ એ અત્યારે લથડીયાં ખાતો ખાતો ઘડીમાં ઉત્તર તરફ ચાલે તો ઘડીમાં દક્ષિણ તરફ ચાલતો હતો. આમથી તેમ ઝોલાં ખાતો હતો. ચાલતાં ચાલતાં જાણે હમણાં પડી જશે એમ એને હરબડીયાં આવતાં હતાં અને તે વખતે જાણે પોતે પડી ન જાય તેને માટે હાથવડે શરીરને ઝાલી રાખતો હતો, અને ચાલતાં ચાલતાં પોતાની આંખો અને શરીરને ભાંડવા લાગ્યો. દારૂની નીશામાં ચક્કર તો પોતે ફરી રહ્યો હતો; છતાં એમ ગબડવા લાગ્યો કે આ બધાં બેરેકનાં મકાનો કેમ ચક્કર ચક્કર ફરતાં હશે. ભાઇ આમ તૈયાર બનીને ચાલ્યા કરે છે એટલામાં એને કાને કેપ્ટન રેડઅર્નનો ખોખરો અવાજ આવ્યો. એટલે એ જરા ચમકયો અને પોતાનો ઉપરી અમલદાર આવે છે એમ લાગવાથી એનામાં કાંઇ શુદ્ધિ આવી અને ડગુમગુ ડગુમગુ કરતો ચાલતો હતો તે જરા ટટાર

થઇને ચાલવા લાગ્યો. એ કેપ્ટન રેડબર્નને સલામ ભરીને આગળ ચાલતો હતો એટલે રેડબર્ને બુમ પાડી "લેંગલી, સાર્જંટ મેજોર લેંગલી, ઉભા રહો મારે તમને બે અક્ષર કહેવા છે." આ સાંભળીને સાર્જંટ સ્થિરતા ધરીને ઉભો રહ્યો. ફરીથી સલામ કરી અને મહા કાથાવટીએ, પોતે જાણે બિલકુલ પીધોજ નહોય એવો ડોળ કરતો સ્વસ્થ થઇને રેડબર્ન સામે ઉભો. કેપ્ટન રેડબર્નઃ "સાર્જંટ લેંગલી, તમે દારૂ પીધો છે અને તમને નીશો ચઢયો છે." લેંગલી આ અરસામાં તો એટલો બધો સ્વસ્થ થઇ ગયો કે ન પુછો વાત. એણે પૂર્ણ સ્વસ્થતાથી જવાબ આપ્યોઃ "કેપ્ટન રેડબર્ન, ઘણાજ માન અને નમ્રતાથી હું આપને જણાવું છું કે એમ તો ન બની શકે. પરંતુ આપના જેવા આદર્શ ગણાતા અમલદારને જુઠા પડવા તેના કરતાં હું ગુન્હેગાર છું એ વાત મારે કબુલ કરવી સારી."

કેપ્ટન રેડબર્નઃ " ઠીક ઠીક. એ તો મારીજ ભુલ થઇ લાગે છે. " એમ કહીને એ ચાલતો થયો અને મનમાંજ બોલવા લાગ્યોઃ "ના, લેંગલીએ મને આદર્શ અમલદાર તરીકે ગણ્યો; પણ હું મારી જાતને તેવો નથી માનતો ગમે તેમ છે પણ લેંગલી અચ્છો માણસ છે." એમ કહીને એ માનચેસ્ટરના લત્તાઓમાં ફરવા નીકળી પડયો. ખરી વાત તો એવી હતી કે સાર્જંટ લેંગલી બડો લુચ્ચો અને પકકો હતો. પોતે પીધેલો હતો છતાં રેડબર્નના પંજામાંથી છટકી જવાની એણે બાજી રચી હતી. એ જાણતો હતો કે રેડબર્ન મિથ્યાભિમાની છે. એનાં વખાણથી એ ફુલાઇને ફાળકો થઇ જશે એટલે એણે એને તટલીવાર આદર્શ અમલદાર બનાવીને પોતે ગુન્હામાંથી આબાદ છટકી ગયો. લેંગલી આ યુક્તિથી આવી પડેલા ભય-

માંથી મુક્ત થઇને પોતાના ક્વાર્ટર્સ તરફ વળ્યો. ક્રેપ્ટન રેડમને સમક્ષ જે મહા બળ વાપરીને એણે પોતાની સ્વસ્થતા જાળવી રાખી હતી તે હવે વધારે વાર ટકી શકી નહિ; એટલે પાછો પહેલાંની માફક લથડીઆં ખાતો ખાતો અને ડોલતો ડોલતો ચાલવા લાગ્યો. પણ વળી પાછું સાંભરી આવ્યું કે હમણાંજ ઉપરી અમલદારના પંજામાંથી છટકી શક્યો છું તો ફરીથી કદાચ વિપત્તિમાં આવી પડાશે એમ ધારીને તેણે નવી સ્થિરતા ધારણ કરી, અને પોતે પોતાના ઉપરી અમલદારથી પકડાઈ ગયો માટે પોતાનો ઉભરો પોતાના હાથ નીચેના ઉપર કાઢવો અને એવી રીતે પોતાના માનભંગનો બદલો વાળવો એવો વિચાર એને આવ્યો. આ વખતે ફ્રેડરિક લોન્સડેલ પોતાને ઘેરથી બેરેકમાં આવતો હતો. હમણાં હમણાંનાં એનાં દરેક કામ બારીકાઈથી તપાસાતાં હતાં એટલે એને આવતી કાલે પહેરા ઉપર ચઢવાનું હોવાથી એનાં હથીઆર વિગેરે બરોબર પોલીશ કરવાને માટે એ આજે ટાઇમ કરતાં અઢધો કલાક વહેલો આવી પહોંચ્યો હતો. સાર્જંટ મેજ્જેર લેંગલી સીડી ચઢીને પોતાના ક્વાર્ટર્સમાં જતો હતો, તેજ વખતે ફ્રેડરિક પણ બેરેકમાં પોતાના ક્વાર્ટર્સ તરફ જવાનો દાદર ચઢતો હતો. એવામાં ફ્રેડરિકને કાને ઓચીંતો કોઇ માણસ ધબ દઈને પડી ગયો હોય એવો અવાજ આવ્યો. એકદમ એ દાદર ચઢી ગયો અને જોયું તો ત્યાં બત્તીનો પ્રકાશ હતો છતાં સાર્જંટ લેંગલી ઠોકરાઇને ચત્તાપાટ પડેલો જણાયો. ફ્રેડરિક એની પાસે ગયો અને એને ઉઠાડયો; પણ લેંગલીથી બરોબર ઉભા ન રહેવાયું. એટલે ફ્રેડરિકે એને દીવાલને ટેકે ઉભો રાખ્યો. જેના તરફ એ તિરસ્કારની દૃષ્ટિએ જોતો હતો તેના આગળજ એ હલકો પડયો: પોતે છાકટો બન્યો છે એ વાત જણાઈ

ગઇ અને તેણેજ પોતાને ઉઠાડયો આ વાતથી લેંગલીને બહુ અપમાન લાગ્યું; એટલે એ લોન્સડેલને ઉલટોજ બાઝયો. "લોન્સડેલ, તેં દારૂ પીધો છે?" એટલે લોન્સડેલ કાંઇ ક્રોધથી અને કાંઇ તોછડાઇથી બોલ્યો: "ના, મેં નથી પીધો."

"જુઠું કેમ બોલે છે? તારાથી બરાબર ઉભા રહેવાતું તો છે નહિ. જોને તારૂં મોઢું લાલ લાલ થઇ ગયું છે. તારી આંખો ઉમરાયલી લાગે છે. મારા નાકમાં દારૂની વાસ ભરાઇ ગઇ છે." લોન્સડેલે લેંગલીના છેલ્લા વાકયનો જવાબ આપ્યો કે "બેશક એ વાત ખરી છે."

લેંગલી આ ટકોર સાંભળીને બરાડી ઉઠયો "તું શું કહેવા માગે છે! મારા ઉપર આક્ષેપ કરે છે? આટલો બધો છાકટો તું જણાય છે અને હમણાં તો ચનાપાટ પડી ગયો હતો."

"મી લેંગલી, હવે જો વધારે એવું બોલી જશો તો હમણાંજ બે માણસને બોલાવીને તમને ખાતરી કરી આપીશ કે આપણા બેમાંથી કોણ ચતુપાટ પડી ગયું હતું. આપણા બેનાં પહેરેલાં કપડાંજ એ વાત સાબીત કરી આપે છે." આટલું કહીને ફ્રેડરિક પોતાના કવાર્ટર ભણી ચાલ્યો ગયો.

અહિં આ બનાવ બન્યો તે દરમ્યાન કેપ્ટન રેડબર્ન માનચેસ્ટરના લત્તાઓમાં ફરવા નીકળી પડયો હતો. અત્યારે દુકાનદારને ત્યાંથી લ્યુસીને કેટલુંક કામ લેવાનું હતું અને બજારમાંથી કેટલીક ચીજો પણ ખરીદવાની હતી, તેથી પોતાના ફ્રેડીને લઇને લ્યુસી પણ લોન્સડેલ સાથે ઘરની બહાર નીકળી હતી. લોન્સડલ બેરેકમાં પહોંચ્યો ત્યાં સુધી તે એની સંગાથે ગઇ અને પછી લોન્સડેલ બેરેકમાં ગયો

અને એ બજાર તરફ વળી. કેપ્ટન રેડબર્ન સીગારેટના ધુમાડા કાઢ-તો આંટા માર્યા કરતો હતો. સાંજ પડી ગયેલી એટલે મીલોમાંથી બૈરાં, મરદ તથા છોકરીઓ છુટીને ઘર તરફ જતી હતી. તે છોક-રીઓ તરફ કુદૃષ્ટિ કરતો, વળી કોઇ સ્ત્રી સારી હોય તો તેના તરફ ઉદ્ધતાઇથી જોતો, વળી જે દુકાનમાં સ્ત્રીઓ ખરીદી કરવા આવી હોય તે દુકાનેજ ઘડીવાર ઉભો રહીને પોતાનો વખત ગાળતો હતો. એટલામાં એક કાપડીઆની દુકાનમાંથી એક સુંદર દેખાવની સ્વચ્છ અને સફાઇદાર વસ્ત્રમાં સજાયલી એક સુંદરી બહાર આવી. એની સાથે એક ૭ એક વર્ષનો છોકરો હતો. એ ઘણી આબરૂદાર અને વિવેકી લાગતી હતી. આ રમણી ઉપર જીરોલ્ડની નજર પડી. એ-નાથી એનું મુખ તો બરોબર ન જણાયું; પણ એ સુંદરીના અંગનો મરોડ અને એની ચાલ ઉપરથી એણે એને ઓળખી કાઢી અને એની પાછળ જવાને એણે એના પગ ઉપાડયા. એને પકડી પાડી અને એના સામું જંગલી પણે જોઇ રહ્યો. તરતજ એને ઓળખાણ પડી. એ બીજી કોઇ નહિ પણ મીસીસ લોન્સડેલ હતી. એને જોઇને જીરોલ્ડને કાંઇ આશ્ચર્ય અને સંતોષ થયો. પોર્ટસ માઉથમાં નફ્ફ-ટાઇ કરીને એ એના ઘરમાં ઘુસી ગયો હતો ત્યાર પછી આજ સુધી એણે લ્યુસીને જોઇ નહોતી. એને જોયે ઘણાં વર્ષ થઇ ગયાં હતાં તેથી એનો બિલકુલ વિચાર પણ એને નહોતો આવતો. તે વખતની અને અત્યારની લ્યુસીમાં એને ઘણો ફેર માલમ પડી ગયો. અત્યારે એ યૌવનના પૂર્ણ બહારમાં આવેલી હતી. જો કે એના વદન ઉપર શોકાશ અને ઉદાસીનતા છવાઇ રહેલી જણાતી હતી; છતાં એનું અપૂર્વ સૌન્દર્ય ઢાંકયું ન રહી શકયું. એના વદન ઉપરની ઉદાસીન-તાથી અત્યારે એ વધારે મોહક લાગતી હતી. એનાં સ્વચ્છ પણ

સાદાં વસ્ત્રો એના લાવણ્યને દીપાવી મુકતાં હતાં. આ રૂપસુંદરીના સામું રેડમર્ન નફટાઈથી ટીટી ટીકીને જોવા લાગ્યો. લ્યુસીએ પણ એને તરતજ ઓળખી કાઢ્યો અને એને જોઇને એકદમ પાછી હઠી ગઈ. જીરોલ્ડના વિષયી દીલમાં આ વખતે કાંઇ કાંઇ વિચાર આવવા લાગ્યા. એને મન તો બધી સ્ત્રીઓ અનીતિમાનજ હતી. સ્ત્રીઓમાં પવિત્રતા જેવો કાંઈ ગુણ હશે એનો એને ખ્યાલજ નહોતો. એટલે હવે તો એ એના પતિથી કંટાળી ગઇ હશે, દુઃખને લીધે હવે એ એકદમ મારે શરણે આવશે, વિગેરે અનેક તરંગ એ કરવા લાગ્યો. આખરે એની સાથે વાત કરવાની એણે ધૃષ્ટતા કરી અને બોલ્યો: “ કોણ મીસીસ લોન્સડેલ ? ઘણે દિવસે તમારો મેળાપ થયો.” એમ કહેતો કહેતો એ મીસીસ લોન્સડેલનો રસ્તો ઘેરીને એની સામું જોઇને ઉભો રહ્યો. લ્યુસી આના આવા વર્તનથી ઘણી ગુસ્સે થઈ ગઈ; છતાં સમય વિચારી જઇને એ બોલી: “ મહેરબાની કરી બાજુએ ખસી જઇ મને જવા દેશો ? ” “ હવે એમ ગભરાય છે શું ? આવુંને આવું કયાં સુધી રાખવું છે ?” લ્યુસી ફ્રેડરિકને પોતાની આંગળીએ વળગાડીને જીરોલ્ડના બોલવા ઉપર દુર્લક્ષ કરતી આગળ ચાલવા લાગી. તે વખતે ત્યાંથી લોકોની જવર અવર વધારે હતી; એટલે લ્યુસીને એ વધારે કનડી શકયો નહિ પરંતુ એની પાછળ પાછળ એ જવા લાગ્યો. અક્કલના દુશ્મનને એમ લાગ્યું કે “ અત્યારે એની સાથે છોકરો છે તેથી એ આમ કરતી હશે. કાંઈ નહિ, એ કયાં રહે છે તે તો મને એની પાછળ પાછળ જવાથી માલમ પડશે.” મીસીસ લોન્સડેલે જાણ્યું કે પાપી પાછળ પડયો છે; પરંતુ એણે પાછી વળીને જરાયે જોયું નહિ. જીરોલ્ડને એ સારી રીતે ઓળખતી હતી. એ પાછું વાળીને જોવાનો

પ્રયત્ન કરત તો જીરોલ્ડ એનો અર્થ એવોજ કરત કે "મારા તરફ એનું મન છે ખરૂં. મને જોતી જોતી જાય છે." એમ કરીને એ કેટલોયે કુલાઇ જાત. બિચારી ચાલતી ચાલતી વિચાર કરતી હતી કે "આ નવી ઉપાધિ વળી કયાંથી આવી? વળી કયું નવું સંકટ માથા ઉપર આવી પડશે? આ દુશ્મન મારી પુઠે કેમ પડયો છે?" આમ દીલગીર થતી અને ક્રોધે ભરાતી એ ચાલ્યા કરતી હતી એટલામાં ફ્રેડીએ પાછળ જોયું અને પેલાને પોતાની પાછળ આવતો જોઇને બોલી ઉઠયોઃ "મમા, પેલો રાતા કોટવાળો કોઇ આપણી પાછળને પાછળ આવ્યા કરે છે." લ્યુસી ઝડપથી ચાલવા લાગી અને છોકરાને પણ સાથે સાથે ઘસડવા માંડયો. જીરોલ્ડને ભુલાવવામાં નાખવા એકદમ મૂળ રસ્તેથી એ ફંટાઇ ગઈ. રેડબર્નને પોતાના ઘરનો પત્તો ન લાગે તેટલા માટે એણે આડફેટો રસ્તો લીધો. સાંકડી અંધારી અને જયાં માણસનો નહિ જેવોજ જવર અવર હતો એવી ગલીમાં એ પેઠી. આમ કર્યું છતાં રેડબર્ને એનો કેડો ન મૂકયો. એ ગલી પુરી થઇ એટલે એ બીજી ગલીમાં પેઠી. આ ગલી પહેલીના કરતાં એ વધારે અંધારી ઘોર હતી. ત્યાં પણ પેલો તો પાછળ આવતોજ હતો. હવે તો લ્યુસીએ ફ્રેડીને તેડી લીધો અને જીવ લઇને નાસવા લાગી; પણ છોકરાને ઉંચકીને એનાથી બહુ ન ચલાયું. આખરે પોતાની પાછળ કોઈનાં પણ પગલાં ન સંભળાયાં ત્યારે એ વિસામો લેવા થોડીવાર ઉભી રહી. એ ફેં ફેં થઇ ગઈ. શ્વાસ પણ માતો નહોતો. એટલી બધી થાકી ગઈ હતી. છોકરાને પાછો કેડેથી નીચે ઉતાર્યો. છોકરાને પણ ભય તો ઘણો લાગ્યો હતો; પણ એની મા કેમ આટલી બધી દોડતી હશે તેની એને કાંઇ સમજ ન પડવાથી એ બોલી ઉઠયોઃ "મમા, કેમ તું આટલી બધી દોડતી હતી? શું હતું?" લ્યુ-

સી આનો કાંઈ જવાબ આપે તે પહેલાં તો પાછો ફરીથી કોઈનાં પગલાંનો અવાજ એને કાને આવ્યો અને એકાદ બે સેકંડમાં તો કેપ્ટન રેડબર્ને એને પકડી પાડી અને એને કહ્યું: "લ્યુસી, ઉભી તો રહે. છોકરો નહિ કહી દે. હું એને રમવાનું રમકડું અપાવું છું." લ્યુસીને એમ થયું કે આની સાથે જો એ ગુસ્સે થઈને બોલશે તો એના પતિને એ કનડશે. તેથી ગુસ્સે ન થતાં કાંઈક ઠપકો આપતી અને કાંઈક વિનીત ભાવથી એ બોલી: "કેપ્ટન રેડબર્ન, મારા જેવી એક નોંધારી સ્ત્રીને આમ સતાવવી એ માણસાઈ ન કહેવાય. નહિ માનો તો પછી હું વા'રને માટે બૂમ પાડીશ."

"અહિંયાં કોણ છે તારી વા'રે આવે એવું? અંધારૂં થઈ ગયું છે. આટલામાં કોઈ ચકલુંએ જણાતું નથી. આ લત્તામાં કોઈ તારી બૂમ સાંભળે એમ નથી." હવે લ્યુસી ક્રોધને ન દબાવી શકી. ને તે બોલી: "કેપ્ટન રેડબર્ન, મારા છોકરાની દેખતાં આવાં વચન કાઢતાં તમને શરમ નથી આવતી?" રેડબર્ને જોયું કે હમણાં તો કોઈ જણાતું નથી; પણ રખેને કોઈ આવી પહોંચે એ બીકથી એ બોલ્યો: "તારી એવી ઈચ્છા છે તો મારે વાત આગળ લંબાવવાની જરૂર નથી. પણ એટલું યાદ રાખજે કે આ અપમાનનો બદલો એક શખ્સ ઉપર તો હું જરૂર લઈશ." આટલું કહીને એ ચાલતો થઈ ગયો અને લ્યુસી કેડીને લઈને બીજી દિશામાં વળી. બે ગંજાવર કારખાનાની વચ્ચે આવેલી નળીમાં ઉપલો બનાવ બન્યો. આ કારખાનામાંનાં દીવાબત્તી ક્યારનાં બુઝાઈ ગયાં હતાં; એટલે આ ગલીમાં અજવાળું નહોતું. ઉગતા ચંદ્રનાં આછાં કિરણોનો પ્રકાશ પડતો હતો. કેપ્ટન રેડબર્ન જતાં જતાં વિચાર કરી રહ્યો હતો કે, કેવી યુક્તિ

ચડાવું તો લ્યુસી મારા કબજામાં આવે. એટલામાં એક માણસે આવીને પાછળથી એનો હાથ પકડયો. રેડબર્નને માનની ખાતર બહાદુર અમલદાર કહેવામાં આવતો; પણ અત્યારે તો એની બહાદુરી સાતમે પાતાળ જતી રહી હતી. એને તો એમજ લાગ્યું કે નક્કી કોઈ લુંટારો મળ્યો; એટલે બીકથી એનાથી બુમ પણ પડાઇ ગઇ, અને તરવાર બતાવવાને બદલે એણે તો પીઠ બતાવવા માંડી. એ જોઈ પેલા માણસે કહ્યું: " કેપ્ટન રેડબર્ન, બીશો નહિ. મેં તમારી બધી વાત સાંભળી છે. હું તમને મદદ કરી શકું એમ છું. "

રેડબર્નના જીવમાં હવે જીવ આવવા લાગ્યો; છતાં પેલા મનુષ્યથી બન્યું એટલું અંતર રાખીને ઉભો રહીને તેની સાથે વાત કરવા લાગ્યો. " તમે કઇ વાત સાંભળી ? "

" લ્યુસી લોન્સડેલ અને તમારી વચ્ચે થઇ તે. તે કાર્યમાં હું તમને મદદરૂપ થઇ પડું એમ છું. "

" ખરેખર ? ત્યારે તમે કોણ છો ? મને કયાંથી ઓળખો ?"

પેલાએ કહ્યું: " એ બધાનો ખુલાસો કરવાની કાંઇ જરૂર નથી. તમારે ઇંડરીઓ ગઢ જીતવો છે અને મારે પૈસા જોઇએ છીએ. કેમ છે કબુલ ? હોય તો તમારી મુરાદ બર લાવી આપું."

" કબુલ છે: પણ મારૂં કામ થાય ત્યાર પછી તને પૈસા આપું. "

" વારૂ એમ રાખો. ત્યાં સુધી એટલા દિવસ દુઃખે પાપે હું ખેંચી કાઢીશ. પણ આ વાત આપણે અહિં કરવા જેવી નથી. અહિંથી નજીકજ હું રહું છું; માટે ચાલો ત્યાં જઇને વાત કરીએ. " રેડબર્નને એમ લાગ્યું કે આ કદાચ સોનેરી ટોળાનો હોય તો ઉલટો

અને સાણુસામાં સપડાવે; એટલે થોડી વાર તો ડમ ભર્યો વગરજ આ અજાણ્યા માણુસ સામે જોઈ રહ્યો; પણ એ કોણ છે તે ઓળખી શક્યો નહિ. આ અજાણ્યા માણુસે માથે હેટ એવી ઘાલી હતી કે એનાથી એનું આખું મોઢું ઢંકાઇ જતું હતું. એણે મજુરના જેવું જાડું ખદ્દડ બદન પહેર્યું હતું; છતાં એની બોલી મજુરના જેવી નહોતી. જીરોલ્ડે આ શખ્સને બરોબર જોવા પ્રયત્ન કર્યો; પણ એનો બીહામણો વેશ જોઈ ને એ તો ડરીજ ગયો. એ મનુષ્યે હસતાં હસતાં કહ્યું: " ઓહો આવી રાતી ડમલીવાળા અને કમરે તરવાર લટકાવેલાને મારા જેવા કંગાલ અને દરિદ્રીની બીક લાગે છે, તે આમ ઉભા રહ્યા છો ?" રેડબર્નને આથી ચાટકો લાગી ગયો એટલે બોલ્યો: " ચાલ, આગળ થા. હુ તારી પાછળ આવું છું. "

પેલાએ કહ્યું: "ચાલો અહિંથી દસ બાર કદમજ દુર છે." એમ કહીને રેડબર્નને આ માણુસ પેલી ગલીમાં એક બીસ્માર હાલતમાં આવી ગયેલા અને પડી ગયેલા ઘર આગળ લઈ ગયો. આવા હવડ લતામાં આવું હવડ ઘર—બદમાસોની ટોળીને રહેવાનું રહેઠાણુ—જેવું જોઈ ને જીરોલ્ડના શરીરમાં ધ્રુજારી છુટી ગઇ. પેલાએ તાળું ખોલીને બારણું ઉઘાડયું. ઘરમાં તદન અંધારૂં હતું. મોટી કબર-માં ઉતરતો હોય એમ એને તો લાગ્યું અને અંદર જાઉં કે ન જાઉં એમ મનમાં ઢચું પચું થયું. પેલા અજાણ્યા શખ્સે કહ્યું: " જો તમને દગો લાગતો હોય તો બેલાશક તમારી તલવાર મ્યાનમાંથી ખેંચી કાઢો, અને ધડ ઉપરથી મારા શિષને ઉડાવી દો. જો મારામાં વિશ્વાસ હોય તો ચાલો મારી સાથે. હ્યુરી સાથે હુ તમારો મેળાપ કરાવી આપું; અને નહિ તો તમે કોઇ એકાંત જગા બતાવો તો ચાલો હું ત્યાં આવવા તૈયાર છું. "

રેડમર્ને કહ્યું: "ચાલ ચાલ હવે." એમ કહીને પોતાની સાથે એ અંદર પેઠો અને રખેને કાંઈ ભય આવી પડે તેટલા માટે જરૂર પડે તલવાર મ્યાનમાંથી ખેંચી કાઢવા પોતાનો હાથ તલવાર ઉપર જ મુકી રાખ્યો. અંદર ગયો એટલે પેલા પુરૂષે અંદરથી બારણું વાસી દીધું. આ અંધારી કોટડીમાં બન્ને જણ એકલા હતા. રેડમર્નના મનમાં એમ થતું કે હમણાં મારી ગળચી પકડી મારો ટોટો એ પીસી નાખશે તો? દગો કરીને એનું ખંજર મારી છાતીમાં ભોંકી દેશે તો? ધાડપાડુઓનું ટોળું હમણાં મારા ઉપર તુટી પડશે તો? મારા પગ નીચેની જમીન પોલી હોય અને મને ત્યાં ભોંયરામાં હડસેલી દેશે તો? આવા હજારો વિચાર એને આવવા લાગ્યા અને અહિં આવી પડયો તેનો એને પસ્તાવો થવા લાગ્યો. પેલાએ કહ્યું: "બેસજો હાં, હું બત્તી લાવું." એમ કહીને એ બત્તી લઇ આવ્યો એટલે બન્ને જણે અંદરના ઓરડામાં ગયા. દીવાને અજવાળે રેડમર્નને જણાયું કે અહિં બધી ચીજો અસ્તવ્યસ્ત પડેલી હતી. ભીંતમાં હજારો બાકોરાં પડી ગયાં હતાં. બારીઓના કાચ ભાગી તુટી ગયા હતા, ધુળના તો ઢગલા થઇ રહ્યા હતા. આ ઓરડામાં એકાદ તાવડી, એક માટીનો ઘડો, થોડાક કોલસા, લાકડાંની એક બે ભારીયો, ગાભા જેવી ફાટલી તુટલી સુવાની ગોદડી એટલાં વાંનાં હતાં. એટલા ઉપરથી એમ અનુમાન થાય કે અહિં મનુષ્યનો વાસ હશે. જો એટલું એમાં ન હોય તો એ જાનવરની બોડ જેવુંજ લાગે. રેડમર્ને એક દૃષ્ટિપાતમાંજ આખી રૂમનું નિરીક્ષણ કરી લીધું અને આવું ભયાનક સ્થળ જોઇને એને પણ થથરાટ થઇ રહ્યો. દીવાના અજવાળે આ અજાણ્યા મનુષ્યને એ સારી રીતે જોઇ શક્યો. એનું મોઢું ચીતરી ચઢે એવું હતું. એનું મોઢું જાણે બળી ન ગયું હોય

અથવા લોઢાના સળીઆના જાણે એના મોઢા ઉપર ડામ ન દીધા હોય એવું દેખાતું હતું. એની એક આંખ તો બીલકુલ ગઈ હતી, અને એ આંખે તો એનાથી જરાએ દેખાતું નહોતું. ફક્ત એક આંખે દેખાતું હતું. પણ તે આંખ પણ લાલચોળ અને દાઝી ગયેલી હોય એવી જણાતી હતી. એની પાંપણો પણ બળી ગઇ હતી અને એના ડોળા ઠરી ગયેલા લોહીની અંદર જાણે જડી ન લીધા હોય એમ બહાર ટગમગી રહ્યા હતાં. એના નાકનું ટેરવું ખવાઇ ગયેલું હતું. એના હોઠ એટલા બધા સુજી ગયેલા હતા કે જાણે એ મોટો હબસી ન હોય એમ લાગતો હતો. એણે પોતાની હેટ ઉતારીને નીચે મુકી, તો એના માથા ઉપર કેટલેક ઠેકાણે બળી ગયેલા વાળ ફરી નહિ ઉગતાં ત્યાં તાલ પડેલી હતી; અને કપાળથી છેક માથા સુધી એને કોઇએ ડામી નાખ્યો હોય એમ ભાસ થતો હતો. ટુંકામાં આ મનુષ્યના રૂપમાં ઢંગઢાળ વગરનો કોઇ વિચિત્ર દેખાવનો દૈત્ય હોય એમ ભાન થતું હતું. હવે એણે પોતાની વાગ્ધારા છોડવા માંડી. જીરોલ્ડને એણે કહ્યું: " કાંઇ ઓળખાણ નથી પડતી ખરું ?"

"તમને જીંદગીમાં કોઈ વાર જોયા હોય તો ઓળખું કની ?"

" ઠીક; તમે મને નથી ઓળખતા એથી તો મને એક પ્રકારનો આનંદ થાય છે. તમારે માટે બેસવાને લાયક અહિં કશું સાધન નથી; એટલે હું તમને બેસવાનું તો કહી શકતો નથી; હશે પણ આ એકાંત જગ્યા છે; એટલે આપણાથી શાંતિપૂર્વક વાતચીત થઇ શકશે. "

" પણ હવે તું કોણ છું ? તું મને અને લ્યુસીને ક્યાંથી ઓળખે ? અમારી વાત તું કેમ સાંભળતો હતો ? તે તો વાત કહે "

છેલ્લા સવાલનો જવાબ હું પહેલો દેવા માગું છું. હું દિવસે કેમ બહુ બહાર નથી નીકળતો એ તો તમે સમજી ગયા હશો. એટલે સાધારણ રીતે મારે જે કાંઇ ખરીદી કરવી હોય છે તેને માટે હું રાતેજ નીકળું છું. તે પ્રમાણે હું ગલીમાં થઇને જતો હતો એટલે તમારા બન્નેની વાત મારા કાને પડી. હવે આ ઘર સંબંધી જરા ઓળખાણ કરાવું. આ બધો ચાન્સરીનો લત્તો છે. અને આ ઘર પણ તમને ચાન્સરી હાઉસ જેવું નથી લાગતું ! સારૂં છે કે ચાન્સરી કોર્ટ બીજે ઠેકાણે બેસે છે. આ ઘરનોજ જો ચાન્સરી કોર્ટ તરીકે ઉપયોગ થાત તો આવું પડી ગયેલી હાલતમાં એ ન હોત. અને અત્યારે મને આશ્રયસ્થાન સમું એ થઇ પડયું છે તેનો મને લાભ ન મળત. બહાર ખુલ્લામાં ગમે ત્યાં પડી રહેવું તેના કરતાં આ અંધીઆર જગામાં ફાટી તુટી ગોદડી ઉપર સુવાનું શું ખોટું છે ? એક દિવસ રાતે મેં આ માનચેસ્ટરમાં પ્રથમજ પગ મુકયો, તે વખતે રખડતો રખડતો હું આ ગલીમાં આવી પહોંચ્યો. ચાલી ચાલીને થાકી ગયો હતો, અને મારે કયાં જવું કયાં રહેવું તેની તપાસમાં હતો. કાંઈ પત્તો ન લાગવાથી મેં તો દિવાલ સાથે મારૂં માથું અફાળીને મારો અંત આણવા નિશ્ચય કર્યો. એટલામાં પવનથી ખખડતા આ ઘરની બારીનાં બારણાંનો અવાજ મારે કાને આવ્યો અને કુતૂહલ ઉત્પન્ન થતાં તપાસ કરી. ધીમે રહીને હું આ રૂમમાં પેઠો અને અહિં જમીન ઉપરજ પડયો; અને ઉંઘી ગયો તે છેક સવારે ઉઠયો. ઉઠયો એટલે કકડીને ભુખ લાગી હતી તેથી વસ્તીમાં ભિક્ષાનદેહિ કરવા નીકળ્યો. કેટલાક ગૃહસ્થ કહેવાતા મનુષ્યો તો મને જોઇને જાણે પાપને જોયું હોય એમ મારાથી દૂર ભાગી જતા; પણ કેટલાક મીલના મજુરોને મારી દયા આવી અને તેમણે

અને કેટલુંક ઉધરાણું કરી આપ્યું ત્યારે હું બચવા પામ્યો; નહિ તો ભુખે મરી જાત. ત્યાર પછી આ ગોદડાના ગાભામાં તપાસ કરતાં અને આ ઓરડીની કુંચી જડી આવી; એટલે આપણે આ ઘરનો કબજો કરી બેઠા છીએ. આટલો મારો પરિચય તમને બસ થશે. "

" પણ તું છે કોણ તે તો કહે. તને મોઢે અને માથે આ બધી ઇજા શાથી થઇ છે, તું મને અને લ્યુસીને શી રીતે ઓળખે છે, તું મને કેવી રીતે મદદરૂપ થઈ પડીશ ? "

" હું કોણ છું તે તમે પૂછો છો ? મને તમે સ્મીથના નામથી બોલાવજો. મારા મોઢા અને મુખ ઉપરની ઇજા તો એક ઘર બળી ગયું તે વખતે મને થયેલી છે. તમને તથા લ્યુસીને હું શી રીતે ઓળખી શકયો એ સવાલનો જવાબ પણ તેટલોજ સહેલો છે. જો કે હું હંમેશાં રાતે બહાર નીકળું છું; છતાં હું ચારે તરફની તપાસ કરતો રહું છું એટલે મને બધી ખબરો મળે છે. વળી તમારી અને લ્યુસી વચ્ચેની વાતચીતમાં તમે એક બીજાનાં નામ દઇને વાત કરતાં હતાં; એટલે તમારાં નામ હું જાણી શકયો છું. હવે હું તમને મદદ શી કરીશ તે સવાલ તમારો રહ્યો. " " અને તે ખાસ અગત્યનો સવાલ છે. "

" તે બાબતની તમારે કાળજી કરવી નહિ. હું તમને ચોકઠું બેસાડી આપીશ. જુઓ, તમને તમારા સરનામાનો એક કાગળ મળશે. તેમાં લખ્યું હશે કે અમુક દિવસે અમુક વખતે અમુક ઠેકાણે અમુક ઘરમાં મીસીસ લોન્સડેલને તમે મળી શકશો. તે ઘર એવું હશે કે તેમાં શું થાય છે તે જોવાની કોઈને દરકાર નહિ હોય. "

" તમારૂં કહેવું હું સમજી ગયો; પણ લ્યુસી એવા સ્થાનમાં આવશે ખરી ?"

" તે તમારે જોવાનું નથી; પણ તમને એવો કાગળ મળે કે લ્યુસી લોન્સડેલ કહેલે સ્થળે આવી પહોંચી છે; તો તમે ત્યાં જશો ખરાને ?"

" જરૂર; અને તમને દ્રવ્યથી હું સંતોષી દઇશ. છતાં હું કેવો માણુસ છું તેની તમને ખાતરી પડે તેટલા માટે લો, આ સોનાના પાંચ સોવરેન તમને આપું છું."

" લાવો, એની પણ જરૂર પડશે. જે ઘરમાં તમારૂં કોકડું હું જમાવી આપવા ધારૂં છું, તે ઘરવાળાને ઘરના ભાડા બદલ અને તમારૂં કામ પાર પાડવાને થોડા ઘણા પૈસા આપવા પડશે." એમ કહીને મી. સ્મીથે કેપ્ટન રેડબર્ન પાસેથી પાંચ સોવરેન લેવાને પોતાનો હાથ લાંબો કર્યો. હાથ પણ દાઝેલો જણાતો હતો અને એના ઉપર ચાઠાં ચાઠાં પડી ગયાં હતાં. રેડબર્ન પાંચ ગીની આપીને ત્યાંથી ઉઠયો અને ચાલવા માંડયું. જતાં જતાં પણ એના મનમાં એમ આવ્યું કે રખેને પાછળથી આ માણુસ મારા ઉપર ઘા કરે. એની એ ધારણા ખોટી હતી. આ મી. સ્મીથનો એવો કશો ઇરાદો નહોતો; એટલે એ સહી સલામત રીતે આ ખંડીએર જેવા બીસ્માર હાલતમાં આવી ગયેલા ઘરમાંથી બહાર નીકળી ગયો. બહાર રસ્તાની ખુલ્લી હવા અને અજવાળું જણાયું ત્યારે એના મનને કાંઈ શાંતિ વળી. આ વિચિત્ર મનુષ્ય કોણ હશે અને એ મારૂં કાર્ય કેવી રીતે પાર ઉતારશે, વિગેરે વિચાર કરતો કરતો એ ત્યાંથી ચાલ્યો ગયો.

---

# પ્રકરણ ૩૩ મું.

## ગાર્ડ રૂમ આગળ.

બીજે દિવસે ફ્રેડરિક લોન્સડેલ પહેરા ઉપર હતો તેથી ગઇ કાલે રેડબર્ને લ્યુસીનું અપમાન કર્યું હતું તે વિષે એને કશી ખબર પડી નહિ. સાર્જંટ મેજોર લેંગલી ગઇ રાતે દારૂ ઠાંસીને પડયો હતો તેની અસર આજે સવારે પણ થોડી થોડી રહી હતી. એનું માથું એને ભારે લાગતું હતું અને રાતે લોન્સડેલે એની એ સ્થિતિ નજરો નજર જોઇ હતી તેનું એને સ્મરણ તાજું થઇ આવ્યું. એને ભય લાગ્યો કે ફ્રેડરિક જરૂર મારી ઉપર વેર વાળશે અને હું પીને છાકટો બન્યો હતો એ હકિકત એ જરૂર કર્નલને કહી દેશે; અને એ વાત સાબીત કરવાને માટે બીજા પુરાવા સાથે કેપ્ટન રેડબર્નને પણ પુરાવામાં બોલાવશે. પણ એનો એ ભય ખોટો હતો. લોન્સડેલ આ વાત કહી તો દેત; પણ કેટલાંક કારણસર એને તેમ કરવાનું માંડી વાળવું પડયું.

રેડબર્ન લેંગલીની વાત જાણે છે, એની એને ખબર નહોતી. તેમ બીજા સાથીઓ લેંગલી વિરૂદ્ધ મળી આવશે કે કેમ તેની શંકા હતી. રેજીમેન્ટમાં એ છપાઇ ગયેલો હતો એટલે ઉપરીના સામે એ કાંઇ પણ આક્ષેપ મુકે તે માનવામાં પણ ન આવે. આ બધા સંજોગોમાં એનાથી લેંગલી વિરૂદ્ધ ફરીઆદ થઇ શકી નહિ. આ પ્રમાણે લેંગલીનો ગુનો ઢંકાઇ ગયો એટલે એણે એમજ ધાર્યું કે, “ મારી વાત કહી દેવાની ફ્રેડરિકની હિંમત નહિ ચાલી હોય. એનું

માનત કોણુ? કહ્યું હોત તો ઉલટો એ મૂર્ખોજ ઠરત. એણે ન કહી દીધું તેનો કાંઇ મારે આભાર માનવાનો નથી." આમ આભાર માનવાનો તો બાજુએ રહ્યો પણ ફ્રેડરિકે એને છાકટાપણામાં જોયો તેથી એના ઉપર પોતાનું વેર વાળવાની એ પેરવી કરવા લાગ્યો. હવે એ ફ્રેડરિકને દોષ દ્રષ્ટિથી જોવા લાગ્યો. એનું કામ સારૂં હોય છતાં એનાં ખોતરણાં શોધવા લાગ્યો. એનાં હથીઆર અને ડ્રેસ બરોબર વ્યવસ્થાસર હોવા છતાં એમાં એણે એની ઘણી ભુલો કાઢી અને "તું આળસુ છે, મેલો છે, ગંદો છે, તદન નકામો છે." વિગેરે ઘણા અપમાનકારક શબ્દો એને કહ્યા. ફ્રેડરિકને, બિચારો વાંકમાં નહિ છતાં ઠપકો અને અપમાન સાંભળવાં પડયાં તેથી એ શીઆવીઆ થઈ ગયો અને લેંગલી ઉપર એને ઘણું ખુનસ ચઢયું. એ એને ત્યાંનો ત્યાંજ ઠોકી પાડત; પણ એણે મનને મહા મહેનતે વશમાં રાખ્યું. લેંગલી એના મનનો વિચાર સમજી ગયો હતો અને એને ખાતરી થઈ કે "હું ગમે એટલું કહીશ પણ એ કાંઇ બોલવાનો નથી." એટલે એના ઉપર મેણાં ટોણાં અને ન સંભળાય એવાં અપમાનકારક વચનોનો એણે વરસાદ વરસાવી દીધો. આજે આખા દહાડામાં લોન્સડેલના પહેરા દરમ્યાનમાં કાંઇ કેટલીએવાર એણે આવજા કરી; અને જેટલીવાર એ આવ્યો તેટલીવાર કાંઇ નવીજ ભુલ એણે કાઢયા કરી. પોતાનો દ્વેષ વધારે કેળવવા અને લોન્સડેલને દાઝે બાળવા બીજા સૈનિકોની ભુલો હોવા છતાં "વાહ, તમે ઘણું સારૂં કામ કરો છો." એમ કહીને તેમનાં વખાણ કરતો અને આને મૂર્ખો, ગધેડા, અક્કલ વગરના, હેવાન, વિગેરે અનેક અપશબ્દો સંભળાવવા લાગ્યો. લેંગલીના અણુજાજતા પ્રહારોથી એનું મન વિંધાઇ ગયું હતું. એનો અંતર આત્મા કકળી

ઉઠયો હતો. એને પણ લાગ્યું કે હવે એનું મન એના હાથમાં નહિ રહી શકે. કઈ વખતે એ શું કરી બેસશે તે ન કહી શકાય. અત્યારે એનું ઝનુન દબાઇ રહેલું હતું. એના ક્રોધનો જ્વાળામુખી ધુમાઈ રહ્યો હતો. કઇ વખતે એ ફાટી નીકળશે તે કહેવું મુશ્કેલ હતું. ક્રોધ કે દ્વેષ જણાવ્યા વિના આ બધું અપમાન ફ્રેડરિક ગળી ગયો એ પોતાને મન એને બાયલાપણું લાગ્યું.

સાંજે જે સૈનિકોનો પહેરો નહોતો તે બધા કેન્ટીન (પીઠા) માં ભેગા થયા અને વાતોના તડાકા મારવા લાગ્યા. એમણે દરેકની પાસે ફાળો ઉઘરાવ્યો અને ઉઘરાણાના પૈસામાંથી દારૂ મંગાવવાનો વિચાર કર્યો. પણ પૈસા પુરતા નહોતા એટલે તેટલા પૈસામાં સર્વને બરોબર પહોંચી રહે એટલો દારૂ આવે એમ ન લાગ્યું; એટલે આ લોકોનું ધ્યાન, જ્યાં લોન્સડેલ, લેંગલીએ એના પ્રત્યે ચલાવેલી હેવાનીઅત વર્તણુકનો વિચાર કરતો બેઠો હતો તે તરફ ગયું અને એમાંનો એક જણ બોલી ઉઠયોઃ—“ લોન્સડેલ, દોસ્ત અત્યારે પૈસા ખુટે છે. થોડો ફાળો તુંયે આપ.” આ સાંભળીને એનામાંનો બીજો જે જરા સારા અને મળતાવડા સ્વભાવનો હતો તે બોલ્યોઃ “ એ બિચારો કોઇ દિવસ દારૂ પીતો નથી, તો ફાળો માગીને એની પાસે ના શું કામ કહેવડાવવી ? આપણને બધાને એનો સ્વભાવ ગમે છે. એને જેમ કરવું હોય તેમ કરવા દો. આપણે એની બહોસ ન કરવી.” ત્રીજો બોલી ઉઠયોઃ—“ કેમ ભુલી ગયા ? હમણાં થોડા દહાડા ઉપરજ એણે આપણને બધાને પોતાના પદરના પૈસાથી દારૂ પાયો હતોને ?”

લોન્સડેલ હવે પોતાની જગ્યાએથી ઉઠયો અને પોતાના

ગાડીઆઓ પાસે આવીને કહેવા લાગ્યોઃ–"કેમ શી વાતો કરી રહ્યા છો? ઉઘરાણું કરો છો? મારો ફાળો જોઇએ છીએ? ચાલો મારો પણ આજે જરા જલદ દારૂ પીવાનો વિચાર થઇ ગયો છે. જેમ બને તેમ જલદ અને કડક જોઇએ હાં? લો આ પૈસા." એમ કહીને એણે પાંચ શીલીંગ આપ્યા. પૈસાનું ઉઘરાણું હવે બરોબર થઇ ગયું એટલે ઓર્ડર પ્રમાણે ખરેખરો જલદ દારૂ આવી પહોંચ્યો. એટલો કડક કે જેને દારૂ પીવાની આદત ન હોય તેને તો એક પીન્ટ જેટલોજ પીવાથી ચઢી જાય; અને એમાંનો એક પીંટ ગમે તેવા અટલ દારૂડીઆનું પણ મગજ ફેરવી નાખે એટલો બધો આ દારૂ જલદ અને તેજદાર હતો. લોન્સડેલ આ દારૂનો ગ્લાસ મોંઢે અડાડવા જતો હતો, ત્યાં પોતાની પવિત્ર પ્રિયતમા અને નિર્દોષ બાળકની છબી એનાં નયન સમક્ષ આવીને ઉભી રહેલી એને જણાઈ. જાણે એ બન્ને જણ "તમે દારૂ ન પીશો" એવી વિનંતિ કરી રહ્યાં હોય એમ એને ભાન થયું; પણ અંતઃકરણના અવાજ તરફ એણે દુર્લક્ષ કર્યું. અત્યારે એ દુઃખભારથી સદંતર દટાઇ ગયો હતો, એનું મન અનેક જાતના અપશબ્દોથી વિંધાઇ ગયું હતું. તે છેક હતાશ થઇ ગયો હતો અને એના મન ઉપર એટલી બધી પ્રબળ નિરાશા જામી રહી હતી કે મદિરાપાન જે એણે મનને બહેલાવનારૂં ગણી લીધું હતું, તેની વિકટ લાલસાને એ જરા પણ ન રોકી શક્યો. અત્યારે એ અંત ઉપર આવેલો હતો. પોતાના ઉપર ગુજરતા જુલમમાંથી છુટવાને એ સેતાનને પણ વેચાવા તૈયાર હતો. "તું આ ખોટું કામ કરે છે. તેં લ્યુસીને વચન આપ્યું છે કે હવેથી દારૂને ઓળે પણ નહિં જાઉં; છતાં તું આ અવળે માર્ગે

ચઢી રહ્યો છું." આ પ્રમાણે એનું અંતઃકરણ એને ઠોક ઠપને કહેતું; છતાં નિરાશા અને વિષાદની અગાધ ગર્તામાંથી બહાર નીકવાનો એણે એજ માર્ગ લીધો. પહેલેજ ગ્લાસે એના આખા શરીરમાં એક પ્રકારની સ્ફુર્તિ આવી ગઇ. એનો હ્રદયભાર જરા હલકો થયેલો લાગ્યો; પણ હજુ સુધી એનું મન જોઇએ તેવું પ્રફુલ્લ ન થઈ શક્યું. બીજું ગ્લાસ અડાવ્યું એટલે એના હ્રદયમાં ઉછાળો વાગ્યો. એ તાનમાં આવવા લાગ્યો.

"સાર્જંટ લેંગલીએ મને ધસાતા શબ્દો કહ્યા તેમાં હું આટલો બધો હતાશ કેમ થઈ ગયો ? એની મારે દરકારજ શું કરવા કરવી જોઇએ ? ભલેને એ ટકટકારો કર્યા કરે. એના ઉપર ધ્યાનજ શું કરવા આપવું ? આવી બાબતોમાં નકામું દુઃખ શું કામ વ્હોરી લેવું ? આ દારૂના ગ્લાસમાં તો ધાર્યા કરતાં પણ વધારે મજા છે. એનાથી મન પ્રફુલ્લ બને છે તો પછી એ લેવામાં હરકત શી છે ? લ્યુસી ઘણી ઉમદા સ્ત્રી છે. હું એને અતિ પ્રેમથી ચહાઉં છું. પણ મારા ગોઠીયાઓ સાથે દીલને બહેલાવવા બે ઘડી દારૂની મોજ ઉડાવીએ તો તેમાં લ્યુસીનું શું જાય ? એવી તેવી બાબતોમાં એને વાંધો કહાડવાનો ન હોય. શું મારે તે એની મુખપરસ્તીજ કર્યા કરવી. હા, અમારા શરૂઆતના, અમારા જુવાનીના પ્રેમમાં અમે એક બીજાનેજ દેખ્યા કરતાં; પણ હવે તે મધુર મધુ—રજનીનો પ્રેમ પ્રસંગો તથા એક બીજાના હ્રદયમાં સ્થાપિત થયેલી એક બીજાની મનોરમ મૂર્તિની પ્રેમપૂજા પરિણામ પામી છે. હવે તો એ ભાવના એક ગંભીર ભાવ તરીકે રહેવી જોઇએ. મેં એકાદ ગ્લાસ અડાવ્યો તેની એને ખબર પણ શું પડવાની છે ? હું

એને વાતજ નહિ કરૂં તો એ મને શું કહેવાની હતી? હું એને દુઃખી કરવા માગતો નથી; એટલે એ ન જાણે એમજ હું મારી મેળે ચલાવ્યા કરીશ. હદમાં રહીનેજ કામ કરીશ. છાકટા બની જવાય એટલો બધો હું પીઉં શું કામ? હદમાં રહીને જો કોઇ પણ વસ્તુનો ઉપભોગ કરવામાં આવે તો કશું નુકશાન થતું નથી. જ્યારે મનુષ્ય હદ ઓળંગી જાય છે ત્યારે વિપત્તિમાં આવી પડે છે. હું નિયમનો ભંગ કરવાનો નથી એટલે મારે ડરવાનુંયે નથી." આવા વિચારો કરીને લોન્સડેલ પોતાના અંતર્યામી નિર્મળ આદેશ અને હિતકર બોધને દબાવી દેવા લાગ્યો. બે ગ્લાસની અસર તો એના મગજ ઉપર પુરેપુરી થઈ ચુકી હતી; છતાં પોતે પૂર્ણ સાવધ છે એમ કરીને પોતાની બુદ્ધિને પણ એ ઠગવા લાગ્યો, અને ત્રીજો ગ્લાસ પણ જઠરમાં હોમી દીધો. હદમાં રહેવાની વાત તો હજુ એના મોઢામાંજ છે અને ત્યાર પહેલાં તો એણે હદ ઓળંગીયે ખરી. દારૂ ચીજ એવી છે કે ભલભલા મજબુત મનોબળવાળાનું બળ પણ હરી જાય છે. હદમાં રહીને પીશું એ વિચારજ ભયંકર છે. જેટલા દારૂડીયા બની ગયા છે તેટલા બધાએ પહેલાં તેવા નહોતા. દારૂનો પહેલો પ્રસંગ પાડ્યો તે વખતે તેઓ પણ ડાહ્યાજ હતા. અમે હદપાર કદી નહિ પીશું એવી ડહાપણભરીજ દલીલો તેઓ કરતા હતા. પરંતુ આવી ડહાપણ ભરેલી દલીલોએજ લાખોને પાયમાલ કરી નાખ્યા છે. મનુષ્યનું મિથ્યાભિમાનજ એને મારી પાડે છે. મિથ્યાભિમાનમાં એ એવો આંધળો થઈ જાય છે કે મોટી ઉંચી ખડક ઉપરથી એનો પગ તો લપસી રહ્યો છે, ક્ષણ બે ક્ષણમાં તેઃ ભોંય ભેગો થઇ જવાની તૈયારીમાં છે; છતાં આંધળાને એમજ લાગે છે કે પોતે ઘણાંજ નિર્ભય સ્થળમાં છે. અસ્તુ. ત્રીજો ગ્લાસ

ચડાવી દીધો એટલે એના મનમાં એક પ્રકારનો ઓર આનંદ છવાઇ રહ્યો. એ પુરેપુરો છાકટો નહોતો બન્યો; છતાં અસર તો થઇ ચુકી હતી. હજુ એનું મન અને વાણી એના પૂર્ણ કાબુમાં હતાં. ચોથો ગ્લાસ ધરવામાં આવે તો નાજ કહેવી એવો વિચાર કરી રહ્યો હતો. છતાં ગ્લાસ જોઇને એના મોઢામાં પાણી આવ્યું. એણે તો દુનિયાની બધી ચિંતાઓ, દુઃખ અને વિપત્તિને દારૂમાં ડુબાડી દેવાનીજ ઇચ્છા કરી દીધી હતી. કે જેથી એને ફરીથી એ નડેજ નહિ.

અમુક કારણસર કર્નલે જીરોલ્ડ અને લેંગલીને બેરેકમાં એક રાઉન્ડ લેવા મોકલ્યા હતા. તેથી રાતે દસ વાગે આ બન્ને જણુ ગાર્ડ રૂમ આગળ આવી પહોંચ્યા. એમને જોઇને બધા સૈનિકો ઉભા થઈ ગયા પણ ત્યાં કેટલાક દારૂના ગ્લાસ ઉપાડયા વગરના રહી ગયા હતા તે આમની નજરે પડી ગયા; એટલે જીરોલ્ડ બોલી ઉઠયોઃ—"અલ્યા, તમે તો અત્યારે મોજ ઉડાવવા બેઠા છોને કાંઇ? એકાદ ગ્લાસ ચડાવો તો તો કાંઈ વાંધો નહિ; પણ અહિં પડેલા સાહિત્ય ઉપરથી સમજાય છે કે તમે છ છ ગ્લાસ ઉડાવી દીધાં હશે." અત્યારે જીરોલ્ડ આવી શીખામણુની ડાહી ડાહી વાતો કરતો હતો; પણ પોતેજ શેરીની એક આખી બોટલ, એક કલેરેટની બોટલ અને એકાદ પીન્ટ પોર્ટનો એટલું ઠાંસીને આવ્યો હતો. એનાથી બરાબર ટટાર ઉભાએ નહોતું રહેવાતું. બોલતાં બોલતાં ડચકાં ખાતો હતો; પણ ઓફીસર લોકોને તો જાણે હદ ઉપરાંતનો પીવાનો પરવાનો હતો; પણ સાધારણ સૈનિકથી તેમ થઇ શકે તેમ નહોતું. ઓફીસર રોજ રાતે મન માન્યો પીને છાકટો બને, તોપણુ એ સરખે સરખા મળે ત્યારે એમજ કહેવાય કે એ તો મોજીલો છે, ફાંકડો છે; પણ બિચારા સૈનિકથી કોઇ દિવસ વધારે પીવાઇ જવાય,

તો એને છાકટો, બદમાસ, કુતરો વિગેરે વિશેષણો લગાડવામાં આવે. કેપ્ટન રેડબર્ન સૈનિકોને ઉદ્દેશીને બોલતો હતો, ત્યારે બધાએ સૈનિકો જાણે ડાહ્યા ડમરા હોય અને બીલકુલે પીધો ન હોય તેમ ઠાવકા બનીને ઉભા રહ્યા.

લોન્સડેલ શીવાય કોઇના મુખ ઉપર પીધેલાનું ખાસ ચિહ્ન જણાતું નહોતું. એનું મોઢુંજ ઉભરાયલા જેવું લાગતું હતું. "ચાલો સાર્જંટ મેજોર લેંગલી, આ લોકોની તપાસ કરો. આમાં કોઇ છાકટો બન્યો છે? આહ! અલ્યા તારૂં નામ શું લોન્સડેલ કે? તેં વધારે લઇ લીધેલો લાગે છે. લેંગ્લી એના મોડા ઉપરનો ઉભરાટ તમને માલમ પડે છે કની?"

"ઘણોજ સાહેબ." લેંગલીએ જવાબ આપ્યો:—"અલ્યા બરાબર ઉભો રહે."

જીરોલ્ડ જેમ કોઈ ઢોરને કહે તેવી રીતે બોલ્યો: "લેંગલી, બત્તી લાવો, આના મોઢા આગળ ધરો એટલે હું જોઉં તો ખરો. જુઓ એણે કેટલો બધો પીધો છે?"

"હાજી; ઘણોજ."

ફ્રેડરિકે કહ્યું:—"મેં બહુ પીધો નથી."

રેડબર્ન:—"તારી જીભ બંધ કર, એ તારા ઉપરી છે. તેં દારૂ પીધો છે."

ફ્રેડરિક:—"મેં દારૂ પીધો છે એ હું કબુલ કરૂં છું; પણ હું તેથી ઉન્મત્ત બની ગયો નથી."

જીરોલ્ડ:—"ઉન્મત્ત! અરે આવા તારા સુંદર શબ્દોનું અમારે

શું કામ છે? તારા જેવા ભિખારીને તે વળી આવો શબ્દકોષ શાનો જોઈએ?"

આ સાંભળીને લોન્સડેલનો પિત્તો ખસી ગયો હતો; એટલે એ બોલી ઉઠયોઃ—"ભિખારી?"

જીરોલ્ડે જાણ્યું કે આવેશમાં કદાચ લોન્સડેલ એને પછાડી નાખશે; એટલે બે ત્રણ કદમ પાછો હઠી જઈને બોલ્યોઃ "કેમ કાંઈ ઉધ્ધતવેડા કરવા ધાર્યા છે કે શું?"

"મેં ઉધ્ધતાઈ કશી કરી નથી. તમને "ઉન્મત્ત" શબ્દ નથી ગમતો તો કાંઈ નહિ. મેં બહુજ દારૂ પીધો છે એવો તમે મારા ઉપર ખોટો આરોપ મુકો છો."

"આ વળી વધારે ઉધ્ધતાઈ." એમ બોલતાં બોલતાં જીરોલ્ડને એક વાત યાદ આવી. પેલા સ્મીથ નામના માણસે લ્યુસી સાથે એનો મેળાપ કરાવી આપવાનું માથે લીધું હતું; એટલે પોતાના માર્ગમાંથી આ કાંટો હાલ તરત ખસેડવાની ખાસ જરૂર હતી. તેથી એણે આગળ ચલાવ્યુંઃ "તુ ઘણો ઉદ્ધત છે. સાર્જંટ લેંગલી તરફ તેં એવું વર્તન બતાવ્યું તો બતાવ્યું પણ મારી સાથેયે તું ઉદ્ધતાઈથી વર્ત્યો છે; માટે તું મારો ગુન્હેગાર છું. તને હું પહેરામાં લઉં છું. અને બે ચાર દિવસમાં તારા વર્તનમાં જો તું ફેરફાર નહિ કરે, તો તારા ઉપર ફરીથી કોર્ટ માર્શલ બેસશે. લેંગલી, હું ધારૂં છું કે પહેલાં એને સજા થએલી છે ખરૂ?" જાણે આગલી વાત બધી એ ભુલીજ ગયો હોય એવો ડોળ કરતો લેગલીને પુછવા લાગ્યો.

લેગલીઃ "હાજી; એને ફટકાની સજા થયેલી છે."

રેડમર્નઃ "ફટકાની?"

લેંગલી: " હાજી; બે વાર. " " બે વાર ? "

" હાજી. એ ઉપરાંત એને ડામવામાં પણ આવ્યો છે. "

" ત્યારે તો એ છેક નઠોર થઈ ગયો છે. હવે શું સુધરવાનો છે ? અત્યારે મેં એને પહેરામાં લીધો છે. " એમ કહેતો જીરોલ્ડ ત્યાંથી ચાલતો થયો અને લેંગલી પણ અભાગી લૉન્સડેલ તરફ " ઠીક પાછો સપાટામાં આવ્યો છે. " એવો દષ્ટિભાવ જણાવતો જીરોલ્ડની પાછળ પાછળ ચાલતો થયો. આ બન્ને જણના ગયા પછી ગાર્ડ રૂમમાં થોડો વખત ખરેખર શાંતિ વ્યાપી ગઇ. લૉન્સડેલ બે હાથની અદબ વાળીને આમ તેમ ફરવા લાગ્યો. અત્યારે એનું અપમાન થવાથી એનું મન ઘણું ખિન્ન થઇ ગયું હતું.

જીરોલ્ડ રેડબર્ન જેવો એક મૂર્ખાનો સરદાર એને કુતરાની આફક હાડધૂત કરે, આખલા જેવો સાર્જંટ લેંગલી એને આમ, એના પગતળે છુંદી નાખવાની પેરવી કરે, એ શું ઓછું દુઃખકર હતું ? એના મનમાં તો એમજ થઈ ગયું હતું કે હમણાં ને હમણાં એ બન્નેની પાછળ જઇને બંદુકની બેયોનેટથી બન્નેને પુરા કરીને આફ વેર વાળું. સૈનિકો આખરે મૌનનો ભંગ કરીને અંદર અંદર વાતો કરવા લાગ્યા કે; " આ તો બહુ ખોટું થયું. " બીજાએ કહ્યું: " ઘણુંજ ખોટું થયું. આમ કરવું બ્યાજબી નહોતું. લૉન્સડેલ બિચારો શિક્ષા ભોગવી છુટયો હતો; છતાં શું કામ અત્યારે એજ વાત સંભારી હશે ? "

" અને તે પણ આવા બે બદામના રેડબર્ને તે શું જોઇને સંભારી હશે ? " ત્રીજાએ કહ્યું.

" અને પેલો આખલો નહિં કે ? " ચોથાએ કહ્યું.

" ભાઇ આપણા બધાની પણ એવીજ વલે છે. જેમ બીન-અનંદી અમલદારોની ચુંટણી સૈનિકોમાંથીજ થાય છે, તેમ આ સનંદી અમલદારોને પણ સૈનિકમાંથીજ ચુંટવા જોઇએ. અને પછી ચડતાં ચડતાં એ દરજ્જે ચઢાવવામાં આવે તોજ લશ્કરમાં કાંઇ ન્યાય મળવા સંભવ છે. બાકી તો કાંઇ નહિ. " પાંચમાએ કહ્યું.

" અરે જવા દોમે એ વાત. એ તો બધાએ સરખા. સૈનિકમાંથી લો કે બહારથી લાવો; પણ ઓફિસર થયા એટલે એવાજ બની જવાના. "

" ધીરા પડો ભાઇ, ધીરા પડો. એ ઉપર મેં ઉંડો વિચાર ચલાવેલો છે. હું એમ કહેવા માગું છું કે જો લશ્કર રાખવાની જરૂરજ હોય તો તે આખા દેશના રક્ષણ માટે રાખવાનું છે. એમાં માણસોની ભરતી કરીને તેમને યંત્રવત કે ઢોર જેવા ગુલામો બનાવી દેવાના નથી. એમાં સર્વની સ્વતંત્રતા જળવાવી જોઇએ. સીવીલીયનો અને બીજા સાધારણ વર્ગના, એ સર્વેએ એક બીજાને ભાઇઓ જેવાજ ગણવાના છે. જો આવું થાય તો પછી દરેક રેજીમેન્ટ પોતાના કમીશન્ડ અને નોન કમીશન્ડ ઓફીસર પોતેજ ચૂંટી લે. એ અધિકાર એમનેજ સોંપવો અને તેની અમુક અમુક મુદતે નિયમિત ચુંટણી કરવી; તોજ આપણને સારા ઓફીસરો મળશે અને તેમના વર્તન ઉપર આપણો કાંઇ દાબ પણ રહેશે. આપણે આવું કરવાનું કહીએ, ત્યારે કહેશે કે એમાં ડીસીપ્લીન ન જળવાય. હું તો કહું છું કે એમાં ખાસ વધારે ડીસીપ્લીન જળવાશે. કારણ કે સર્વ એક બીજાને ભાઈ સમાન ગણશે અને કાંઇ ધર્મનું બંધન પણ રહેશે. ફ્રાન્સમાં નેશનલ ગાર્ડવાળા પોતાના ઓફીસરોની દરવરસે

કે બે વરસે પોતેજ ચુંટણી કરે છે અને એમનામાં કેવી સરસ ડીસીપ્લીન હોય છે. યુનાઇટેડ સ્ટેટસમાં " મીલીશીઆ " એ અ-વસ્થાસરનું લશ્કર છે; અને એમાં પણ ઓફીસર ચુંટણીથીજ નીમાય છે. મારો ભાઇ એક પેરીસમાં છે, તેણે મને આ બધી ખબર આપેલી એટલે હું જાણું છું. અમેરીકામાં મારા કાકા છે તેણે મને અમેરીકા-ની હકિકત લખી હતી. ખરી સ્વતંત્રતા તો અમેરીકામાંજ છે. આપણે તો અહિંઆં ફક્ત સ્વતંત્રતાની વાતોજ કરી જાણીએ છીએ; બાકી એમની સરખામણીમાં તો આપણે ગુલામજ છીએ. અને આ ફટકા મારવાની સજા તો બ્રીટીશ લશ્કરમાંજ જોઇ. આપણે તો જાણે જંગલી જનાવર છીએ, તે આપણને સીધા રાખવાને માટે આવી શિક્ષા કરવી પડે. "

આ પ્રમાણે આ લોકોની વાતો ચાલી રહી હતી ત્યારે ફ્રેડરિક પોતાનાજ વિચાર કરી રહ્યો હતો. પોતાને જે જુલમ અને અત્યા-ચાર સાંખવાં પડયાં તેનુંજ એને આખી રાત રટણ થવા લાગ્યું. પોતાના દુષ્ટ શત્રુઓની ખબર લઇ નાખવાના વિચાર એના મનમાં ઘોળાયા કરતા હતા. ને તે રસ્તે એમના ઉપર વેર લેવાના એના વિચાર મકકમ થતા જતા હતા. સવારે ઉઠીને લ્યુસીને નોટ લખી એમાં જણાવ્યું હતું કે, " મને પરહેજ કર્યો છે તેથી હાલમાં હું છુટો થઇશ ત્યાં સુધી મારાથી આવી શકાશે નહિ. તારે મારી ખબર લેવા બેરેક ( સ્થિતિ–ગૃહ ) માં આવવાની જરૂર નથી. કારણકે અહિંયાં તને પેલો પાપ રૂપ રાક્ષસાવતાર જીરોલ્ડ વેડબર્ન નાહક હેરાન કરશે. " પોતાને કેમ પરહેજ કરવામાં આવ્યો હતો એ વાત એણે કાગળમાં બીલકુલ લખી નહિ. લ્યુસી કાગળ ઉપરથી તરતજ

સમજી ગઇ કે કાંઇ નવીન બન્યું હશે; તેથી એના જીવને ચિંતા થવા લાગી. અધુરામાં પુરૂં એને મળવા જવાની પતિએ ચોખ્ખી મના કરી હતી; એટલે એ વધારે ગુંચવાડામાં પડી ગઇ. એને એમ થયું કે કદાચ કાગળમાં લખ્યું છે તેના કરતાં મામલો વધારે ગંભીર પણ હોય. આ સંજોગોમાં શું કરવું એની એને કાંઇ સુઝ પડી નહિ. આખરે, પતિ પાસે જઇને ખરી સ્થિતિ જાણી લેવાનો એણે નિશ્ચય કર્યો, અને પતિને માટે કેટલીક ખાવાની તથા એના આરામને માટે જોઇતી ચીજો લઇને ત્યાં જવા એ તૈયાર થઇ. સાથે પોતાના કેડીને પણ લીધો. બેરેકમાં આવી અને ફ્રેડરિક હતો ત્યાં ગઈ. લ્યુસી આવી તે વાત ફ્રેડરિકને ન રૂચી. પોતે આવી એ વાત પતિને ગમતી નથી એ જાણીને લ્યુસીને ઘણું ખોટું લાગ્યું, અને એની એવી વર્તણુકથી એ બિચારી રડી પડી. એક વખત એવો હતો કે તે વખતે આજ સ્થળે લ્યુસીની હાજરી એને વધારે પ્રિય થઇ પડતી હતી. આજે એથી ઉલટું છે, એ જાણીને લ્યુસીને ઓછું આવી ગયું. ફ્રેડરિક લ્યુસીની મનોગત સ્થિતિ સમજી ગયો; એટલે એ પસ્તાવો કરવા લાગ્યો અને તેના પ્રાયશ્ચિત્ત રૂપે લ્યુસીને એણે ખરી હકિકત જણાવી દીધી. તેણે કહ્યું: "મારા જીવને કાંઇ ગોઠતું નહોતું અને મને બીલકુલ ચેન પડતું નહોતું; તેથી એકાદ બે ગ્લાસ મેં દારૂ પીધો હતો. લ્યુસી, હું જાણું છું કે તને એ વાત પસંદ નથી; પણ એમાં મારો ઝાઝો દોષ નથી. મારે જે અસહ્ય ત્રાસ અને જુલમ વેઠવો પડે છે. તે તું જો જાણતી હોય તો તને ખરેખર મારી દયા આવી જાય."

"વ્હાલા ફ્રેડરિક, તમારી દયા તો શું પણ એથી પણ મને વધારે

પત્ની છે. તમારામાં મારો સંપૂર્ણ પ્રેમ આવી રહેલો છે. એ પ્રેમને લીધે હું તમારામય બની ગઈ છું અને તમારા દુઃખમાં હું તમારી સાથેજ સાયુજ્ય ભોગવી રહી છું. તમારૂં દુઃખ એજ મારૂં દુઃખ મેં માની લીધું છે. તમે દારૂ પીધો તેને માટે હું તમને ઠપકો દેવા નથી માગતી; પરંતુ તમારૂં માનસિક બળજ એવા પ્રકારનું છે કે તમારે એવા કામચલાઉ ઉત્તેજક પદાર્થની જરૂર પડે એમજ નથી."

"લ્યુસી, છતાં પણ કેટલીક વખત મને એવું થઇ જાય છે કે જાણે હું ગાંડો થઈ જઈશ. પેલા બદમાસે મને ન ભંડાય એવી ગાળો ભાંડી છે. મને એણે ભિખારી કહ્યો છતાં તારી અને બાળકની ખાતરજ એ ઘુંટડા હું ગળી ગયો. મને દારૂનો નિશો નહોતો ચઢયો, મારા વિપત્તિના વિચારોમાં મારૂં મન ઉશ્કેરાઇ ગયું હતું અને મારા બીજા ભાઈબંધો કરતાં મારૂં મગજ વધારે ઠેકાણે હતું; છતાં મનેજ બોળી કાઢયો અને એ વિષધરે મનેજ ડંખ દીધો. તું જાણતી તો હશેજ કે આપણા સર્વ દુઃખનું મૂળ અને અત્યારે મને પરહેજમાં લેનાર પેલા પાપી રેડબર્ન સિવાય બીજું કોઇ નથી. એજ દુષ્ટે એટલેમાં તારી સાવકી માને પણ ફસાવી દીધી."

"અરે રામ રામ, ત્યારે બિચારા મારા પિતાની શી દશા ?"

"આ વાત તદન ખરી છે. અમારા આખા બેરેકમાં એજ વાત ચાલી રહી છે અને ભોજન સમયે બધા એકઠા મળે છે ત્યારે એની ઠઠ્ઠા મશ્કરી પણ ખૂબ થાય છે. તારા પિતાએ સર આર્ચિબોલ્ડની નોકરી છોડી દીધી અને એણે રેડબર્ન ઉપર પોતાની સ્ત્રી સાથે આડો વેવાર રાખવા બદલ ફરીઆદ પણ કરી છે. આ બધું તને દુઃખી કરવા હું નથી કહેતો; પણ એ દુર્બુદ્ધિ જેટલો બધો

હીચકારો અને નીચ છે, તે બતાવવા તને આ વાત હું કહું છું. આવાની સામે મારો પીત્તો કેમ ન ઉકળે?"

ખરૂં પુછો તો અત્યારની લોન્સડેલની આ બધી ડાહી ડાહી વાતો જો કે ખરી હતી; છતાં લ્યુસીને ખબર આપવા ખાતર એણે નહોતી કહી; પણ પોતે વધારે દારૂ પીધો હતો અને તેના પરિણામે એને પરહેજ કરવામાં આવ્યો હતો, તે બધો ખુલાસો ન કરવો પડે તેટલા પુરતું વાત ઉડાંવવાને માટે એણે આમ વિષયાન્તર કર્યો હતો. આમ કરીને બિચારી નિખાલસ હૃદયની લ્યુસીને એ છેતરી રહ્યો હતો. કારણકે અત્યારે એની દારૂનીવાતને કીટી સાથેના રેડબર્નના આડા વે'વાર સાથે કશો સંબંધ હતો નહિ. લ્યુસી મનમાં ને મનમાંજ ડમ્રડસી રહી હતી; એટલે સમજીનેજ બેસી રહી. લોન્સડેલને પણ લાગ્યું કે લ્યુસી પોતાની છેતરપીંડી સમજી ગઇ છે તેથી એને પણ પોતાના આ કૃત્યને માટે મનમાં તો પસ્તાવો થયો. આખરે લ્યુસી બોલી: "વ્હાલા ફ્રેડરિક, હશે; ગઈ ગુજરી વિસારી દો. પણ હવે હું તમને આજીજી કરીને કહું છું કે, માથા ઉપર આવી પડેલી વિપત્તિ ધીરજ રાખીને સહન કરજો. વગર વિચાર્યું કે ઉછાંછળું પગલું ભરીને આપણા બાકી રહેલા જીવનની સર્વ આશાઓ ધૂળમાં ન મેળવતા. આપણે હજુ ઘરડાં થઇ ગયાં નથી. હજુ જુવાન છીએ. તમારી લશ્કરની મુદત પુરી થશે એટલે આપણે નવો સંસાર માંડીશું; અને તે વખતે આપણે માટે પૂર્ણ સુખજ છે."

"પ્રિયતમા, તારૂં કહેવું યથાર્થ છે. આપણે આશા છોડી દેવાની નથી. તું ગભરાતી નહિ હું કશું ઉછાંછળું પગલું ભરવાનો નથી. કેમ, તને મારામાં વિશ્વાસ નથી આવતો? તને એમ લાગે છે કે હું

તે પ્રમાણે નહિ વરતું ? મુઝાઇશ નહિ. મારામાં વિશ્વાસ રાખજે. હું તને નહિ છેતરૂં."

"સ્વામિન, તમારામાં હું વિશ્વાસ રાખીશ." આટલું બોલતાં એ ગળગળી થઇ ગઈ. એને સાંભરી આવ્યું કે પહેલાં પણ એમણે દારૂ નહિ પીવાનું વચન આપ્યું હતું; છતાં એમણે દારૂ પીધો. વળી એ મનને દૃઢ કરીને બોલી: "જુઓ, આ બાસ્કેટમાં તમને ઉપયોગી થઇ પડે અને તમને ગમે એવી કેટલીક ચીજો મેં આણી છે. બે ત્રણ દિવસ તમારાથી અહિંથી નહી છુટાય; તે દરમ્યાનમાં આપણા ફ્રેડીના પાઠ હું તૈયાર કરાવડાવીશ. એની કાળજી ન કરતા. કેટલોક વખત તમારે પરહેજમાં રહેવું પડશે?"

"ફક્ત એ ત્રણ દિવસજ રહેવું પડશે. પછી પાછાં આપણે ભેગાંજ છીએ અને પાછાં આનંદ કરીશું. પણ હવે તું અહિં ન આવીશ. નકામું કોઇ અપમાન કરી બેસે." લ્યુસી પોતાના પતિને તેના દુઃખમાં દીલાસો દેવા અને એના મનને આનંદમાં રાખવા ગમે તેવું અપમાન કે સંકટ વેઠવાને તૈયાર હતી; છતાં પતિએ અહિં ન આવવાની આજ્ઞા કરી એટલે શોકાતુર થઇને કહેવા લાગી: "વારૂ તમે કહેશો તેમ કરીશ; પણ આજે આવી તેને માટે તો તમે નારાજ થયા નથીને ?"

"નારાજ ? એ કેવો શબ્દ તેં વાપર્યો ? હું નારાજ હોઈ શકુંજ નહિ. તને આમ કહેવાનું કારણ તો એટલુંજ કે અમારા બધા અમલદારો રહ્યા અનીતિમાન. તે નકામા તને કાંઈ અડપલું કરી બેસે તે બીકને લીધે હું તને અહિં આવવાની ના કહું છું." આ બધી વાતચીત થઈ ત્યાં સુધી નાનો ફ્રેડીક બેરેકની કોટડીમાં આમ-

તેમ જોયાજ કરતો હતો અને કોટડીનો દેખાવ જોઇને અજાયબ થતો હતો. હવે લૉન્સડેલે એને પોતાની પાસે બોલાવ્યો, અને એના સાથે થોડાં આડાંઅવળાં ગપ્પાં માર્યાં; પછી બન્ને જણને એણે સ્નેહાલિંગન દીધું અને મા દીકરો ત્યાંથી વિદાય થયાં.

લ્યુસી ઘેર પહોંચી ગઈ. પોતાનો પ્રિયતમ બે ત્રણ દિવસ સુધી હજુ આવવાનો નથી એ જાણીને એને ઘર સુનકાર લાગવા માંડ્યું. એના આખા વદન ઉપર ઉદાસીનતા હતી. એને આ મુલાકાતથી માલમ પડી આવ્યું કે એના પતિમાં અમુક પ્રકારનું પરિવર્તન થયું હતું. જે પતિને એ પરમેશ્વર પ્રમાણે પૂજતી હતી, તે પતિમાં પોતાનો વિશ્વાસ કોઈક અંશે ચલિત થાય એ એને મન ઘણું થઇ ગયું હતું. પરંતુ પતિ પહેલાં જેટલા નિખાલસ અને ખુલ્લા દીલમાં વાત કરતો હતો, તેટલા નીખાલસ અને ખુલ્લા દિલથી એણે આ વખતે વાત ન કરી, તેમ એનું એવું વ્હાલ પણ ન જણાયું. એના મનમાં ગુંચવાઈ રહેલા કોઇ વિચારને ઢાંકવા ખાતરજ એણે રેડમનની વાત વિષયાંતર કરીને કાઢી હતી. આ બધી હકિકત લ્યુસીના મગજમાં તાજી હતી. પોતે ત્યાં એને મળવા ગઇ તે પણ પતિને ગમતી વાત નહોતી. આ બધું પરિવર્તન એક દારૂએજ કરી નાખ્યું છે ફરીથી જો એવા સંજોગો મળી આવે અને પતિને દારૂની લત લાગી જાય તો શી સ્થિતિ ? ધીમે ધીમે પતિનો પ્રેમ પોતા પ્રત્યે શિથિલ થતો જશે અને બાળકની પણ એ ઓછી દરકાર કરશે. આવા આવા વિચારો નિર્મલ લ્યુસીના મનમાં ચાલી રહ્યા હતા. આ વિચારો મનમાંથી કાઢી નાખવા માટે એ ઘણાએ પ્રયત્ન કરવા લાગી; પણ એ ન નીકળી શક્યા અને ઉલટા એને વધારે સંતાપવા લાગ્યા.

એને મનમાં હજાર પ્રકારની શંકા અને કુતર્કો થવા લાગ્યા. આખો દિવસ એને કાંઇ કામકાજ ન સુઝયું. કામ હાથમાં લેતી અને વિચારમાં પડી જતી હતી.

રાતના સાડા નવનો સુમાર થયો હશે. નાનો ફ્રેડી ઉંઘી ગયો હતો. એટલામાં કોઇએ એનું બારણું ધીમે રહીને ખખડાવ્યું એટલે ઘરની માલીક બાઇ હશે એમ ધારીને લ્યુસીએ કહ્યું: "આવો". એટલે માલીકબાઇને બદલે કોઈ બીજીજ આધેડ ઉમરની બાઇ આવી એના મોંહાનું બારીકાઈથી અવલોકન કરનારને એ બાઇ દારૂનો શોખ કરનારી હશે એમ લાગ્યા વગર રહે નહિ પરંતુ અત્યારે લ્યુસી એની દુગ્ધામાં હતી, તેમ એ કોઇના પ્રત્યે શંકાની નજરે જોવાનું શીખી નહોતી; એટલે આ નવી આવનાર બાઇનું એ બારીકાઇથી અવલોકન કરી શકી નહિ. એતો દિવાલ આગળ બેસીને સવારનું પોતાનુ અધુરૂં રહેલું કામ કર્યા કરતી હતી. પેલી બાઇએ રૂમમાં પેસતાંની સાથે બધી વસ્તુનું નિરીક્ષણ કરી લીધું. ફ્રેડીને એણે ઉંઘતો જોયો; એટલે એના મુખ ઉપર સંતોષનાં ચિન્હ જણાયાં. લ્યુસીએ એ પણ ન જોયું. પેલી બાઇએ કહ્યું:-"બેન, તમારૂંજ નામ મીસીસ લોન્સડેલ કે ? સર ઓર્શિઓલ્ડની નોકરીમાં પહેલાં હતાં અને હવે તેમની નોકરી છોડી દીધી તે મી. ડેવિસનાં પુત્રી તમેજ કની ?"

લ્યુસીઃ—"શું મારા પિતા તરફથી કાંઈ ખબર લાવ્યાં છો ? પોતાની પુત્રીને એમણે ક્ષમા આપી છે? મારા આશ્વાસન અને દીલાસાની એમને જરૂર છે ?"

બાઇઃ—"એથીએ વધારેની એમને જરૂર છે. મહેનત અને

ચિંતાને લીધે એ પથારીવશ થઇને પડયા છે. તમને ઝંખ્યા કરે છે ?"

લ્યુસી:—" મારી ઝંખના કરે છે ? તો ભલાં બેન, મને કહો એ અત્યારે ક્યાં છે ?"

બાઇ:—" અત્યારે એ અહિયાં આ શહેરમાં છે. એ તમને અહિં મળવા આવ્યાં છે. તમારા પ્રત્યે થયેલા એમના અપરાધોની એ તમારી પાસે ક્ષમા માગવા આવ્યા છે."

લ્યુસી:—" એવું ન બોલશો. પુત્રી શું પિતાને ક્ષમા આપવા યોગ્ય છે ? બોલો બોલો, મારા પિતા ક્યાં છે ?"

બાઇ:—" માન્ચેસ્ટરમાં તમારો પત્તો એકદમ ન લાગ્યો એટલે એ મારે ત્યાં ઉતર્યા છે. એ આવ્યા ત્યારે એમની તબીઅત સારી નહોતી. અત્યારે વધારે બગડી આવી છે. તમારૂં ઘર મેં જેમતેમ કરતાં શોધી કાઢયું છે. હું તમને તેડવા આવી છું."

લ્યુસી આ બાઇના બોલવાથી ભોળવાઇ ગઇ હતી. એના બોલવામાં કાંઇ કપટ હશે એવો એને જરાએ વહેમ આવ્યો નહિ. બાઇની સાથે જવા એ એકદમ તૈયાર થઇ ગઇ. કપડાં પહેરી લીધાં અને બાઇની સાથે નીચે ઉતરી. પોતાના ઘરની માલીકબાઇને કહ્યું કે; "જરા મારા ચેમ્બરમાં બેસજો. હું હમણાં બહાર જઇને પાછી આવું છું." એમ કહીને એ પેલી બાઇ સાથે ચાલતી થઇ. અત્યારે એના મનમાં એના પિતા સંબંધનાજ બધા વિચારો ચાલતા હતા. "મારા પિતાને કેમ હશે ? મને વારંવાર સંભાર્યા કરતા હશે ?" વિગેરે વિચારોમાં એ ગુંથાયલી હતી.

---

# પ્રકરણ ૩૪ મું.

## કપટજાળ.

લ્યુસીના ઘેર ગયા પછી લોન્સડેલ પણ વિચારવમળમાં ગોથાં ખાતો હતો. પોતાની પત્ની સાથે એ નિખાલસપણે ન વર્ત્યો તેનો એને પશ્ચાત્તાપ થવા લાગ્યો. રેડબર્ન સાથે લ્યુસીની સાવકી માતાના આડા વહેવારની વાત કરીને લ્યુસીના મનને એણે ઘણું દુભાવ્યું હતું તેનો એને પરિતાપ થયો. એને પોતાની જાત ઉપર ઉદ્વેગ આવ્યો. પત્ની અને બાળક શિવાય એને આખો સંસાર ખારો લાગ્યો. પરંતુ આ સદ્‌વિચારો એના હૃદયમાં ઝાઝીવાર ન ટકી શકયા. એનામાં પાછું ભૂત ભરાયું.

" મારી સ્ત્રીની સામે હું આમ એક બાળક જેવો કેમ થઈ ગયો ? મેં દારૂ પીધો છે એ વાત એને કહેવામાં મારે બીક શાને રાખવી જોઇએ ? આ તો મારી નામરદાઇ કહેવાય સ્ત્રીના મોઢા આગળ આટલી બધી નમ્રતા ન બતાવવી જોઇએ. હવેથી મારૂં ગૌરવ સાચવવા હું પ્રયત્ન કરીશ. અરે, પણ કોના મોઢા આગળ મારૂં ગૌરવ સાચવવાનું ? મારી પ્રેમાળ લ્યુસીના મોઢા આગળ ? મારા નિર્દોષ બાળકના આગળ ? અમે કેલેમાં કેટલું બધું સુખ ભોગવતાં હતાં ? કયા કાળ ચોઘડીએ અમારૂં સુખી ઘર જમીનદોસ્ત થઈ ગયું ? ભૂતકાળનો વિચાર આવે છે ત્યારે મારૂં મન ઉકળી જાય છે. " આમ પરસ્પર વિરૂદ્ધ વિચારમાં લોન્સડેલ ભમી રહ્યો હતો. એણે માથું કુટયું. એની આંખમાંથી ખરખર આંસુ નીકળી પડયાં.

એક પાસ પોતાની પવિત્ર પત્નીનાં વચનામૃત અને તેને આપેલું વચન પાળવા એ મથી રહ્યો હતો; ત્યારે બીજી તરફ દારૂ પીવાની પ્રચંડ લાલસા એના જીગરને વચનભંગ કરવાનો આદેશ કરી રહી હતી. આમ એનું મન દ્વિધા વિભિન્ન થઈ ગયું હતું. આમને આમ રાતના દસનો સુમાર થવા આવ્યો. એને જે રૂમ રહેવા આપી હતી તેમાં બીજા સૈનિકોને પણ રહેવાનું હતું; એટલે તે લોકો પણ હવે સુવાને માટે રૂમમાં આવી પહોંચ્યા. લોન્સડેલ પણ સુવાની તૈયારી કરતો હતો; એટલામાં રૂમનું બારણું ઉઘડયું અને એક જણે લોન્સડેલને કહ્યું કે; " એક છોકરો પીઠા આગળ ઉભો છે તે તને બોલાવે છે. " એટલે લોન્સડેલ તરતજ તે છોકરા પાસે ગયો અને પૂછ્યું; " કેમ મને બોલાવ્યો? " પેલા છોકરાએ કહ્યું કે; " એક માણસે, મને આ કાગળ તમને આપવા માટે આપ્યો છે તે લો. " એમ કહીને એણે ચીંથરા જેવો થઇ ગયેલો કાગળ લોન્સડેલના હાથમાં આપ્યો. એણે તે ફાડીને વાંચ્યો.

" તારી સ્ત્રીને ફસાવવાને બાજી રચાઇ છે. એને તારા ઘરમાંથી અન્ય સ્થળે ફોસલાવી લઇ ગયા છે. ત્યાં એના પતિવ્રતપણાનું ખંડન કરવામાં આવશે. એને કયાં લઈ ગયા છે તેની તને કશી ખબર મળે એમ નથી; પણ જો તારી ઇચ્છા હોય તો બહાર નીકળીને મને મળ. હું તને તે સ્થળે લઇ જઇશ. બેરેકના દરવાજાથી પચાસ વારને અંતરે હું ઉભો છું. ગમે તેમ કરીને છટકી આવ. "

લી. એક મિત્ર.

આ કાગળના અક્ષરો કોના છે તે લોન્સડેલ ન ઓળખી શકયો; પણ વાંચીને વિસ્મિત થઈ ગયો. પરિણામનો કાંઈ પણ

વિચાર કર્યા વગરજ કાગળમાં લખ્યા મુજબ વર્તવા તૈયાર થઈ ગયો. લોન્સડેલ પાછો પોતાના રૂમમાં આવ્યો. ટોપી હાથમાં લીધી. અત્યારે એ બેબાકળો બની ગયો હતો. એના ગોઠીઆઓએ એને પુછયું: "ભાઈ શી ધમાલ છે ? કયાં જવા તૈયાર થાય છે ? તું જાણે છે કની કે તું પરહેજમાં છે ? માટે જે કરે તે જોઇ વિચારીને કરજે."

ફ્રેડરિકે કાંઈ સાંભળ્યું નહિ. એના મગજનો પારો ટોચે ચઢી ગયો હતો. નક્કી આ જીરોલ્ડ રેડઅર્નનુંજ કારસ્તાન હશે એમ એણે અનુમાન કરી દીધું. એકદમ દાદરે ઉતરી પડયો. બેરેક યાર્ડ વટાવી ગયો. પહેરેગીરના અવાજ ઉપર પણ એણે લક્ષ ન આપ્યું અને આગળ ચાલ્યો. દરવાજો વટાવી ગયો અને અંધારામાં એક માણસને આમતેમ આંટા મારતો એણે જોયો; એટલે એણે તેને કહ્યું:–"મારૂં નામ લોન્સડેલ છે. તમેજ મારા ઉપર કાગળ મોકલ્યો હતોને ?"

પેલા માણસે લોન્સડેલને કહ્યું:–"ચાલો મારી સાથે." એટલે લોન્સડેલ એની પાછળ પાછળ ગયો. પેલો તો રેલ્વેની ઝડપે ચાલવા લાગ્યો અને લોન્સડેલ તો અંધારૂં ઘણું થઇ ગયેલું અને રસ્તાનો ભોમીઓ નહિ; એટલે ગોકળગાય પ્રમાણે ડગ ભરતો ચાલતો હતો. પોતાને આમ રસ્તો દેખાડનારનું અંધારાને લીધે લોન્સડેલ મોઢું પણ જોઇ શકયો નહોતો. રસ્તા ઉપરના ઝાંખા દિવાના પ્રકાશમાં એનાં કપડાં કાંઇક જણાયાં એને એ નવો આવનાર કાંઇક ઘાટો બદલીને બોલતો હોય એમ લાગ્યું; છતાં અત્યારે એ મિત્રભાવે પોતાને સહાય કરવા આવેલો હોવાથી એ બાબત ઉપર

એણે ખાસ લક્ષ આપ્યું નહિ; તેમ અત્યારે એ બાબત ઉપર વિચાર કરવા જેટલો એને અવકાશ પણ નહોતો. એ તો લ્યુસીને સંકટમાં લાવી નાખનાર ઉપર પોતાના ક્રોધનો ઉભરો કાઢી રહ્યો હતો. એ તો પેલા માણસની પાછળ ગલીઓ અને શેરીઓ વટાવતો વટાવતો ચાલવા લાગ્યો. આખરે એક ખરેખરી અંધારી ગલીમાં પેલો વળ્યો અને ત્યાં એક ઘર આગળ ઉભો રહ્યો. એ ઘરમાં દીવાનો પ્રકાશ જણાતો હતો. એ જોઇને પેલો બોલ્યો:—" મી. લોન્સડેલ, સાંભળો. તમારે અહિં પૂર્ણ હોશીઆરી અને સાવચેતીથી કામ લેવું પડશે. જુઓ આ બારણું તમે ઠોકજો. બારણું ખુલે એટલે ઘરની બાઈ તમને મળશે. તમે જો એને કાંઇ પુછશો તો તમને કશોએ જવાબ મળવાનો નથી. એ તો કાને હાથજ દઈ દેશે અને કહેશે કે અહિં તો કોઇ સ્ત્રી આવી નથી; પણ એના ઉપર ભરોસો ન રાખશો. એકદમ માળ ઉપર ચાલ્યા જજો. જુઓ, અહિંથી માળ ઉપર પેલી રૂમમાં દીવાનો પ્રકાશ જણાય છે, અને ઉપર જશો એટલે તરત તમને તે રૂમ માલુમ પડી આવશે. એકદમ અંદર પેસી જજો. જો બારણું બંધ હોય તો લાત મારીને તોડી નાખજો; પણ આ બધું ઘણીજ ત્વરાથી કરવાનું છે; જેથી તમારૂં ત્યાં ગયેલું નકામું ન થાય."

આ પ્રમાણે પેલો માણસ લોન્સડેલને બધી સમજુતી આપીને ત્યાંથી પસાર થઇ ગયો. પરંતુ જે વખતે એ ઉપલી સમજુતી લોન્સડેલને આપી રહ્યો હતો, તે વખતે એના મોઢા ઉપર આ ઘરના દીવાનો પ્રકાશ પડતો હતો. તેના ઉજાસથી એનું ભયાનક બેડોળ મોઢું જણાઇ આવતું હતું. એ મોઢું જોઇને લોન્સડેલ પણ ઘડીવાર

ફરી ગયો. એ હવે પેલા ઘર આગળ ગયો અને જોરથી બારણું ઠોકયું; એટલે ઘરની બાઇએ પોતાનો કોઇ ઘરાક આવ્યો હશે એમ ધારીને બારણું ઉઘાડયું. એના પોષાક ઉપરથી અને ઉશ્કેરાઇ ગયેલી સ્થિતિ ઉપરથી એ કોણ હશે તેનું આ બાઇએ તરતજ અનુમાન કરી લીધું; એટલે એ અજાણી થઇને લોન્સડેલને પુછવા લાગી કે: "ભાઇ, આવી રીતે પુછયા ગાછ્યા વગર અમારા આબરૂદાર ઘરમાં ઘુસી આવવાવાળા તમે કોણ છો?" લોન્સડેલ તો કાંઇ પણ જવાબ આપ્યા વગર ઘરમાં ઘુસીજ ગયો હતો; એટલે એને આગળ જતો અટકાવવા આ બાઇએ એના કોટની કોર ઝાલીને ખેંચી અને "કોઇ આવો, કોઇ આવો," એમ બૂમ પાડી ઉઠી. લોન્સડેલે એને એવો તો જોરથી ધકકો માર્યો કે એ બાઇ જમીન ઉપર ચત્તાપાટ બેશુદ્ધ થઇને પડી ગઇ. બાઇની બૂમ સાંભળીને બે ત્રણ હલકી સ્ત્રીઓ આવી પહોંચી; પણ એટલામાં લોન્સડેલ અડધે દાદરે પહોંચી ગયો હતો. એ ઠેઠ ઉપર ચઢી ગયો અને બતાવેલ નીશાનીવાળા રૂમ આગળ ગયો. બારણું ઠોકયું; પણ બંધ હતું એટલે ન ઉઘડી શકયું. તેથી એણે એકદમ બારણાને લાત મારી બારણું તોડી પાડયું અને અંદર પેઠો. જેવો લ્યુસીએ પતિને દીઠો તેવીજ એ છલંગ મારીને ફાળ ભરી પતિ પાસે દોડી ગઇ. એક દૃષ્ટિપાતમાંજ લોન્સડેલે જોઇ લીધું કે જીરોલ્ડ રેડવર્ન પણ આજ રૂમમાં છે. તરતજ લ્યુસીને આઘી ખસેડીને એક ભૂખ્યા વાઘની માફક ફ્રેડરીક જીરોલ્ડ ઉપર તુટી પડયો. જીરોલ્ડે એને પોતાના ઉપર ધસી આવતો જોઇને મ્યાનમાંથી એકદમ તલવાર ખેંચી કાઢી અને બોલ્યો: "દૂર ઉભો રહેજે; નહિ તો તને કાપી નાખીશ." ફ્રેડરિક એવી ધમકીને

ગણુકારે એવો નહોતો. જેમ એક મહા કદાવર મનુષ્ય એક વામનજી સાથે યુદ્ધમાં જેવો જલદી ફાવી જાય; તેમ એક તડાકે એણે જીરોલ્ડના હાથમાંથી તલવાર ખેંચી લીધી, તેના બે કટકા કરી નાખ્યા અને પોતાની વજ્ર જેવી મુક્કીથી રેડબર્નને જમીન ઉપર લોટતો કરી નાંખ્યો. જીરોલ્ડ મરી ગયો કે બેશુદ્ધ થઇને જમીન ઉપર પડયો છે, તેની કશી દરકાર કર્યા વગર પોતાની પત્નીને લઇને એ એકદમ નીચે ઉતરી ગયો અને બન્ને જણુ એ કલંકિત આગાર-માંથી બહાર નીકળી ગયાં; અને પોતાના ઘર તરફનો પંથ લીધો. લ્યુસી પતિના હાથને વળગીનેજ ચાલ્યા કરતી હતી. આખે રસ્તે લ્યુસીનું હૃદય ધબક ધબક ધબકયા કરતું હતું. આખરે એમનું ઘર આવી પહોંચ્યું. બન્નેજણુ ઉપર, પોતાની રૂમમાં ગયાં. ઘરની બાઇ ફ્રેડી પાસે બેઠી હતી અને ફ્રેડી ઉંઘતો હતો. ઘરમાં આવીને પતિને વળગી પડીને લ્યુસી ડુસકે ડુસકે રડી પડી. એ બાઇને આમાં કાંઇ સમજ ન પડી એટલે થાંભલાની માફક એતો ત્યાંજ ઉભી રહી પણુ ફ્રેડરિકે એને કહ્યું કે " હવે તમે નીચે જાવ " એટલે એ નીચે ચાલી ગઇ. આખરે લ્યુસી ઠંડી પડી એટલે એણે પોતાની હકિકત પતિને કહેવા માંડી " એક બાઇ મારી પાસે આવી અને મને કહ્યું કે તારા પિતા તને મળવાને અને તારી માફી માગવાને અહિં માનચેસ્ટરમાં આવ્યા છે પણુ એમણે તારૂં ઘર નહિ જોવાથી એ મારે ઘેર ઉતર્યા છે. એ આવ્યા ત્યારે એમની પ્રકૃતિ નરમ હતી અને હમણાં એ વધારે માંદા થઇ ગયા છે તેથી હું તારૂં ઘર ખોળતી તને તેડવા આવી છું. મારા પિતાની માંદગીની ખબર સાંભળીને મારો જીવ ઉડી ગયો અને હું આપણી રૂમ ઘરની બાઇને સોંપીને તરતજ

પેલી સાથે જવા તૈયાર થઇ ગઈ. અમે પેલે ઘેર ગયાં. મને એ બાઇ ઉપર તેડી ગઈ અને તમે મને જે રૂમમાંથી પેલા દુષ્ટથી બચાવી તે રૂમમાં તારા પિતા સુતા છે એમ કહીને મને એણે તે રૂમમાં મોકલી હું તો મારા પિતાને મળવાની ઇંતેજારીમાં કાંઇ કપટ હશે એ ન સમજી અને રૂમમાં પેઠી અને ત્યાં પડેલા કોચ આગળ મારા પિતાને મળવા જઇ પહોંચી કોચની આસપાસ ચારે તરફ મચ્છરદાની હતી એટલે અંદર કોણ સુતેલું હશે તેની મને શી ખબર પડે. મચ્છરદાની આઘી ખસેડીને જોવા જાઉં છું તો કોચ તો ખાલી દીઠો એટલે મારા મનમાં શંકા થઇ કે કાંઇ દગો છે. હું તરતજ ત્યાંથી પાછી ફરી અને રૂમની બહાર નીકળવા બારણું ઉઘાડવા ગઈ પણ બારણું તો બંધ હતું એટલે મારી શંકા દૃઢ થઈ મેં એકદમ બુમ પાડી પણ મારી બુમ કોણ સાંભળે ! બારણું ખોલવાને મે ઘણાંએ ફાંફાં માર્યાં પણ મારૂં કાંઇ વળ્યું નહિ. હું તો એ શ્રમમાં ઘણી થાકી ગઈ અને લોથ જેવી થઇને નીચે બેસી ગઈ. દસેક મીનીટ હું એમને એમ બેસી રહી હઇશ એટલામાં કોઇ દાદરે ચઢતું હોય એમ મને સંભળાયું. તરતજ રૂમનું બારણું ખુલ્યું અને જોઉં છું તો જીરોલ્ડ રેડબર્ન, દારૂ પીને પુરો છાકટો બની ને આવ્યો હતો. અંદર આવીને તરતજ એણે જોત જોતામાં બારણું વાસી દીધું એટલે મારાથી બહાર પણ શી રીતે નીકળી શકાય ? અંદર આવીને પહેલાં તો એ મારાં વખાણ કરવા લાગ્યો, અને મોટી મોટી આશાઓ આપવા લાગ્યો અને મારા કાલાવાલા કરવા લાગ્યો પણ મેં કશાની પરવા ન કરતાં એને સારી પેઠે ઉધડો લેવા માંડયો. એટલે તો પછી એ મને ડરાવવા લાગ્યો, ધમકી

આપવા લાગ્યો. મને કહે કે મારી પાશવ વૃત્તિને તું આધિનથા નહિ તો તારા પતિ ઉપર આનું હું જબરૂં વેર લઈશ. મેં તો એને ન કહેવાય તેવાં વચનો કહ્યાં અને ઘણો તુચ્છકારી કાઢયો. એને હું વચનના સખત પ્રહાર કરી રહી હતી અને તમે બરોબર વખતસર મારી વા'રે આવા પહોંચ્યા." હવે ફ્રેડરિકે પોતાનો ઇતિહાસ કહેવા માંડયો "મને તો આ બધી કશીએ ખબર ન પડત પણ એક તદન બદશિકલવાળા માણસે મને નોટ લખી કે તમારી સ્ત્રીને ફાસ-લાવી ગયા છે, અને એના પાતિવ્રત ઉપર હુમલો થવાનો છે માટે જો ઇચ્છા હોય તો આવો મારી સાથે એટલે હું પરહેજમાં છું અને આરાથી બહાર ન નીકળાય તેનો કશો યે વિચાર કર્યા વગર મારી એરેક રૂમમાંથી નીકળી ને હું પરભાર્યો પેલા માણસની સાથે ગયો અને તું જે ઘરમાં હતી ત્યાં આવી પહોંચ્યો અને એકદમ મને એ લાણી આપેલી તેજ રૂમનું મેં બારણું તોડી પાડયું અને તને હું બચાવી શકયો. મને બદમાસ રેડબર્ન ઉપર ઘણો કોપ ચઢયો અને મેં એને જમીન ઉપર ઢોળી પાડયો તે તો તું જાણે છે. હું તો જાણું છું કે એ મરીજ ગયો હશે." પોતા ઉપર આટલો બધો એ અત્યાચાર કરવા તૈયાર થયો હતો છતાં પણ કોમળ હૃદયની લ્યુસીને પોતાના પતિના મુખથી રેડબર્ન મરી ગયો હશે એ વાત સાંભળીને કંપારી વછુટી ગઇ. એકદમ તો પોતાના પતિને એ કાંઇ કહી શકી નહિ પણ પછી ધીમે રહીને એણે પ્રેમ ભર્યા ઠપકાથી કહ્યું " પણ વહાલા તમે પરહેજમાં હતા અને રાત પડી ગઇ હતી છતાં તમે નિયમનો ભંગ કરીને મને બચાવવા દોડી આવ્યા તેથી તમને પાછી વધારે શિક્ષા નહિ થાય ?"

"લ્યુસી, એ બાબતનો મારા મનમાં કશો ડર નથી. આ

વખતે હું ગુનેગાર નથી પણ ફરીઆદી છું. અને જો બ્રીટીશે અદલ ન્યાય વાળા કહેવાય છે તેમ હશે અને લોકોને બતાવવાની ખાતરજ ન્યાયનું ફારસ નહિ કરવામાં આવતું હોય તો તો જરૂર મને જીરોલ્ડ સામે દાદ મળશેજ. પણ અત્યાર પહેલાં મારા હાથેજ જીરોલ્ડ સામે દાદ મેળવી દીધી હોય તો પછી કાંઇ દાદ મેળવવાની રહેતી નથી. પણ ચાલ હવે હું તો જાઉં છું." આમ કહીને ફ્રેડરિક પાછો બેરકમાં ગયો છતાં એનો ક્રોધ જરાએ શાંત નહોતો પડયો. ક્રોધના અગ્નિથી એ ભભુકી ઉઠયો હતો અને એનો કંઠ સુકાતો હતો એટલે પીઠામાં જવાની ઇચ્છાને એ ન રોકી શકયો ત્યાં ગયો એટલે બળતામાં વધારે હોમાયું અને ભડકો થયો. છતાં એનામાં બુદ્ધિ અત્યારે વધારે સતેજ થઇ હતી બેરેકમાં જઇને લાગલોજ એ સીધો કર્નલ વીંડહામ પાસે ગયો. બહાર સીપાઇ બેઠલો હતો તેણે લોન્સડેલને કહ્યું "તમે થોડીવાર ઉભા રહો હું કર્નલ સાહેબને ખબર આપું છું" એમ કહીને પછી થોડીવારે એ પાછો આવ્યો અને ફ્રેડરિકને કર્નલના રૂમમાં તેડી ગયો. ફ્રેડરિક રૂમમાં પેઠો તેવુંજ કર્નલની સાથે વાત કરતું કોઇ માણસ બારણું ઉઘાડીને અંદરના ખંડમાં ગયું હોય તેવો એને ભાસ થયો. આ રૂમમાં કર્નલ વીંડહામ સીગારેટ ફુંકતો અને દારૂના ગ્લાસ ભડાવતો બેઠો હતો. એણે એકદમ ગુસ્સામાંજ લોન્સડેલને પૂછયું " કેમ લોન્સડેલ શું છે ?"

લોન્સડેલ:—"જો આપની ન્યાય આપવાની દાનત હોય તો આપની પાસે હું ન્યાય મેળવવા આવ્યો છું. નહિ તો ન્યાય માટે મારે અન્ય સ્થળે જવું પડશે."

કર્નલ વીંડહામઃ—" આમ ધમકી આપતો હોય તેમ શું બોલે છે ! કોઇએ તને અન્યાય કર્યો હશે તો તને ન્યાય મેળવવાને જરૂર હક છેજ પણ તેથી તને મારી પાસે ન્યાય નહિ મળી શકે એમ ધારી લેવાનું શું પ્રયોજન છે ?"

" સાહેબ જો હુ અમર્યાદપણે બોલ્યો હોઉં તો તેને માટે હુ દીલગીર છું. મારી મનોવૃત્તિઓ અત્યારે ઘણી ઉશ્કેરાઇ ગઇ છે અને તેથીજ મારાથી કદાચ વધારે પડતું બોલાઇ જવાય છે. મારે કેપ્ટન રેડબર્ન સામે ફરીઆદ કરવાની છે. "

" એના વિરૂદ્ધ તારે શી ફરીઆદ કરવાની છે ? "

" સાહેબ એક કુટ્ટણી સ્ત્રીને પોતાના પક્ષમાં લઇને એણે મોટો પ્રપંચ કર્યો છે. મારી સ્ત્રીને દગાથી છેતરીને એને પેલી બાઇ કોઇ કલંકિત ગૃહમાં તેડી ગઇ. આ બાબતની ખબર મને આ નોટથી મળી છે. લો, આપ વાંચી જુઓ એટલે ખાતરી થશે. " એમ કહીને પેલી નોટ એણે કર્નલ વીંડહામને આપી. કર્નલ એ નોટ જોઇ રહ્યો અને પછી બોલ્યો "ત્યારે તો આ નોટ વાંચીને તું ત્યાં ગયો હશે. તું પહેરેજમાં છે એ વાત તો તું ભુલી નહિ ગયો હોય ?"

" ના તે હું ભુલી નથી ગયો પણ કદાચ મારા ઉપર આથી દસ હજાર ગણો જાપતો હોત તોયે હું મારી સ્ત્રીની આબરૂનું રક્ષણ કરવા દોડયા વગર નજ રહેત. "

" ધીમો પડ, જરા ધીમે ધીમે બોલ તું. તો જાણે ધમકીના બોલ બોલે છે. તું ડીસીપ્લીનથી વિરૂદ્ધ વર્તે છે. "

લે-સડેલ ગુસ્સાથી બોલ્યો " સાહેબ આવા અત્યાચારથી

મારા મનની લાગણીઓ ઉશ્કેરાઇ ગઈ છે એટલે મારાથી બોલાઈ જવાય છે માટે એટલી છુટ છુટ તમારે મુકવી જોઇએ."

"અરે વાહરે તારા જેવા એક સૈનિકને તે વળી શી લાગણીઓ હોઇ શકે ? વારૂં પછી તું તે જગ્યાએ ગયો પછી શું થયું."

"જઇને મેં મારી સ્ત્રીની રક્ષા કરીં હું ગુસ્સામાં કેપ્ટન રેડબર્ન ઉપર ધસી ગયો, એણે મારી સામે તરવાર ખેંચી, મેં એની પાસેથી તે ખુંચવી લઇને તેના ટુકડા કરી નાખ્યા અને એને પણ જમીન ઉપર પટકી પાડયો. કદાચ મારી ફરીઆદનો જવાબ આપવા એ જીવતો રહ્યો હશે કે કેમ તેની પણ શંકા રહે છે."

"તે બાબતની શંકા હોય તો કાઢી નાખજે એ બેરેકમાં આવી પહોંચ્યા છે. મેં એમને હમણાંજ જોયા છે."

"તો પછી આપની પાસે હું ન્યાય માગું છું."

"લોન્સડેલ તારી અત્યારની વર્તણુક માટે કેટલીક વાતો હું દર ગુજર કરવા રાજી છું પણ આવી ઉદ્ધતાઇથી તું જો મારી સાથે વાત કરીશ તો મારે તને શિક્ષા કરવી પડશે."

"ઓ પ્રભુ, સાહેબ આપ એમ ધારો છો કે અમે સૈનિક રહ્યા એટલે અમારામાં કશી લાગણીજ ન હોય. બીજા માણસોને જેવું મન હોય છે તેવું અમારે પણ મન હોય છે. બીજાને જેમ સુખ દુઃખની અસર થાય છે તેવી અસર અમને પણ થાય છે સાહેબ આપ પરણ્યા નથી એટલે તમને પરણેલાની લાગણીની શી ખબર ? પરણ્યા હોત અને કદાચ મારા જેવા સંજોગોમાં આપ હોત તો તરતજ આપને મારા ઉપર ગુજરેલા સીતમનો ખ્યાલ આવત. તમે એક સદ્ ગૃહસ્થ છો, દુનીઆના અનુભવી છો એટલે

પ્રેમાળ અને સ્વર્ગીય પત્નીને ચહાનાર પ્રેમી પતિના મનની આવે સમયે કેવી સ્થિતિ થઇ જાય તે આપ સારી રીતે સમજી શકે એમ છે. "

" ચાલ હવે આવી અલંકારિક ભાષાનું આપણે કાંઇ કામ નથી. તું અત્યારે ઉશ્કેરાઈ ગયેલો છે. બાકી તને આટલી બધી લાગણી થઈ આવી એ હું માનતો નથી. છતાં કેટલીક વાત હું જતી કરૂં છું. મારૂં તો તને એજ કહેવું છે કે આ પ્રકરણ હવે બહુ લંબાંવવામાં સાર નથી. એ વાતને અહિંથીજ દાબી દેવી સારી છે. "

" દાબી દેવીં ? કદીએ નહિ સાહેબ " એમ બોલતાં બોલતાં ગુસ્સામાં લોન્સડેલે જમીન ઉપર જોરથી પગ અફાળ્યો.

" પણ હું કહું છું કે તારે દાબીજ દેવી પડશે, તારી ખાતર, તારી સ્ત્રીની ખાતર તેમ કેપ્ટન રેડઅર્નની ખાતર પણ તારે તેમ કરવુંજ પડશે. "

" મારી ખાતર ? ભવિષ્યમાં મારા ઉપર એ જુલમ નહિ ગુજારે એટલા ખાતર મારે એ વાત દાબી દેવી ? સાહેબ એ વાત નહિ બને. ભલે મને રેજીમેન્ટમાં છપાયલું કાટલું ગણવામાં આવે, ભલે મને ગમે તેટલો ત્રાસ આપવામાં આવે, મારા ઉપર જુલમ ગુજારવામાં આવે, ભલે મને બાંધીને એકવાર ફરીથી પાછો કોયડાનો માર મારવામાં આવે તેથી એ સંતોષ ન થાય તો તમારૂં દીલ ચાય એટલીવાર મને ફટકા લગાવ્યા કરો પણ કોઈ પણ રીતે સમાધાનની વાત તો બોલશોજ નહિ. જો મારી સ્ત્રીની ખાતર કહેતા હોય તો શું એ દુષ્ટ એમ કહેવાની હિંમત ભીડશે કે તે

જગ્યાએ મારી સ્ત્રી પોતાની રાજી ખુશીથી ગઈ હતી ?"

"લોન્સડેલ, મેં આજે હદપારની ધીરજ રાખીને તારી વાત સાંભળી છે. હવે એથી વધારે ધીરજ મારાથી નહિ રાખી શકાય. બોલવામાં તું જરાએ મોઢામાં લગામ રાખતો નથી માટે હું તને હવે ચેતવણી આપું છું કે જો નિયમમાં રહીને તું વાત નહિ કરે તો મારે તારી વાત સાંભળવી બંધ કરવી પડશે અને પાછો તને પરહેજમાં મુકવો પડશે."

લોન્સડેલ બિચારો મનમાંજ બબડી રહ્યો. ખરે એક સાધારણ સૈનિકને માટે કોને લાગણી હોય ? એની સ્ત્રી ઉપર આવો અત્યાચાર કરવાનો પ્રયત્ન કરવામાં આવે છતાં તે બાબતની ફરીઆદ કરે ત્યારે એને બિચારાને આવી ધમકી આપવામાં આવે. કર્નલે આગળ ચલાવ્યું "હું તને ફરીથા કહું છું કે તારી સ્ત્રીના હિતમાં આ વાત દબાવી દેવી એજ સારૂં છે.

કેપ્ટન; રેડબર્ન એમજ કહેશે કે તારી સ્ત્રી એની રાજી ખુશીથી એની પાસે ગઈ હતી."

લોન્સડેલની આંખોમાંથી આ વખતે અગ્નિ વરસી રહ્યો હતો. એ ગર્જના કરીને બોલી ઉઠયો:—"એ દુરાત્મન્ જો એવું કહે તો એ હડહડતો જુઠ્ઠો છે."

હવે કર્નલે કઠોરતાથી એને કહ્યું. "ચુપ રહે. હું એ શબ્દો સાંભળવા માગતો નથી હું તો તને એટલુંજ કહું છું કે કેપ્ટન રેડબર્ન આવું કહેશે. એ વાત ખરી હોય કે ખોટી તે મારાથી ન કહી શકાય."

લોન્સડેલનો મિજાસ હાથથી ગયો હતો એટલે એણે તો ઉભરો

કાઢવો ચાલુંજ રાખ્યો એણે તો એજ ઉત્તર આપ્યો કે "એ હડહડતું જુઠાણું છે."

"તે હશે. ઘણા મનુષ્યો પોતાની પત્ની જાણે મહા સતી શિરોમણી હોય એમ માને છે પણ વસ્તુતઃ જોતાં તેનામાં તેવા કશાયે ગુણ હોતા નથી."

"કર્નલ વિંડહામ મારી સ્ત્રીના વર્તન ઉપર તમે આક્ષેપ મુકો છો ?" આમ બોલીને કર્નલ વિંડહામ જો પોતાની પત્નીના શુદ્ધ ચારિત્ર્ય ઉપર જરા પણ કલંકનો દોષ મુકવા જાય કે એની પવિત્રતાનું વાણીથી કે ઇશારાથી અપમાન કરે તો તેજ ક્ષણે એને ઠોકી પાડવો એ ઇરાદાથી કોચમાં એને પ્રસાદી ચખાડવા લાન્સડેલ પોતાની વજ્રની મુકી તૈયાર કરીને ઉભો હતો.

ર્નલ વિંડહામઃ—"તારી સ્ત્રી કેવી છે કે કેવી નહિ તે હું કાંઇ જાણતો નથી, પણ કેપ્ટન રેડઅર્ન ખરૂં કે ખોટું આવુંજ કહેશે એમ હું તો કહું છું, તો એને તું શી રીતે ખોટો પાડી શકીશ ? જે બાઇ તારી સ્ત્રીને તું કહે છે કે ખોટું સમજાવીને ફોસલાવી ગઈ તે બાઇ કાંઇ એ વાત કબુલ કરવાની છે ? એતો કેપ્ટન રેડઅર્નના કહેવાનેજ પુષ્ટિ આપશે અને એ વાત મનાશે પણ ખરી." આમ બોલતાં બોલતાં એક ગોળ પીંડાળુ વાળેલો કાગળ વિન્ડહામ પાસે પડેલો હતો તે ચેતાવીને તેનાથી એણે બીજી સીગારેટ સળગાવી. લોન્સડેલ તો વિંડહામની આ બધી અવળી વાણી સાંભળીને ઠંડોજ થઇ ગયો હતો. એને વિચાર આવ્યો કે, "મેં જે હકીકત હમણાં વિંડહામને કહી તે બધી મારા આવ્યા પહેલાં રેડઅર્ને એને કહી હશે અને મેં આ રૂમમાં પગ મુકયો તે વખતે અંદરના

ઓરડામાં કોઇ ચાલ્યું ગયું તે પણ એજ હોવો જોઇએ આ વિચાર-માં કર્નલ સીગારેટ સળગાવે છે કે શું કરે છે તેનું એને કાંઈ લક્ષ ન રહ્યું વળી એને પોતાની પત્નીના શિયળ અને પવિત્રતાને માટે જરાએ શંકા નહોતી અને તેથી પોતાની રાજી ખુશીથી એ જીરોલ્ડ રેડબર્નને મળવા ગઇ હતી એવું એણે જરાએ માન્યું નહિ, છતાં એ એમ સમજી ગયો હતો કે જેણે આબરૂ કોરાણે મુકી હતી એવો નિર્લજ્જ અને નફ્ફટ રેડબર્ન પેલી કુલટાને પક્ષમાં લઇને જો એમ સાબીત કરી જશે કે લ્યુસી એની રાજી ખુશીથી રેડબર્નને સંકેત મુજબ મળવા આવી હતી અને એને કોઇ ફોસલાવીને લઈ ગયું નહોતું તો નાહક લ્યુસીની શુદ્ધતાને દુષણ લાગશે એટલે આખરે હતાશ થઇને એ ધીમા સ્વરે બોલ્યો:–"કર્નલ સાહેબ, મને જણાય છે કે મને કશો ન્યાય મળી શકે એમ નથી માટે મેં આપને હમણાં જે પેલો પોગળ ખુલ્લો કરનારો કાગળ આપ્યો હતો તે મને પાછો આપો. એ કાગળ લખનાર માણુસને હું ખોળી કાઢીશ. એટલે મારી વાત પુરવાર કરવાને મને સબળ પુરાવો મળશે,"

વિંડહામ:—"હા, તારો કાગળ પાછો લઇજા." જરા ખોળવાનો ડોળ કરીને વળી પાછો બોલ્યો "અરે પણ મેં ક્યાં મુક્યો. એ મેં સીગાર સળગાવી તેમાં સળગાવી દીધો લાગે છે.' હવેજ લોન્સડેલને પુરેપુરી ખાતરી થઇ કે આ વાત દાબી દેવામાં કર્નલ વિંડહામ રેડબર્નને સહાયભૂત છે એટલે તો એના ક્રોધનો જ્વાળામુખી ખરેખરો ફાટી નીકળ્યો અને લાવાના રસની માફક એની નસેનસમાં ઉનું ખળખળતું લોહી વહેવા લાગ્યું.

વિંડહામ:—"મેં કાગળ સળગાવી દીધો તેને માટે હું દીલગીર છું મારી સરતચુક થઇ છે. પણ હવે બની ગયું તે બની ગયું તું તારી મેળે છાનોમાનો હવે તારા કવાર્ટરમાં ચાલ્યો જા. તને પરહેજમાંથી મુકત કરવામાં આવે છે અને હવેથી સારૂં વર્તન રાખીશ તો તને કશી અડચણ નહિ આવે."

અત્યારે લોન્સડેલ જીવ ઉપર આવ્યો હતો છતાં લાચાર હતો. અપમાનનું વેર લેવા ટમટમી રહ્યો હતો પણ હિંમત ન કરી શકયો. ન્યાય મેળવવા પ્રવૃત્ત થઇ રહ્યો હતો પણ શી રીતે અને કોની પાસેથી મેળવવો તે એને સુઝયું નહિ. જુલમી અને અન્યાયી સત્તાધારીઓના હાથમાં એ હતો એટલે આ વાત આગળ વધારવામાં એ ફાવે એમ નહોતો. સર્વ સંજોગો એના વિરૂધ્ધ જતા હતા. દાદ મેળવવા જતાં પોતાનીજ ઝાંઘ ઉઘાડી થવાનો સંભવ હતો. લ્યુસીની નિર્મળતાને ખોટી રીતે કલંક આવે એમ હતું. વળી વાત વધે એટલે ઉપરી અમલદારો એના ઉપર દ્વેષનો કીનો રાખે અને બન્ને નિરાધાર પતિ પત્નીને હેરાન હેરાન કરીને એમને પશેમાની પાડવામાં જરાએ કચાશ ન રાખે. આવી હકીકત હોવાથી લોન્સડેલ વિચાર શૂન્ય થઇને થોડીવાર કર્નલ સામું જોઇ રહ્યો અને પછી રૂમ છોડીને ચાલ્યો ગયો. જતાં જતાં કર્નલના નોકરને એણે પૂછયું કે "જ્યારે હું આ રૂમમાં પેસતો હતો તે વખતે અંદર રેડબર્ન હતોને?" એણે જવાબ દીધો કે "હા. એ વાત ખરી છે. પણ કર્નલે એ વાત કોઇને કહેવાની મને મના કરી છે માટે મારૂં નામ ન દેતો કેમ કાંઇ નવા જુની છે કે શું?"

"નારે કાંઇ નથી" એમ કહીને આપણી વાર્તાનો નાયક

છાનો માનો મનમાં સમજીને પોતાના સ્થિતિ ગૃહમાં ચાલ્યો ગયો. એ ગયો કે તરતજ અંદરના ખંડમાંથી રેડબર્ન હસતો હસતો કર્નલ પાસે આવ્યો અને પાસે પડેલી ખુરસીમાં પડીને હાથમાં સીગાર લઈને કહેવા લાગ્યો " વિંડહામ, યાર, તમે તો અજબ કામ કર્યું મેં તમારી વાત અક્ષરે અક્ષર સાંભળી છે. એની એ નોટ તમે બાળી નાખી તેમાં શું લખ્યું હતું વારૂ ?" કર્નલે એ કાગળની બધી ઇબારત રેડબર્નને કહી સંભળાવી, એટલે રેડબર્ને કહ્યું કે " મને લાગે છે કે પેલા બદ સીકલીવા એ તો મને દગો નહિ કર્યો હોય ? ઉભા રહો મારી પાસે એનાજ હાથનો લખેલો કાગળ છે. જુઓ આ અક્ષર અને પેલા અક્ષર મળતા આવે છે ?" એમ કહીને સંકેત સ્થાન ઉપર જવાનો પોતાના ઉપર આવેલો કાગળ એણે વીંડહામને બતાવ્યો. કર્નલઃ–" ખરેખર આ અક્ષર એજ છે. પણ એ માણસ તમારી સાથે આમ દગો શું કામ કરે તે મને સમજાતું નથી."

" એનું કારણ મનેયે કાંઇ સમજાતું નથી. મારા કાગળમાં એણે લખ્યું છે કે મારા મહેનતાણા બદલ તમારે મને જે આપવાનું હોય તે તમે એ ઘરની માલીક બાઇને આપજો તેથી મેં ત્યાં જઇને તરતજ પેલી ડોકરીના હાથમાં વિસ પાઉંડ મુકી દીધા. એ ચોટ્ટી એમાં અડધો અડધ ભાગ પડાવશે."

" કાંઇ વાંધો નહિ, પણ હવે એ વાત આગળ વધવાની નથી એ ચોક્કસ છે. લોન્સડેલ હવે કાંઇ આગળ પગલાં ભરવાનો નથી અને આગળ જશે તોયે શું, એનું શું વળવાનું છે ? તમારે તો એમજ કહેવું કે એની બૈરી એની રાજીખુશીથી મારી પાસે આવી

હતી, પેલી બાઈ પણ એમજ કહે એટલે એની સ્ત્રીનોજ બધો ઘોટાળો છે અને એ ઘોટાળાની વાત એના ધણીને ખબર પડી એમ સૌ લોકો જાણશે. જુઓ મેં તમારૂં કામ કરી આપ્યું છે માટે હવે તમારા વચન પ્રમાણે તમારે પણ મારૂં કામ કરવું પડશે. "

" કબુલ, મારામાં વિશ્વાસ છે ને તમને ? બોલો તમારે કેટલી રકમ જોઈએ છીએ એક હજાર ગીની કની ?"

" બસ હજાર ગીની અને ધોગે. તમે કહેતા હતા ને કે પાંચસો તો તમારા શરાફને ત્યાં જમા છે. "

" હા તેનો તો હું તમને ચેક લખી આપીશ અને બાકીના હું મારા પિતા પાસે તમને ગમે તેમ કરીને મંગાવી આપીશ. "

" હાલ તરત પાંચસો મળશે એટલે ચાલશે, એટલામાં બીજા પાંચસો આવી પહોંચશે. "

" લેણદારો તમારા ઉપર બહુ તડી કરતા હોય એમ જણાય છે " એમ કહીને રેડમર્ન ખડખડ હસી પડ્યો. પછી એકાદ દારૂનો ગ્લાસ ચડાવીને એણે કર્નલને ચેક લખી આપ્યો.

આ પ્રકરણ સમાપ્ત કરતાં પહેલાં કેટલોક ખુલાસો કરવાની જરૂર છે. કર્નલ વિંડહામ મનમાં તો રેડમર્નને ધીક્કારતો હતો પણ હમણાં હમણાં કર્નલ જુગારમાં એટલું બધું હારી ગયો કે લશ્કરમાંનું પોતાનું કમીશન વેચી દઇ નોકરી છોડી દઇને ચાલ્યા જવાનો વિચાર કરતો હતો. તે અરસામાં જીરેલ્ડ હ્યુસી સાથે યારી કરવામાં નિષ્ફળ થવાથી અને લોન્સડેલે એને જમીન ઉપર પટકી નાખવાથી અપમાનિત થઈને એ પાછો ફર્યો હતો તેથી બહારો બાર પોતાના સ્થિતિગૃહમાં ન જતાં કર્નલની પાસે આવી પહોંચ્યો. કર્નલ પૈસાં

સંબંધી તંગ હાલતમાં છે એ વાતની જીરોલ્ડને સારી રીતે ખબર હતી એટલે પોતાની વિતક વાત કહીને પછી લોન્સડેલ જો અહિં ફરિઆદ કરવા આવે તો ગમે તે રસ્તે એ વાત દાબી દેવી અને તેના બદલામાં પાંચસોથી હજાર ગીની કર્નલને ધીરવાની એણે કબુલાત કરી. કર્નલે હજાર ગીનીની માગણી કરી અને સાટું નક્કી થયું અને તેથીજ બિચારા લોન્સડેલને નિરાશ થઈને ચાલ્યા જવું પડયું. આ પ્રમાણે વ્યવસ્થા ન થઈ હોત અને કર્નલે જો લોન્સડેલનો પક્ષ લઇને ન્યાયજ કર્યો હોત તો એક સદ્‌ગૃહસ્થ અને અમલદારને નહિ છાજતી વર્તણુક માટે જીરોલ્ડ ઉપર જરૂર કોર્ટ માર્શલ બેસત અને પરિણામે એને એ જગ્યાએથી પાણી છેલ્લું મળી જાત.

કર્નલ વિંડહામને તો એક પંથ અને દોકાજ સધાયા જેવું થયું. એક તો પોતાની તંગ હાલતમાંથી એ મુક્ત થયો અને બીજું જ્યારે પોર્ટ્સ માઉથમાં રેજીમેન્ટ હતી ત્યારે લ્યુસી પોતાના પતિની શિક્ષા ઓછી કરાવવા અને દયા માગવા એની પાસે ગઇ હતી તે વખતે લ્યુસીએ એની પાપિષ્ટ વૃત્તિને તુચ્છકારી કાઢી હતી તેનો બદલો આજે લ્યુસીના પતિને અન્યાય કરીને લ્યુસી ઉપર લેવાની એને તક મળી હતી.

---

## પ્રકરણ ૭૫ મું.

---

### છેતરપીંડી.

ફ્રેડરિક પોતાના સ્થિતિગૃહમાં પાછો ગયો પણ એને આખી રાત મુદ્દલે નિદ્રા ન આવી. આવા અનિતીવાન અને વર્ણું વગરના

મનુષ્યો પોતાની પત્નીને કલંકિત કરવા ગમે તેવા આક્ષેપો કરે તેના કરતાં એવા મનુષ્યો ઉપર ન્યાયને માર્ગે કાંઈ પણ દાદ ન મેળવવી એજ વધારે સારૂં છે એમ ધારીને એણે આગળ પગલાં ભરવાનું માંડી વાળ્યું. એ શીવાય એને બીજો રસ્તો નહોતો. પરહેજ-માંથી મુક્ત થયો હતો એટલે બીજે દિવસે એ લ્યુસીને મળ્યો અને કર્નલ સાથેની પોતાની મુલાકાત વિષેની બધી હકીકત એને કહી સંભળાવી અને આખરે કહ્યું કે “ તને ખોટી રીતે કલંકિત કરવાને અને તને લાંછન લગાડવાને એ દુરાત્માનોનો પ્રયાસ હતો તેથી મેં આગળ પગલાં ભરવાનું માંડી વાળ્યું છે. ” પેલા ઢંગ વગરના ઢાળવાઓ પોતાના શુદ્ધ ચારિત્ર્ય ઉપર લાંછનના છાંટા ઉડાડવા તૈયાર થઈ ગયા છે એ સાંભળીને લ્યુસી પણ કંપાયમાન થઇ ગઈ. લોન્સડેલે એના હૃદયનો પરિતાપ ઓછો કરવાને એણે ઘણું આશ્વા-સન આપ્યું અને લ્યુસીના મનને ખાતરી આપી કે ‘ ભલે એવા દુર્જનો તારા નિર્મલ નામને બટ્ટો લગાડવા મથન કરે પણ તારી શુદ્ધતામાં મને પૂર્ણ વિશ્વાસ છે માટે તારા મનમાં જરા પણ તું કલ્પાંત કરીશ નહિ. ” લ્યુસી પતિના આશ્વાસનથી શાંત પડી, આ શુશિલાને હમણાં હમણાં એક પછી એક અનેક દુર્ઘટનાઓ વેઠવી પડતી હતી તેમાં વળી આ એક વધારે ભાગ્યમાં વેઠવાની લખી હશે એટલે એજ ભાગ્યને આધીન થઇને બીચારી બેસી રહી.

આ બનાવ બન્યા પછી કેટલોક સમય લોન્સડેલને રેડબર્નની જરાએ સતામણી નડી નહિ. જેમ બને તેમ રેડબર્ન લોન્સડેલ સાથેનો પ્રસંગ ઓછો કરવા લાગ્યો એટલે એ બન્ને વચ્ચે ચકમક ઝરવાનો સંભવ ઘણુ ઓછો થઇ ગયો. આ સંજોગોમાં ફ્રેડરિક

મદિરા પાન તરફ વધારે ઢળવા લાગ્યો અને પોતાની પત્નીના પ્રેમ-રસનું પાન કરવાનું ધીમે ધીમે એણે ઘટાડવા માંડયું. પહેલાં તો એ હદમાં રહીને મદિરાપાન કરતો અને પત્નીથી એ હકિકત ગુપ્ત રાખવા લાગ્યો. આ પ્રમાણે વાત ગુપ્ત રાખવા જતાં પોતાની પત્ની સાથે એ છદ્મ કરતાં શીખ્યો, એને છેતરતાં શીખ્યો અને આખરે તો પોતાની પત્ની સમક્ષ હડહડતું જુઠાણું ચલાવતાં પણ એ ડર્યો નહિ. પહેલાં તો પોતાના મોઢામાંથી વાસ ન આવે તેટલા માટે મોઢામાં કારાવેનાં બી રાખવા લાગ્યો. લ્યુસી પુછતી કે "તમે હમણાં હમણાં કેમ મોડા આવો છો, કોઇ કોઇ વખતે કેમ ત્યાંજ રહી જાવ છો ?" ત્યારે એ કહેતો કે "મારે હમણાં હમણાંની વધારાની ડયુટી કરવી પડે છે" વળી કોઈ વખતે કહેતો કે "એક સૈનિક માંદો છે તેની સારવારમાં મારે રહેવું પડે છે." આ પ્રમાણે પોતાની વાત છુપાવવાને આવા જુઠાણાના મલમપટા લગાવતાં એ શીખી ગયો. ધીમે ધીમે બીડી પીવાનું વ્યસન પણ એણે પાડી દીધું. આ વ્યસન તો એનાથી ન છુપાવી શકાયું. પણ એનો ખુલાસો એના બુદ્ધિશાળી મગજે ખોળીજ મુકયો હતો. જ્યારે લ્યુસી કહેતી કે "તમે બીડી પીઓ છો" ત્યારે એ ઝટ જવાબ આપી દેતો કે "જોની, મને પેલા ફટકાની સજા થઇ હતી તેને લીધે મને કોઇ કોઈ વાર સખત દુઃખાવો થઇ આવે છે અને અજીર્ણ વિકાર થયા કરે છે એટલે મને દાકતરે સલાહ આપી છે કે મારે બીડી પીવી એટલે મને કાંઇ દરદ નહિ થાય." આ પ્રમાણે ભોળી ભામિનીને અષ્ટં પષ્ટં સમજાવી દેતો. ધીમે ધીમે દારૂની લત એને એટલી બધી વધવા માંડી કે દારૂ પીને પીઠામાંથી ચાલ્યા જવાને બદલે.

કલાકોના કલાકો એ ત્યાંને ત્યાંજ બેસી રહેતો અને બીડીઓના ધુમાડા કાઢયા કરતો. એનું વ્યસન તો વધતું ગયું. દારૂ અને બીડી એનો ખર્ચો પુરો કરવાનો, એટલે પગારનો એની પાસે જે વધારો રહેતો તે તો ચટણી થઈ જતો એટલે બાકીના પૈસા લાવવા ક્યાંથી તેની એ હિકમત અને યુક્તિ પોતાના ફળદ્રુપ ભેજામાંથી કાઢવા લાગ્યો. પૈસાની જરૂર પડે એટલે તરત લ્યુસી પાસે આવતો અને " આજે તો મારા એક સૈનિક મિત્રને પૈસાની જરૂર પડી છે, આજે તો બિચારા એક સૈનિકની સ્ત્રી અને તેનાં બાળક ભુખે મરે છે તેમને અનાજ આપવા પૈસા જોઈએ છીએ, આજે તો એક સૈનિક-ની વિધવાને માટે ઉઘરાણું થાય છે તેમાં ભરવા જોઇએ છીએ વળી આજે તો મારો અમુક લશ્કરી ડ્રેસ ખોવાઇ ગયો છે તે નવો લાવવા પૈસા જોઈએ " આવાં અનેક ખોટાં બાનાં કાઢી કાઢીને લ્યુસી પાસેથી એ વારંવાર પૈસા કઢાવી જતો. પહેલાં તો આવાં ખોટાં બાનાં કાઢતાં એ જરા જંખાતો, એનું મન એને ડંખતું પણ પછી તો એ રીઢો થઈ ગયો. બેધડક ગમે તે વખતે ગમે તેવું બાનું કાઢીને લ્યુસી પાસે પૈસા કઢાવતો.

નિર્દોષ લ્યુસી કેટલીક વખત તો " એ તો મારા મનનો ખોટો વહેમ હશે, એ તો અમથુંજ એમ લાગતું હશે, એમનું નૈતિક બળ અને સ્વભાવ એટલો બધો સારો છે કે એ એવી ખોટી લતે ચઢેજ નહિ. " આવા વિચારો કરીને પતિ પ્રત્યે પોતાની પૂર્ણ પ્રેમભક્તિને લઇને સત્ય જાણવા છતાં એ સત્યને સત્ય તરીકે માનતાં આંચકો ખાતી હતી. અંતઃકરણ એને મનાવતું કે લોન્સડેલ ખરાબ લતે ચઢી ગયો છે ત્યારે એ એમ માનતી કે "ના, ના, એવું તો નહિ હોય."

આમ મનમાંને મનમાં એ ગુંચવાયા કરતી હતી. પરંતુ લોન્સડેલનો, સંચિત કરેલા દ્રવ્ય ઉપરનો દરોડો, એનું લ્યુસી પાસે અનિયમિત આવવું જવું, એના ઉભરાયલા ગાલ, અને ઉશ્કેરાઈ ગયેલી મનની સ્થિતિ આ બધુંએ છુપાવવાને માટે લોન્સડેલ કપોલ કલ્પીત વાતો કરીને લ્યુસીને ઉડાવતો તેથી એના ઉપરથી લ્યુસીનો વિશ્વાસ ઉઠી જાય એવું થઇ ગયું હતું. છતાંએ એણે એને જરાએ ઠપકો આપ્યો નહિ, એક શબ્દ પણ ઘસાતો ન કહ્યો પરંતુ પતિ પ્રત્યે પોતાની પ્રેમ ભક્તિ એનો વધારતીજ ચાલી પોતાનો સહવાસ પતિને ઘણો મીઠો લાગે, પોતાના સહવાસમાંજ પતિને અનન્ય આનંદ મળે અને એનું દીલ બહેલાવવાને પતિને અન્ય સ્થળે જવાની ઇચ્છા સરખીએ ન થાય તેને માટે પોતાનો પ્રાણ પાથરવા લાગી. મનમાં પ્રસન્નતા ન હોતી છતાં બહારથી પ્રફુલ્લ જણાતી અને પતિને પોતાનું ઘર સ્વર્ગસમું લાગે તેમ કરવા સર્વ પ્રયત્ન કરવા લાગી. પતિના મનને આડે માર્ગેથી વાળવા ભોજન પણ એ જાતજાતનાં બનાવતી, લેજ્જતદાર રસોઇ કરતી, ચાની વખતે ચા પણ અજબટેસ્ટથી તૈયાર કરવા લાગી. સાંજે પતિ ડ્યુટી ઉપર જાય ત્યારે બારણા સુધી હસતે મુખડે એને વિદાય કરવા જતી, આ બધું શાને માટે? અવળે પંથે ચઢેલાને ઠેકાણે લાવવાને માટે. એના મનમાં હજાર પ્રકારની હોળી પ્રજળી રહી હતી છતાં પતિને આકર્ષવાને એ આટલાં વાનાં કરતી હતી. પરંતુ પતિને આમ આનંદ આપવા જતાં કોથળીનું મોઢું સાંકડું થતું જતું હતું. દ્રવ્યનો સંચય ખાપી જતો હતો. એટલે તેમાં ઉમેરો કરવા રાત દિવસ ભિખારી જેવા નવરીએ ન હોતી રહેતી. પોતાની ફુરસદના સઘળા વખતમાં ભરત અને શીવણ કામ ક્યાંજ કરતી. કેટલીક વખતે તો પોતાને માટે પત્નીને આટલું

બધું વેઠવું પડે છે, પોતાને આનંદમાં રાખવા બિચારી મરી મથે છે છતાં પોતે આમ અવળે માર્ગે ચઢી ગયો છે એ જાણીને ફ્રેડરિકને પણ ખેદ થઈ આવતો. પરંતુ ધીમે ધીમે એટલો પણ ખેદ એના હૃદયમાંથી ખસી ગયો. હવે તો એ કડુ વચનોની કટારો દુઃખી પત્નીના દીલમાં ખોસી દેતાં જરા ડરતો નહોતો વળી ચિત્ત ઠેકાણે આવે ત્યારે પસ્તાતો આમ ઘડી ઘડીમાં ફ્રેડરિકના મનના રંગ ફરવા લાગ્યા. જ્યારે એનામાં સારા વિચારોનું સામ્રાજ્ય થતું ત્યારે પોતાની પત્ની પ્રત્યે પોતાની કઠોરતા અને ક્રૂરતા માટે એને ઉદવેગ થઇ આવતો અને મનમાં ને મનમાં શપથ લેતો કે "હવેથી કોઇ દિવસ મારી પ્રિયતમાને નહિ દુભવું અને પરમાત્માને એ વિનવતો કે "હે પ્રભુ હું જે શપથ લઉછું તે પ્રમાણે મને વર્તવાનું બળ આપ." પણ વળી માંકડું મન ફરી જતું અને ઓશીસરો કાંઇ એને કહી નાખતા એટલે એનું મન વધારે ઉકળી જતું અને પાછો મંદિરા પાન માટે દોડયો જતો. વળી કંટાળ–તો એટલે કોઇ કોઇ વાર બહાર ખુલ્લામાં ફરી આવતો અને પોતાની જાત ઉપર ચીડાતો, પ્રભુને આજીજી કરતો કે "હે પ્રભુ મને પાપમાર્ગના પંથે ન દોરીશ." પરંતુ પ્રભુ તો જે માણસ પોતાનાં કર્મોથી જાતે સુધરવા પ્રયાસ કરે છે તેનેજ સહાય કરે છે, અમથા બરબડાટ કરનારને સહાય થતા નથી. લોન્સડેલ તો સુધરવાનો પ્રયાસ કરતોજ નહોતો પછી ઇશ્વર એવી ખાલી પ્રાર્થના શાનો સાંભળે !

હવે દરરોજ એને પીવાની તો ટેવ પડીજ ગઇ. એટલું ખરૂં કે એક નિશો ચઢી જાય અને છાકટા બની જવાય એટલો બધો દારૂ એ નહોતો પીતો. હજુ સુધી એ માજામેજ રહેતો હતો. કોઇ દિવસ

માઝા મુકી નહોતી. પરંતુ એની અસર મન ઉપર ધીરે ધીરે પણ બહુ સચોટ રીતે એને થતી જતી હતી. આબદીથી કેટલાક એકદમ અધોગતી પામે છે અને લોન્સડેલ જેવા બળવાન મનના જરા મોડા પડે છે પણ એવા એ આખરે તો પડવાનાજ એનાથી મન અને વિચાર નબળાં પડતાં જાય છે. આપણી વાર્તાના નાયકના સંબંધમાં પણ આમજ થવા લાગ્યું. પહેલાં તો એને પોતાનાં આવાં કર્મનો વારંવાર પરતાવો થતો અને ઘણો વખત સુધી એના અસર એના મન ઉપર રહેતી પણ ધીમે ધીમે એનો પરતાવો ઓછાં થતો જતો હતો અને અસર પણ ઘડીવાર ટકી ન ટકી અને આખરે પાછું પથ્થર ઉપર પાણી જેવું થઇ જતું હતું.

હવે તો લ્યુસી પણ સત્યને સત્યરૂપેજ માનતી થઇ હતી એની આંખોનાં પડળ દૂર થઇ ગયાં હતાં. પોતાના સુખની ઇમારત તસુ તસુ એને નીચી બેસતી જણાવા લાગી. એમના દ્રવ્ય સંચય ઉપર ફ્રેડરિકનો જબરો દરોડો પડયો હતો. એ ખાડો પુરવા બિચારી બહુએ મથતી હતી પણ જમા બાજુ કરતાં ઉધાર બાજુ બહુ વધી જતી હતી. લ્યુસી પોતાનો આવાસ બહુ સ્વચ્છ રાખતી હતી અને સર્વ ચીજો પૂર્ણ વ્યવસ્થાથી ગોઠવતી હતી. વળી પોતાના પુત્રને પણ એ સ્વચ્છ કપડાં પહેરાવતી હતી તેમ પોતે પણ જો કે સાદાં પણ સફાઇદાર અને સ્વચ્છ કપડાં ધારણ કરતી હતી એટલે આમાં પણ ખર્ચ થતો હતો અને તેને પોંચીવળવાને એને ભરત સિવણ કામ કરવાને પુરતો વખત મળી શકતો નહોતો. પોતાના પુત્રને પાઠ એનેજ તૈયાર કરાવવા પડતા હતા તેમ ઘરનું કામ કાજ રસોઇ વિગેરે બધું એને એકલે હાથેજ કરવાનું રહ્યું એટલે દિવસે ફુરસ-

દનો સમય એને થોડોજ મળતો; તેથી મોડી રાત સુધી બેસીને એ કામ કરતી હતી. આ બધા દુઃખોમાં વળી પતિ આવે ત્યારે તેને ખુશ રાખવા મલકાતું મોઢું રાખવાનું. એ બધું અજબ ધૈર્ય રાખીને તે કર્યે જતી હતી અને પતિની ગેરહાજરીમાં કારલાઇલ, પ્રીન્સ-બરી અને કેલેમાં જે સુખનો લે'જો બન્ને દંપતિ ભોગવતાં હતાં તે સમયને વારંવાર યાદ કરતી અને જીવ બાળતી. એને તો ઘડી ઘડી એમ થઈ જતું કે પતિને પગે પડું, એમને વિનવું કે વિનાં કારણ આપણા અને બાળકના વિનાશને પગથીયે ચઢતાં અટકો; પણ તેમ એ ન કરી શકી. એને એમ લાગ્યું કે કાલાવાલા કરવાથી એમને ખોટું લાગશે તો ? હું એમને ઠપકો આપું છું એમ એમના મનમાં આવશે તો ? વગેરે વિચારતાં એ એકે અર્થ ન સાધી શકી.

ઘણીવાર ફ્રેડરિકની રાહ જોવા છતાં એ ન આવતો ત્યારે હાથમાંનો કામ ધંધો એ છોડી દેતી અને ઉંધું ઘાલીને વિચારમાં પડી જતી. અંતરના વેદનાનાં એને આંસુ આવી જતાં. એવા સમયમાં પુત્ર ત્યાં આવી લાગતો; માતાના દયામણા મુખ સામું ગરીબડાની માફક જોઇ રહેતો અને માને રડતી જોઇને પોતે પણ રડી પડતો. માને ગળે બાઝી પડતો અને કહેતો "મમા, તું કેમ રડે છે ? ના રડીશ."

સંસારની સુખી અવસ્થામાં બાળકના કાલા કાલા મીઠા શબ્દો મધુર ગુંજારવ જેવા લાગે છે; પણ એજ મધુરા શબ્દો વિપત્તિના સમયે માબાપને અકારા થઇ પડે છે અને બાળક પણ અળખામણું ઝેર જેવું લાગે છે. અત્યાર સુધી આ બાળક ઉપર એના પિતાનો

પ્રેમ પણ ઘણો હતો; એટલે એના લાલન પાલન અને શિક્ષણ માટે પિતા કાળજી લેતો હતો. પણ હવે એજ પિતાનો પંથ બદલાયો. બાળક કયા ખાડમાં પડયો છે તેની પણ એને દરકાર નહોતી. જે પુત્ર પિતાને મન આનંદનું સ્થાન હતો, માતા પિતાના આંખની કીકી હતો, તે પુત્રના લાલન પાલન અને શિક્ષણનો સર્વ ભાર એકલી માતા ઉપરજ આવી પડયો.

ડોવરથી બીજીવાર પકડાઈને લોન્સડેલ રેજીમેન્ટમાં પાછો આવ્યો તેને પંદરેક મહિના થઇ ગયા હતા. હમણાં સને ૧૮૩૬ની સાલ ચાલતી હતી. વસંત રૂતુનો સમય હતો. આ અરસામાં ઓકલે-થી થોડા માઇલ ઉપર આવેલા મીડલેટન ગામમાં એની રેજીમેન્ટને જવાનો હુકમ મળ્યો. તે જીલ્લામાં કામદાર લોકોનું તોફાન જાગે એવો સંભવ હતો તેથી તે તોફાન દાબી દેવાને સરકારને આ પગલું ભરવાની જરૂર જણાઇ; એટલે રેજીમેન્ટની સાથે લોન્સડેલને પણ ત્યાં જવાનું હતું. આ ખબર એણે પોતાની પત્નીને આપી અને કહ્યું કે " આપણે મીડલેટન જવું પડશે. " લ્યુસીને આ સાંભળીને પૂર્વનાં સંસ્મરણો તાજાં થયાં. ઓકલે અને મીડલેટનનાં દૃશ્યો આંખ આગળ ખડાં થયાં. ઓકલેમાં ફ્રેડરિક સાથે પોતાનો પ્રથમ પરિચય, ત્યાં નદીને કિનારે આવેલી ઘટા પાસે પ્રેમી જનના પ્રથમ કોલ અને અપાર સ્નેહ અને સુખની ઘડીઓ એને યાદ આવી. પોતાની જન્મભૂમિનો તાદૃશ્ય ચિતાર અહિં બેઠાંજ એને આવ્યો. બધું એકી વખતે એને સાંભરી આવ્યું એટલે એને રડવું આવી ગયું. પહેલી વખતે લ્યુસીને સુખની ઘડીઓ યાદ આવતી ત્યારે આમજ રડી પડતી. તે વખતે ફ્રેડરિક એને ગળે હાથ નાખી દેતો, પ્રેમથી આલિં-

મન દેતો, સ્નેહનાં ચુંબનો કરતો અને એના વિકળ જીવને શાંત પાડતો; પણ અત્યારે તો ફક્ત એણે એને બે બોલ આશ્વાસનના કહ્યા એટલુંજ. પહેલાંના જેવી ઉર્મી, પહેલાંના જેવો ઉમળકો કે પહેલાંના જેવો એ સ્નેહભીનો ન થઇ શક્યો. લ્યુસીને પોતાના પતિના આવા પરિવર્તન પામેલા વર્તનથી કાંઈ ઓછુંએ આવ્યું.

ફ્રેડરિકે કહ્યું "વ્હાલી લ્યુસી, ત્રણેક દિવસમાં અમારી રેજીમેન્ટ અહિંથી ઉપડશે; માટે ફ્રેડીને લઈને આવતી કાલે અથવા પરમ દિવસે અહિંથી જા; એટલે હું આવું તે અરસામાં ઘર વિગેરેની પણ સમવડતા તારાથી સારી રીતની બની શકે."

લ્યુસીઃ "તમે જેમ કહેશો તેમ કરવા હું ઘણી ખુશીથી તૈયાર છું." અત્યાર સુધી જ્યારે જ્યારે આવો કોઇ પ્રસંગ આવતો ત્યારે ફ્રેડરિક પોતાની પત્ની અને બાળકને માટે આગળ જઇને ઘર વિગેરેની બધી સગવડ કરતો અને પછીથી એમને બોલાવતો. આથી એને બિચારીને આવી કશી માથાકુટ કરવી પડતી નહોતી. પણ આ પહેલીજવાર ફ્રેડરિકનો આવો અવળો હુકમ થયો. એ જોઇને એ વિસ્મિત પણ થઈ; છતાં પતિની આજ્ઞાને શિરસા વંદન કરી માથે ચઢાવી લીધી.

ફ્રેડરિકે કહ્યુંઃ "વારૂ આપણી પાસે દ્રવ્ય સંચય કેટલો છે તે મને કહે; એટલે મારે મારા ક્વાર્ટર્સમાં મારી કેટલીક જોગવાઇ કરવાની છે તેની મને સુઝ પડે." આ સાંભળીને આજ્ઞાંકિત બાળા ઉઠી અને પેટી ઉઘાડીને પતિ સમક્ષ જે થોડું દ્રવ્ય હતું તે મુજતે હાથે રજુ કર્યું.

"બધું મળીને કેટલુંક છે આપણી પાસે ?" ફ્રેડરિકે પૂછ્યું.

" રોકડો તો આપણી પાસે એકજ પાઉંડ છે. બાકી પાંચ પાઉંડ દુકાનદારને ત્યાં ડીપોઝીટ છે. થોડા ઘણા પૈસા મારી પાસે છે અને કાંઇ સેજ સાજ દુકાનદાર પાસે મારૂં લેણું છે; એટલે બધું મળીને આપણી પાસે આસરે સાતેક પાઉન્ડ થવા જશે. " લ્યુસીએ કહ્યું.

" સાતજ પાઉંડ ? એટલાજ. કેલેથી આપણે આવ્યાં ત્યારે તો આપણી પાસે સાઠ પાઉંડ હતા ? "

" ફ્રેડરિક, તે હું જાણું છું. પણ આપણને આટલે ચાલી રહેશે. બહારનું દેવું આપણને જરાએ નથી. ઘરનું ભાડું થોડું બાકી છે તે તો એમાંથી આપી દઇશું. ફ્રેડી અને હું કોચમાં બહારની જગ્યાએ બેસીસું એટલે અમારૂં ભાડું ઓછું બેસશે. આપણે મીડલ્ટેન જઇને ઠેકાણે પડીએ ત્યાં સુધી તો પૈસા ચાલશે. પછી તો પાછું ત્યાં હું અહીંની માફક કામ ખોળી કાઢીશ. "

" પણ આટલું બધું તેં ખરચ્યું શામાં ? પાણીના રેલાની માફક પૈસા તો ચાલ્યા ગયા લાગે છે. તને હર અઠવાડીએ સોળ કે અરાઢ શીલીંગ તો તારા કામના મળતા. એ બધા નાખ્યા કયાં ? કેમ જવાબ નથી દેતી ? શાલીક તો તારી પાસે સારી રહેતી હતી. એની શી વ્યવસ્થા કરી તે મને બતાવ. "

લ્યુસી મહા પરાણે અશ્રુને ખાળી રાખતાં બોલીઃ " પ્રિયતમ, મેં પાઈએ પાઈનો હિસાબ રાખેલો છે. હું રોજનો રોજ હિસાબ લખું છું. "

" જોવાદે મને તારો હિસાબ. મને આમાં કાંઈ સમજ નથી પડતી. " ફ્રેડરિક કઠોરતાથી બોલે જતો હતો. લ્યુસીએ કબાટ

ઓગ્નીને હીસાબની ચોપડી કાઢી. આ ચોપડીમાં પોતાના સુંદર અક્ષરે એ ઘરની આવક જાવકને નિયમિત ચોખ્ખા હીસાબ રાખતી હતી અને તેને માટે તો ગત પ્રસંગોમાં પતિ એની મુક્ત કંઠે પ્રસંશા કરતો હતો. તેજ પતિ અત્યારે આવી આદર્શ ઘરરખુ પત્ની પાસે આમ ઝાંસા કરતો હીસાબ માગે, ત્યારે પ્રેમાળ પત્નીના મનની શી સ્થિતિ થાય તેની કલ્પના વાંચનારને શિરજ છોડીએ છીએ. ચોપડી આપતાં આપતાં આ સુશીલ સુંદરીના નેત્રમાંથી આંસુ ટપકવા લાગ્યાં અને તે ચોપડી ઉપર પણ પડયાં. રૂમાલથી ચોપડી ઉપર પડેલાં તથા આંખમાંનાં આંસુ લુછી નાંખ્યાં અને પતિના હાથમાં ચોપડી મુકી. પત્નીના નેત્રમાંથી દડદડ દડદડ આંસુ ખરી રહ્યાં હતાં તેથી ફ્રેડરિક જરા નરમ પડયો અને બોલ્યો: " ચાલ ચાલ, એમાં રાસ શું ચઢાવે છે ? હું કાંઇ તને ઠપકો આપતો નથી. હું તો ફક્ત જાણવા માગું છું કે આટલા બધા પૈસા ગયા ક્યાં ? હવે આપણને પૈસાની જરૂર પડશે ત્યારે કોનો પાસે લેવા જઇશું ? "

" વ્હાલા વલ્લભ, એ બાબતની ફીકર તમે ન રાખશો. મીડ-લેટનમાં પણ અહિંની માફક કામ કરીને હું પૈસા પેદા કરીશ. આમ" બોલતી બોલતી લ્યુસી હસવાનો પ્રયત્ન કરી રહી હતી પણ એની આંખમાં તો ઝળઝળીયાં આવી રહ્યાં હતાં.

ફ્રેડરિકે હિસાબની ચોપડી હાથમાં લીધી અને હિસાબ તપાસવા બેઠો. લ્યુસી ઉપર એને અવિશ્વાસ તો નહોતો; છતાં આટલા બધા પૈસા કયાં ઉડી ગયા એની એને સમજ ન પડવાથી એ હિસાબ જોવા બેઠો હતો. પરંતુ આમ કરવાથી આ કોમળાંગીના કોમળ

દીસને એ જખમી કરી રહ્યો હતો તેનું એને ભાન ન રહ્યું એવો એ કઠોર બની ગયો હતો. હિસાબમાં પોતાના નામ ઉપર ઘણી રકમો હતી એ જાણીને એ પણ ચમકયો કે, " આ બધો ખરચ મેંજ કરી નાખ્યો છે. પણ તે વાત છુપાવવા અને બીજી વાત આગળ ધરવા એને બાનું જડી ગયું હતું. ભોજન સમયે વિવિધ પ્રકારનાં ખાદ્ય એને માટે તૈયાર થતાં હતાં તેનો આંકડો પણ મોટો થતો હતો; એટલે હુરકીયું કરીને એ બોલ્યો:—

" આટલા બધા પૈસા ખાદ્ય પદાર્થોમાં વાપરી નાખ્યા ? આ તો હદ વગરનો ખર્ચ છે. "

" વ્હાલા ફ્રેડરિક, આપના સુખના સાધન માટેજ મેં એવો ખર્ચ કર્યો છતાં આમ બોલો છો ? " આટલું બોલતાં બોલતાં લ્યુસીનું હૃદય ડસડસી રહ્યું; છતાં મહા પરાણે મનને વશમાં રાખીને એ બેસી રહી.

" મારે માટે આટલો બધો ખર્ચ કરવાનું તને કોણે કહ્યું હતું ? મારે એની શી જરૂર હતી ? " મેં તને કયાં કહ્યું હતું કે તું આ ચીજ બનાવજે. તેં જે કરીને મુકયું તે મેં ખાધું એમાં મારો શો વાંક ? " આટલો બધો ખર્ચ ખાદ્ય પદાર્થોમાં થાય છે એવું તો મેં આજેજ જાણ્યું. આમ કેમ કરે છે ? એવું શું દુઃખ થઈ આવ્યું છે તને, તે આમ બાધા જેવી થઇ ગઇ છે ?" ફ્રેડરિકના આવા કટાક્ષયુકત વચન પ્રહારોથી બિચારી વિંધાઇ ગઇ હતી એટલે એનાથી રડી પડાયું. ફ્રેડી પણ પોતાની માતાને રડતી જોઇ ને રડવા લાગ્યો અને ફ્રેડરિકને પોતાના કરૂણાપૂર્ણ સ્વરે કહેવા લાગ્યો. " પપા, મમાને શું કામ વઢો છો ?"

"ચાલ, બહુ ડાહ્યો ન થા. છાનો રહે. લ્યુસી, લે આ હિસાબની ચોપડી. મેં બધો હિસાબ તપાસી જોયો છે. તું આવાં ત્રાગાં કરવાની છે એવું જાણત તો તારી ચોપડી કોણ માગવાનું હતું ?" એમ કહીને ચોપડી એકદમ એણે ટેબલપર ફેંકી દીધી. લ્યુસી રડતી રડતી આર્જવતાથી દયામણે સ્વરે બોલી: " નાથ, આવા કઠોર કેમ થઇ જાવ છો ? આવી અવળી વાણી કેમ કાઢો છો ? મારાથી નથી સહન થતું. આપણા ખર્ચને પહોંચી વળવાને મેં કેટલી મજુરી કરી છે તે મારો પ્રભુજ જાણે છે. એથી વિશેષ હું શું કરી શકું ? મેં અને ફ્રેડીએ ગમે તેવું ખાઇને ચલાવી લીધું છે; પરંતુ તમારે માટેજ તમને રુચિકર થાય તેવા વિવિધ પદાર્થો બનાવતી હતી અને તમારા મનને આનંદમાં રાખવાની ખાતરજ હું આટલો ખર્ચ કરતી હતી; છતાં પણ જો આટલા બાકી રહેલા પૈસાએ તમારે જોઇતા હોય તો લઇ જાવ. અમારી પાસે જે કાંઇ થોડું ઘણું હશે તેથીએ અમે તો નીભાવી લઇશું, અને એ ઉપરાંત જોઇએ તો મારી જણુસો છે."

" તેમ તો મારી ઘડિઆળ પણ છે. પણ હાલ તરત મારે એટલું બધું નથી જોઇતું. આ એક સોવરેન હાલ તો લઉં છું. બાકીનું તું તારી પાસે રાખજે. પણ હવે જરા કરકસર કરતાં શીખે તો સારૂં. કારણકે આટલું બાકી રહેલું અને આ કેટલીક જણુસો, એ બધુંએ ચાલ્યું જશે ત્યારે આપણે કરશું શું ? વારૂં, પણ હવે તું અહિંથી કયારે નીકળીશ ? "

" વ્હાલા કાન્ત, તમે કહો છોને કે તમારી રેજીમેન્ટ ત્રણ દિવસ પછી અહિંથી ઉપડવાની છે; તો આપણે બધાએ અહિંથ સાથે નીકળીએ તો કાંઈ વાંધો છે ? કારણકે આમે આપણે એ અઠવાડીઆનું ઘરનું ભાડું તો આપવાનુંજ છે."

"ના, તમે તો કાલે કે પરમ દિવસે અહિંથી જાવજ. કારણ કે હું આવી પહોચું તેટલામાં બધી સગવડ તમારાથી કરી શકાય."

"આપની એવી ઇચ્છા છે તો અમે કાલેજ નીકળીશું. વારુ ત્યારે અમે તો કાલે સવારના પહોરમાં નીકળી જવા વિચાર કરીએ છીએ; તો આજે રાતના તમે અહિંજ આવજો."

"વારૂં, મારાથી બની શકશે તો હું આવી પહોંચીશ. ચાલ હવે હું જાઉં છું. બધી તૈયારી કરવાને કર્નલે અમને બધાને ૭ વાગે હાજર રાખ્યા છે. સાડા પાંચ તો થઇ ગયા છે. માટે ચાલો સાહેબજી. ફ્રેડી, જાઉં છું હાં, હવે મીડલેટનમાં મળીશું. ઘર રાખ્યા પછી મને ત્યાં બેરેકમાં ચોકકસ ઠેકાણું લખી મોકલજે."

આટલું કહી ફ્રેડરિક પોતાની પત્ની અને બાળકને સ્નેહદાન દઇને ચાલ્યો ગયો. જતાં જતાં એને એમ તો થયું કે "લ્યુસીને હું મારા પહેલી ધકેલી દઉં છું તે ખોટું કરૂં છું." પણ એ વિચાર એના મગજમાં ઝાઝીવાર ટકી શકયો નહિ. વાંચનાર સમજી તો ગયા હશે કે એણે લ્યુસીને કહ્યું કે "કર્નલે બધી તૈયારી કરવાને અમને બધાને ૭ વાગે હાજર રાખ્યા છે." એ વાત એણે તદન ગલતજ કરી હતી. પોતાના ગોઠીઆઓ સાથે દારૂના ગ્લાસ અડાવવા ચાલ્યા જવાનું આ એક બાનું માત્ર હતું અને લ્યુસીને મીડલેટન વહેલી વિદાય કરી દેવાનું પણ એજ કારણ હતું. લ્યુસી અહિં રહે ત્યારે તો એને પાછું રાતે ઘેર આવવું પડે અને મનમાનતી રીતે દારૂ પણ ન પીવાય, અને સીગારેટોના ધુમાડા પણ ન કઢાય; એટલે મન ફાવે તેમ વર્તવામાં લ્યુસી આડખીલી રૂપ

હતી. એ જાય તો બે ત્રણ દિવસ અંકુશ વગર એનાથી મોજ ઉડાવાય. એ કારણેજ એણે લ્યુસીને પૈસાની બાબતમાં આટલી સતાવી હતી.

લ્યુસીએ આવતી કાલેજ જવાનું કબૂલ કર્યું તેમાં એનો પણ એક ખાસ મુદ્દો હતો. પતિની આજ્ઞાનું ઉલ્લંઘન તો એ કદી નહોતી કરતી; એટલે આ વખતે પણ ન કરે એ સ્વાભાવિક હતું. છતાં એની ઈચ્છા પણ ત્યાંથી તરતજ ચાલ્યા જવાની થઇ હતી. એમનો દ્રવ્યસંચય ઘણો ઘટી ગયો હતો. ફ્રેડરિક બોલી ગયો હતો કે દાગીના પણ કદાચ ખપી જાય. વળી વિશેષમાં એને કરકસર કરવાનું એ કહેતો ગયો હતો અને વધારે ખર્ચ થયો તેથીએ ગુસ્સે થઇ ગયો હતો. આ બધો વિચાર કરતાં લ્યુસીને એમ લાગ્યું કે કદાચ એવો પણ વખત આવી લાગે કે આખા ઘરનો ખર્ચ ઉપરાંત ફ્રેડરિકનો ખીસ્સા ખર્ચ પણ પોતાને એકલીને શિરેજ આવી પડે; તો તે વખતે એના કામમાંથી એવા તે કેટલા પૈસા એને મળે કે જેથી એ બધોએ ખર્ચ ઉપાડી શકે. વળી અહિંયાં વધારે વખત રહેવાથી બાકી રહ્યું છે તે બધુંએ એ ઉડાવી દેશે તો અહલ્લા બે બદામ જેવાં થઇ જઇશું. તેના કરતાં સવેળાથી ચેતી જવુંજ સારૂં છે." આમ વિચાર કરીને કોચમાં ન જતાં એણે તો ગાડામાંજ જવાનો વિચાર કર્યો હતો. પતિની ખાતર એ તો ગમે તેવું દુઃખ સહન કરવા તૈયાર હતી; પણ પતિ તરફથી એક મીઠા શબ્દથી પણ હમણાં હમણાં એ વંચિત થઇ ગઈ હતી અને તેમાં આજે તો પતિએ હદજ વાળી હતી. એનાં મર્મસ્થાનને એણે વિંધી નાખ્યાં હતાં. એનું કાળજું કોરી નાખ્યું હતું. એ સમજી ગઇ કે ફ્રેડરિક છેતરપીંડી કરતો હતો. આજે એક પાઉંડ જેવી ભારે રકમ શું

કામ લઇ ગયો હશે ? એનો ઉપયોગ મદિરાપાનમાંજ થવાનો આમ લ્યુસી જાણતી હતી; પણ એણે તો એ બાબતમાં પતિને મર્મમાં પણ કશું કહ્યું નહિ.

અહા કેવું ઉન્નત હૃદય, કેવી પ્રેમ ભકિત, કેટલી નિસ્વાર્થ પરાયણતા. પતિમાંજ પોતાનું સર્વસ્વ જોનારી, પતિનેજ પોતાનું સર્વસ્વ માનનારી, પતિ ઉપરજ પોતાના શુદ્ધ અને દૈવી પ્રેમના ભરી ભરીને કલશ ઠાલવનારી ગુણિયલ ગુણ સુંદરી, તારાં શાં વખાણ કરીએ ? આ બધાંના બદલામાં પતિ પાસે તું શું માગે છે ? ફકત પતિનું હસતું મુખડું, ઉત્સાહના પ્રેમ ભર્યા બે શબ્દો. અરે તે પણ તને નકારવામાં આવ્યાં છે.



## પ્રકરણ ૩૬ મું.

### કેસ ચાલ્યો.

ફ્રેડરિકના ગયા પછી તરતજ લ્યુસી ફ્રેડીને લઇને પોતાના હાથ ઉપરનું કામ દુકાનદારને આપવા ગઇ અને તેની પાસેથી પોતાના લેણા નીકળતા પૈસા અને ડીપોઝીટની રકમ પાછી લીધી. ત્યાર પછી ત્યાંથી મીડલેટન જવાને ગાડી કેટલે વાગે જાય છે તેની તપાસ કરી અને આવતી કાલે સવારે છ વાગે એક ગાડું તે બાજુએ જવાનું છે એવી ભાળ કાઢીને ઘેર આવી. ઘેર આવતાં આવતાં ફ્રેડરિકની રેજીમેન્ટના સૈનિકો અત્યારે સાત વાગી ગયા હતા છતાં બહાર ફરતા દેખાતા હતા એ ઉપરથી કર્નલે બધાને છ વાગે હાજર

રાખ્યા છે એવું ફ્રેડરિકે કહ્યું હતું તે ખોટું હતું એમ એના મનમાં ખાતરી થઈ. ફ્રેડરિક જુઠ્ઠું બોલીને એને છેતરી રહ્યો હતો તેમ એ એના તરફ બેદરકાર રહેતો છતાં આ પતિવ્રતાનો સ્નેહ પતિ ઉપર જેવો ને તેવોજ હતો. પતિ હવે અસત્ય બોલવા શીખ્યા છે એ વાત તો હવે એના મનમાં દૃઢ થઇ ગઈ. રાતે ફ્રેડી ઉંઘી ગયો એટલે લ્યુસીએ આવતી કાલે સવારના પોતાના પ્રયાણુ માટે ખિન્ન હૃદયથી બધી તૈયારીઓ કરવા માંડી. વળી નવા સ્થળે ભાગ્ય હજુ કેવા ભાવ ભજવશે તે વિચારવા લાગી. પોતાની આંતર દૃષ્ટિથી ભવિષ્યનું અવલોકન એણે કરી લીધું તો એને નિરાશા અને દુઃખ સિવાય કશું જણાયું નહિં. સવળા અવળા ભાગ્યની અને ભવિષ્યમાં આવી પડવાનાં સંકટોની મનુષ્યને પ્રથમથીજ આગાહી થઈ જાય છે. લ્યુસીને ભવિષ્ય ભેદવાળું જણાયું અને એ કંપી ઉઠી. જેમ તેમ પરવારીને એ પથારીમાં પડી, ઉંઘતા પુત્ર સામું જોયું અને એની પાસે બેસીને ભવિષ્યના દુઃખના વિચારે એ પુષ્કળ રડી.

બીજે દિવસે લ્યુસી ઉઠી અને પોતાના પુત્રને પણ ઉઠાડયો. આજે ટાઢ અને ધુમ્મસ હતું. બન્ને જણ સરસામાન લઇને ગાડામાં બેઠાં. એમના ઉપરાંત બીજાં પણ ચાર પાંચ માણસોને ગાડામાં ભર્યાં હતાં. આ મનુષ્યો લ્યુસીને અપરિચિત હતા એટલુંજ નહિ પણ તેમની રીતભાત અને વાતચીત પણ એટલી બધી હલકી હતી કે એમનો સંગાથ એને જરાયે રૂચિકર ન થઈ પડયો. એને તો ગાડામાં બેસવું જરાએ ગમ્યું નહિ અને ફાવ્યુંએ નહિ. તેથી પુત્રને લઇને થોડે સુધી ગાડામાંથી ઉતરીને એણે ચાલવા માંડયું. પણ છોકરો તે કેટલું ચાલી શકે. એટલે પાછી પેલા લોકોની સાથે

આવીને એ ગાડામાં બેઠી. માનચેસ્ટરથી મીડલેટન એંસી માઈલ થતું હતું. ગાડું કલાકના ચાર માઈલ પ્રમાણે ચાલતું હતું. હજારો પ્રકારની એને અગવડો ભોગવવી પડતી હતી તે ભોગવી લીધી. પુત્રને કશી અડચણ ન પડે, એને ટાઢ ન વાય અને સર્વ પ્રકારની સગવડતા મળે એમાંજ એનું લક્ષ હતું. આજે સવારે છ વાગે ગાડામાં બેઠેલી તે બીજે દિવસે સવારે છ વાગે બરોબર ચોવીસ કલાકે ગાડું મીડલેટન જઈ પહોંચ્યું. માર્ચ મહિનો ચાલતો હતો એટલે છ વાગે તો બધે અંધારૂંજ હોય. અહિંયાં હજું તો કોઈ ઉઠયું એ નહોતુ. બધી દુકાનો બંધ હતી. એક વીશી આગળ ગાડું ઉભું રહ્યું.

બન્ને મા દીકરો ગાડામાંથી નીચે ઉતર્યા અને બીજી ગોઠવણ કરતાં સુધી હાલ આ વીશીમાંજ રહેવાનો લ્યુસીએ વિચાર કર્યો. એ ટાઢથી અરડાઈ ગઈ હતી. આખી રાત ટાઢનો સુસવાટો એણે વેઠયો હતો. એનાં હાડકાં પાંસળાં બધાંમાં ટાઢ ભરાઇ ગઇ હતી. બાળકને ટાઢ ન વાય માટે બધાં ગરમ કપડાં એના દીકા ઉપર એણે વીંટાળ્યાં હતાં. પોતે ફકત પહેરેલાં કપડાં ભેરજ હતી એટલે ટાઢથી ધ્રુજી રહી હતી. વીશીમાં જઇને જરા શગડી આગળ બેઠી અને ટાઢ ઉરાડવા લાગી. ટાઢ ઉડી એટલે જરા એને ઠીક લાગ્યું. ગાડાનો થાક ઉતર્યા પછી સ્નાનાદિક કાર્ય પરવારીને નાસ્તો તૈયાર થઇ ગયો હતો તે કરી લીધો. જરા વિશ્રાંતિ લઇને પાછી પોતાને રહેવા લાયક ભાડાનું મકાન ખોળવાને ફેડીને લઇને એ બહાર નીકળી. લગભગ આઠેક વર્ષે એણે મીડલેટનમાં પગ મુકયો હતો. જે વખતે મી. ડેવિસ એને ફોસલાવીને રેડબર્ન સાથે પરણાવી દેવાને ઓકલેથી અહિં લાવ્યો હતો, તે વખતે એ છેલ્લી અહિં

આવી હતી. મીડલેટનની શેરીએ શેરીની એ ભોમીઅણુ હતી; એટલે પોતાને લાયકનું હલકા ભાડાનું ઘર શોધી કાઢતાં એને મહેનત ન પડી. દર અઠવાડીએ અડધા ક્રાઉનના ભાડાની એક ઓરડી એને મળી ગઇ; એટલે ભાડા વિગેરેનું નક્કી કરીને પોતાનો સરસામાન વિગેરે નવા ઘરમાં લાવવા પાછી વીશી તરફ વળી. રસ્તામાં ફેડીને પોતાની આંગળીએ બઝાડીને એ ચાલતી હતી એટલામાં એકાએક એની નજર એના પિતા ઉપર પડી. એનું મોઢું બદલાઇ ગયું હતું. એના મોઢા ઉપર મદિરાપાનનાં ચિન્હ જણાતાં હતાં. એમાંથી દારૂની છાક વાગતી હતી અને એ અદંમ દારૂડીયો લાગતો હતો. પિતાને જોતાંજ લ્યુસીના મુખમાંથી કાંઇ આનંદ અને કાંઇ સંદેહ ભરી બૂમ નીકળી ગઇ. એને એમ પણ થયું કે હવે મારી અવગણના એ નહિ કરે. મી. ડેવિસ દારૂડીયાની રીત પ્રમાણે લ્યુસી સામે સુનકાર માફક કાંઇ બોલ્યા ચાલ્યા વગર જોઇજ રહ્યો. આખરે લ્યુસી ડેવિસનો હાથ ઝાલીને રડી પડી અને બોલી: " પિતાજી, પિતાજી, કેમ આમ જોઇ રહ્યા છો? મારી સાથે શું નહિ બોલો? હજુએ ક્ષમાશીલ નહિ થાઓ ?"

ડેવિસે લ્યુસીનો હાથ તરછોડી નાખ્યો અને કદમ બે કદમ દૂર ઉભો અને બોલ્યો:

" ના, કદી નહિ. લ્યુસી, ક્ષમા એ શબ્દ મારા મુખમાંથી હવે કદી નહિ નીકળવા પામે. પોર્ટસ માઉથ હું આવ્યો ત્યારે મારી ક્ષમા મેળવવાને તારે માટે ઘણો સારો પ્રસંગ હતો; પણ તે પ્રસંગનો તેં લાભ ન લીધો. મારૂં કહ્યું સવેળા માન્યું હોત તો ઉત્તમ સન્નારીની પદવી તું મેળવી શકત. આટલું દુઃખ પડયા પછી તો

તારી શુદ્ધ બુદ્ધ ઠેકાણે આવી હશે. હવે તને ખબર તો પડી હશે કે તેં ખોટું પગલું ભર્યું છે. ”

લ્યુસી શું જવાબ આપી શકે ? એના ગાલ ઉપર ચોધારાં આંસુ વહી રહ્યાં હતાં. એની છાતી ડુસકાં ખાઇ ખાઇને ભરાઇ આવી હતી.

ડેવિસ: “ મેં સાંભળ્યું છે કે તારા પતિની રેજીમેન્ટ થોડા દિવસમાં અહિં આવવાની છે. કેટલાંક કારણુવશાત્ મારે હમણાં અહિંજ રહેવાનું છે એટલે એને ખબર આપી દેજે કે રસ્તામાં કોઇ દિવસ એને મારો ભેટો થઇ જાય, તોપણુ એ મને ન બોલાવે. નહિતો એક કુતરાની માફક એને હું હાડધૂત કરી નાખીશ; અને તને પણુ છેલવેલ્લું કહી દઉં છું કે ફરીથી કોઇ દિવસ રસ્તામાં આપણી મુલાકાત થઇ જાય તો જાણે તું મને ઓળખતીજ નથી એવીજ રીતે વર્તજે. ” એટલુ કહીને મી. ડેવિસ રસ્તો માપી ગયો અને પાસેના પીઠામાં પેસી ગયો. લ્યુસીને બાપનો પૈસો નહોતો જોઇતો તેમ એની પૈસા સંબંધી સ્થિતિ કેવી છે તે પણુ એ બિચારી જાણુતી નહોતી. ફક્ત એ તો પુત્રી તરીકે પિતાનો સ્નેહ ઇચ્છતી હતી. પોતાના બાળકને પોતાના પાત્ર તરીકે પિતા ગણે એ માંગતી હતી. પણુ તેટલુંએ એને ન મળી શક્યું. હવે એને કોઇ તરફથી મન વાળવાનું ન રહ્યું. એને મન જીવન અકારૂં અને નીરસ થઈ રહ્યું. મહા પરાણે મનને ઠેકાણે આણીને પોતાના પુત્રને લઇને વિશીમાં પાછી ગઇ. વીશીવાળાનું બીલ ચુકવી આપ્યું અને પોર્ટરને માથે ઉપડાવીને સર સામાન પોતાના નવા ઘરમાં લઈ આવી. પોટકાં છોડીને બધી ચીજો વ્યવસ્થાસર એણે ગોઠવી દીધી. ફ્રેડી પણુ

પોતાની માને કેટલીક ચીજો ગોઠવવામાં મદદ કરતો હતો. બધી ચીજો અને સરસામાન રીતસર ગોઠવાઇ રહ્યા પછી બજારમાં એને કેટલીક ખરીદી કરવાની હતી અને શીવણ–ભરત–કામની તપાસ કરવાની હતી, તેથી ઘરની માલીક બાઈ પાસે પુત્રને મૂકીને એ બજારમાં ગઇ અને કેટલોક સોદો લેવાને માટે એક ગાંધીની દુકાને જઇને ઉભી. તે વખતે એક બીજી બાઇ પણ પેલા ગાંધીની દુકાને કેટલીક વસ્તુ લેતી હતી અને ગાંધી સાથે નીચે પ્રમાણે વાત કરતી હતી તે લ્યુસીના સાંભળવામાં આવી.

બાઇઃ " ત્યારે મી. મોબ્રિ, આ વખતે તો એ કેસ ચાલશે જ કેમ ? "

ગાંધીઃ " હા, આ વખતે તો જરૂર ચાલશે. બે હજાર પાઉંડ નુકસાનીના માગ્યા છે. ફલીસવેલ એ કેસ અચ્છી રીતે ચલાવશે. એમાં પુરાવો પણ બહુ સારો એકઠો થયો છે. કેપ્ટન ભાગ્યેજ એ પુરાવાને તોડી શકશે. "

બાઈઃ " નવ યુવાન પરિણીત વધુ આવું સ્ખલન કરે એ વિચાર ભરેલું તો ખરૂંસ્તો. પણ મી. મોબ્રિ, એ બાઇનું શું થયું તે કાંઇ જાણવામાં આવ્યું ? "

" મેં તો સાંભળ્યું છે કે એ તો એના બાપ મી. ફ્રાન્સીસ–અને ત્યાંજ ઓકલેમાં છે. એ તો એમજ કહે છે કે મારી પુત્રી તદ્દન નિર્દોષ છે. એ તો ફક્ત એના મનની અસ્થિરતાજ હતી, એથી વિશેષ કાંઇ નહોતું. "

બાઈઃ " એ તો એમજ કહે ને ! બીજું શું કહે ! છોકરીના માબાપ કે સગાં વહાલાં કાંઇ એમ કહેવાનાં છે કે અમારી

છોકરી તકસીરવાર છે ? કહે છે કે મી. ડેવિસ પણ ત્યારનો અહિંજ રહે છે ? ”

મોથ્રે ગાંધીઃ “ હા, અહિં રહીને પુષ્કળ દારૂડીઆ બની ગયો છે. સ્રીના સંબધમાં સુખ ન મળ્યું એટલે ખોટું સુખ મેળવવા એ દારૂની લતે ચઢી ગયો છે. પણ આ કેસમાં એણે સોલીસીટર બહુ હોંશીઆર રોકેલો છે. મી. ફ્લીસવેલ ખરાનું ખોટું અને ખોટાનું ખરૂં કરવામાં બહુ બાહોશ છે. ” આટલી વાતચીત થઈ તે દરમ્યાન લ્યુસાને જોઇતી બધી ચીજો બંધાઇ ગઈ હતી એટલે તે લઇને એ તો ચાલતી થઇ. ઉપલી વાત શરૂ થયા પહેલાં એણે ગાંધીને પોતાને જોઇતી ચીજો બાંધવાનું કહેવું એટલે એ વાત ચાલતી હતી તે દરમ્યાનમાં ઓચિંતી ચાલી જાય તો ચાલતી વાતમાં એને કાંઇ સંબંધ હશે એમ કદાચ ધારવામાં આવે તેથીજ ક્રમને એને ઉપલી વાત સાંભળવી પડી. નહિ તો એ પોતાના પિતાની દુઃખભરી વાત સાંભળવાને જરાએ ઉભી રહેત નહી. રસ્તામાં એને પોતાના પિતાનાંજ વિચાર આવ્યા કર્યા. લોકોમાં વાતો થાય ત્યાં સુધી પિતાનું વ્યસન વધેલું જાણીને એના જીવને પરિતાપ થયો અને એને એમ પણ થયું કે “ જો એ મને બોલાવે તો એમની ચિંતાને હું દૂર કરી શકું અને દુર્વ્યસનમાંથી એમનો છુટકારો કરાવી દઉં. મારે તો પિતાએ એવા અને પતિએ એવા ! શી વિધિની વિચિત્રતા છે ! ”

આમ વિચાર કરતી કરતી જ્યાં શીવણ ભરત કામ કરવાનું વેચાતું મળતું હતું, તે દુકાને ગઈ અને કામનું પણ નક્કી કર્યું. બીજે દિવસે બેરેક ( સૈનિક વસતી ) માં પોતાના પતિના નામનો, પોતાનું ચોક્કસ ઠેકાણું લખીને પત્ર મોકલાવ્યો. થોડા દિવસમાં ફ્રેડરિકની રેજીમેન્ટ મીડલેટન આવી પહોંચી અને પત્નીનો

લખેલો પત્ર પતિને મળ્યો, તે વાંચીને સાંજના સમયે એ પત્ની પાસે જઈ પહોંચ્યો. કંથને દેખીને કાન્તા હર્ષઘેલી બની ગઈ. પિતાને જોઈને પુત્ર હરખાઈ ગયો. પતિ આવ્યો પણ દોઢશેર ઢીંચીને આવ્યો હતો. એને હજુએ સાન ન આવી એ જાણીને કુલીન કાન્તાનું દીલ ખાટું થઈ ગયું; છતાં મનોભાવ છુપાવીને તે પતિ સાથે વાત કરવા લાગી. મી. ડેવિસ મળ્યો હતો તે સંબંધી વાતચીત કરી. પોતાને ફક્ત બે પાઉંડજ ડીપોઝીટના ભરીને કામ મળી ગયું હતું અને કામના પૈસા પણ સારા મળશે એ વાત પણ કરી; પણ પોતે માનચેસ્ટરથી મીડલ્ટન સુધી ગાડામાં મુસાફરી કરી એ હકિકતથી આત્મવખાણ થઈ જાય એટલા સારૂ એ વાત એણે ન કરી. પણ ફ્રેડીએ તો પોતાના પપાને તરત એ વાત કહી દીધી. આ સાંભળીને પોતાની સ્ત્રી કેવી ઉત્તમ ગૃહિણી છે અને કરકસરથી કેવો ઉત્તમ પ્રકારે ગૃહસંસાર ચલાવી રહી હતી તેનો એને ખ્યાલ આવ્યો, અને પોતે દારૂમાં હમણાં હમણાં કેટલું બધું ગુમાવી નાખતો હતો તેનો એને પસ્તાવો થયો; પણ આ પસ્તાવો ક્ષણિકજ હતો. થોડી વાર અમથી આમ તેમ વાતો કર્યા પછી પાછો ડયુટી ઉપર જવા એ તૈયાર થયો. તે વખતે પોતાના ફળદ્રુપ ભેજામાંથી એક નવો કીસ્સો ઉઠાવીને ભોળી બાળા પાસેથી બે પૈસા કઢાવી ગયો.

× × × × ×

આજે કોર્ટમાં કેપ્ટન રેડબર્ન ઉપરનો મી. ડેવિસનો કેસ ચાલવાનો છે. કેપ્ટન રેડબર્ન પણ આ તરફ એની રેજીમેન્ટ આવિ આવવાથી અહિંજ છે. એના પિતાએ અત્યાર આગમચ એના બચાવને માટે વકીલ રોકી રાખ્યો હતો. આ કેસથી આખા મીડ-

લેટનમાં, ઓકલેમાં તેમજ એ બધા આખા જીલ્લામાં જ્યાં જ્યાં સર આર્શિબોલ્ડ રેડબર્નના સ્નેહી સંબંધી હતાં, તે બધામાં એક પ્રકારનો કોલાહલ મચી રહ્યો હતો, કોર્ટ બેઠી અને કેસ શરૂ થયો. પણ મી. ડેવિસ, કેપ્ટન રેડબર્ન કે સર આર્શિબોલ્ડ કોઇ કોર્ટમાં હાજર નહોતું. તેમના વકિલો પોતાના અસીલો તરફથી તૈયાર થઇને આવ્યા હતા. ડેવિસ કોર્ટ પાસેના પીઠામાં બ્રાન્ડીના ગ્લાસ ઉડાવતો બેઠો હતો અને એનો વકીલ કેસની નોટ મોકલાવતો તે એ ત્યાં બેસીને વાંચતો હતો.

હવે વાદી વકીલ ઉભો થયો અને ગદ્‌ગદિત તથા કરૂણાપૂર્ણ સ્વરે પોતાનો કેસ નીચે પ્રમાણે કોર્ટ સમક્ષ એણે રજુ કરવા માંડ્યો.

" સાહેબ, આ કામનો વાદી મારો અસીલ પીટર ડેવિસ એક આબરૂદાર ગૃહસ્થ છે. આજ કેટલાંક વર્ષ થયાં પ્રતિવાદીના બાપ સર આર્શિબોલ્ડની જમીન જાગીર વિગેરેનો એ વહિવટ કરતો હતો. પોતાની જોખમભરી નોકરી પૂર્ણ પ્રમાણિકતાથી એ કરતો હતો અને પોતાની કામ કરવાની રીતથી પોતાના શેઠને તેમ તેના સ્નેહી અને મિત્ર વર્ગમાં એ ઘણો પ્રિય થઈ પડ્યો હતો. એના ચારિત્ર્યમાં અને વર્તનમાં લેશ માત્ર પણ દોષ કાઢવા જેવું નથી. ટુંકામાં કહું તો એ ઉદાર દીલનો, માયાળુ સ્વભાવનો અને ઉત્તમ ગુણોથી ભરેલો છે. આજથી કેટલાંક વર્ષ ઉપર એની પ્રથમ પત્ની ગુજરી ગઇ અને એની એકની એક પુત્રી જેના ઉપર એનો અથાક પ્રેમ હતો તે એના વિરૂદ્ધ થઇને એનાથી ઉતરતા કુળમાં પરણી ગઇ; એટલે એના કોમળ હૃદયને સખત આઘાત લાગી ગયો.

એના સુના ઘરમાં એ એકલો પડી ગયો. એને કાંઇ ગમતું નહિ, એટલે પોતાના જીવનનો નીરસ ભાગ એણે રસમય કરવા ધાર્યો. જીવનની મીઠાશ ફરી લાવવા બીજી વારનું લગ્ન કરવાની એની ઇચ્છા થઇ આવી. સુરૂપ, ગર્વિતા, [illegible], મનોહારિણી ડૉ. કાલીસી-યની પુત્રી પ્રતિ એનનું લગ્ન થયું. એનું નાનપણનું નામ કેથેરાઈન હતું. આ સુંદરી ઓકલે ગામના પ્રસિદ્ધ ડૉક્ટરની પુત્રી છે અને ગૌરવાન્વિત કુળને દીપાવે એવી એ રમણી છે. ખરેખર: એવી ઉચ્ચ કુળની ચંદ્રાનના, શુભ્રવર્ણી, લલિતાંગના મારા અસીલની ગૃહ પત્નીને પ્રતિવાદીએ ફસાવીને, વિશ્વાસઘાત કરીને અવળે માર્ગે દોરી, એની સાથે આડો વહેવાર રાખ્યો અને તેમ કરીને પતિ તરીકની મારા અસીલની સ્નેહાળ લાગણીઓને એણે જબરો ધોકો પહોંચાડ્યો છે. આવા અત્યાચાર માટે ગમે તેટલું દ્રવ્ય આપે તોપણ બદલો વળે એવો નથી. છતાં મારા અસીલે આવા માણસો ઉપર દાખલો બેસાડવાની ખાતર આ ભારે નુકસાની લેવાનો દાવો કર્યો છે. "

આ પ્રમાણે પોતાના કેસનો પ્રસ્તાવ કરીને જે જે બાબત કોર્ટના ખાસ લક્ષમાં ઠસાવવા જેવી હોય તેના ઉપર એ ખાસ ભાર મુકતો હતો, અને છેવટે પોતાના અસીલ ઉપર આવો અઘોર સીતમ ગુજરી ગયો તેને માટે જાણે પોતે ત્રાસી ગયો હોય તેમ બતાવવા થોડીવાર શાંત રહીને ઝીણીનો એક મોટો સડાકો એણે ખેંચ્યો અને ફરી પાછું પોતાનું ભાષણ એણે ચલાવ્યું.

" જુરીના ગૃહસ્થો, મારા અસીલનાં લગ્ન એની પરિણીતા સાથે પૂર્ણ પ્રામાણિકપણે અને વિધિપુરઃસર ધામધૂમથી થયાં હતાં, ને તે દંપતિ વચ્ચે વયમાં ઘણું અંતર હતું; જ્યાં મારો અસીલ [illegible]

ાનોમાં રાખ્યો હતો. સાસરવાસા તરીકે એ વધુ પોતાના પિતાને રથી કાંઈએ લાવી નહોતી; છતાં મારા અસીલની આર્થિક સ્થિતિ ારી હોવાથી એ પોતાની માનીતીના સર્વ લાડકોડ પુરા કરતો તો. પત્ની પણ પોતાને આવો પ્રેમી ઉદાર દીલનો માયાળુ તિ મળવાથી ઘણી પ્રસન્ન હતી. મારા અસીલની ગૃહિણી નવ- ાવના અને મહાસ્વરૂપા હતી; એટલે એના વસ્ત્રાલંકારના સર્વ લાડ- ડ મારો અસીલ પુરા કરતો હતો. પોતાની પત્નીને મન ગમતી ઇ પણ ચીજ એ એની મેળે સ્વતંત્રપણે મંગાવી લેતી, અને તેમાં રા અસીલની મંજુરી મેળવવાની જરૂર પણ એને રહેતી નહોતી. કારણ એને એની અંગત જોઇતી સર્વ ચીજો લાવવાને માટે કુલ સત્તા ળી ગઇ હતી. એટલે એને તો મનગમતાં અને મનમાન્યાં વસ્ત્રા- કાર વિગેરે મંગાવવાનાંજ રહ્યાં. બાકી જે બીલ થાય તે તો રો અસીલ બારોબાર ચુકવીજ દેતો. ગૃહસ્થો, એમાંનાં થોડાંક લોની વિગત હું તમને વાંચી સંભળાવું છું; એ ઉપરથી આપ ઇ શકશો કે પત્નીને જોઇતું હોય અને પતિએ ના કહી હોય વું તો એક વખત બન્યું નથી." એમ કહીને કેટલાંક બીલોની મત જ્યુરીના ગૃહસ્થોને વાંચી સંભળાવ્યા પછી પાછું કાઉન્સલે ગળ ચલાવ્યું: "આ પ્રમાણે પત્નીના અખંડ સુખમાં જરા પણ ક્ષેપ પડયા વગર અઢી વર્ષ પસાર થઇ ગયાં. એમના નાના પણ ણીય અને સ્વર્ગીય આવાસમાં આ પ્રેમી દંપતિ એક બીજાના હવાસમાં અપરિચિત રસાસ્વાદન કરતાં કરતાં કલ્લોલ કરતાં તાં; તેટલામાં સર્પ દંશથી એમના અમૃતમય જીવનમાં કડવાશ અને વિષ ળી ગયાં. પ્રતિવાદી લશ્કરમાં કેપ્ટનનો માનભર્યો હોદ્દો ભોગવે

તે થોડા દિવસ રજા ભોગવવા પોતાને ગામ ઓક્લે ગયો. જાતે
વડો અને પુરૂષોચિત તેજસ્વિતા એનામાં વિલસી રહેલી એટલે
ી પૂછવું શું ? પોતાના આ આકર્ષણનું પ્રલોભન એણે સુંદરીના
ળનો ભંગ કરવામાં વાપર્યું.

કેપ્ટન રેડબર્ન સર આર્ચીબોલ્ડ રેડબર્નનો પુત્ર છે અને અત્રે
ા જ્યુરીના સર્વ સદ્ગૃહસ્થો એમને કદાચ ઓળખતા પણ
એટલે આપને વિદિત તો હશેજ કે આવા મોટા અને લક્ષ્મી-
ઉમરાવનો પ્રતિવાદી એકનો એક પુત્ર છે અને તેની સઘળી
કતનો એજ માલીક છે. આ બાબત નુકસાનીની રકમ નક્કી
ાને માટે આપને બહુ ઉપયોગી થઇ પડશે. એ કાંઇ ગરીબ
કે જેથી તમારે કાંઈ વિચાર કરવો પડે અને પ્રતિવાદીએ
ાની સ્ત્રી સાથે જે છળ કર્યો છે, જે પ્રપંચજાળ પાથરીને
ફસાવી છે, જે નાગાઇ કરીને એને આડે રસ્તે દોરી છે અને
અધમતાથી એના શીયળનો ધ્વંસ કર્યો છે તે બધાનો વિચાર
ં આપને, ભારેમાં ભારે નુકસાનીની રકમ અપાવતાં, લેશ માત્ર
અંદેશો રાખવાનો નથી.

આપ મારા અસીલના મનની સ્થિતિનો પુરેપુરો વિચાર કરજો.
સુખનું સત્યાનાશ વળી ગયું છે. એના અમૃતના પ્યાલામાં
ભેળવી દીધું છે. સ્વર્ગીય સુખમાં ડોલતા ભોગીના મનનું સહ-
ધિ ખંડન કરી નાખ્યું છે. મારા અસીલની સ્થિતિ ખરેખરી
રણી થઇ ગઇ છે. એ બિચારો નિર્ભાગી જીવ થઇ રહ્યો-છે. માટે
ા બાથાને રૂઝવવા આપ ગૃહસ્થો જે રકમ અપાવશો તે ઓછીજ
આમ પૂર્ણ ભ્રયથી પોતાનો કેસ રજુ કરતાં એણે જ્યુરીના

ગૃહસ્થોનાં મન દ્રવીભૂત કરી નાખ્યાં, પોતાના તરફ આકર્ષી લીધાં અને હવે પોતાનો કેસ પુરવાર કરવાને જે સાક્ષીઓ આવવાના હતા તેનું પાછું એણે તેવીજ વાણીની છટાથી વિવેચન કરવા માંડયું. પત્ની કલંકિત થયેલી જાણીને પોતાના અસીલનું હૃદય કેવું વિંધાઇ ગયું હતું તેનું વર્ણન કાઉન્સલે એટલું બધું સચોટ, અને અસરકારક શબ્દોમાં આવેશપૂર્ણ કર્યું કે જેથી કેસ સાંભળવા આવેલી બે નવોઢાઓ અને એક વૃદ્ધા તો આ વૃત્તાંત સાંભળીને એકદમ મૂર્છાવશજ થઇ ગયાં અને તેથી તેમને તો કોર્ટની બહાર લઇ જવાં પડયાં. પરંતુ કાઉન્સલનો અસીલ તો પીંજરામાં બેઠો બેઠો દારૂના ગ્લાસો પોતાના ગળામાં ઠાલવ્યાજ કરતો હતો; અને મી. ફ્લીસવેલ મારો કેસ જીતાડી આપશે અને કોર્ટ મને ભારે નુકસાની અપાવી દેશે એ વિચારમાં એ મસ્ત બની રહ્યો હતો.

ઉપર પ્રમાણે પોતાના કેસનું વિવેચન કર્યા પછી એણે પોતાના પક્ષના સાક્ષીઓ તપાસવા માંડયા. પહેલી સરા બોડીન્સને બોલાવી. એણે જુબાની આપી કે "આજથી ત્રણ ચાર વર્ષ ઉપર હું મી. ડેવિસના ઘરમાં નોકરનું કામ કરતી હતી. ઘરનું કામ કાજ બધું મારે કરવું પડતું હતું. તે અરસામાં એટલે સને ૧૮૭૫ ના મે મહિનામાં એક દિવસ સવારે મી. ડેવિસની સાથે કેપ્ટન રેડબર્ન મી. ડેવિસને ઘેર આવ્યા, અને પાર્લરમાં જયાં મીસીસ ડેવિસ હતાં ત્યાં એમને મી. ડેવિસ લઇ ગયા. એમને ત્યાં બેસાડીને એમની સરભરાને માટે મી. ડેવિસ સાઇડર લેવાને પાર્લરમાંથી બહાર ગયા, અને તે અરસામાં મારે પાર્લર આગળ થઇને બીજા ખંડમાં જવાનું હતું એટલે ત્યાં થઇને હું જતી હતી. પાર્લરનું બારણું ઉઘાડું હોવાથી કેપ્ટન રેડબર્ન મીસીસ ડેવિસ સાથે જાણે કેટલાએ પરિચિત

હોય એમ વાત કરતા સંભળાયા. પ્રથમ પરિચયે આટલી બધી છૂટથી વાતો કરવાથી હું તો વિસ્મિત થઇ ગઈ અને એ સ્થળે જાણે ઠરીજ ગઇ અને એમની સર્વ વાત મેં સાંભળી. કેપ્ટન રેડઅર્ન મીસીસ ડેવિસને કહેતા હતા કે "મીસીસ ડેવિસ, હવે તો મારાથી તમને પૂર્વ પરિચિત કીટીના નામથી તો નહિજ બોલાવાય."

એટલે મીસીસ ડેવિસે કહ્યું કે "એમ એવા હાવકા થઇને ક્યાં સુધી રહેવું છે?"

મેં ધાર્યું કે કેપ્ટન રેડઅર્ન મી. ડેવિસના શેઠના પુત્ર છે એટલે આમ બોલતા હશે. એક બીજા પ્રસંગે પણ કેપ્ટન રેડઅર્ન મી. ડેવિસને ઘેર આવ્યા હતા. તે વખતે રાત પડી હતી અને મી. ડેવિસ કાંઈ કામને લીધે બહાર ગયેલા હોવાથી મીસીસ ડેવિસ ઘરમાં એકલાંજ હતાં. તે સમયે પણ બારણા આગળ ઉભી રહીને મેં એમની સર્વ વાત સાંભળી. કેપ્ટન રેડઅર્ન મીસીસ ડેવિસને કીટીના નામથી બોલાવતા હતા ત્યારે મીસીસ ડેવિસ બોલ્યાં કે "મને એ નામથી કૃપા કરીને ન બોલાવશો."

મને લાગ્યું કે મારી શેઠાણીને એ નામથી બોલાવે એ વાત રૂચતી નહિ હોય. એમણે ના કહ્યા છતાં પણ કેપ્ટન રેડઅર્ને તો એમને એજ નામથી બોલાવવાનું ચાલું રાખ્યું અને એમના ગૌર-વદનની અને એમની પ્રભાપૂર્ણ દેહલતાની એટલી બધી પ્રશંસા કરી, અરે પ્રશંસાના વરસાદમાં એમને એટલાં બધાં નવરાવી દીધાં કે એ બિચારાંએ પોતાના કમનીય કર ઉપર કેપ્ટન રેડઅર્નને એક મધુરૂં ચુંબન લેવા દીધું. પછી તો કેપ્ટન રેડઅર્ન જેમ ફાવે તેમ મી. ડેવિસને ગાળોજ ભાંડવા લાગ્યા અને "આજે તો મને અહિં તારી પાસેંજ રહેવા દે" એમ બહુ આર્જવતાથી મીસીસ ડેવિસના

કાલાવાલા કરીને મધ્ય રાત્રીએ મી. ડેવિસ પેર આવ્યા ત્યાં સુધી એ ઘરમાં રહ્યા. મી. ડેવીસ ઘરમાં આવ્યા એટલે એ પાર્લરના પડદા પાછળ ભરાઇ ગયા અને મારા શેઠ અને શેઠાણી સુવાને માટે ચેમ્બરમાં ચાલ્યાં ગયાં ત્યારે મેં એમને ધીમે રહીને ઘરની બહાર પસાર કરી દીધા. વળી એવો ત્રીજો પ્રસંગ પણ મને યાદ છે. તે પણ રાતનોજ પ્રસંગ હતો અને હું બારણા આગળ ઉભી હોવાથી એમનો વાર્તાલાપ મારી શ્રવણેંદ્રિય ઉપર અથડાયો. આ સમયે પણ કેપ્ટન રેડબર્ન પોતાની પ્રણયકળા અજમાવતા હતા અને મીસીસ ડેવિસના લાવણ્યનો મહિમા ગાઇ રહ્યા હતા. એ વખતે ઉમળકામાં આવી જઇને એમણે મીસીસ ડેવિસને ચુંબન કર્યું હોય એવો અવાજ મેં સાંભળ્યો; એટલે મને એમનો એ અવિવેક લાગ્યો અને તેથી બત્તીનો મોગરો પાડવા મીસે તમક લઇને હું પાર્લરમાં ગઇ. મારા આમ અચાનક આવી પડવાથી બન્ને જણ ગભરાઇ ગયાં અને લેવાઇ ગયાં. હું તો તરત રૂમમાંથી પાછી ચાલી ગઇ; એટલે બારણા આગળ ઉભાં રહીને મેં મીસીસ ડેવિસને બોલતાં સાંભળ્યાં કે "કેપ્ટન રેટબર્ન, હવે તમે અહિં બીલકુલે ન આવશો."

તે દિવસે પછી કેપ્ટન રેડબર્ન ચાલ્યા ગયા. બીજે દિવસે સાંજે મારી બાઇએ મને કામસર રોયલ ઓક મોકલી અને ત્યાં મારી બાઇના નામનું પાર્સલ હતું તે મને આપ્યું. કેપ્ટન રેડબર્ને એ પાર્સલ મારાં બાઇને ઉપહાર તરીકે મોકલ્યું હતું એટલે તે એમણે ખોલ્યું. તેમાં રેશમી વસ્ત્રો હતાં અને હાથનાં મોજાંની એક પેટીએ હતી. આ અનુપમ ઉપહારથી મારી બાઇના મનમાં તો ગલગલીઆં થવા માંડયાં. એ તો ખરેખરાં મલકાઇ ગયાં

અને કેપ્ટન રેડબર્નની વિસ્તારેલી જાળમાં એ આબાદ ફસાયાં. આ ઉપહાર આવ્યા પછી પંદરેક દિવસે મારી બાઈએ કેપ્ટન રેડબર્ન ઉપર એક નોટ લખી અને તે નોટ એમને હાથોહાથ પહોંચાડવાને અને મેનોર ભવન મોકલી. તેજ રાતે કેપ્ટન રેડબર્ન પાછા પધાર્યા. આ વખતે એમની વાતચીત સાંભળવાનું મને કાંઇ બહુ મન થયું નહિ; એટલે હું બારણા આગળ નહોતી ઉભી રહી. પણ મારાં બાઇને વાળું કરવું છે કે કેમ તે પૂછવાને માટે મારે અનાયાસે પાર્લરમાં જવું પડયું. તે વખતે મેં મારાં બાઇને કેપ્ટન રેડબર્નની બાહુવલ્લીમાં વિટંલાઈ ગયેલાં જોયાં. મને જોતાંજ મીસીસ ડેવિસ રેડબર્નના પ્રેમાલિંગનમાંથી એકદમ મુક્ત થઇ ગયાં અને કેપ્ટન ચાલ્યા ગયા. પછી જ્યારે મી. ડેવિસ ઘેર આવ્યા એટલે તેમને મેં આ બધી હકિકત કહી દીધી. એ પણ આવી વિચિત્ર ખબર સાંભળીને મુઝાઇ ગયા અને પોતાની પત્ની ઉપર એમને ઘણોજ રોશ આવવાથી એને કાઢી મુકી.

હવે કેપ્ટન રેડબર્નનો કાઉન્સલ આ સાક્ષીની ઉલટ તપાસ કરવા ઉભો થયો. તેના સવાલના જવાબ એણે નીચે પ્રમાણે આપ્યા.

"પ્રતિવાદી કેપ્ટન રેડબર્ન પાસેથી મને કાંઈ પૈસા મળ્યા નથી. મી. ડેવિસે મને પોતાની પત્ની ઉપર છુપી દેખરેખ રાખવાનું કહ્યું નહોતું અને તેમ હું કરત પણ નહિ. કેપ્ટન રેડબર્નને આપવા મારી સાથે જે નોટ મોકલાવી હતી તેમાં શું લખ્યું હતું તેની મને ખબર નથી. કેપ્ટન રેડબર્નને આમંત્રણ કરેલું છે એમ જો હું જાણતી હોત તો એ કામગ આપવા હું જાત નહિ. તે દિવસે કેપ્ટન

રેડબર્ન એ ઘેર છેલવેલ્લાજ આવ્યા. તે દિવસે મીસીસ ડેવિસ પોતાની રૂમમાં ચાલ્યાં ગયાં ત્યારે કેપ્ટન રેડબર્નને એકદમ ઘરમાંથી ચાલ્યા જવાનું કહેવાનું મારી શેઠાણીએ મને કહેલું નહિ. કેપ્ટન રેડબર્નના મનમાં ભયનો સંચાર થવાથી એ પોતાની મેળેજ ચાલ્યા ગયા. હું મીડલેટનમાં મી. ડેવિસના કહેવાથી રહેતી નથી. અને સાક્ષી આપવાને માટે ડેવિસે કાંઈ પૈસા આપ્યા નથી. જુબાની આપવાની ખાતરજ હું મી. ડેવિસ આવ્યા ત્યારની મીડલેટન આવી રહી છું અને તેટલા ખાતરજ મી. ડેવિસે મને મારા ગુજરાન માટે પૈસા આપ્યા છે, એ બધી વાત ખરી નથી. મારા પૈસામાંથીજ હું મારૂં પુરૂં કરૂં છું. મી. ડેવિસને નુકસાની બદલ ઘણી સારી રકમ મળશે એટલે મને તડાકો પડશે એવી વાત મેં કોઈને મોઢે કરી નથી."

આ જુબાની પુરી થયા પછી જીરોલ્ડ રેડબર્ન લશ્કરમાં કેપ્ટન છે અને તે સર આર્શિબોલ્ડનો પુત્ર અને વારસ છે; અને એના પિતા એને વાપરવા માટે પુષ્કળ પૈસા આપતા હતા, એ બધી બાબતો સાબીત કરનાર સાક્ષીઓની જુબાની લેવાઈ.

ત્યાર પછી જીરોલ્ડ રેડબર્ને જે કાપડીયા પાસેથી મીસીસ ડેવિસને માટે રેશમી વસ્ત્રો ખરીદ્યાં હતાં તેને બોલાવ્યો અને એ બાબતનું સમર્થન કરવા એની જુબાની પણ બરોબર પડી. એણે એટલે સુધી કહ્યું કે કેપ્ટન રેડબર્ને અમુક ઠેકાણે પાર્સલ મોકલવાનું છે કહી તેનું સરનામું પણ આપ્યું અને પાર્સલ ખર્ચ પણ મને આપ્યું.

પીટર ડેવિસનું લગ્ન કેથેરાઈન કોલીસીન્થ સાથે થયું છે એ

હકીકત પણ પુરવાર કરવામાં આવી. આ પ્રમાણે વાદીપક્ષનો જમીન પુરાવો પુરો થયો. હવે પ્રતિવાદી પક્ષને પોતાનો બચાવ રજુ કરવાનો રહ્યો.

કેપ્ટન રેડબર્નનો બેરીસ્ટર આવા કેસો માટે ઘણો હોંશિઆર અને કાબેલ હતો. પણ એનેયે આ કેસમાં બચાવ કરવો કઠણ લાગ્યો. વાદીના કેસને તોડી નાખવાને અને બચાવ પક્ષને સમર્થન કરવાને એની પાસે જોઈએ તેવી સામગ્રી નહોતી; છતાં એણે પોતાની અસ્ખલિત વાગ્ધારા ચલાવવા માંડી.

" માનવંતી કોર્ટ અને માનવર અત્રે પધારેલા જ્યુરીના સદ્ગૃહસ્થો, વાદી તરફથી મારા વિદ્વાન મિત્રે આંખમાં આંસુ આણીને જે કરૂણાપૂર્ણ ચિત્ર ચિતરવાનો પ્રયત્ન આપ સમક્ષ કર્યો છે તે તો આપના ધ્યાનમાં હશે. એમની સર્વ દલીલોના રદીયા મારી પાસે તૈયાર છે અને તે હું એક પછી એક આપના સમક્ષ રજુ કરૂં છું. આપની સમક્ષ મારા વિદ્વાન મિત્રે પોતાના અસીલની પત્નીના રૂપ ગુણ અને ઉચ્ચ કુળની મુક્ત કંઠે પ્રશંસા કરી છે. વળી પોતાના અસીલને તેની પત્ની કેટલી બધી લાડકી છે તેનું પણ એમણે આપણને અચ્છું દિગ્દર્શન કરાવ્યું છે. એમની અલંકારિક ભાષામાં, એમના વક્તૃત્વની ઓર છટામાં ફક્ત શબ્દના આડંબર સિવાય આપણને શું મળી આવે છે ? એક ગામડાંના સાધારણ ડૉક્ટરની છોકરી જરા રૂપાળી અને સહેજસાજ લખતાં વાંચતાં શીખેલી એટલે એ સ્ત્રીજાતિને છાકમાં છકી જતાં શી વાર ? ગર્વને સાતમે શિખરે ચઢી જનારી અને નરી છાલકી તે ગૌરવના પદને શું જાણે છે ! માર્ગમાં પ્રલોભનો પાથરનારીજ એ અબળા

અણાતી હતી, ત્યારે ઉલટું એમ કહેવામાં આવ્યું છે કે બાઈના રૂપની પ્રશંસા કરીને, એને ફુલાવી ફાળકો બનાવીને પ્રતિવાદીએ પોતાની જાળમાં સપડાવી છે અને એના શીયળનો ધ્વંસ કર્યો છે. વળી આગળ જોઈએ. જે સ્ત્રી હદપારની ઉડાઉ, સારાં સારાં લુગડાં પહેરવામાંજ ઇતિ કર્તવ્યતા માનનારી અને તેવી નકામી શોભામાં પતિના પૈસાનું પાણી કરીને પતિના કહ્યા વગર પોતાના ખોટા શોખમાં કેટલાંએ દેવાં કરતી; છતાં મારા વિદ્વાન મિત્રે પોતાની અમોઘ મેધાથી એ બધા દુર્ગુણોને ગુણોની ખાણ કરી બતાવી છે. પતિ મરતો મરતો પત્નીનાં દેવાં પુરાં કરતો, ત્યારે એમ કહેવાયું છે કે પતિ તો પત્નીના વસ્ત્રાલંકાર વિગેરેના સર્વ લાડકોડ ગમે તેટલું દ્રવ્ય ખર્ચીને પૂર્ણ કરતો હતો.

અમારા સાક્ષીઓથી હું સાબીત કરી આપીશ કે એ પતિના લાડકોડ નહોતા, પણ પત્નીના આવા ઉડાઉ સ્વભાવને લીધે પતિ કેટલો બધો નારાજ હતો અને ના છુટકેજ પત્નાનાં દેવાં પુરાં કરતો હતો. મીડલેટનથી એના ઉપર વેપારીઓનાં બીલો આવતાં તે વખતે એ કેટલો બધો ખીજવાતો હતો. અરે એથી એ આગળ વધીને કહું છું કે, હું એટલે સુધીનું સાબીત કરી આપીશ કે પતિએ ના કહ્યા છતાં પતિની મરજી વિરૂદ્ધ પડીને પણ એ બાઇ-એ પોતાના પરિધાનમાં કેટલો બધો ખર્ચ કરી નાખ્યો છે. પતિને તો આવી ગુણીયલ પત્નીના કારસ્તાનની ખબરે નહોતી. એ તો જ્યારે ઉડતી ઉડતી વાત એને કાને આવી ત્યારેજ એ સુલક્ષણાનાં લક્ષણો વધારે સારી રીતે એના ધ્યાનમાં આવ્યાં. જે પતિ પોતાની પત્નીના આવા અનીતિના ખર્ચથી કંટાળી ગયો હતો, પત્નીનાં

દેવાં પુરી પુરીને વ્યાજ આવી ગયો હતો તેવી પત્ની એને મધુર અમૃતના ઘુંટડા કેવાએ પાતી હશે, અને એના ગૃહ જીવનને કેવું એ મધુર બનાવતી હશે તેનો આપજ ખ્યાલ કરી લેજો. વળી આવી ગુણભદ્રા ગુમાવવાથી મારા વિદ્વાન મિત્રના અસીલના હૃદયના સહસ્રાવધિ ટુકડા થઈ ગયા તેની ગણના કરવા મારા વિદ્વાન મિત્ર એટલું બધુ ધૈર્ય ધારી શક્યા તેને માટે એમને ધન્યવાદ ઘટે છે. આવી બે બદામની પત્ની, જેને પતિની લેશ પણ દાઝ અંતરે નથી એવીને ગુમાવવાથી વાદી આટલી બધી મોટી રકમની નુકસાની કેમ ન માગી શકે ? સામા પક્ષ તરફથી તૃણ જેવા કેસને મેરૂનુંજ રૂપ આપવામાં આવ્યું છે અને અણુછાજતી ઉપહાસ્ય કરવા લાયક અતિશયોક્તિ ઉપરજ આ મોટી ઇમારત ચણવા પ્રયત્ન થયો છે. કદાચ આપ એવા અભિપ્રાય ઉપર આવો કે કેપ્ટન રેડમને વાદીની સ્ત્રીના શીયળનો ભંગ કર્યો છે, તો પણ આવી ચારિત્ર્ય વિનાની સ્ત્રીના બદલામાં નુકસાનીની આટલી મોટી રકમ વાદીને અપાવવી બીલકુલ ઘટે નહિ; અને એને માટે તો ફક્ત નામનીજ નુકસાની અપાવવી ઘટે. પરંતુ મારા અસીલ તરફથી તો મને એટલે સુધી કહેવામાં આવ્યું છે કે આવો તો કોઇ પ્રકાર બન્યોજ નથી. એક સદ્‌ગૃહસ્થ અને અમલદાર તરીકે તેના વચનમાં જો આપણને વિશ્વાસ હોય તો તે કહે છે કે એણે કહેવાતો ગુન્હો બીલકુલ કર્યો નથી. મારા અસીલને ભલભલી સુંદરીઓને પોતાના રૂપથી મુગ્ધ બનાવી દે તેવો રમણીમોહન છેલછબીલો અને ફાંકડા તરીકે આપ સમક્ષ ચિતરવામાં આવ્યો છે. હું કબુલું છું કે તે એવો હોય. જો કે મારે કહેવું તો ન જોઇએ છતાં મારે દીલગીરી

સાથે જણાવવું જોઇએ કે એ છેલછબીલો ફાંકડો નથી; એની વાણીમાં નથી એવી મધુરતા કે એના શરીરમાં નથી એવી મોહકતા. એ કાંઇ સીઝર જેવો નથી કે એમ કહી શકે કે હું આવ્યો, મેં નીરખ્યા અને એક દૃષ્ટિપાતમાંજ પાડી. એટલી વાત તો મારે કબુલ કરવી પડે કે કેપ્ટન રેડબર્ન અને મીસીસ ડેવિસ વચ્ચે કાંઇક પ્રણય રાગ થયેલો અને કેપ્ટન રેડબર્નની દાનત પણ કાંઇક ભ્રષ્ટ હોવી જોઇએ. બાઇ પણ ડાહી ડમરી તો નહોતીજ. એને એમ લાગ્યું કે એક ઉમરાવનો શ્રીમંત છોકરો અને વળી લશ્કરનો કેપ્ટન તેને હું કેવો નચાવું છું. વળી એ અરસામાં બાઇનો પતિ બાઈની જરાએ દરકાર નહોતો કરતો અને દારૂના પીઠામાંજ પડયો રહેતો હતો. છેક મોડી રાતે દારૂ પીને ટં બનીને લથડીયાં ખાતો ખાતો ઘેર જતો હતો. એટલે બાઇના મનને કાંઇ આનંદનું સ્થાન તો જોઇએજ. તેમાં મારો અસીલ એને ત્યાં જતો આવતો થયો એટલે એની સાથે જરા પ્રણય કળા એણે કરેલી. એ ઉપરાંત આગળ કશુંયે થવા પામેલું નથી. એ બાઈ મારા અસીલની પર્યંક-ભાગિની તો થઇજ નથી. સહેજસાજ બોલવા ચાલવાની છુટ લેવાયલી; એ શિવાય વાત આગળ વધવા પામી નથી. આપણે જોયું કે દરેક પ્રસંગે કેપ્ટન રેડબર્ન હદ વટાવી જતો, તેજ વખતે મીસીસ ડેવિસ એને વારી રાખતી હતી. હાથ ઉપર ચુંબન લેવાયું હશે પણ ગાલ ઉપર તો તેમ થયુંજ નથી. કેટલીએ વખત મીસીસ ડેવિસે કેપ્ટન રેડબર્નને ચાલ્યા જવાનું કહેલું. આ બધી બાબતો જો સાચા ભોડકીન્સ સાચું બોલી હોત તો નીકળી આવત.

હવે કેપ્ટન રેડબર્ને બીડમેટનથી જે ઉપહાર મોકલ્યો તે બાબત બાબત ઉપર આવીએ. ઉપહાર મોકલ્યો એ બાબત અમે કબુલ

કરીએ છીએ. પોતાની આશા ફળીભૂત થાય તેટલા માટે એણે એ મોકલેલો એ વાત ખરી; તેમજ પેલી બે બાલકાવેડાથી પરિણામનો વિચાર કર્યા વગર સ્વીકારી પણ લીધો.

ગૃહસ્થો, પિટર ડેનિસને તો એણે બહુ મોટો ચારિત્ર્યવાન પુરૂષ હોય એમ બતાવવાનો વિરૂદ્ધ પક્ષે પ્રયત્ન કર્યો છે. એના ખરા ચારિત્ર્યની તો આપને ઝાંખીએ કરાવી નથી. પોતાનીજ પુત્રી પ્રત્યે એ કેટલો બધો ક્રૂર બની ગયો છે! એક નિષ્ઠુર અને દયાહીન પિતા તરીકેની ગરજ એણે સારી છે. પિતા તરીકે નથી એણે પોતાની પુત્રીને સુખ આપ્યું કે પતિ તરીકે નથી પોતાની નવી પત્નીનું હિત જોયું. આ સરા બોડકીન્સ જેવા બોકાને હડહડતું જુઠું બોલાવવાને એણે અહિં પકડી આણી છે. મુળમાં તો એને નવી ઉપર તિરસ્કાર આવી ગયેલો અને તેથી એના છુટા છેડા કરવાને કાંઇ છિદ્ર તો એ શોધ્યાજ કરતો હતો; એટલે આવી ધૂળ ગજા જેવી બાબત ઓઠા તરીકે આગળ ધરીને, એક તો પત્નીને કાઢી મુકવાથી ટાઢે પાણીએ ખસ જાય અને બીજું આવા શ્રીમંત અને આબરૂદારની આબરૂ ઉપર હાથ નાખીને તેની પાસેથી નુકસાનીના રૂપમાં મનમાન્યા પૈસા ઓકાવાય, આમ એક પંથ દો કાજ કાઢી લેવાનો એણે ફક્ત માર્ગજ શોધ્યો છે. એટલા ઉપરથી એની કેટલી શુદ્ધ દાનત છે એ આપ જોઇ સકશો. "

આ પ્રમાણે બે કલાક સુધી પૂર્ણ છટાથી અને આવેગથી વિદ્વત્તાભર્યું ભાષણ ચલાવી કાઉન્સલે બચાવના સાક્ષીઓ રજુ કરવા માંડ્યા. સરા બોડકીન્સ આજ કેટલાક મહિના થયા મીડલેટનમાં જે બાઇના ઘરમાં રહેતી હતી તેને પહેલી બોલાવી. તેણે નીચે પ્રમાણે જુબાની આપી.

"મને સરા બોડકીન્સ વાત કરતી હતી કે જો મી. ડેવિસ આ કેસમાં જીતે તો મને લાભ થાય એમ છે. ફલીસવેલનો ગુમાસ્તો વારંવાર સરાને મળવા આવતો અને એને પૈસા આપી જતો હતો." ત્યાર પછી મીડલેટનના કેટલાક વેપારીઓને પણ સાક્ષીમાં બોલાવ્યા હતા. તેઓ કહી ગયા કે મીસીસ ડેવીસ એમની દુકાનેથી ઉધાર માલ મંગાવતી હતી અને દેવાનો આંકડો બહુ મોટો થઇ ગયો હતો. એ બાબત એમણે મી. ડેવિસને ખબર આપેલી. તે ઉપરથી મી. ડેવિસે બડાબડાટ ફડફડાટ કરીને એમના આંકડા ચુકવી આપ્યા અને ફરીથી મીસીસ ડેવિસને ઉધાર ધીરવાની ના કહી ગયો. ઓકલેના વેપારીઓને પણ સાક્ષીમાં બોલાવ્યા હતા. તેઓ કહી ગયા કે ડેવિસ ઓકલેના પીઠામાં વારંવાર આવતો હતો, અને કેપ્ટન રેડબર્ન એને ત્યાં જતો થયો તે પહેલાં કેટલા એક દિવસથી એ પોતાની પત્નીના સ્વભાવ અને ઉડાઉપણા વિષે વાતો કરતો હતો; તથા પોતે એની સાથે ફરીથી પરણ્યો તેને માટે એ પસ્તાતો હતો.

આ પ્રમાણે બચાવ પક્ષનો કેસ પુરો થયો એટલે જડજે નીષ્પક્ષપાત પણે બન્ને પક્ષની હકીકત ઘણી.જ સ્પષ્ટતાથી જુરી સમક્ષ રજુ કરી. એટલે જુરીના ગૃહસ્થો શા નિર્ણય ઉપર આવવું તેનો વિચાર કરવા બીજા ઓરડામાં ગયા. આ કેસ આખો દિવસ ચાલ્યો. સાંજે છ વાગે પુરો થયો અને સાત વાગે જ્યુરીના ગૃહસ્થો એકમત થઇને પાછા આવ્યા. ફોરમેને ઉભા થઇને જણાવ્યું કે અમે બધાએ એકમત થયા છીએ અને વાદીને પંદરસો પાઉંડ નુકસાનીના અપાવીએ છીએ.

# પ્રકરણ ૩૭ મું.

## રાજદ્વારી સભા.

જોકે સને ૧૮૩૧ ની સાલમાં ગ્રેટ બ્રીટનના આખા એ સંયુક્ત રાજ્યમાં કામદાર લોકોનું ધાંધળ નહોતું; છતાં મીડલેટન પરગણું, જેમાં મીડલેટન આવેલું હતું ત્યાં કામદાર લોકોની જબરી ધમાલ હતી. મીડલેટનં તેમજ તેની આસપાસના જીલ્લાઓમાં એ વર્ગ અગાધ દુઃખમાં ડુબી ગયેલો હતો. તેમાં મીડલેટનના કામદારો તો ગરીબાઈ અને દરિદ્રતાના દુઃખે એટલા બધા પીડાતા હતા કે એ લોકો જીવ ઉપર આવી ગયા હતા અને તેથી ગમે તે વખતે ગમે તેવું પરિણામ આવવાનો ભય લાગતો હતો. એ લોકો મોટી મોટી સભાઓ ભરતા હતા અને સને ૧૮૩૨ નું રીફોર્મ બીલ લોકોને ઉંધે રસ્તે દોરવનારૂં છે, એ તો લોકો ઉપર એક જાતનો છળ છે એમ એ બાબત ઉપર ભાર મુકીને બોલનારાઓ જુસ્સા ભર્યાં ભાષણો કરતા હતા. વળી એમાં એવો પણ ઠરાવ લાવતા હતા કે અત્યારે રીફોર્મ બીલની રૂએ જે હકો મળેલા છે તે હકોમાં આખી પ્રજાનો ભાગ છે અને તેનો લાભ આખી પ્રજાને મળવો જોઈએ; તેને બદલે તુંડમીજાસી અને આપખુદી સત્તાધારીઓ એ હકમાંથી અમુક વર્ગનાને બાતલ કરે છે તે વખોડી કાઢવા જેવું છે. આ બાબતમાં ઠેર ઠેર સભાઓ ભરાતી અને સ્વદેશાભિમાનનાં જુસ્સાભર્યાં ભાષણો થતાં હતાં. તેને પરિણામેજ વિડહામની રેજીમેન્ટને મીડલેટન બોલાવવામાં આવી હતી. લશ્કર આવી પડયું હતું છતાં આ સવાલ જોસભેર ચર્ચાતો હતો અને સભાઓ પણ ભરાતી હતી. આટલું છતાં કોઈ પણ વક્તા હિંસાત્મક બળનો ઉપયોગ

કરવાનો બોધ આપતા નહોતો. એમનો સભાઓ ભરવાનો ઉદ્દેશ તો ફક્ત પોતાની નૈતિક ઉન્નતિ થાય એવી શુદ્ધ ચળવળ ચલાવવાનો અને એવી સભાઓ ભરીને શાંતિપૂર્વક કેટલીક દાદ મેળવવાના ઠરાવો પસાર કરવા, તેમજ તે ઠરાવોની રૂએ ધારા બાંધનારી મંડળીને ધારાઓમાં ફેરફાર કરાવવાની અર્જીઓ કરવી; જેથી સરકાર એમની યોગ્ય રસ્તે થતી ચળવળ ધ્યાનમાં લે અને એમની ફરીઆદોની એમને દાદ મળે એજ હતો. આવી પ્રવૃત્તિ અહિં ચાલી રહી હતી તેથીજ લેન્સડેલની રેજીમેન્ટ મીડલેટન આવી પહોંચી હતી. આ કામદાર વર્ગ ઉપર જાપતા અને સખ્તીનાં પગલાં કેટલોક વખત તો ન લેવાયાં. કર્નલ વિંડહામ આ પ્રવૃત્તિ દાબી લેવાને માટે ખડે પગે થઈ રહ્યો હતો. એણે સ્થાનિક મેજીસ્ટ્રેટો સાથે મસલત ચલાવવા માંડી અને જ્યારે તેમનો હુકમ થાય કે તરત તાબડતોબ સખત હાથે કામ લેવાને એ તૈયાર છે એવું પણ તેમને જણાવી દીધું. પલટણમાંના કોઈ પણ સૈનિકને કામદાર વર્ગની સભામાં જવાની સખત મનાઈ કરવામાં આવી હતી અને એ હુકમનો અનાદર કરનારને ભારે સજા કરવાની ધમકી પણ આપવામાં આવી હતી.

આખરે કર્નલ વિંડહામને જોઇતું હતું તેજ આવી મળ્યું. પોતાની આપખુદી સત્તા વાપરવાનો પ્રસંગ એને પ્રાપ્ત થઇ ગયો. સોમવારે અમુક તારીખે મીડલેટનની પડોશમાં અમુક સ્થળે કામદાર વર્ગની એક જંગી સભા ભરવાની છે એવું જાહેરનામું બહાર પડ્યું; એટલે તે દિવસે શું શું કરવું તેનું સૂચનાપત્ર પણ લંડનથી કર્નલ વિંડહામ ઉપર આવી ગયું અને સોમવારે સભા ભરાવાની હતી છતાં રવિવાર સુધી એ સૂચનાપત્ર સંબંધી કોઈને પણ ખબર પડવા દીધી

નહોતી. રવિવારે કૉવેન્ટ્રીથી લશ્કરની બીજી ત્રણ ટુકડી આવી પહોંચી અને તેમણે પણ મીડલેટનના બેરેકમાં નિવાસ કરી દીધો. આજે લૉન્સડેલની રેજીમેન્ટની રોજની સવારની પરેડ પુરી થયા પછી સૈનિકોને દેવળમાં લઇ જવામાં આવ્યા. પલટણ દેવળમાંથી પાછી ફરી એટલે સર્વ સૈનિકોને બેરેકના ચોગાનમાં ઉભા રાખવામાં આવ્યા. તેમની જુદી જુદી ટુકડીયો પાડી દીધી એટલે કર્નલ વિંડહામે સર્વને ઉદ્દેશીને નીચે પ્રમાણે કહેવા માંડયું.

" આપણને એવી ખબર મળી છે કે પોતાનાં દુઃખોની દાદ મેળવવા સરકારને અરજી કરવા સારૂ બધા ભેગા મળવાના છે એવું ખોટું બાનું કાઢીને ફીતુરી, દંગો કરનારા, દુષ્ટ સ્વભાવના માણસો કાલે એક ઠેકાણે એકત્રિત થવાના છે. આ લોકોને ખરી રીતે કશીએ દાદ મેળવવાની નથી. એમનો ખરો મુદ્દો તો લોકોને ગભરાટમાં નાખી દઈને તેમનાં ઘરબાર લુંટી લઇ ખેદાન મેદાન કરવાનો છે. આપણી બાતમી જો ખરી હોય તો આપણને સર્વને તેમની સામા થવાનો જરૂર પડશે. તે વખતે મને ખાતરી છે કે તમે તમારૂં કર્તવ્ય અદા કર્યા વગર નહિજ રહો. આજે આખો દિવસ તમારે તમારા કવાર્ટર્સમાંજ રહેવાનું છે અને ભોજન કર્યા પછી તમારે સર્વેએ તમારાં શસ્ત્રોને સર્વ પ્રકારે સજ્જ કરી રાખવાનાં છે. બીન સનંદી અમલદારોએ તેમની સમશેરોને ચકચકીત ધારવાળી તૈયાર કરી રાખવાની છે. અને કાલે કદાચ જો શસ્ત્રનો ઉપયોગ કરવાનો પ્રસંગ આવી લાગે તો મારે તમને એટલુંજ કહેવાનું કે તમે તે વખતે જરાએ પાછા પડશો નહિ.

એ ફીતુર ફેલાવનારા લોકનાયકોના વિપ્લવ અને ઉત્પાત

કરાવનારા ઉદ્દેશો પ્રત્યે તમારા સર્વની જરા પણ સહાનુભૂતિ નથી એવી હું આશા રાખું છું. પરંતુ જો તમારામાંનો કોઈ પણ એવા ઉદ્દેશો પ્રતિ ઢળતો જણાશે તો નવ ચાબુકોનો કોયડો તેની ખબર લઇ નાખવા તૈયાર જ કરી રાખવામાં આવશે."

આટલું કહીને કર્નલે પોતાનું ભાષણ પુરૂં કર્યું અને સૌ પોત પોતાના નિવાસ પ્રતિ ચાલ્યા ગયા. ભોજન થયા પછી કર્નલના આદેશ પ્રમાણે શસ્ત્રોને સજ્જ કરવાનું કામ શરૂ થઇ ગયું. હથીઆરોની ધાર તીક્ષ્ણ કરવાને દરેકને ધાર કાઢવાના પથરા આપવામાં આવ્યા હતા. જે સૈનિકો સવારમાં દેવળમાં જઇને માનવ ધર્મ અને દયાના ઉપદેશો સાંભળી આવ્યા હતા, તેમનેજ બિચારાઓને પોતાના દેશ બાંધવોની કતલ કરવાને માટે વિઘાતક હથીઆરોને સજ્જ કરવાં પડતાં હતાં. આજે સવારે કોવેન્ટ્રીથી ત્રણ ટુકડી આવી હતી, તેમને પણ તેમનાં હથીઆરો સજ્જ રાખવાનો હુકમ મળ્યો હતો એવી ખબર આ રેજીમેન્ટમાં આવી હતી; અને તેથી આમણે ધાર્યું કે કાલે કામદારોની સભામાં કાંઈ અવનવો બનાવ બની જશે.

આપણે આગળ જોઈ ગયા છીએ કે લોન્સડેલની રેજીમેન્ટ પ્રજાસત્તાક વાદ ધરાવતી હતી અને તેથી એ રેજીમેન્ટમાં પ્રજાસત્તાક વાદની હીમાયત કરનારાં પત્રો આવતાં અને વંચાતાં હતાં. એટલે સોમવારે ભરાનારી સભા પ્રત્યે એમની તો પૂર્ણ દીલસોજી હતી અને તેમનું કાર્ય નિર્વિઘ્ને પાર પડે એવી એમની ઇચ્છા હતી. તેથી શસ્ત્રો સજ્જ કરવાનું કાર્ય એમને તો ઘણા વ્યથિત મનેજ કરવું પડયું. એ તો કર્નલના આ આદેશોનું ઉલ્લંઘન પણ કરત પરંતુ સાર્જન્ટ લેંગ્લી, દરેક સૈનિક કરેલા હુકમનો બરાબર અમલ કરે છે

કે નહિ તે જોવા નીકળેલો હોવાથી એમને ન છુટકે એ કાર્યમાં ઉદ્યુક્ત થવું પડયું હતું. કર્નલ તેમજ બીજા અમલદારો પણ સૈનિકો ઉપર આ બાબતની દેખરેખ રાખવા નીકળી પડયા હતા. દરેક સૈનિકે થોડો અથવા વધુ આ કાર્ય અંતિ પોતાનો અણગમો બતાવ્યોજ હતો; પણ આ સર્વ કરતાં લોન્સડેલને તો આ વિષયમાં ઘણું લાગી આવ્યું હતું. એ તો આ આદેશ સાંભળીને ધોળો પડી ગયો હતો. પરમાત્માની દૃષ્ટિમાં તેમજ મનુષ્ય સ્વભાવની વિરૂદ્ધ કર્નલનો આવો હુકમ એને ગેરવ્યાજબી લાગ્યો હતો અને તે હુકમનો ખુલ્લો અનાદર કરવાને એનું મન તો તૈયાર થઇ ગયું હતું. એને એમ થયું કે "હું લશ્કરમાં જોડાયો તે બહાદુરીનાં કાર્ય કરવા જોડાયો છું. નહિ કે હીચકારૂં કૃત્ય કરવા. શું એક બહાદુર અને શુરવીર સૈનિક નિર્દોષોનાં ગળાં કાપવા કામનું કરશે?"

આમ વિચાર કરતો કરતો એ તો હથીઆરની ધાર કાઢવાના પથ્થરને બાજુએ મુકીનેજ બેસી રહ્યો હતો; પરંતુ એમ બેસી રહે એને પાલવે તેમ નહોતું. હુકમનો અનાદર કરી શકે એવી સ્થિતિમાં એ નહોતો. એને બેવાર શિક્ષાઓ થઈ ગઈ હતી અને આ વખતે જો ખુલ્લો અનાદર કરે તો એણે લશ્કરમાં બળવો જગાવ્યો છે એવા ગુન્હાનું એને માથે તહોમત મુકીને એને મોતનીજ શિક્ષા ફરમાવવામાં આવે. જો એમ થાય તો પછી પત્ની અને બાળકની શી ગતિ? આવા વિચારો એના મગજમાં આવવા લાગ્યા. એટલામાં સાર્જંટ મેજોર લેંગલીનો કર્કશ સ્વર એના કાન ઉપર અથડાયો.

"કેમ અલ્યા, હજુ શાનો વિચાર કરી રહ્યો છે? મને તારી તો ખાતરીજ હતી કે બધામાં તુંજ પછાત પડીશ. તારા જેવો એક

આખી રેજીમેન્ટને બગાડી મુકશે. તારા પાપના છાંટા બધાને ઉડશે. ઓકલેમાં હું ભરતીનું કામ કરવા આવ્યો હતો ત્યારે મેં તારા વિષે થોડી હકિક્ત સાંભળી હતી. તે વખતે પણ તું ત્યાંના અજ્ઞાન વર્ગમાં તારા ફીતુરી વિચારો ફેલાવતો હતો. ચાલ કામ ઉપર લાગી જા. તારાં હથીઆર ઘસવા માંડ. કાલે કદાચ પેલા બદમાસો ઉપર શસ્ત્ર વાપરવાની જરૂર પડી તો તારા ઉપર હું પહેલીજ નજર રાખીશ."

સાર્જંટ લેંગ્લીનાં આવાં વચન લોન્સડેલ સાંભળતો ગયો .અને ન છુટકે હુકમનો અમલ એને કરવો પડયો. એ દારૂડીયો બની ગયો હતો છતાં એની ઉદાર વૃત્તિઓનો હજુ પુરેપુરો લોપ નહોતો થઈ ગયો. પોતાની પત્ની અને બાળક પ્રત્યેનો એનો પ્રેમ હમણાં હમણાં બુઠ્ઠો થતો જતો; પણ રાજકીય પ્રકરણમાં એ હજુ તેવોજ હતો. જેમ તેમ શસ્ત્રોને એણે ધાર કાઢી તો ખરી પણ એનું મન ઘણું દુઃખિત ગઇ ગયું; એટલે દીલને કૃત્રિમ રીતે બહેલાવવા પાછો એ દારૂના પીઠામાં ગયો.

સવારથી શહેરની બહાર મોટા ચોગાનમાં વખત થયો એટલે માણુસો ભરાવા લાગ્યાં. પાસેનાં ગામડાંમાંથી તેમજ આજુ બાજુ વીસ વીસ માઈલને અંતરે આવેલાં શહેર અને ગામોમાંથી આજે મીડલેટનમાં પુષ્કળ માણુસ ઉભરાવા લાગ્યું, અને સભાનો સમય થયો તેટલામાં તો સભાસ્થાનમાં લગભગ દસ હજાર માણુસ એકઠું થઇ ગયું. એકઠા થયેલા સર્વનો ઈરાદો શુદ્ધ હતો, ભલો હતો. કોઈની પાસે હિંસાત્મક હથીઆર જોવામાં આવતું નહોતું. સભાનું કામ શાંતિથી ચાલે એવીજ એમની ઈચ્છા હતી. મારફાડ કે ખુના મરકીની વાત તો એમના સ્વપ્નામાંયે નહોતી. સ્થાનિક મેજીસ્ટ્રેટોને આવે

પ્રસંગે લશ્કરી મદદની જરૂર પડે એવો પ્રસંગ ટાળવાને માટે તો લોકનાયકોએ બહુ સંભાળ લીધી હતી.

સભાનું કાર્ય શરૂ થયું. સવારની હવા ઘણી અનુકુળ હતી. આજે આકાશ નિરભ્ર હતું; એટલે ભગવાન્ સૂર્યનારાયણ પ્રફુલ્લ વદને પ્રકાશ આપી રહ્યા હતા. મંદ મંદ શીતળ પવનની લે'રો ગ્રીષ્મના પ્રખર તાપની ઉષ્ણુતાને નીવારતી હતી. સભા ઘણી ગંજાવર હતી એટલે વકતા ઉંચે સ્થળે ઉભા રહીને બોલે તોજ સંભળાય તેમ હતું; તેથી એક ગાડું હતું તેનું પ્લેટ ફોર્મ બનાવ્યું હતું. આ માચડાની ચારે બાજુએ કામદાર વર્ગનું મંડળ ભરાઈ ગયું હતું અને એમને જે ગુલામી દશા ભોગવવી પડતી હતી તેમાંથી છુટકો મેળવવાના અને પોતાને વધુ હકો મળે તેને માટે યોગ્ય રસ્તે કાર્ય કરી સરકારને વિનીત ભાવે અરજ કરવાના ભલા આશયથી આ બિચારાઓ પોતાની પ્રવૃત્તિ કરી રહ્યા હતા. કોઈ પણ નિષ્પક્ષપાતી અને પ્રમાણિક મનુષ્ય આમની પ્રવૃત્તિનું બારીકાઈથી અવલોકન કરે તો તેમને ચોક્કસ જણાય કે આ બિચારાઓ ઘણા દુ:ખી છતો છે અને એમનાં દુઃખોને દૂર કરવા જેવાં છે. કામ કરવાને ખુશી છતાં એમને કામ ન મળે એટલે પોતાનું પેટ શી રીતે ભરવું એ એમની મોટામાં મોટી ચિંતા હતી. એમના મુખ ઉપર ભુખમરાનાં સ્પષ્ટ ચિન્હ જણાઈ આવતાં હતાં. એમના ફાટાં તુટાં કપડાંજ એમની દયાજનક સ્થિતિનો વૃત્તાંત કહી રહ્યાં હતાં. પુરૂષોના પેલી બાજુએ સ્ત્રીઓનું ટોળું પણ પોતાનાં બાળકોને લઇને આવેલું દૃષ્ટિગોચર થતું હતું. આમનાં મોઢાં પણ દુકાળીયાં જેવાં દેખાતાં હતાં અને એ ખડખડ પાંચમ જેવાં થઈ રહ્યાં હતાં. એમનું ભરણ પોષણ કરનાર મરદોની કંગાલીઅત દશા, તો પછી આ સ્ત્રીઓની દશાનું તો પુછવું શું ? અને માતાઓમાં હોય તો છોક-

રાંઓમાં આવેકની ? એટલે એમનાં છોકરાં પણ નર્યાં હીમાયલાં થઇ ગયાં હતાં. આ પ્રમાણે આ સ્થળે જાણે સાક્ષાત કંગાલીઅત મૂર્તિમાન થઇને ન આવી રહી હોય તેવો ભાસ થતો હતો.

પ્રમુખની ચુંટણી થઈ અને કાર્યક્રમ શરૂ થયો ન થયો એટલામાં ગામમાંથી છ એક ઘોડેસ્વારો આ દિશા તરફ આવતા જણાયા. મેયર સાહેબ અને મેજીસ્ટ્રેટો આવે છે એવી વાત ચાલી રહી. બધાની દૃષ્ટિ પ્રમુખ ઉપર એકાગ્ર થઈ રહી. પ્રમુખે શાંત પણ દૃઢ સ્વરે આખી સભાને જણાવી દીધું કે "ભાઇઓ, આપણું ફરીઆદોની દાદ મેળવવાને સરકારને અરજ કરવા આપણે અત્ર ભેગા મળેલા છીએ અને તેમ કરવાની દરેક અંગ્રેજને છુટ છે, એ તો તમો સર્વ જાણતા હશો. આપણે તેવાજ ઉદ્દેશથી ભેગા મળ્યા છીએ એ દર્શાવવાને આપણી સભાની મંજુરી માટે અહિં રજુ કરવાના દસ્તાવેજો પણ સાબીતી આપે એમ છે. વળી આપણે નિઃશસ્ત્ર છીએ એટલે કોઇને પણ હેરાનગતિ કરીએ એવો સંભવ નથી. આવું છતાં જો સત્તાધારીઓ આપણો કાર્યક્રમ અટકાવે તો એમનું એ આપખુદ પગલુંજ કહેવાય. માટે તમો સર્વને મારી તો એજ સલાહ છે કે આપણી સભાનું કાર્ય આદ્યન્ત પૂર્ણ થતાં સુધી તમારે દૃઢજ રહેવું ઘટે. ડરી જઇને કાયરપણું દાખવવું અને કલંકિત ધમકીઓને આધીન થવું એ શોભા ભરેલું ન રહી શકાય."

તાળીઓના ગડગડાટ અને હર્ષના નાદથી પ્રમુખના ભાષણને વધાવી લેવામાં આવ્યું અને જેમ એક મૃતક શરીરમાં વિદ્યુત્ યંત્રના બળે જેવી ગતિ આપવામાં આવે છે, તેવી રીતે અત્રે ભેગા થયેલા ફીક્કા પડી ગયેલા, માંદલા જેવા મનુષ્યોમાં પણ સ્વદેશાભિમાનનો

જુસ્સો એકાએક પ્રકટી નીકળ્યો. એમને એમ સમજાયું કે, આપણી લડત હક્ક અને ન્યાયની લડત છે અને આમ કરવાથી આપણે આપણા પોતાના પ્રત્યે, આપણા કુટુંબ પ્રત્યે અને આપણા જેવા લાખો દેશી બાંધવો પ્રત્યે આપણી ફરજ બજાવી રહ્યા છીએ. તાળીઓના ગડગડાટ અને હર્ષના ઉમંગી નાદ બંધ પડયા ન પડયા એટલામાંજ મેયર સાહેબ અને બીજા મેજીસ્ટ્રેટો ઘોડા ઉપર બેસીને આ મિટીંગના સ્થાન ઉપર આવી ચડયા. આજ્ઞાદર્શક અને અમાનુષી-સ્વરથી મેયર સાહેબે પ્રમુખને સભા વિસર્જન કરવાનો હુકમ સંભળાવી દીધો.

પ્રમુખે સવિનય પણ દૃઢતાથી જવાબ દીધો કે "આ કાયદે-સરની સભા છે. સભાનો હેતુ પણ કાયદાપુરઃસરજ છે અને તેથીજ આપની આજ્ઞાનો આદર કરવા હું ના પાડું છું."

મેયરે સામો જવાબ વાળ્યો કે "ચાર્લ્સ ધી સેકન્ડના સમયથી હજુ સુધી એક એવો કાયદો પ્રચલિત છે, કે જે કાયદો કોઈ પણ સ્થળે એકી વખતે પચાસથી વધારે માણસો એકત્રિત થવાની મના કરે છે; તે કાયદાની રૂએ મારો આવો આદેશ છે."

પ્રમુખે પ્રત્યુત્તર દીધો કે "એ કાયદો અત્યારે સાધારણ રીતે દેશના કાયદા તરીકે મનાતો નથી. અને આપેજ રાજદ્વારી બાબતોની ચર્ચાને માટે ઉમરાવો અને મધ્યમ વર્ગના લોકોની સભાઓ ઘણીએ વાર મેળવી છે અને તેમાં પચાસ કરતાં ઘણી મોટી સંખ્યામાં મનુષ્યો એકત્રિત થતાં હતાં."

આ જવાબ સાંભળી મેયર સાહેબ ફફડી ઉઠયો કે "ઉમરાવ અને મધ્યમ વર્ગની વાત તદન જુદી છે અને તમારા હુલ્લડખોરોની

વાત જુદી છે. તમને લોકોની સુલેહ શાંતિનો ભંગ કરવા દેવામાં નહિ આવે. ”

મેયરનાં આવાં અપમાનકારક વચનોથી સર્વના હૃદયને ઘણું માઠું લાગી ગયું અને સર્વ એના ઉપર ચીડાઈ ગયા. બધા ઉશ્કેરાઈ ગયા એટલે કેટલાક બૂમો પાડવા લાગ્યા, કેટલાક દુઃખની દાઝ કાઢવા લાગ્યા; એમ આખી સભામાં હોહા હોહા હોહા થઇ રહી અને જબરો કોલાહલ મચી રહ્યો. પ્રમુખ પણ લોકોને શાંત પાડી શકયો નહિ એટલે મેયરે તરતજ રાયોટ એકટ વાંચવા માંડયો. એ જાતે બહુ બીકણ હતો. એણેજ આ ટોળાને અયોગ્ય વચનો કહીને ઉશ્કેરી મુકયું હતું એટલે કાંઇ તોફાન થઈ બેસશે એવો એને ભય લાગવા માંડયો. એ સફેદ પુણી જેવા થઇ ગયો.

રાયોટ એકટ વાંચતાં એને આખે શરીરે ધ્રુજારી ચઢી ગઈ અને હાથમાંની ચોપડી પણ પડુપડુ થઇ રહી. વાંચતાં વાંચતાં એનો ઘાંટો પણ તરડાઇ જતો હતો. જેમ જેમ એ વાંચતો ગયો તેમ તેમ કલ્લા-બકોર તો વધતોજ ગયો અને કાન પડયું સંભળાય નહિ એટલો બધો ઘોંઘાટ મચી રહ્યો. આવી ઘોર ગર્જના થવા લાગી એટલે મેયરનો ઘોડો ચમકયો અને મસ્તાની બન્યો: તેથી તે હાથમાં ન રહી શકયો અને ગોળ કુંડાળું ફરતાં એક ગરીબ બાઈ પોતાના બાળકને લઇને બેઠી હતી તેના ઉપર એણે પગ મુકયો અને બાઈ અને તેના નિર્દોષ બાળકને એણે છુંદી નાખ્યાં. બાળક તો બિચારૂં ત્યાં ને ત્યાંજ રામ શરણ થઇ ગયું. બાઇની ઝાંઘનું હાડકું ભાગી ગયું એટલે ભયંકર વેદનાને લીધે એ ચીસે ચીસ નાખવા લાગી. આ મામલો વધારે ગંભીર બન્યો. ઘોડો તો ગાંડા બનીને દોડાદોડી કરવા લાગ્યો.

મેયર પોતાનો જાન બચાવવા ઘોડાની કાટે ચામજીની પેઠે વળગી રહ્યો.

મેયરનો ઘોડો એને લઇને નાઠો. તેની પાછળ પેલા મેજીસ્ટ્રેટો એ પણ પોતાના ઘોડાઓ દોડાવી મુક્યા. આટલી મોટી ગજાવર સભામાં "શું થયું, શું થયું, કોણ ચગદાયું" વિગેરે આર્તનાદો થવા લાગ્યા. એક છેડેથી બીજા છેડા સુધી વાત પહોંચી ગઇ અને વાયે ઉડતી ઉડતી વાત પણ વધી ગઈ. કેટલાક કહેવા લાગ્યા કે "જ્યાં બધા બેઠા હતા ત્યાં મેયર જાણી જોઇનેજ પોતાનો ઘોડો લઈ ગયો અને એને એડી મારીને ગભરાવી મુકયો. આમ જાણીબુજીને કેટલાંએ માણસને ઘોડાની અડફેટમાં લાવીને ખુંદી નાખ્યાં અને તેમાં એક બાઇને તો ઘણું સખત વાગી ગયું છે. એનું બાળક તો પહોંચી પણ ગયું."

મૂળ તો આ લોકો ભુખમરાનાં અને કંગાલીઅત-પણનાં દુઃખમાં દટાઈ ગયા હતા અને તેમાં આ વૃત્તાંતે તો એમને ગાંડા જેવા બનાવી મુક્યા હતા. છતાં એમનો ક્રોધ ફક્ત વાણીમાંજ ઉતરેલો હતો. એથી આગળ વધીને શારીરિક હિંસા તરફ જરાએ નહોતો ઢળ્યો. તેમ વૈરની લાગણીથી ઉશ્કેરાઇ જઇને કોઈ પણ પ્રકારના શારીરિક અત્યાચાર કરવા તરફ એ જરાયે પ્રેરાયા નહોતા. એ તો આવો અનર્થ કરનારની વિરૂદ્ધ ન્યાયનીજ માગણી કરી રહ્યા હતા. પેલી બાઇ અને તેના મૃત બાળકને પાસેના ઝુંપડામાં લઇ ગયા અને અહિં પ્રમુખે બધાને જેમ તેમ શાંત પાડયા અને તેમને સમજાવ્યું કે "ભાઇઓ, મેયરે આપણને રાયોટ એક્ટ વાંચી સંભળાવ્યો છે એટલે આપણે હવે સભાનું કામ બંધ રાખવું જોઇએ. માટે બોલો હવે તમારી સર્વની શી મરજી છે? સભાનું કામ આગળ ચલાવવું કે સભા વિસર્જન કરવી?"

આમ એના મોઢામાં શબ્દ છે એટલામાં "સૈન્ય આવી પહોંચ્યું" એવી ઓચિંતી બૂમ પડી; એટલે સર્વની દૃષ્ટિ એકજ બાજુએ વળી અને તેમણે બે જુદી જુદી ટુકડીઓમાં જુદે જુદે સ્થળેથી લશ્કર આવતું દીઠું. ડપક ડપક કરતા સૈનિકો નાગી તરવાર સાથે ચાલ્યા આવતા હતા. કર્નલ વિંડહામની પલટણ પણ પૂર્ણ ઝડપે આવી લાગી હતી. સભામાં કોઇએ નહિ ધારેલું કે એમના ઉપર આમ એકાએક આક્રમણ થશે; એટલે કેટલાક સિવાય મોટો ભાગ તો ત્યાંને ત્યાંજ સ્થિર સ્થિતિ કરીને રહ્યો; પણ ત્યાં ધાંધળ ઘણું થવા લાગ્યું. સ્ત્રીઓ તો બુમો પાડતી પાડતી નાસભાગ કરવા મંડી પડી. કેટલીક-ને માથેથી ટોપીઓ પડી ગઇ, કેટલીકના વાળ છુટા થઇને હવામાં ઉડવા લાગ્યા. કોઈ ઓ બાપરે, કોઈ ઓ સ્વામિન્, કોઇ ઓ ભાઇ એમ અનેક પ્રકારની બુમો પાડતી દોડાદોડી કરી રહી હતી. કેટલીક તો પુરૂષોની સાથે ત્યાંની ત્યાંજ ઉભી રહી. પુરૂષો પોત પોતાની બુદ્ધિ પ્રમાણે એક બીજાને સલાહ આપી રહ્યા હતા. "ભાઈ આપણે આમ કરવું છે." વળી બીજો કહેતો "નહિ, એમ કરવું સારૂ નથી." એમ ભિન્ન ભિન્ન મત મતાંતર થવા લાગ્યા એટલે કોણ કોનું સાંભળે ? બધાએ અત્યારે તો પોત પોતાના મનથી નાયક બની રહ્યા હતા અને શોરબકોર કરી રહ્યા હતા. બધા એમજ માનતા હતા કે સભાના સ્થળ ઉપર આવીને સૈનિકો અટકી જશે. પણ જેવું સૈન્ય નજદીક આવી પહોંચ્યું કે તરતજ "તુટી પડો" એવા ગગનભેદી સ્વરો નીકળ્યા અને તેની સાથેજ આખું સૈન્ય આ બિચારા નિઃશસ્ત્ર ઘેટાંના ટોળા ઉપર તુટી પડયું. કર્નલ વિંડહામની પલટણ પણ પોતાનાં હથીઆર લઇને આ નિર્દોષો ઉપર ભુખ્યા વરૂની પેઠે તુટી પડી અને જોતજોતામાં ત્યાં ભયંકર ખુનરેજી શરૂ થઇ ગઈ. કોઇ

પડતું, કોઇ આખડતું, કોઈ લથડતું, કોઇ દોડતું, કોઇ અડફેટમાં આવતું. આમ જીવ સટોસટનું પ્રકરણ ચાલી રહ્યું. રોકકળ, રડાપીટની અવિચ્છિન્ન ચીચીઆરીઓ પડી રહી હતી. જેને જેમ ફાવ્યું તેમ તે જીવ લઇને નાઠું. સર્વના મનમાં ભય અને ક્રોધના ભડકા ઉડી રહ્યા હતા. એટલામાં વળી પાછો "બંધ કરો" નો ભીષણ સ્વર નીકળ્યો. એટલે આ ખુનામરકી ચાલતી અટકી. જોત જોતામાં તો સભા સ્થળનું મેદાન ચોખ્ખું ચટ થઈ ગયું. લશ્કરની પલટણ સિવાય ત્યાં હવે ચકલુંએ ઉભું રહ્યું નહોતું. ફક્ત જે મરી ગયા હતા તેમનાં શબ ત્યાં ધુળમાં રગદોળાયલાં પડેલાં હતાં અને કેટલાક સખત જખમી થયા હતા તે પડી રહ્યા હતા. બિચારી પાંચ છ સ્ત્રીઓ અને તેમાં બે સ્ત્રીઓ તો પોતાના બાળક સાથે આ કરપીણ મનોવેધક અત્યાચારનો ભોગ થઇ પડી હતી. ભય દૂર થયો એટલે પોતાનો પ્રાણ બચાવવા નાસી છુટેલા કેટલાક પોતાના સ્નેહી સંબંધીની શી વલે થઇ છે તેની ભાળ કાઢવાને પાછા આ મેદાનમાં આવવા લાગ્યા. લશ્કરના નિયામક નેતાઓને તો આ કૃત્યથી ઘણો આનંદ થઇ ગયો. એમણે તો જાણે કેવોએ મોટો મોર માર્યો હોય એવું એમને લાગ્યું. એમણે તો હુલ્લડખોરોને મારી હઠાવ્યા હતા અને તેમના દીલમાં પોતાના કરબનો જબરો ડર પેસાડી દીધો હતો એમ એ માનતા હતા.

આવો મહાન વિજય મેળવીને પોતાની પલટણ સાથે એ બધા ગામમાં સીધાવી ગયા અને સર્વ સૈનિકોને બાકીનો દિવસ, કાંઈ પણ બહાર ન જતાં પોતાના ક્વાર્ટર્સમાંજ ગાળવાનો હુકમ આપી દીધો.

પોતાના ક્વાર્ટર્સમાં પહોંચ્યા પછી ઘણા સૈનિકોનાં મોઢાં

ભાન થઇ ગયાં હતાં. કોઇ કોઇની સાથે વાતચીત પણ નહોતા કરતા. એમના મનની સ્થિતિનું વર્ણન અહીં શબ્દોમાં કરીએ તેના કરતાં એમના કપાળ ઉપરજં દુઃખ ભરેલી લાગણીઓ વધારે સ્પષ્ટ રીતે અંકિત થયેલી જણાતી હતી.

લોન્સડેલના મનમાં તો કોઈ દિવસ નહિ થયેલો એવો ભારે ક્ષોભ થઇ ગયો. જ્યારે પેલા ટોળા ઉપર તુટી પડવાનો હુકમ મળ્યો ત્યારે એ તો સૌથી આગલી હારમાં હતો અને એક નિર્દોષ મનુષ્યને એના બંદુકના કુંદાનો બહુ સખત જખમ થયો હતો. એને ના છુટકે ઉપરી અમલદારની ધાકથી આવું અપ્રિય અને અઘોર કૃત્ય કરવું પડયું હતું. અન્યથા વર્તન કરવું એ તો એને માટે સર્વથા અશક્યજ હતું. એને આગલી હારમાં રાખેલો એટલે એની બંદુકના કુંદાની અણી પણ ઉંચી નીચી ગમે તે નિશાનપર એનાથી શી રીતે મારી શકાય? એની બન્ને બાજુના સૈનિકો તેમનું કૃત્ય કરી રહ્યા હતા. એકનો ખભો બીજાને અડકતો અને બીજાનો ખભો ત્રીજાને સ્પર્શ કરતો હતો. એવા નિયમમાં સૈનિકોને ગોઠવેલા હતા એટલે એનાથી જરાએ આમ કે તેમ ચસી શકાય એવું નહોતું. જેમ એક યંત્રને ચાવી આપે અથવા તેનામાં ગતિ મુકે અને તેના સર્વ ભાગો ગતિમાં આવી જાય, તેમ આખી પલટણના યંત્રોમાં ગતિ આવી જવાથી તેના પ્રત્યેક અંગભૂત સૈનિકમાં પણ તેવીજ ગતિ લાચારીએ આવી જાય છે. એટલે એમાં લોન્સડેલનો દોષ નહોતો. એ તો જેમ એક રેલ્વે ટ્રેન ગતિમાં હોય છે ત્યારે ગમે તે મનુષ્ય કે પ્રાણી એના ચક્રતળે આવવાથી ચક્રની અનિચ્છા છતાં કચરાઈ જાય છે, તેના શતધા ખંડો થઈ જાય છે, તેમ લોન્સડેલની સ્થિતિ પણ તેવા ચક્રવતજ હતી. એટલે હવે પાછા આવ્યા પછી એનું મન જરાએ શાંત

નહોતું; તેથી એની વૃત્તિ મદિરાપાન માટે વળી, અને એના અન્ય સખાઓની સાથે એ પણ મનની વિરસ ભાવના દૂર કરવા પીઠામાં દાખલ થઇ ગયો.

બીજે દિવસે સવારે એ ઉઠ્યો ત્યારે આગલી રાતે પુષ્કળ ઢીંચવાથી એનું માથું એને ભારે ભારે લાગતું હતું; કયુરી ઉપરથી ફારેગ થઈને એ લ્યુસી પાસે જવાને નીકળ્યો. રસ્તામાં કેટલાએ કામદારોએ એને ઓળખ્યો અને એણે વર્તાવેલા અત્યાચારથી તેઓ એના પ્રત્યે તિરસ્કાર અને ઘૃણાની નજરે જોવા લાગ્યા. કેટલાક જે સમજુ હતા તે તો સમજતા હતા કે એમાં સૈનિકોનો બહુ વાંક કાઢવા જેવો નહોતો. તે તો યંત્રવતજ હતા અને એમને ગતિમાં મુકનાર અમલદારોના એ સ્વાધીનમાં હતા તેથી પરતંત્રતાવશ સૈનિકો આ બાબતમાં બહુ જવાબદારે ન ગણી શકાય. ત્યારે સૈનિકોની સ્થિતિથી બીન માહિતગાર લોકો તેમના કૃત્યને માટે તેમનેજ જોખમદાર ગણવા લાગ્યા. આ બધી ટીકાઓ સાંભળતો સાંભળતો લોન્સડેલ જતો હતો એટલે પાછું એનું મન ભ્રમિત થઇ ગયું. એના મગજમાં ગાંડછા આવી ગઈ. જ્યારે જ્યારે એના મનની આવી સ્થિતિ થઇ જતી ત્યારે તેની દવા લેવા એ પીઠામાં દોડી જતો તેમ અત્યારે પણ ઘેર જતાં જતાં પાસેના પીઠામાં ઔષધ લેવા દોડી જવાનું એને મન થયું; પણ એ દિવ્યૌષધિ માટે એના ખીસ્સામાં એક પાઇ સરખીએ નહોતી. બધા પૈસા ગઈ રાતે ખરચી નાખ્યા હતા એટલે સીધોજ એ લ્યુસી પાસે દોડ્યો. એક ગાંડાની માફક એ ઘરમાં દોડી ગયો. લ્યુસી પોતાનું કામ કરી રહી હતી. ફ્રેડી પાસે બેસીને વાંચતો હતો. તે વખતે લ્યુસી પાસે આવીને એ ઉભો રહ્યો અને "તારી પાસે કાંઇ પૈસા છે?" એમ પહેલીજ પૈસાની માગણી કરી; તેથી લ્યુસી ઠરી ગઈ અને ધીમે

સ્વરે બોલી: " પ્રાણાધાર, પૈસા જોઈએ છીએ ?"

" હા, પૈસા જોઈએ છીએ. ચાલ, ઉતાવળ કર. આમ મારા સામું ટગર ટગર જોયા ન કર. "

લ્યુસી બળતા હૃદયે કબાટ પાસે ગઇ અને પોતાની પાસે બાકી રહેલા જેટલા પૈસા હતા તે બધાએ પતિને ઠાલવી આપ્યા. એટલે પૈસાની ઝુંટ મારતેક ત્યાંથી એ પલાયન કરી જતો હતો; પણ લ્યુસી વેગભરી એના તરફ દોડી, એનો હાથ પકડી લીધો અને કલ્પાંત કરતી કરૂણ સ્વરે કહેવા લાગી: " ફ્રેડરિક પ્રિય ફ્રેડરિક, તમને એવું તે શું થઇ ગયું છે કે છેક આવા બની ગયા છો? એક સ્નેહનું ચુંબન સરખુંયે નહિ? બે મીઠા શબ્દોનો પણ લાવો નહિ? આ તમારા પ્રિય બાળક સામુંએ જરા નથી જોતા ? "

ફ્રેડરિક જતો જતો પાછો ફર્યો. રૂમનું દ્વાર ઉઘાડું હતું તે બંધ કર્યું અને લ્યુસીને કહેવા લાગ્યો: " હુ વિકળ બની ગયો છું. ગઇ કાલના બનાવ વિષે તો તું જાણતી હઈશ. શહેરની બહાર કાયદાને નામે ખુન કરવામાં આવ્યાં છે અને તે ખુનીઓમાંનો એક આ તારો પતિ અને આ નિર્દોષ બાળકનો પિતા તારી સમક્ષ ઉભો છે. હું જાણું છું કે આ સાંભળીને તું મને ધિક્કારીશ, તરછોડીશ કે નિરસ્કાર કરીશ; તો પણ તું આયોગ્ય કરે છે એમ ન કહી શકાય. જે કર તું મૃદુતાથી દાબતી હતી, જે કર ઉપર તું સ્નેહ ભર્યા ચુંબનો લેતી હતી, જે કર આ નિર્દોષ બાળકના વાળ પસવારતો હતો, જે કર એના વદન મંડળ ઉપર સ્નેહથી ફરતો હતો, એજ કર મનુષ્યના રક્તથી રંગાઈ રહેલો છે. મારી જાતને હું નિંદિત માણું છું. આખા સંસારને હું નિંદું છું. અરે પણ શું થયું તને ?" એમ કહેતાંની સાથેજ

ફ્રેડરિક એકદમ સફાળો કુદ્યો અને લ્યુસીને જમીન ઉપર પટકાઈ પડતી જોઇને એને બચાવવા લેવા દોડયો; પણ તે પહેલાં તો એ કોમળ કેળ જમીન ઉપર ફગડાઇ પડી અને મૃતક સમાન અચેતન થઈ પડી. ફ્રેડરિકે એને ધીમે રહીને પોતાના હાથ ઉપર ટેકવીને શય્યામાં સુવાડી. આ કોમલાંગીનું મુખમંડળ સફેદ આરસ પહાણ જેવું ફીક્કું પડી ગયું હતું. એને શુદ્ધિમાં લાવવાને ફ્રેડરિક એના મુખ ઉપર પાણી છાંટતો હતો. જે મુખ અપ્રતિમ શોભાથી લલામભૂત થઇને લખલખી રહેતું હતું, તે મુખ અત્યારે શુષ્ક થઇ રહેલું હતું અને શબના મુખ સમાન ભાસતું હતું.

બાળક માતાની આ દશા જોઇને અશ્રુપાત કરી રહ્યો હતો. લોન્સડેલને અત્યારે પોતાના ભૂત વર્તન માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો. બાળક ઉપર દયા આવી ગઈ અને એને હેતથી પોતાની છાતી સરસો ચાંપ્યો. એ પોતાની પત્નીના નિર્જીવ જેવા દેહ સામું જોઈ રહ્યો અને એના ગાલ ઉપર ચુંબનનું અકસીર અમૃત સિંચન કરવા મંડી પડયો. આ અપૂર્વ અમૃતના યોગે લ્યુસી શુદ્ધમાં આવી. એની રગેરગમાં આ અમૃત વહેવા લાગ્યું. એના શોણિત સાથે ભળી ગયું અને પગથી તે માથા સુધી એની આખી દેહ લતિકામાં વિદ્યુતનો સંચાર થઇ રહ્યો. એનામાં અજબ વેગ અને આનંદ પ્રસરી ગયો. એ બેઠી થઈ અને પતિના કંઠમાં મૃદુ પુષ્પની માળા સમા પોતાના બન્ને કોમળ કરો ધારણ કરી પોતાના વક્ષઃસ્થળે પતિને દઢાલિંગન કર્યું. આ પળ આ દેવબાળાને મન સ્વર્ગીય હતી. આ સ્વર્ગ પળ બે પળનુંજ હતું. એ પૂર્ણ શુદ્ધમાં આવી એટલે લોન્સડેલના મનમાંથી પશ્ચાત્તાપ સરી ગયો.

લ્યુસીએ એકાદ કલાક રોકાઇ જવા પતિને વિનંતિ કરી; પણ પતિને તો મદિરાપાન કરવાની ઉત્કટ ઇચ્છા પ્રકટી આવી હતી; એટલે એ તો એકાદ મઝેનું બાનું કાઢીને પત્નીએ આપેલા પૈસા ખીસ્સામાં નાખીને રસ્તોજ માપી ગયો. અમે ઉપર જણાવી ગયા છીએ કે પોતાની પાસે જેટલા પૈસા હતા તે બધાએ લ્યુસીએ ઠાલવી આપ્યા હતા. આજે મંગળવાર હતો અને શનિવાર પહેલાં હાથ ઉપરનું કામ પુરૂ થઇ જાય એમ નહોતું; એટલે તે પહેલાં પૈસા પણ શી રીતે આવે?

આજને માટે તો કાંઇ ચિંતા નહોતી; પણ કાલે પૈસા વગર ખાવું શું? જોઇતી ચીજો શી રીતે મેળવવી? એનો વિચાર આ રંક રામાને થવા લાગ્યો; પણ ખાદ્ય પદાર્થો લાવવા પૈસાની તો જરૂરજ હતી; એટલે આખરે પોતાનો દાગીનો ગીરવી મુકીને પૈસા લાવવાની એને [illegible] પોતાનું ચાલત તો એ ભુખી પડી રહેત, હજાર જાતનાં દુઃખો વેઠી લેત પણ ગીરોદારને ઉંમરે ન ચઢત; પરંતુ માનું હૃદય હતું. તે પુત્રને ઘડીભર પણ ભુખ્યો શી રીતે જોઇ શકે? પુત્ર સ્નેહને લીધે અનિચ્છા છતાં આ કાર્ય એને કરવું પડયું.

---

## પ્રકરણ ૩૮ મું.

---

### અધઃપતન અને દારિદ્ર.

સને ૧૮૩૬ નું વર્ષ પુરૂં થયું. ફ્રેડરિક લોન્સડેલ દિવસે દિવસે મદિરાપાનમાંજ મસ્ત થતો ચાલ્યો અને અઠંગ દારૂડીયો બની

ગયો. હવે તો દારૂ પીવાને પૈસા કઢાવવા સિવાય એ લ્યુસી પાસે ભાગ્યેજ આવતો. લ્યુસીને હવે કામ મળતું પણ ઓછું થઇ ગયું હતું. કામની મજુરીનો દર પણ ઘટયો હતો. તેમ હવે નિયમિત રીતે એને કામ પણ મળતું નહોતું; એટલે દિવસે દિવસે પતિના દરોડાને પહોંચી વળવાને એ અસમર્થ થઈ ગઇ હતી. એક પછી એક દાગીના ગીરવી મુકાતા ચાલ્યા. એમ કરતાં કરતાં બધાએ દાગીના પુરા થયા અને ગીરો મુકીને આણેલા પૈસા લૅાન્સડેલે પીઠામાં ઉડાવી દીધા. એના ક્ષુદ્ર અપરાધોને માટે એને તેવીજ ક્ષુદ્ર શિક્ષાઓ થતી ચાલી. છાકટાપણાને માટે વારંવાર શિક્ષાઓ થતી છતાં પણ એનામાં જરાએ સુધારો ન થયો. "હવે એ નઠોર થઇ ગયો છે" એમ ચારે તરફથી એને માટે બોલાતું હતું.

લ્યુસી કામ મેળવવા માટે તનતોડ પ્રયાસ કરતી અને કામ મળતાં તેને તેવાજ સતત પ્રયાસથી પૂર્ણ કરીને આપી આવતી હતી. પરંતુ દારિદ્ર એમના નાના આવાસમાં ધીમે ધીમે અને મક્કમ-પણે ગુપ્ત રીતે સંચાર કરી રહ્યું હતું. દારિદ્ર મનુષ્યને પોતાના સપાટામાં પહેલેજ તડાકે નથી લઇ લેતું. એ તો એની ચારે તરફ જાણે પ્રદક્ષિણા ફરતું હોય તેમ ફર્યા કરે છે, એને રમાડે છે, એની મનોવૃત્તિઓમાં પોતાના તીક્ષ્ણ આંકડા ભોકી દે છે. બીલાડી જેમ ઉંદરને ચુંથે છે, પછાડે છે; તેમ દારિદ્ર પણ મનુષ્યને ચુંથે છે. પછી એની પ્રદક્ષિણાનો વિસ્તાર નાનો નાનો થતો જાય છે તે એટલે સુધી કે મનુષ્યને જાણે એના અંગનો સ્પર્શ થાય છે; અને છેવટે જેમ કોઇ સર્પ કોઇ પ્રાણીને પોતાની ત્રાસદાયક ચુડમાં ભેરવીને તેને ખરેખરૂં દબાવી દે છે, તેમ દારિદ્ર મનુષ્યને પોતાની ચુડમાં ભેરવી

ધીમે ધીમે ચુસી લે છે. આમ એક પછી એક, એક એકથી ચઢતી સત્તા [illegible] એ મનુષ્યને પાડે છે અને એના હૃદયમાં ભયંકર શૂળ ભોકી દે છે.

ગરીબ લ્યુસી, એની પણ એજ દશા થતી જતી હતી. દારિદ્રનાં તીવ્ર તીરનો મારો એના ઉપર ચાલી રહ્યો હતો. છતાં તે દુઃખને ન ગણકારતાં પોતાનો પ્રયત્ન એણે ચાલુજ રાખ્યો હતો; અને પોતાનું ગમે તે થાય છતાં પોતાના વ્હાલા બાળકનું તો એ શસ્ત્રપ્રહારમાંથી હજુ સુધી એ રક્ષણ કરી શકી હતી. કામ ઓછું થઇ ગયું હતું. અને દામ ઘટી ગયા હતા; છતાં પૂર્ણ હામ રાખીને ખંતથી તે ઉદ્યમ કર્યે જતી હતી. પરંતુ એના ઉદ્યમનું ફળ નિષ્ઠુર પતિ તાણી જતો હતો. દ્રવ્ય વિના હવે ગૃહ સંસાર નીભાવવો મુશ્કેલ થઇ પડ્યો છે એવો ઇસારો પણ એણે પતિને કરી દીધો હતો. પરંતુ જ્યાં સુધી એને લ્યુસી પાસેથી છેલ્લી પાઇ પણ મળતી ત્યાં સુધી તો એ ઇસારા તરફ એણે લક્ષ ન આપ્યું. એ લ્યુસી પાસે એક પાઇ પણ બાકી રહેવા દેતો નહિ. પોતાની આંખની કીકી જેવા પ્રિય પુત્રનું પેટ ભરવા જેટલુંએ અનાજ, ખાદ્ય પદાર્થ કે એક રોકડો પૈસો પણ ઘરમાં ન રહેતો; એટલે જે કાંઇ વસ્ત્ર પોતાની પાસે હોય તે પણ લ્યુસી ગીરવી મુકી આવતી; અથવા પોતાને કામ આપનાર વેપારી પાસેથી કાંઇક ઉધાર કરી લાવતી. આવી રીતે ગાડું ગબડાવતી એ દિવસ વ્યતીત કરવા લાગી. પણ હવે તો એથી પણ વધુ વિપરીત દશા આવી. હજુ સુધી આ પ્રેમાળ પ્રેમદાએ જ્યાં સુધી પોતાની પાસે કાંઇ પણ અવશેષ રહ્યું ત્યાં સુધી પતિને “ નથી ” એવો શબ્દ કહ્યો નહિ; પણ એવો એ સમય આવી પહોંચ્યો. એક

દિવસ પતિ આવ્યો અને તેણે પૈસા માગ્યા; પણ લાચાર લલના પાસે શું હોય તે આપે? દુ:ખાક્રાન્ત થઇને "નથી" એમ એને કહેવું પડયું. "નથી" કહેતાં એનું હૃદય કપાઇ જતું હતું; પરંતુ માગનારને તેનું કયાં ભાન હતું? તેણે તો સામો પ્રશ્ન કર્યો કે "કેમ નથી? હમણાં કામ લાવતી નથી કે શું? આટલી બધી આળસુ કેમ થઇ ગઈ છે.?"

અશ્રુપૂર્ણ નેત્રે અબળા બોલી "હમણાં વેપારી પાસે કામ નથી એટલે મને એક અઠવાડીઆથી કામ મળી શકયું નથી."

"તેં ડીપોઝીટ મુકેલા બે પાઉંડ તેની પાસેથી પાછા લઇ આવ." લોન્સડેલે પુરી કઠોરતાથી કહ્યું. હવે લ્યુસીને આ સમયે કાંઇક દૃઢ થયા વગર છુટકો નહોતો. એણે મક્કમપણે કહ્યું કે "ડીપોઝીટ હું પાછી નહિ લાવી શકું. એને લીધે તો વેપારી મને કામ આપે છે. આવતા અઠવાડીઆમાં મને એણે કામ આપવાનું કહ્યું છે."

લ્યુસીએ આ ઉત્તર બહુ વિચારપૂર્વક આપેલો હતો. ડીપોઝીટની રકમને લીધે તો એ અને એનો બાળક રોટલા ભેગાં થતાં હતાં. ડીપોઝીટ પણ ચાલી જાય તો વેપારી કામ શાનો આપે? અને કામ ન મળે તો પછી ખાવું યે શું! થોડા સમય પછી આવતી પાયમાલી સત્વરજ આવી લાગે. પરંતુ ભાન ભુલેલા ભર્થારને એ બધો વિચાર કરવાની પરવાજ કયારે હતી? ડીપોઝીટ પાછી લાવવાની લ્યુસીએ ના પાડી એટલે એના ક્રોધનો તો પારજ ન રહ્યો. એકદમ ઘરમાંથી સીધોજ લ્યુસીના વેપારી પાસે એ પહોંચી ગયો અને એની પાસે ડીપોઝીટની રકમ એણે પાછી માગી; પરંતુ વેપારીને કાને ભાઇની ઢંગની વાત પહોંચી ગઇ હતી, એટલે લ્યુસીના

હાથના કાગળ વગર ડીપોઝીટ પાછી આપવાની એણે ના પાડી. પાછો તે ઘેર આવ્યો. આવીને લ્યુસીને કહ્યું કે "વેપારી મને ડીપોઝીટ પાછી આપે એવો તું કાગળ લખી આપ." એવો કાગળ લખી આપતાં લ્યુસીની હિંમત ન ચાલી અને એ ન લખી આપી શકી. તેણે પતિને તેવું લખી આપવાની ચોખ્ખી ના પાડી. લોન્સડેલ એથી આકળોભૂત બની ગયો. ભામા ભરથારને પગે પડી અને ડીપોઝીટ પાછી લાવવા વધારે આગ્રહ ન કરવા વિનંતિ કરી. ધમકાવી ઠેકાણે નહિ આવે એમ ધારીને લોન્સડેલ પાછો નરમાસથી કહેવા લાગ્યો: "બે પાઉંડને બદલે એક હશે તોયે ચાલશે." પણ લ્યુસીએ તોયે ના પાડી. આખરે ફ્રેડરિકે કહ્યું "દસ શીલીંગ આપ, પાંચ આપ, છેવટે તારી મરજીમાં આવે તે રકમ આપ." પરંતુ લ્યુસીએ નકારજ વાસ્યો. કારણ કે એની પાસે તો એક ફુટી બદામે નહોતી. બધો મદાર ડીપોઝીટ ઉપરજ હતો. જો તે ઉપાડી લે તો પછી કામ કયાંથી મળે? આખરે અનાથ આશ્રમમાંજ જવાનો વખત આવે. લોન્સડેલ આ વખતે બીલકુલે ન ફાવી શક્યો એટલે પગ પછાડતો ચાલ્યો ગયો. આજે પતિના મનને દુભવવાથી લ્યુસીનો આખો દિવસ ઉદ્વિગ્નતામાંજ ગયો. એને જરાએ ચેન ન પડયું.

લોન્સડેલ, લ્યુસીને પાછું કામ કયારે મળવાનું છે તેનીજ રાહ જોતો હતો. કામ લેવા ગઈ કે નહિ તેનો આતુરતાથી તપાસ રાખ્યા કરતો હતો. આ શનિવારે પૈસા મળશે એમ આશા રાખતો. લ્યુસી વહેપારીને ત્યાંથી પૈસા લઇને આવતી ત્યાં તો એને રસ્તામાં ઘેરતો અને એની પાસેથી પૈસા પડાવી લેતો. તે આવું ધતીંગ કરવા લાગ્યો પણ એને વિચાર ન થયો કે પૈસા કમાતાં લ્યુસીને

કેટલી જહેમત વેડવી પડે છે. કલાકોના કલાકોની મહેનતના બદલામાં મળેલું એક મિનિટમાં એ સફાચટ કરી દેતો. આમ દારૂની બદીમાં એ દ્રવ્ય ઉડાવી દેતો અને પોતાનાં વહાલાં ભુખે ટળવળતાં. પરંતુ એ વહાલાંમાં એનું વહાલ ક્યાં રહ્યું હતું ? જે સ્વરૂપસુંદર સુંદરીના મનોહર મુખ ઉપર એ આફરીન થઈ જતો, જેના પુષ્પના દડા જેવા સુવાસિત, ભરાઉ અને મરોડદાર અંગમાં એ મદમસ્ત બની રહેતો, તે મુખ અને તે અંગ ઉપર હજી એને દૃષ્ટિ કરવાની પણ ફુરસદ ક્યાં છે ?

અત્યારે તે મુખ અને તે અંગ ઝુરી રહ્યાં છે. પ્રેમપિપાસાથી સુકાઈ ગયાં છે. મુખ ફીકકું પડી ગયું છે. દેહલતા કરમાતી જાય છે. ચીમળાતી જાય છે. એની મધુરી ફોરમ પણ ઉડી જાય છે. એનું પહેલાંનું આરોગ્ય અત્યારે ક્યાં છે ? એનું બળ ઘટતું જાય છે. દારિદ્ર્યના દુઃખે દીન દારા દબાતી જાય છે, એનું એ નિષ્ઠુર પતિને જરાએ સ્મરણ ન રહ્યું. બાળક પુત્ર પણ માતાના દુઃખે દુઃખી થતો હતો. પિતાના પરિવર્તનથી એ પણ સોરાતો હતો, ઝુરતો હતો. જે પિતા એને ખોળામાં લઇને લાડ લડાવતો, એના કાલા કાલા શબ્દો સાંભળતા એની સાથે ગેલ કરતો; પપા પપા કરતો પિતા ઘરમાં પગ મુકતાં તેની પાસે દોડી જતો, પપા એને ઉંચકીને બોકીઓ કરતો, તેમાંનું આજે શું રહ્યું છે ? પુત્ર તેમાંનું કશુંયે દેખતો નથી. પિતા હવે તો દુઃખમાં ડુબેલી માતાને અસહ્ય દુઃખ દેવામાંજ સાર્થકતા માની રહ્યો હતો. એને પુત્રની કે પત્નીની જરાએ પરવા નહોતી. એને તો પૈસાનીજ પરવા હતી. તે લેવાજ એ ઘેર આવતો. એની મનમોહના તો દારૂની દુકાન થઈ પડી હતી.

દારૂનો પ્યાલોજ એને જીવન આપતો હતો. કોંસીલું બાળક ઉગતાંજ કરમાઈ ગયું. એનો આનંદી સ્વભાવ ધીમે ધીમે અલોપ થતો ગયો.

લ્યુસીનું આનંદ કલ્લોલ કરતું નાનું નિવાસગૃહ વધારે દુઃખીઆરૂં થતું ગયું. પાશવ વૃત્તિનો પતિ એકજ હઠ લઇને બેઠો હતો. વહેપારીને ત્યાંથી ડીપોઝીટ પાછી લાવવાને લ્યુસીને ત્રાસ આપી રહ્યો હતો. લ્યુસી તેમ કરવાની ચોખ્ખી ના પાડતી હતી. લોન્સડેલને તો મદિરાપાન માટે તાલાવેલી લાગી હતી. કાલે આવતી વિપત્તિ ભલે આજે આવીને ઉભી રહે, અને જેનું જેમ થવાનું હોય તેમ થાય, પણ એણે તો મદિરા મહાદેવીનુંજ આરાધન માંડયું હતું. એને તો એનુંજ ભજન લાગી રહ્યું હતું. એટલે નબળો માટી બૈયરપર શૂરો હોય તેમ અનાથ અબળાને એ સતાવવા લાગ્યો, ધમકાવવા લાગ્યો અને જેમ આવ્યું તેમ મોઢેથી બકવા લાગ્યો.

લ્યુસી પણ પતિના આવા વૈચિત્ર્યથી વિસ્મિત થઇ ગઈ હતી; છતાં એણે જરાએ નમ્યું ન આપ્યું. પતિના મદિરા પાન માટે પુત્રના મોંઢામાંથી કોળીઓ ખુંચી લેવો એ એનાથી ન બન્યું. એટલે પેલો પશુ વધારે ચીડાયો, રાતો બન્યો અને આખરે નિરાધાર નારીને ઠોકી પાડી બિચારીને એક એવી અડબોટ લગાવી દીધી કે નિશ્ચેષ્ટ જેવી થઇને એ ધરણી ઉપર ઢળી પડી. પતિને માટે પ્રાણ પાથરતી, પતિને પ્રેમવારિથી નવડાવતી એવી પતિપ્રાણા સ્ત્રીને એની અડગ સેવા બદલ આ નતીજો મળ્યો. ગરીબડો બાળક માતાને વાગ્યું જાણી એની પાસે દોડી ગયો, એને વળગી પડયો, અને ચીત્કાર નાખીને પુષ્કળ રડયો. વિંછીએ જાણે ડંખ માર્યો હોય, સર્પે જાણે દંશ દીધો હોય એવી વેદના હવે લોન્સડેલના

હૃદયમાં થવા લાગી. પશ્ચાત્તાપનો કીડો પાછો એના હૃદયમાં સળકી ઉઠયો અને એ ત્યાંથી નાસી છુટયો. પરંતુ આવા મનુષ્યનો પશ્ચાત્તાપ કેટલી ઘડી ટકે છે? પાછું એનું એજ. ક્રૂર ધણી વધારેને વધારે ધીટ બનતો ગયો. હતભાગી રમણી ઉપર હવે તો હાથ ઉપાડવો એને મન રમત થઇ પડી. વારે ઘડીએ દીન બાળાને આ દૈત્ય મારવા લાગ્યો. નિર્દોષતાના અવતાર જેવી શુદ્ધચરિતાને માર પડે એ કયો પાષાણહૃદયી સાંખી શકે?

આવો દારૂડીયો દારૂ પીને આવીને રોજ સ્ત્રીને મારે અને ભવાડા કરે અને ધાંધળ મચાવે; એટલે ઘરનાં માલીક પણ ત્રાસી ગયાં. તેમણે એક દિવસ લ્યુસીને સંભળાવી દીધું કે "આવું ધાંધળ અમને પરવડે નહિ. માટે તમે તમારે બીજું ઘર શોધી લેજો." "અરે પ્રભુ! એ અવળે પથે ન ચઢી ગયા હોત તો ઘરના માલીકને આવું કહેવા વખત આવત શાનો? માલીકે અમને હલકાં ગણ્યાં. અમારી આ શી સ્થિતિ? કાર્લાઈલ, શ્રીન્સબરી અને કેલેમાં એમનાં કેવાં માન હતાં એમની પ્રત્યે સર્વેને કેવું આદર હતું, બાળક અને મારા ઉપર એમની કેટલી પ્રીતિ. પડોશીઓ પણ એમનું અડખે શુકને કામ કરતા. ત્યાં એ એક આદર્શરૂપ ગણાતા. ત્યાં તો અમારા વિયોગે સૌને દુઃખ થતું હતું. ત્યારે અહિંઆં અમને ઘર ખાલી કરાવવાની પેરવી થાય છે. સમયનું કેવું અદ્‌ભુત પરિવર્તન?" આ પ્રમાણે લ્યુસીને મન ભૂતકાળ બધો સ્વપ્નવત થઈ રહ્યો. ભૂતકાળમાં એણે જે સુખ ભોગવ્યું તે કદાચ માયાજ હોઇ શકે. સત્ય તો નજ હોય એવી એને ખરેખરજ શંકા થઈ. "મારા ભલા ભોળા પતિ તે આમ કુમાર્ગે ચઢી જાય? નાના, આ બધી મને એક જાતની

ભ્રમણા થઈ લાગે છે. " આમ એ વિચાર કરવા લાગી પણ સત્ય કે મિથ્યા ઘટનાના સંશયનો મિથ્યા ભ્રમ એના મનમાંથી સરી ગયો. એણે આયનામાં પોતાની મુખાકૃતિ જોઇ તો એને જણાયું કે પોતે પહેલાંની લ્યુસી ન હોય. ઘડીવાર પોતાના પુત્ર સામું જોઇ રહી. આંસુ ભરી આંખે સુકાઇ ગયેલા પુત્રને નીહાળ્યો. પતિ પોતાને માર મારતો એના સોળ પણ એના શરીર ઉપર ચોખ્ખા દેખાતા હતા; અને એના અંગ ઉપરના ઉઝરડા પણ એની ખરી સ્થિતિનું બ્યાન આપી રહ્યા હતા. ઘરના માલીકે પણ એના પતિના વર્તનને લીધે એને ઘર ખાલી કરવાનું સંભળાવી દીધું હતું, તે એણે કાનોકાન સાંભળ્યું હતું. તેના રણકા એના કાનમાં તાજાજ હતા. આ બધી હાથ કંકણ જેવી સ્થિતિને સાબીતીની આરસી શી જોઇએ ? બધીએ ઘટના સત્ય બની રહી હતી. દરિદ્રતા પણ છાયાની માફક એની જોડેને જોડેજ ફરવા લાગી. એને ચારે બાજુથી વીંટી લેવા માંડી અને એનાં નયન સમક્ષ મરનારના રૂહની માફક ખડીને ખડી હોય એમ એને જણાતું. હવે તો લ્યુસીના ભૂતકાળના સુખને અને એને હજારો ગાઉનાં છેટાં પડી ગયાં હતાં. તે સુખ તો સ્મરણ રૂપેજ અવશેષ રહ્યાં હતાં.

આખરે ઘર બદલીને બીજી એથી પણ હલકા ભાડાની ઘણી હલકી ઓરડી લ્યુસીને ભાડે રાખવી પડી, અને તે પણ સૌથી ઉપલે માળ એક નાની ખોલી મળી. જોડે જોડે બીજી નાની નાની ખોલીઓ હતી અને તેમાં બીજા ભાડુતો વસતા હતા. ખોલી તો ભાડાના પ્રમાણમાંજ હતી; છતાં મહેનતુ અને ખંતીલી સ્વચ્છતાપ્રિય લ્યુસી તેને વાળી ઝુડીને સ્વચ્છ રાખતી, બધી વસ્તુઓ એ કાળજી અને

સફાઈથી ગોઠવતી હતી અને દોડામાં થોડા ખરચે પણ ખરાબમાં ખરાબ ખોલી જેમ બને તેમ સારી દેખાય તેની એ વ્યવસ્થા કરતી હતી. ઘણી ચીવટ રાખીને વેચાતું કામ લાવતી, તે રાત દહાડો વેઠીને તૈયાર કરતી અને માંડ માંડ તેમાંથી ઘરનો નિભાવ કરતી હતી. છોકરાનાં અને પોતાનાં કપડાં હવે તો સાધારણ જેવાં યે નહોતાં; પરંતુ એની કાળજીથી એજ કપડાં સાધારણ જેવાં રહેતાં હતાં. બાકી એની જાળવણી ન હોય તો એક ભિખારી કરતાં પણ બુરાં કપડાં એમને પહેરવાં પડે. લોન્સડેલ પણ પોતાની આ નવી ખોલી જોઇને વિદીર્ણ તો થઇ ગયો.

આનું કારણ પોતેજ હતો એ પણ તે સમજી ગયો; પરંતુ પશ્ચાત્તાપ તો એને સલામાલેકુમ કરી ગયો હતો એટલે પછી લ્યુસીની મનોવ્યથાનો વિચાર તો એને આકાશકુસુમવતજ હતો. એકાદ શીલીંગ પડાવીને એ તો એને પથે પડયો. હેવાનીઅત ખસલતગા હવે એ હેવાનજ બની રહ્યો હતો. એની મનોવૃત્તિઓ ઘસાઇ ઘસાઇને બુઠ્ઠી બની ગઈ હતી. કામદાર વર્ગની સભામાં નિર્દોષો ઉપર આક્રમણ કરવાને માટે તે દિવસે તે પસ્તાતો હતો, ખિન્ન થયો હતો; પણ અત્યારે જો એવો પ્રસંગ ફરી પ્રાપ્ત થાય તો એજ નિર્દોષો ઉપર આક્રમણ કરતાં એનું મન જરાએ પાછું પડે નહિ એટલો બધો પાષાણહૃદયી એ બની ગયો હતો. એના મગજ સાથે એનું શરીર પણ ઘસાતું જતું હતું. એના મુખ ઉપર જે સુંદરતા, જે મનોહરતા હતી તે બધી ચાલી ગઈ. એનું આરોગ્ય બગડવા લાગ્યું. એને વારંવાર મોઢામાંથી લોહી પડતું. એનાં ફેફસાં બગડયાં હતાં. એની ઝાંઘમાં એને તીવ્ર વેદના થતી હતી. મૂળે તો એને બેસારે

ફટકાની સજા થયેલી એટલે કોઈ કોઈ વાર આખું શરીર કળી આવતું અને કંમરમાં દુઃખાવો થઇ આવતો. પણ દારૂના છંદથી આ વેદના ઘણી વધી પડી હતી. એના તન અને મન બન્નેમાં કોવાણ લાગવા માંડયું હતું. બન્ને ખવાતાં જતાં હતાં. પોતાને હાથેજ પોતાના મૃત્યુનું એ આવાહન કરી રહ્યો હતો અને તેના પાર્શ્વચર જેવી દરિદ્રતા તો એને મૃત્યુના માર્ગે મોકલવા ક્યારનીએ અડંગા નાખીને પડી હતી. મદિરાભક્તની ભક્તિનું આ પરિણામ ?

પોતાની આવી હજારો જાતની પોતાને પડી હતી છતાં "પતિની આ દશા છે તો પિતાની પણ કોણે જાણે કેવી એ દશા હશે તેનો વિચાર પિતૃભક્ત પુત્રીને આવ્યા વગર ન રહ્યો. ગીડ-સેટનમાં પિતાનો કેસ ચાલી ગયા પછી મી. ડેવિસ તરફથી એને કાંઇ ખાતમી નહોતી મળી. એટલે એને એમ થયા કરતું કે "એ શું કરતા હશે ? એ પણ અડંગ દારૂડીઆ બની ગયા હશે ?" એવો ભય એના મનને ડરાવ્યા કરતો હતો.

ચાલતું વર્ષ પુરૂં થતું હતું. નાતાલ આવી પહોંચી. એવામાં એક દિવસ કેટલીક ખરીદી કરવા લ્યુસી એક દુકાને ગઇ. ત્યાં એના જેવાં બીજાં બે ઘરાક ઉભાં હતાં તેઓ એના પિતા વિષે વાત કરી રહ્યાં હતાં. એ ઉપરથી લ્યુસીને ખબર પડી કે કેસ પુરો થયા પછી મી. ડેવિસ કોવેન્ટ્રીમાં જઇને રહ્યો છે. ત્યાં એણે ઉત્તમ પ્રકારનો બંગલો રાખ્યો છે. સરા બોડકીન્સને એણે ફરીથી પાછી પોતાની પાસે રાખી લીધી છે અને દારૂમાં રચ્યો પચ્યો રહે છે." એની પાસે પહેલાંની કેટલીક મીલકત હતી અને આ કેસમાં નુકસાની તરીકે એને ઘણી મોટી રકમ મળી તેથી એની આર્થિક

સ્થિતિ ઘણી સુધરી ગઇ છે. એટલે જો એ આ બુરા છંદે ન ચઢી ગયો હોત તો સભ્ય મંડળીમાં એ ભોભાદાર અને આબરૂદાર ગણાત.

લ્યુસી આ વાત સાંભળીને પોતાની ખોલીમાં પાછી આવી. વિચાર કરવા લાગી કે "અત્યારે પિતાની આર્થિક સ્થિતિ સારી છે. જો એ ધારે તો મારું દારિદ્ર ફેડવાને મને સહાય કરી શકે. પરંતુ એમના મનમાં મારે માટે ક્યાં જરાએ લાગણી રહી છે. એમની મરજી વિરૂદ્ધનાં લગ્નથી તો મારી આ દશા થઇ."

આટલો સહેજ વિચાર પતિની વિરૂધ્ધ ગણી શકાય તો તે એને આવી ગયો; પણ તેટલોજ વિચાર. એથી વિશેષ વિચારને એના હૃદયમાં સ્થાન ન મળ્યું. એને તરતજ બીજો વિચાર આવ્યો કે "પિતાની મરજી વિરૂધ્ધ મેં બીજા સાથે લગ્ન કર્યું તેટલીજ પિતાની અવજ્ઞાથી મારી આ દશા થઇ હોય એમ તો નજ બને; અને એ અવજ્ઞા તરીકે પણ ન ગણી શકાય." ગમે તેમ હો પણ પિતા સાથે સંધિ કરવાને એને ઉલટ થઈ આવી. "ભલે પિતા પૈસા નહિ આપે; પણ મારા જખમાયલા જીગરને એમના આશ્વાસનથી શાંતિ તો મળશે." એ વિચારે એણે એક કાગળ પણ એના પિતાને લખ્યો પણ તેનો કશોયે જવાબ આવ્યો નહિ; એથી એનો જખમ રૂઝાવાને બદલે વધારે તીવ્ર થયો.

"કાલે તો નાતાલનો તહેવાર છે. મારા પ્રિયતમ આ સપરમે દહાડે અહિં આવશે ખરા. અમે બધાં કાલે સાથે બેસીને આનંદથી જમીએ તો કેવું સારૂં."

આજ વિચાર કરતી વલ્લભા બેઠી હતી. બિચારીએ નાતાલના તહેવાર માટે રાત્ત વેઠીને કામ કરીને થોડાક પૈસા એકઠા કરી

રાખ્યા હતા. પોતાના વ્હાલા વલ્લભને કાલે તો ખાસ આમંત્રણ કરીને બોલાવવો, સારૂં જેવું ભોજન બનાવવું, સાથે બેસીને મોજમાં જમવું; એટલે સોરાઇ રહેલા પુત્રને પણ આનંદ થાય અને પોતાના બારા સંસારની કાંઇ બારાટ જાય; એમ ધારીને પતિની રાહ જોઇને બેસી રહી હતી. ચાર વાગ્યા પણ ફ્રેડરિક ન આવ્યો, પાંચ છ થયા. છેવટે સંધ્યાકાળ થઇ પણ એ ન જણાયો; એટલે હવે એ નહિ આવે એમ ધારીને બજારમાં કેટલીક ચીજો લેવાની હતી તેથી તૈયાર થઇને એ બહાર જતી હતી. એટલામાં અર્ધ છાકટાવસ્ દશામાં ફ્રેડરિક આવી પહોંચ્યો; અને આવીને તરત એણે પૂછયું કે, "કેમ કાંઇ પૈસા બૈસા છે કે !" સરળ હૃદયા લ્યુસી અસત્ય બોલવાનું તો શીખીજ નહોતી. કોઇને નહિ તો પછી પતિને તો અસત્ય કહેજ કેમ? નિખાલસપણે એણે જણાવી દીધું કે "મારી પાસે પાંચ શીલીંગ છે. કાલે નાતાલનો તહેવાર છે માટે આપણે બધાં ભેગાંજ જમીશું. તમે અહિં આવજો. કાલને માટે જોઇતી ચીજો અત્યારે હું લેવા જાઉં છું."

"હવે રાત પડી જવા આવી; એટલે તું શું કામ બહાર નીકળે? અંધારૂં થઇ ગયું છે. રસ્તામાં કોઇ દુર્જન મળે અને તને પજવે એવું શું કામ કરીએ? કાલે હું અહિંજ જમવાનો છું. જોડે બેસીને જમવાની મોજ પડશે. લાવને હુંજ જાઉં છું. બજારમાંથી જે જોઇતું હશે તે લેતો આવીશ. લાવ પૈસા, હું લેતો આવું."

લ્યુસીએ જાણ્યું કે પતિના હાથમાં પૈસા ગયા તો પાછા આવવાની આશા નથી. પરંતુ એણે પોતાનો એ મનોગત વિચાર જરાએ બહાર જણાવા દીધો નહિ. એણે એને પૈસા આપી દીધા.

"બધી ચીજો લઇને હમણાં અધા કલાકમાં હુ આવી પહોંચું છું" એમ કહીને ફ્રેડરિક પૈસા લઇને ગયો તે ગયો. અર્ધો કલાક થયો, બે કલાક, ત્રણ કલાક વહી ગયા; પણ લોન્સડેલ શાનો પાછો આવે? લ્યુસીને હવે ખાતરી થઈ કે પૈસા તો ગયાજ: આપ્યા ત્યારથીજ ગયા હતાં; પણ કાંઇક આશા હતી તે એ હવે તો નષ્ટ થઈ ગઇ. બસ થઇ ચુક્યું. એ પૈસા તો પીઠામાં પેસી ગયા. ગરીબ ગૃહિણી અને હતભાગી પુત્ર બન્નેને કર્મે તહેવારને દિવસે પણ ભુખે ઠોકરાવાનુંજ લખ્યું હશે. પાંચે શીલીંગ પતિને પધરાવી દીધા. બાકી કશું પણ રહેવા દીધું નહોતું. એક એવું વસ્ત્ર પણ નહોતું કે જે ગીરવી મુકીને પણ પૈસા લવાય. પોતાની ખોલીમાં રસોડામાં ફક્ત થોડી રોટલી સિવાય કાંઇ નહોતું. ઘરમાં નહોતી ચા, દૂધ કે ખાંડ. કોલસાયે નહોતા. ટાઢ પણ કરી જવાય એવી હતી. શરીરમાં ગરમાટોએ શાનાથી કરે? લ્યુસીનું મગજ ભમી ગયું હતું; છતાં કામ ઉપર બેઠી. એમાંએ એનું મન ન પરોવાયું. આ વખતે પૈસા લઈ જઇને લોન્સડેલે એના કટ્ટા શત્રુની ગરજ સારી હતી; એટલે પોતાના પતિની નિર્દયતાથી એ હતાશ અને નિઃસત્વ–શકિતહીન બની ગઈ હતી. તહેવારને દિવસે પોતે તો ગમે તેવું લુખું સુકું ખાઇને પણ ચલાવી લેશે, પણ બાળકનું શું? એને તો એણે એક અઠવાડીઆથી આશા આપી હતી કે "ભાઇ, આપણે નાતાલને દિવસે સારૂં સારૂં જમવાનું કરીશું." એટલે છોકરો તો અઠવાડીઆથી તાનમાં હતો. કાલે તેમાંનું કશું યે નહિ દેખે એટલે એનું દયામણું મુખ લ્યુસીના વ્હાલસોયા હૃદયને ચીરી નાખે એમાં શું આશ્ચર્ય?

નાતાલ એમને મન તાલ વગરનોજ દિવસ થઇ ગયો. આશા-

ને સ્થાને નિરાશા, આનંદને સ્થાને શોક બન્ને મા દીકરાને સાલી રહ્યાં. આજે પતિએ પણ દેખા ન દીધી. શું મોઢું લઇને આવે? અને શું ખાવાનું હતું તે ખાવા આવે? અપવારીને ઘેર ઢોકળાં ક્યાં? ખાવાનું તો રહ્યું પણ ઠરી જવાય એવી ટાઢ પડતી હતી છતાં તાપવાને સગડીમાં દેવતા એ નહોતો. ઘરમાં બેઠાં બેઠાંજ ઠરી જવાતું હતું તો બહાર જવાની તો વાતજ શી? લ્યુસીથી તે દિવસે પ્રભુ પ્રાર્થના અર્થે દેવળમાં પણ ન જઇ શકાયું. આખો દિવસ પોતાના પુત્રને ટાઢ ન વાય માટે એને ઓરાઢીને ખોળામાં લઇને બેસી રહી. છોકરાને છાતી સરસો ચાંપતી હતી અને પોતે ટાઢથી ધ્રુજ્યા કરતી હતી. આજે વાસી રોટલો અને તરસ મટાડવા પાણી એજ એમનું અનુપમ ભોજન હતું. તે પણ લ્યુસીનાં ઉનાં આંસુડાંનું મિશ્રિત બન્યું હતું.

તાલ વગરની નાતાલ ગઈ અને એને એક અઠવાડીયું પણ થઇ ગયું. છતાં લોન્સડેલ ન દેખાયો. એને માટે લ્યુસીને ચિંતા થવા લાગી અને એની તપાસ કાઢવા બેરેકમાં જવાનો એને વિચાર થયો. પણ પહેલાં બે ચાર વખત લોન્સડેલ નહિ આવેલો તે વખતે એની ખબર કાઢવા એ ત્યાં ગઈ હતી તેથી લોન્સડેલ એના ઉપર ઘણો ગુસ્સે થયો હતો; અને ફરીથી અહિં કોઇ દિવસ ન આવવું એમ કહ્યું હતું. એટલે આ વખતે ત્યાં જવાની એની હિંમત નહોતી ચાલતી. પણ આ વખતે તો અઠવાડીયું થઇ ગયું છતાં એ ન જણાયો, તેથી ગમે તેમ થાય તોયે એની ખબર લેવા જવાનો એણે મન સાથે નિશ્ચય કરી દીધો. લ્યુસી આવા ઠરાવ ઉપર આવી

એટલામાં તો ફ્રેડરિક એકદમ ખોલીમાં દાખલ થયો અને તે દિવસે એનાથી કેમ ન અવાયું તેનું એણે બાનું ખોળી રાખ્યું હતું, એટલે એ બોલ્યો: " નાતાળને આગલે દિવસે રાતે હું તારી પાસેથી પૈસા લઇને નીકળ્યો તો ખરો; પણ રસ્તામાં મને કોઇએ લુંટી લીધો એટલે પછી વીલે મોઢે મારાથી શી રીતે પાછું અવાય ? "

લ્યુસીએ કશોયે જવાબ ન વાળ્યો. ફ્રેડરિક સમજી ગયો કે પોતાની બનાવટ પેશ નથી ગઇ એટલે એ ધુંધવાઈ ગયો અને એની સાથે કલહ કરવાનાં છિદ્ર શોધવા લાગ્યો. એ ગમે તેમ બોલવા લાગ્યો; પણ આ સરલા દેવી જેવી સરલા મૂગે મોઢે પતિના ઝાંસા સાંભળી રહી અને જરાએ ક્રોધ ન કર્યો. એ તો વિનીત સ્વરે વિનવવા લાગી કે, " શું કામ આટલા બધા આકળા થાઓ છો ? મેં તમને શું કહ્યું છે તે ગુસ્સે થઇ જાવ છો? શાંત પડો. " ત્યારે આ અક્કલના અજીરણે એને એવો જવાબ આપ્યો કે " તને મારી સાથે ન પાલવતું હોય તો તારે સુઝે તેમ કરી લે. ચાલ, મને પેલી ડીપોઝીટ પાછી લાવી આપ. "

લ્યુસીએ આ વખતે પણ તેમ કરવાની ના પાડી એટલે આ નર રાક્ષસે ઉપડતાંકને આ રંક સમાને ગાલ ઉપર એવો જોરથી તમાચો લગાવી દીધો કે આ નાજુક વેલ નિશ્ચેષ્ટ થઇને ધરણી ઉપર ઢળી પડી. થોડીવારે એને ભાન આવ્યું. આંખો ઉઘાડીને જોયું તો પોતાનો કુમળો બાળક એને બાઝી પડીને ઘોર આક્રંદ કરી રહ્યો હતો. અત્યારે એનું હૃદય ફાટી પડતું હતું; છતાં પોતાના બાળકને સમજાવી પટાવીને એ છાનો રાખવા મથી રહી હતી. છોકરો છાનો રહ્યો એટલે માતાને કહેવા લાગ્યો કે " મમા, મમા,

તારૂં અહિં બધું પડેલું હતું તે પપા ઉઠાવી ગયા."

લ્યુસી કાંઇ સમજી નહિ એટલે બાળકને ફરી પૂછ્યું " બેટા, શું ઉઠાવી ગયા ?"

" મમા, તું પેલું કામ કરતી હતી ને ?"

સર્પદંશ થયો હોય તેમ લ્યુસી આ સાંભળીને એકદમ ચમકી. એક ક્ષણમાં વસ્તુ સ્થિતિની એને ખબર પડી ગઇ. પોતાનો સર્વ-નાશ, વિનિપાત થયેલો એને જણાયો. હાંફલી ફાંફલી માથે ટોપી ઘાલીને એ ખોલીની બહાર નીકળી પડી. ફ્રેડીને પડોશી પાસે મુકીને વેગ ભરી એ વેપારીને ત્યાં દોડી. એનો ભય ખરો પડયો. લ્યુસીએ અડધું કરેલું કામ ઘરમાંથી ફ્રેડરિક લઇ ગયો. લ્યુસીના નામનો ખોટો કાગળ બનાવ્યો. એની ખોટી સહી કરી અને વેપારીને અધુરૂં રહેલું કામ તથા કાગળ એણે આપી દીધાં. વેપારીએ તો કાગળ લઇને ડીપોઝીટના બે પાઉંડ ફ્રેડરિકને આપી દીધા. પતિના આ કાર્યથી રંક લ્યુસીના હૃદયમાં કેટલો અને કેવો વજ્રપ્રહાર થયો હશે, એની કેટલી બધી કરૂણાજનક અને દયામણી સ્થિતિ થઇ હશે એનો પાર પામવાની અમારામાં તો શક્તિ નથી. એનું અનુમાન કરવાનું અમે અમારા સુજ્ઞ વાંચનાર ઉપરજ છોડીએ છીએ. વેપારી-ના લ્યુસીએ ઘણા કાલાવાલા કર્યા; પણ હવે એને વેપારીએ અધુરૂં રહેલું કામ પાછું ન આપ્યું. પૈસાનાજ સગા એવા સ્વાર્થી વેપારીને દયા શાની આવે ? ડીપોઝીટ વગર કોઇને પણ કામ ન આપવું એવો એમનો તો ધારો હતો. એટલે એ ધારાને લ્યુસી જેવીની ખાતર એ તોડે એવો સુંવાળો એ નહોતો. આટલો બધો વખત આ બાઇએ એટલી બધી કાળજી રાખીને એનું કેટલુંયે કામ કર્યું

હતું; છતાં એ વાત એને ગળે ન ઉતરી. અધુરામાં પુરૂં લોન્સડેલે આ વેપારીને પજવવામાં બાકીએ નહોતી રાખી. એની દુકાને જઇને એ વારંવાર ધાંધળ મચાવતો હતો તેથી એ કંટાળીજ ગયો હતો; અને હવે ડીપોઝીટ આપી દીધી એટલે જાણે એની કાશ ગઇ એમ જાણીને વેપારીને તો સંતોષ થયો. એની દુકાને તો હવે ધાંધળ થતું મટયું.

આ નિર્ભાગી બાળાનું હૃદય તુટી પડયું હતું. અર્ધ મરણાવસ્થાની સ્થિતિમાં ધસડાતી ધસડાતી એ ઘર તરફ વળી. એનું માથું ભમી ગયું હતું. એને ફેર આવવા લાગ્યા. જાણે હમણાં પડશે, એમ એને થઇ ગયું. ભરદરિયે આ બિચારીનું વહાણ ભાગી પડયું. નૌકાના કટકા થઇ ગયા હતા. એક પાટીઆ ઉપર આધાર રાખીને માઝા પાણીમાં ડુબકાં ખાતી ખાતી પણ તરતી હતી. હાય, એ પાટીઆનો આધાર પણ જતો રહ્યો. ડુબતી બચવા તણખલાને બાઝી રહી હતી. તે તણખલાને પણ નિર્દયે ખેંચી લીધું. ઓ પ્રભુ હવે કેમ થાય ? આ માઝા વગરનાં પાણીમાં ડુબતાં તારા વગર કોણ ઉગારે ? અરે એ તો ડુબશે તો ડુબશે; પણ કળીમાં ખીલતું સુવાસ આપતું મીઠું અને મધુરૂં એનું કોમળ પુષ્પ સમું બાળક ! તેના સામું તો જો. બચાવ, બચાવ; નહિ તો બન્ને તળીએ ગરકાવ થઇ જશે અને ભૂગર્ભની અનંતતામાં વિલીન થઇને સંસાર પટ પરથી વિલુપ્ત થઇ જશે.

---

# પ્રકરણ ૩૯ મુ.

## પૂર્ણ વિનીપાત.

સવાર પડે ત્યાંથી હ્યુસી કામને માટે દુકાને દુકાને ભટકતી દરેક વેપારી પાસે જવા લાગી અને પોતાને કામ આપવા કાલાવાલા કરવા લાગી. "પ્રભુની ખાતર મને કામ આપો. મારા બાળકનું અને મારૂં જીવન ટકાવવા મને કામ આપો. મારા ઉપર વિશ્વાસ રાખો. હું નિયમિત રીતે કામ કરી આપીશ. બહુ કાળજી પૂર્વક તમારૂં કામ કરીશ. તમારી મરજીમાં આવે તે પ્રમાણેના દામ મને આપજો; પણ દયા કરીને મને કામ આપો. હું ઉદ્યમ કરીને પેટ પુરતુંજ માગું છું."

આના જવાબમાં એને સામો ગુંચવનારો પ્રશ્ન પુછાતો કે, "તારી પાસે ડીપોઝીટ આપવાની છે?"

જવાબમાં એ નકાર વિના બીજું શું કહી શકે? એની પાસે પ્રમાણિકતા અને સદ્વર્તન એ બે ઉત્તમ પ્રકારનાં પ્રમાણ પત્રો હતાં. એ બે પ્રમાણ પત્રો લાખો રૂપીઆની ડીપોઝીટની ગરજ સારે એવાં હતાં. પરંતુ આ નાણાં શાસ્ત્રીઓને એ પ્રમાણ પત્રોની કશીએ કિંમત નહોતી. એમને તો નાણાંજ એમનો દેવ હતો; એટલે નાણાં વગર એ કાંઈ સાંભળે એવા નહોતા. ઉપલા બે પ્રમાણ પત્રો સિવાય એની પાસે ત્રીજું પણ બળવાન પ્રમાણ પત્ર હતું.

એ મી. ડેવિસ, તે સર આર્ચિબોલ્ડના બેલીફની પુત્રી હતી. સર આર્ચિબોલ્ડના બેલીફ તરીકે મી. ડેવિસને મીડલેટનમાં ઘણું ઓળખાણ હતું.

પરંતુ મી. ડેવિસની પુત્રી તરીકે પણ વેપારીઓએ એને કામ ન આપ્યું. એમને તો ડીપોઝીટનુંજ કામ હતું. વળી વિશેષમાં સવાલ એ ઉભો થતો કે, મી. ડેવિસ આવી સારી સ્થિતિમાં છે ત્યારે એણે એની પુત્રીને કેમ આવી દશામાં રહેવા દીધી હશે ? આ પ્રશ્ન એના વિરૂદ્ધમાં જતો હતો. એમાં કાંઈ ભેદ હશે એમ વેપારી અનુમાન કરતા; એટલે એ તો એવોજ જવાબ આપતા કે "અમારે મી. ડેવિસની પુત્રીને ના કહેવું પડે છે તેને માટે અમે દીલગીર છીએ; પણ અમારાથી એમાંનું કાંઇ બની શકે એમ નથી."

આ પ્રમાણે લ્યુસી જ્યાં જ્યાં ગઈ ત્યાં ત્યાં એને નિરાશા સિવાય કાંઇ ન મળ્યું. એનાં વસ્ત્રો એવાં ખરાબ થઇ ગયાં હતાં કે એ જોઇનેજ વેપારીઓને એનામાં વિશ્વાસ નહોતો બેસતો. છતાંએ એ તો ખોળા પાથરી પાથરીને, આજીજી કરી કરીને ઠેરઠેર કામ માગવા લાગી. પરંતુ આ દયાનો અને ધર્મનો ઉપદેશ આપનારો દેશ પૈસામાંજ દયા અને ધર્મ આવી રહેલાં માનતો હતો; એટલે એ દેશના વેપારીઓમાં દયા અને ધર્મની યથાર્થ સ્થિતિની શી આશા રાખી શકાય ? આ દ્રવ્યના ઉપાસકોએ આ શુદ્ધ ચરિતાના મુખલક્ષણનું જરાએ નિરીક્ષણ કર્યું હોત, તો એમને જણાત કે એના મુખ ઉપર નિર્દોષતાનું નિર્દોષ નૃત્ય તનમનાટ કરી રહેલું હતું. પ્રમાણિકતાની પરિમલથી એનું સર્વાંગ બહેક બહેક મારી રહ્યું હતું. એની વિશુદ્ધ શુદ્ધતાના એનાં શરીરમાંથી ફુવારા ફુટી રહ્યા હતા. એના નયનમાં સત્ય અને સરળતાનું ઓજસ ઝગારા મારી રહ્યું હતું. પણ આવું નિરીક્ષણ કરવાની એ વ્યવસાયી વેપારી-ઓને જરાએ ફુરસદ નહોતી; પરવાએ નહોતી. ક્યાંય એનાં એવાં

મુખલક્ષણુનો એ પાર પણુ પામ્યા હોત, તોયે અમે ઉપર કહી ગયા તેમ એ વ્યવહારદક્ષ મનુષ્યોને "પૈસો મારો પરમેશ્વર ને હું પૈસાનો દાસ;" એ ન્યાયે આવી ઉત્તમ ચારિત્ર્યશીલાની જીવંત મૂર્તિ ઉપર જરાએ દયા નજ આવત.

અઠવાડીઆ સુધી એણે આમને આમ ફાંફાં માર્યાં કર્યાં; પણુ સર્વ મિથ્યા. પ્રાણુ અને દેહનો સંબંધ ટકાવી રાખવાને.પોતાનાં રહ્યાં સહ્યાં ફાલતુ કપડાં મુકીને એણે પૈસા મેળવ્યા. અઠવાડીઆનું ખોલીનું ભાડું ચઢયું હતું તે પણુ મહા મુશ્કેલીએ એણે એમાંથી આપ્યું. પણુ હવે તો એની પાસે કશુંયે બાકી ન રહ્યું. દરિદ્રતા ડાકણે એને પુરેપુરી ચુસી લીધી અને આત્મઘાતના ભયંકર વિચારો એને આવવા લાગ્યા. ઘડી ઘડીમાં એનું મન એ તરફ ઢળતું, મહા પરાણે મનને નિવારતી, પણ એના એજ વિચારોએ એને ગાંડી કરી મુકી. યંત્રવત્ એ પ્રયાસ કરી રહી હતી પણુ દેહનું ભાન ભુલી બેઠી હતી. એને જીવન સાથે ભીષણુ સંગ્રામ ચાલી રહ્યો હતો. બન્ને વચ્ચે તુમુલ યુદ્ધ થઇ રહ્યું હતું. પતિએ પણુ ડીપો-ઝીટની રકમ લઈ ગયા પછી દેખા દીધી નહોતી એટલે એ ચિંતા પણુ એને બાળી મુકતી હતી. આખરે લોન્સડેલ વળી પાછો એક દિવસ દેખાયો.

લ્યુસીએ પોતાની વીતક વાર્તા એને કહી સંભળાવી. બાળકના દુઃખની પરિસીમાનો એને પરિચય કરાવ્યો. આ સાંભળીને લોન્સ-ડેલના મનને પરિતાપ તો થયો પણુ તે અલ્પ સમયજ ટકયો. પછી એણે કહ્યું કે "આવું દુઃખ પડે છે તો તારા પિતાને મળ. મેં સાંભળ્યું છે કે એની સ્થિતિ ઘણી સારી છે. હવે એ કોવેન્ટ્રી

રહે છે." અશ્રુ વરસાવતી લ્યુસી બોલી "મેં તે પણ પ્રયત્ન કરી જોયો. તેમને મેં કાગળ લખ્યો; પણ તેનો કશોયે ઉત્તર નથી."

"અત્યારે તો હું શું કરૂં. મને કાંઇ એમાં રસ્તો જડતો નથી. તે દિવસે મારે પૈસા જોઇતા હતા એટલે તારા નામનો કાગળ લખીને હું પૈસા લઇ આવ્યો અને તેમ કરવામાં મેં કાંઇ ખોટું કર્યું નથી. ક્યાં બીજાના નામનો કાગળ લખ્યો હતો ? મારી સ્ત્રીના નામનોજ કાગળ લખ્યો હતો? તેમાં આમ રડવા શાની બેઠી છે ?"

"ફ્રેડરિક, હું રડું નહિ તો શું કરૂં ? તમે વેપારીને ત્યાંથી ડીપોઝીટની રકમ લઇ આવ્યા તે વખતે તમને એમ પણ ન થયું કે, આમ કરવાથી તમે તમારાજ વ્હાલા બાળકના મોઢામાંથી કોળીઓ કઢાવો છે ?"

"આમ તારે મને ઉપાલંભજ આપવો હોય તો હું અહિં રહેવા માગતો નથી." એમ કહીને ઉઠીને એ જતો રહેવાની તૈયારી કરતો હતો; એટલે અર્ધ સ્વરે લ્યુસી બોલી "પ્રભુની ખાતર આમ ન કરો. આમ અમને વહેતાં મુકીને શું ચાલ્યા જાવ છો ? તમે જે કર્યું તે ઠીક કર્યું. મારી તો તમને ક્ષમાજ છે; પણ હવે મારે શું કરવું તેનો તો માર્ગ બતાવો."

આ સાંભળીને ફ્રેડરિકનો મીજાસ સાતમે આસમાને ચઢી ગયો. "શું તારી ક્ષમા ? તારા પતિને તું ક્ષમા આપનારી ? ફરીથી આમ બોલી તો યાદ રાખજે–" એમ કહીને મુક્કી ઉગામતો લ્યુસીને મારવા તડ્યો; એટલે નાનો ફ્રેડી પોતાની માતાને બચાવી લેવાને માતા અને પિતાની વચ્ચે આવીને ઉભો રહ્યો અને કરૂણોત્પાદક સ્વરે પિતાને કહેવા લાગ્યો: "પપા, મહેરબાની કરીને

બિચારી મારી માતાને ન મારો. જવા દો." આટલું બોલતાની સાથે તો "જારે ટીચકા, ટળને અહિંથી." એમ દાંત કચકચાવીને બોલતાં બોલતાં ક્રોધ કરીને બિચારા બાળકને એક લાત મારીને ફેંકી દીધો અને તરત ચાલ્યો ગયો.

લ્યુસીથી આ ન જોઇ શકાયું. પોતાના નિર્દોષ બાળકને આમ ઘાતકીપણે લાત મારીને ફેંકી દીધો એટલે એણે તરતજ એને પોતાની પાસે ખેંચી લીધો, પોતાની છાતી સરસો ચાંપ્યો અને સ્વગતજ ડુસકે ડુસકે રડતી રડતી બોલવા લાગી:

"ઓ મારા ગરીબડા દીકરા, મારાથી બધું સહન થશે પણ તને માર પડે એ મારાથી કેમ જોયું જાય ? આ તો હદ વળી ગઈ."

આ ગમગીન બનાવ બન્યા પછી બપોરે બે વાગે લોન્સડેલ પોતાના ક્વાર્ટર્સમાં જવા નીકળ્યો. લ્યુસીએ જો કાંઈ પાછા પૈસા મેળવ્યા હોય તો તે ઉપર તરાપ મારવા એ અહિં આવ્યો હતો; પણ પોતાની એ ઉમેદ તો પાર ન પડી; એટલે નિરાશાથી એનું હેવાનીઅતપણું વધી પડયું હતું. ડીપોઝીટના બે પાઉંડ તો દારૂની ગરમીમાં ક્યારનાએ ગળી ગયા હતા; એટલે હવે પાછું મદિરાલોલુપ મન મદિરાની વધારે લાલસા કરવા લાગ્યું. પણ પાસે પૈસા નહોતા એટલે હવે એ વધારે કલુષિત થઇ ગયો. પોતાનું શું થશે તેની એને જરાએ દરકાર ન રહી. કોઇ પણ રસ્તે મદિરાપાન માટ પૈસા તો મેળવવાજ. ગમે તેની પાસેથી ઉછીના લેવા એવા વિચાર કરતો એ ચાલતો હતો અને એક ખુણે વળવાનું આવતાં તે બાજુએ વળવા જતાં એ સાર્જંટ મેજોર લેંગલી સાથે અથડાઈ પડયો. એટલે લેંગલીનું પાકી આવ્યું અને તે બોલી ઉઠયો. "લુચ્ચા, દેખાતું

નથી? જોઇને ચાલતાં શું થાય છે? બદમાસ ચોરટા, તું જાણી જોઇનેજ મને અથડાઇ પડયો છે."

"મારે તમને જાણી જોઇને શું કામ અથડાઈ પડવું પડે? મેં તમને જોયાજ નહોતા. આ બાજુએ દીવાલ હતી એટલે શી રીતે દેખાય? દીવાલમાંથી તમને દેખાતુ હોય તો કોણ જાણે. હું તો કહું છું કે તમેજ મને જાણી જોઇને અથડાઈ પડયા છો."

"રોજની માફક આજે પણ તું ઠાંસીને આવેલો લાગે છે તેથીજ આવા ઉદ્ધતવેડા કરે છે. ખરૂં કની?"

"મી. લેંગલી, તમારૂં અનુમાન ખોટું છે. આજે આખા દહાડામાં એક ટીપુ દારૂ પણ મારા પેટમાં પડયો નથી."

"રોજ તો તું દોઢશેર ઢીચી જાય છે. આખી રેજીમેન્ટમાં તારા જેવો અઠંગ પીનારો કોઈ નથી; અને આજે નથી પીધો એ શું કહેવાય? ત્યારે આજનો તો તારો સુભાગી દિવસ ગણી શકાય."

"તમે તમારી વાત ભુલી ગયા લાગો છો તેથીજ આમ બોલો છો. માનચેસ્ટરમાં સૈનિક વસતિગૃહના ચોગાનમાં (બેરેક યાર્ડમાં) તે દિવસે રાતે તમે ખરેખરા છાકટા થઇને પડી ગયા હતા, અને મેં તમને ઉઠાડીને તમારા સ્થાને પહોંચાડયા હતા તે વાત યાદ આવે છે કે?"

આ સત્ય વાત સાંભળીને લેંગલીનો મીજાસ એકદમ હાથથી ગયો અને પૂર્ણ પ્રકોપથી બોલી ઉઠયો: "બદમાસ, ચુપ રહે."

"બદમાસ તું, પાકા બદમાસનો શિરોમણિ, કાળાં કૃત્યોનો કરનારો તું બદમાસ, સર્વને ટપી જાય એવાં અઘોર કામ કરનાર

અઘોરી, જા તારાથી થાય તે કરી લે."

આ નાટક ભજવાતું હતું ત્યાં રેડબર્ન આવી પહોંચ્યો. "મી લેંગલી, આ બધું શું છે? આ ભિખારી તમારૂં અપમાન કરે છે?"

એમ કહીને આપણી વાર્તાના નાયક ઉપર એણે તિરસ્કાર ભરી દૃષ્ટિ ફેંકી. રેડબર્ને લૉન્સડેલને ભિખારી કહ્યો એ સાંભળીને એનું ભેજું ફાટી ગયું. ઉન્માદપૂર્ણ અવસ્થામાં "ભિખારી" એમ બોલતાંની સાથેજ રેડબર્નને એણે એક સખત ઝપાટો લગાવી દીધો અને એ ઝપાટાથી રેડબર્ન બે ચાર કદમ દૂર લથડતો લથડતો જઇ પડયો અને બોલ્યો "લેંગલી, એણે મને પ્રહાર કર્યો છે. એને ચોકી પહેરામાં લઇ જાવ."

લૉન્સડેલ ખરેખરો ઉશ્કેરાઈ ગયો હતો એટલે બોલ્યો: "અરે તારા જેવા ભલે ને બાર આવે, મને કોણ પકડી શકે એવું છે?" એમ બોલીને તરતજ લેંગલી પાસે જઇને બંદુકના કુંદાની અણી એણે લેંગલીના હાથમાં ઘોંચી દીધી. આ ઝપાઝપી ચાલતી હતી એટલામાં ત્યાં બધા એકઠા થઇ ગયા.

કેટલાક સૈનિકો પણ ત્યાં આવી લાગ્યા એટલે લેંગલીએ તેમને કહ્યું "આને પહેરામાં લઈ લો." આજ ક્ષણે લૉન્સડેલના સમજવામાં આવ્યું કે એણે ઘણું અવિચારી પગલું ભર્યું છે. એણે બંદુકનો કુંદો નીચે ફેંકી દીધો. કપાળ ઉપર હાથ ફેરવ્યો, મનમાં પસ્તાયો, બાળક અને પત્નીની મૂર્તિઓ એના નયન આગળ ખડી થઈ ગઈ. એટલે "પ્રભુ, પ્રભુ, મેં આ શું કર્યું?" એમ બોલતો બોલતો પેલા સૈનિકોને શરણ થઈ ગયો અને સખત પહેરામાં એને કેદી તરીકે રાખવામાં આવ્યો.

એજ સાંજે લ્યુસી પાછી બજારમાં ગઇ અને જે વેપારી એને અત્યાર સુધી કામ આપ્યા કરતો હતો, જેની પાસેથી લોન્સડેલ ડીપોઝીટ પાછી લઇ ગયો હતો તે વેપારીની પાસે ગઇ. બિચારી બધી બાજુથી ઘેરાઇ ગઇ હતી. બધાએ ના પાડી હતી એટલે "હજારો નિરાશામાં અમર આશા છુપાઇ છે" એ સુક્તને હૃદયમાં ધારતી ફરી એકવાર પ્રારબ્ધને અજમાવવા એજ વેપારી પાસે આવી; પણ અહિં એને રોકડુંજ પરખાવી દીધું કે " આમ વારે ઘડીએ માથું ન ખાઇજા. તારે માટે કાંઇ થઇ શકે એમ નથી."

એણે ફરીથી ખોળા પાથર્યા, કાકલુદી કરીને યાચના કરી, પ્રાર્થના કરી; પણ એ પ્રાર્થનાને જરાએ લક્ષમાં લીધા વગર એની કઠોર શબ્દમાં નિર્ભર્ત્સના કરીને એને વેપારીએ કાઢી મુકી. કપાળ કુટતી, પોતાના દુર્ભાગ્યને નિંદતી બિચારી પાછી જતી હતી એટલામાં સારા પોષાકવાળી આબરૂદાર જણાતી પચ્ચીસેક વર્ષની એક બાઇ એને મળી ગઇ અને તેણે એને બોલાવી: "કોણ મીસીસ લોન્સ-ડેલ, તમે છો ?"

પરિચિત સ્વર સાંભળીને આ બાઇ તરફ હર્ષથી જોતી જોતી લ્યુસી બોલી "કોણુ માર્થા ?" એમ કહીને એણે માર્થા સાથે પ્રેમથી હસ્તધૂનન કર્યું. માર્થાએ પોતાનો વૃત્તાંત લ્યુસીને કહી સંભળાવ્યો. એક નાના જમીનદારના આરૂદાર ગણાતા પુત્ર મી. સેલવીનને એ પરણી હતી અને મીડલેટનથી વિસેક માઇલ દૂર પોતાના પતિની જાગીરમાં એ રહેતી હતી. એને બે છોકરાં થયાં હતાં અને અત્યારે ઘણી સુખી હતી. લ્યુસીને તો દુઃખપૂર્ણ ઇતિહાસ કહેવાનો હતો એટલે માર્થાના જેટલા આનંદથી એનાથી પોતાનો

હેવાલ ન કહી શકાયો. પતિના વર્તન સંબંધી એ કાંઇ પણ ઇસારો કરવા માગતી નહોતી; એટલે માર્થા જે સવાલ પૂછતી તેના ટુંકા અને સંભાળીનેજ જવાબ આપતી હતી. પરંતુ પોતે ઘણી દુઃખી છે એ સ્વીકારતાં એની આંખમાં ખળખળ આંસુ આવી ગયાં. મીસીસ સેલવીનને લ્યુસીની ઘણી દયા આવી અને અંતઃકરણપૂર્વક પોતાની દીલસોજી જણાવીને કહેવા લાગી—

" બેન, મારા પતિ એમના એક મિત્રને ત્યાં ગયા છે અને મને પણ ત્યાં આવવાનું એ કહી ગયા છે તેથી હું ત્યાં જાઉં છું. મારે કેટલીક ખરીદી કરવાની હતી એટલે મને જરા વાર લાગી. મોડું થઇ ગયું એટલે એ મારી રાહ જોઇ રહ્યા હશે. હું હજુ સુધી નથી ગઇ એટલે એ વ્યગ્ર થતા હશે. હમે કાલે અહિંથી અમારે ઘેર જઈશું. અહિં તો અમારે હરઘડીએ આવવાનું થાય છે એટલે હવે આવીશ ત્યારે હું તમને પાછી મળીશ. મને જરા તમારૂં ઠેકાણું આપજો. બેન, તમારૂં હેત તો મારાથી જરાએ વિસરાય તેવું નથી. તમે મારા ઉપર કેટલી બધી માયા રાખતાં હતાં? વારૂ આપણા બન્ને વચ્ચેના પ્રેમના સ્મારકરૂપ આટલું સ્વીકારી મને આભારી કરશો. "

એમ કહેતાં કહેતાંમાં તો લ્યુસી ન જાણે તેમ આ ભલી બાઇએ પોતાના અંદરના ગજવામાં હાથ ઘાલીને પૈસા કાઢીને સારી જેવી રકમ લ્યુસીના હાથમાં મુકી અને લ્યુસી કાંઈ પણ બોલે તે પહેલાં તો એ ચાલતી થઇ. કારણ કે એને એમ થયું કે કદાચ લ્યુસી એ લેવાની ના પાડશે; તેથી તે રકમ એના હાથમાં સેરવતાંની સાથેજ એ પસાર થઇ ગઇ. લ્યુસીના હાથમાં પૈસા એમને એમ

રહી ગયા અને એ તો મીસીસ સેલવીનને જોતી જોતી ત્યાંજ કેટ-લીકવાર ઉભી રહી. માર્થાના મેળાપથી પૂર્વનાં સંસ્મરણો એના મનમાં એક પછી એક તાજાં થયાં. ફ્રેડરિક સાથેના એના પ્રથમ પ્રેમની માર્થા સાક્ષીભૂત હતી. પોતાના એ ગુપ્ત રહસ્યની માર્થાને એણે સંભાગિની બનાવી હતી અને માર્થાએ તે ગુપ્ત રહસ્યને કેવી અડગતાથી સાચવી રાખ્યું હતું એ બધું સ્મરણમાં આવતાં એના અંતરમાં ઉંડી લાગણી થઈ હતી. હવે એના હાથમાં પૈસા આવ્યા હતા. પોતાના પુત્રને અન્ન ભેગો કરી શકાશે એ વિચારથી પ્રભુનું વિશ્વંભરપણું એને સાંભળી આવ્યું. દુઃખમાં પ્રભુ પણ કોઇને તજી નથી દેતો તેનું એને ભાન થયું. માર્થાએ પાંચસો સોવરેન એના હાથમાં મુકી દીધા હતા. પાંચસો સોવરેન તો અત્યારે પાંચહજાર સોવરેન જેટલા એને થઇ પડયા હતા. એને મન તો અત્યારે એક દ્રવ્યની એ ખાણ થઈ પડયા હતા. બે મિનિટ પૂર્વે ભુખમરા અને નિરાશાથી લ્યુસી પોતાનો અને બાળકનો પૂર્ણ વિનાશ અને વિનિપાત જોઈ રહી હતી. હવે એના જીવમાં જીવ આવ્યો. "પ્રભુ માર્થાને સર્વ વાતે સુખી કરો." એમ મનમાં ને મનમાં માર્થાને આશીર્વાદ આપતી ચાલી. અને પોતાના ઘર પાસેજ ખાદ્ય વસ્તુઓ વેચનાર રહેતો હતો તેને ત્યાં કેટલોક ખાદ્ય પદાર્થ લેવા ગઇ. એના હાથમાં સોવરેન મુકયો અને બાકીનું પર-ચુરણ દુકાનદાર પાસેથી પાછું લીધું. પરચુરણ આપતાં આપતાં દુકાનદાર કાંઇક ઘૃણા અને કાંઇક આશ્ચર્યથી બોલી ઉઠયો "નકકી, એ તો નહિ જાણતી હોય."

---

લ્યુસીને આ સાંભળીને કાંઈ નવી આપત્તિનું સુચન થયું; એટલે

તરત એણે દુકાનદારને પૂછ્યું "તમે શાની વાત કરી?" દુકાનદારને પોતાની ભૂલ માલમ પડી. વગર વિચારે શું કામ બોલી ગયો એમ ધારીને એ પસ્તાવા લાગ્યો. લ્યુસીની શંકા વધારે પ્રબળ થઈ અને બોલી ઉઠી "તમે હમણાં શું કહેતા હતા? કહો, જરૂર કહો શું કહેતા હતા? હું નહોતી એટલામાં મારા લાડકવાયા પુત્રને કાંઇ થયું કે શું?" આમ બોલતી બોલતી એ બાવરી બની ગઈ.

"એવું તો કાંઈ નથી. મારા મોઢામાંથી અજાણતાંજ એ વાત નીકળી ગઇ તેને માટે મને પસ્તાવો થાય છે."

"તમારૂં આવું બોલવું સાંભળીને હું ગાંડા જેવી થઇ ગઈ છું. બોલો બોલો, મારા પતિ ઉપર કાંઈ આપત્તિ આવી પડી છે?"

"ભલી બાઇ, તારા જીવને ઉચાટ કરાવવો મને જરાએ ગમતો નથી. પણ કાંઈક એવું છે ખરૂં. એ કાંઈક ગુન્હામાં આવી ગયો છે. મેં જાણ્યું કે તને ખબર થઇ હશે; પણ હવે જણાય છે કે તું જાણતી નથી."

"શું છે તે તો મને કહો. આમ ભરમમાં શું કરવા રાખો છો?" લ્યુસી આમ બોલતી હતી પણ તે વખતે એના મનમાં હજારો વિચાર આવતા હતા.

"પ્રભુ, એનો એવો ગંભીર અપરાધ ન હોય એમ હું ઇચ્છું છું. પણ મેં સાંભળ્યું છે તે પ્રમાણે તો"–વળી થોડીવાર અટકીને એ દુકાનદાર બોલ્યો: "આમ દીલગીર ન થા. મેં સાંભળ્યું છે તે પ્રમાણે તો તારા પતિને ઉશ્કેરાવાનું કારણ મળ્યું હતું."

લ્યુસી આખે અંગે ધ્રુજી રહી હતી. એના દાંત જાણે બીડાઇ

જતા હોય એમ મહા પરાણે કચડાતા દાંતે એ બોલીઃ " પણ, એમણે શું કર્યું તે તો કહો. "

" નક્કી એને ઉશ્કેરી મુકેલો. ત્યાર વગર એ પોતાના ઉપરી ઉપર હાથ ન ઉપાડે. "

લ્યુસી આ સાંભળીને હબકી ગઇ. એના દીલમાં કાળું વાદળું છવાઇ ગયું. એનાથી ઉભું ન રહી શકાયું. તે એકદમ બેસી ગઇ. એને આમ હતાશ થઇ ગયેલી જોઇને દુકાનદારે પોતાની સ્ત્રી પાસે પાણી મંગાવીને એને આપ્યું; પણ એણે એવી વિચિત્ર રીતે ગ્લાનિ-પૂર્ણ નેત્રે નાનું ડોકું ધુણાવ્યું કે આ ધણી–ધણીઆણી બન્નેને એની દયા આવી ગઇ. તેમણે એને પોતાના ઘરમાં આવીને બે ઘડી વિ-શ્રાંતિ લેવાનું કહ્યું; પરંતુ અત્યારે એની એવી દશા થઇ ગઈ કે આમણે કહેલું એ પુરેપુરૂં સાંભળી શકીએ નહિ. જાણે એ દરિયામાં ડુબી જતી હોય અને બહાર મનુષ્યની હોહા સંભળાતી હોય તેવોજ અવાજ એના કાન ઉપર અથડાયો. પરંતુ ક્ષણ બે ક્ષણમાં એ પાછી જાગૃત થઇ ગઈ. એનામાં કાંઇ ધુન ભરાઈ ગઇ હતી. ધુનમાં ને ધુનમાં એ ઉઠી, દુકાનમાંથી કુદી પડી અને ગાંડાની માફક દોડતી દોડતી વેગભરી ઘણાજ અલ્પ કાળમાં એ સૈનિક નિવાસ ગૃહમાં ( બેરેકમાં ) પહોંચી ગઇ. દરવાજા ઉપરના પ્રહરીને પુછ-પરછ કરીને એણે બધી હકીકત જાણી લીધી. એથી એના મનમાં હતો તેના કરતાં વિશેષ ભયનો સંચાર થઇ ગયો. હકીકત સાંભળી-ને એ તો ફફડી ગઈ. એના હૃદય ઉપર જાણે વજ્રપ્રહાર થયો હોય એવું એને થઇ ગયું. આવી, દીલના ગાળા કાઢી નાખે એવી વિપ-રીત વિપત્તિથી એનાથી ઓચિંતી બૂમ પડાઇ જતી હતી; પણ

એણે મનને વારી રાખ્યું. પતિએ આવેશમાં જીરોલ્ડને ઠોકી પાડ્યો, સાર્જંટ લેંગ્લીને બેયોનેટથી ઘાયલ કર્યો, એને પકડવા આવતા હતા ત્યારે એ તેમની સામે થયો; આ બધા ભયંકર અપરાધો એણે કર્યા હતા. આની શી શિક્ષા થશે એ વિચારે એને બાવરી બનાવી મુકી. પોતાના પતિને મળવા જવા દેવાની રજા માગવા વિષે પૂછતાં, પ્રહરીએ એને કહ્યું: "બાઇ, આજેને આજે તો તમે ગમે તેમ કરશો તોય પણ તમને તમારા પતિને મળવાની અનુમતિ નહિ મળે." એટલે વિષાદવશ થઇને એ ત્યાંથી પાછી ફરી. એનાં દુર્ભાગ્યે એની વિપત્તિઓનું પાત્ર અત્યારે છલાછલ ભરાઇને છલકાઇ જઈ ઉભરાઈ જતું હતું.

## પ્રકરણ ૪૦ મું.

### મેનાર ભવન.

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને દસેક દિવસ થઈ ગયા એટલામાં એક દિવસ કેપ્ટન રેડબર્ન મીડલેટનથી મેનારભવન આવી પહોંચ્યો. તે વખતે સર આર્શિબોલ્ડ રેડબર્ન, લેડી રેડબર્ન અને આન્ટ જેન દીવાનખાનામાં બેઠાં હતાં.

પુત્રના આગમનથી માતા પિતા બન્નેને હર્ષ થયો. એક બીજાની ખબર અંતર પુછાઇ અને વિવિધ વિષય ઉપર ચર્ચા ચાલવા લાગી. વાતમાં વાત નીકળતાં સર આર્શિબોલ્ડે રેડબર્નને પૂછ્યું: "પછી રેડબર્ન, પેલા લેન્સરેલ ઉપર કોર્ટ માર્શલ બેઠી હતી, તેનું શું થયું ?"

"મધ કાલેજ કોર્ટ માર્શલ બેઠી હતી. હવે એ રાન્કલના આ દુનિઆના દહાડા ભરાઇ ગયા છે. એને કશોયે બચાવ નહોતો. દારૂની નીશામાં આ તોફાન થઈ ગયું એવું પણ એનાથી કહી શકાય એવું નહોતું; કારણ કે એણે લેંગલીને મોઢેજ કહ્યું હતું કે મેં દારૂ તો પીધોજ નથી."

"કદાચ એણે એવો બચાવ કર્યો હોત તોયે શું? ઉલટું એથી તો એના ગુન્હાનું સ્વરૂપ વધારે ગંભીર બનત. મારી પાસે જ્યારે કોઈ ગુન્હા માટે કેદીને રજુ કરવામાં આવે, અને દારૂની નીશામાં ગુન્હો થઈ ગયો છે એમ એ કહે, ત્યારે હું તો એને એમજ કહું છું કે;–" એમ કહીને સર આર્શિબોલ્ડ આગળ બોલવા જતા હતા પણ આન્ટજેન કાંઇ વિચિત્ર સ્વર ધારણ કરીને બોલી ઉઠી: "તે વખતે તમે ગમે તે કહેતા હશો; પણ મને ખાતરી છે કે તમે અપરાધીઓને જરાએ દીલાસો આપવાની તો દાનતજ નથી રાખતા. કેદી આવ્યો કે તેને હેડમાં પુરવાની કે ઘાણીમાં પીલવાનીજ તમે દાનત રાખવાના."

"અરે એ શિક્ષા હતી ત્યારે તો ઘણુંજ સારૂં હતું. હવે તો હેડની શિક્ષા રદ કરવામાં આવી છે. બાકી એનાથી તો ઘણો ત્રાસ બેસી જતો હતો; અને હજુએ જો મારો અભિપ્રાય પુછવામાં આવે તો—" એમ કહીને સર આર્શિબોલ્ડ કંઈ બોલવા જતા હતા એટલે વળી લેડી રેડબર્ન વચમાં બોલી ઉઠી કે, "હશે, એ વાત જવાદોને. રેડબર્નને પેલાની કોર્ટ માર્શલની વાત પુરી કરવા દો. મને એ વાતમાં રસ પડે છે. એ પીટ્યા લોન્સડેલને મારા જીરોલ્ડ પ્રત્યે બહુ દ્વેષભાવ હતો અને મને તો ખાતરીજ હતી કે એમાં એનું

કાંઇ ભલું થવાનું નથી. હાં, એને કાંઇ બચાવ કરવા જેવું હતું નહિ, પછી આગળ તું શું કહેતો હતો જીરોલ્ડ ? "

" એણે તો મારા વિરૂદ્ધ જેટલું કહેવાય એટલું કહેવા માંડયું. મારી સામા આક્ષેપો પણ ઘણા કર્યા. એના ઉપર બહુ જુલમ થતો હતો વિગેરે આડી તેડી હકિકતો પણ એણે બહુ કહી; પણ જે ગુન્હાનું એના ઉપર તહોમત હતું તે સંબધમાં પોતે નિર્દોષ છે એ બતાવવા તો એણે કશી દલીલ રજુ કરી નહિ. લેંગલીએ એવી જુબાની આપી કે " હું રસ્તે થઇને પસાર થતો હતો તે વખતે લોન્સડેલ જાણી જોઇને મને અથડાઇ પડયો; અને મેં એને ધીમે રહીને માયાળુ રીતે એની આવી ગેરવર્તણુકને માટે બે શબ્દો કહ્યા ત્યારે એ મને ગાળો દેવા લાગ્યો. મેં જાણ્યું કે છાકટો થયા વગર એ ગાળ બાળ ન બોલે; એટલે મેં શાંતિથી લોન્સડેલને કહ્યું કે, લોન્સડેલ આમ કરવું તને ઘટે નહિ. તેં દારૂ પીધો છે પણ મારે તને કોઇ જાતની ઉપાધિમાં નથી લાવવો. તું સીધો સીધો તારા નિવાસ સ્થાનમાં ચાલ્યો જા. " કહો; લેંગલીએ એના ઉપર કેટલી બધી દયા વાપરી હતી. "

" સાર્જન્ટ લેંગલીની પ્રતિજ્ઞા ઉપર થયેલી જુબાનીને માનવામાં આવે તો ને ? " એમ બોલતી બોલતી આન્ટજેન એકદમ સફેદ પુણી જેવી બનતી ગઇ.

" માનવામાં આવે તો ? કેમ એને ન માને ? મારી જુબાનીથી એની જુબાનીને સમર્થન મળેલું છે. કારણ કે લેંગલીને એ ગાળો દેતો હતો એટલામાં હું એ ત્યાં જઇ પહોંચ્યો હતો. લેંગલીને એણે હરામખોર કહ્યો, બદમાસ કહ્યો અને બીજી અનેકાનેક ગાળો એણે લેંગલીને મારા દેખતાં ભાંડી હતી. "

" અને એવાંજ પ્રિયવચનોથી એણે બીજાને એ વધાવી લીધો હોત, તો એમાં કાંઇ ખોટું નહોતું." એમ બોલતી બોલતી આન્ટજેન તીવ્ર કટાક્ષથી જીરોલ્ડ સામું જોઇ રહી.

"હવે એ બધું તમારૂં ટાયલું જવા દો એટલે થયું." તિરસ્કાર-યુક્ત વાણીથી જીરોલ્ડે કહ્યું.

" આન્ટજેન, એમ મારા પુત્ર સામે ફાટેલે ડોળે ન જોશો. તમને જોઈને મને બીક લાગે છે. સર આર્શિબોલ્ડ જુઓ—" એમ કહીને લેડી રેડગર્ન આગળ બોલવા જતી હતી એટલે બેરોનેટ વચ્ચેજ બોલી ઉઠયા: " હશે હવે જવાદોની. હું જોઉં છુંજ કની. છો એમ જોયા કરે. તું તારી મેળે જીરોલ્ડ, તારી વાત આગળ ચલાવ. લોન્સડેલ લેંગલીને ગાળો દેતો હતો તે અરસામાં તું ત્યાં જઇ પહોંચ્યો એટલી વાત તેં કહી; પછી આગળ શું થયું ? "

" લોન્સડેલે તો મનમાં આવ્યું તેવું બિચારા લેંગલીને ભાંડવા માંડયું. એણે ડીસીપ્લીનનો ભંગ કર્યો તેથી મને તો ઘણો ગુસ્સો ચઢી ગયો અને મારે વચ્ચે પડવું પડયું. હું તો ખરેજ કહું છું કે મેં તો લોન્સડેલને બે વચન સંભળાવીએ દીધાં. પણ એવું તો અમે અમલદાર લોકો અમારા સૈનિકોને વારંવાર કહીએ છીએ;તેમાં એને ચાટકો શાનો લાગી જાય કહેતાં મારા બોલવાથી એને ચાટકો લાગી ગયો અને એણે મને એવો સજ્જડ ફટકો લગાવ્યો કે જેથી હું પડી ગયો. મને આમ પાડી નાખીને એ બંદુકનો કુંદો લઇને લેંગલીના સામો થઈ ગયો અને એને કુંદાની ધાર ભોંકી દઇને જખમી કર્યો. એ વખતે જો બીજા સૈનિકો ન આવી ચડયા હોત તો જરૂર ખુન

થઇ જાત. હવે જે માણુસ આવું કરે તેને તો જે શિક્ષા થાય તે ઓછીજ છે. જોઇએ હવે એને શી શિક્ષા થાય છે ?'

આન્ટજેનઃ " તેં તો એનું ખુન કરવાને તારૂં બનતું કર્યું છે."

જીરોલ્ડઃ " એનું ખુન કરવાને ? આ તમે શું બોલો છો ?"

" હું કહું છું તેજ બોલું છું." એમ બોલતી બોલતી આન્ટજેન વધારે પીળી પડતી જતી હતી અને સામો માણુસ થથરી જાય એવી ભીષણુ દૃષ્ટિથી ભય વરસાવતી એ જોઇ રહી.

જીરોલ્ડ આન્ટજેન પ્રત્યે પોતાનો સખત અણુગમો દર્શાવતો બોલ્યોઃ " તમને આજે થયું છે શું ? " એટલામાં બેરોનેટ વચ્ચેજ બોલી ઉઠયાઃ " એના બોલવા સામું શું કરવાનું લક્ષ આપે છે ? એને કાંઈ તારા ઉપર દ્વેષ નથી. એનો તો સ્વભાવજ એવો થઇ ગયો છે. લંગલીને બહુ વાગ્યું છે ?"

" ના, બહુ તો નહિ; પણુ હાથના માંસલ ભાગમાં કુન્દાની અણી બરાબર સીધીજ પેસી ગઈ છે. "

" અરે, હું તો કહું છું કે એના દીલમાંજ કેમ સીધી ન પેસી ગઈ ? અને જાણે હમણાં બીજાનું એ નામ દઈ દઉં કે તેના દીલમાંએ કેમ ન પેસી ગઇ ? "

આ સાંભળીને બેરોનેટ ખીજવાઇ ગયા અને બોલી ઉઠયાઃ " બેન, બેન, આ તું બહુ બોલે છે. આટલું બધું તો હું ન ચાલવા દઉં. "

" ચાલવા દો કે ન ચાલવા દો, તેની પરવા કોને છે ? " એમ બોલતી આન્ટજેન ભીષણુ દૃષ્ટિથી ભાઇના સામું જોઇ રહી.

જીરોલ્ડે બેરોનેટના કાનમાં કહ્યું: " આન્ટજેન ચોક્કસ ગાંડા જેવાં થઇ ગયાં લાગે છે, અને એમના ગાંડપણમાં કદાચ મને એ કાંઈ ઉપદ્રવ કરી બેસશે. "

" બેન, આવો લવારો કરવો ન ઘટે. તમારી પ્રકૃતિ મને જરા અસ્વસ્થ લાગે છે; માટે તમે તમારા શયનગૃહમાં ચાલ્યાં જાવ. " સર આર્ચીબોલ્ડે કહ્યું.

આન્ટજેન વધારે કર્કશ થઇને બોલી: " મારી પ્રકૃતિ તમને અસ્વસ્થ થયેલી જણાય છે, તો તે શાથી અસ્વસ્થ થઇ છે એ તમે જાણો છો ? ના, કોઇ જાણતું નથી. એ તો હુંજ જાણું છું. અને મારા સિવાય બીજો એકજ જાણે છે. હશે; પણ મારે તેનું કશું કામ નથી. " આમ બોલતાં બોલતાં એનો ઉન્માદ વધવા લાગ્યો. એની મુખાકૃતિ બીઆમણી થઈ ગઇ. એની દૃષ્ટિમાં માર્જાર જેવું ઝનુન આવી ગયું. એના સામું જોતાં સર્વને ભય લાગવા માંડયો.

એટલામાં રૂમનું બારણું ઉઘડયું અને મી. આર્ડનના આવ્યાની વરધી અપાઇ. આ ધર્મોપદેશક જ્યાં બધાં બેઠાં હતાં ત્યાં આવ્યો અને એક દૃષ્ટિપાતમાંજ સમજી ગયો કે કાંઈ અવનવો બનાવ બનવા પામ્યો છે. એની દૃષ્ટિ પ્રથમજ આન્ટજેન ઉપર પડી અને એની મુખાકૃતિમાં એને કાંઇ ભીષણતા જણાઈ; એટલે એ ઓચિંતો ચમકયો, કાંઈક ગભરાયો અને જરા ડર્યો પણ ખરો. પણ પાછો તરતજ મનની સામ્યતા જાળવીને બોલ્યો: " હું ધારૂં છું કે મારા આવવાથી તમને બધાને ખલેલ થયું હશે. "

બેરોનેટ: " નહિ રે મી. આર્ડન, એ શું બોલ્યા ! તમારા

આવવાથી અમને ખલેલ પહોંચેજ નહિ. તમને એવો કેવો વિચાર આવ્યો ?"

જીરોલ્ડ આન્ટ જેન તરફ તિરસ્કાર ભરેલી નજરે જોઇને બોલ્યો કે, "એ તો આન્ટ જેનનું તોબરા જેવું ચઢેલું મોઢું જોઇને એમ બોલ્યા લાગે છે."

ક્રોધાવેશમાંજ આન્ટ જેન રેડબર્ન સામું જોઇને બોલી: "કુતરા, ખબરદાર જો મારૂં અપમાન કર્યું છે તો ?"

ત્યાર પછી મી. આર્ડન તરફ ફરીને મુખ ઉપરનો રોષ ઓછો કરીને બોલી: "અમે પ્રકૃતિ સંબંધી વાત કરતાં હતાં. હું એમને પુછતી હતી કે હું સ્વસ્થ છું કે અસ્વસ્થ છું એ તમે શા રીતે જાણી શકો ? મી. આર્ડન, તમે મારાં ગુપ્ત રહસ્યોથી માહીતગાર છો કેમ ખરૂં કની ? મારા આધ્યાત્મિક ઉપદેશક તરીકે પણ તમેજ છો."

એમ કહીને એણે માર્મિકતાથી અટ્ટહાસ્ય કરીને આખું દીવાનખાનું ગજાવી મુક્યું. બેરોનેટે પોતાની પત્નીને કાનમાં કહ્યું: "ચોક્કસ આ ગાંડી થઇ ગઇ છે. જીરોલ્ડની વાત ખરી છે. એનું મોઢુંજ કહી આપે છે."

"આર્શિબોલ્ડ, તમે મારી વાત કરો છો ? મારી વાત કરતા હો તો તાણીથી કરો. મી. આર્ડન સાંભળે એમ વાત કરો. તમે ગમે તે વાત કરો પણ તમારા છોકરાને વારી રાખજો. જો ફરીથી એ મારૂં અપમાન કરશે તો મારા ભત્રીજા તરીકેનું સગપણ હું ભુલી જઇશ અને એને પણ યાદ રહી જાય એવું કરી મુકીશ." આટલું બોલ્યા પછી એ રેડબર્ન સામું ક્રોધયુક્ત થઇને બોલી: "સમજ્યો કે કુતરા; હવે જો એમ કરીશ તો હું તારૂં ખુન કરીશ."

જીરોલ્ડ તો આ સાંભળીને હબકી જ ગયો અને " મારાથી આ સહન નહિ થાય પિતાજી. આન્ટ જેનને તમે તાબામાં નહિ રાખો તો એ કોઇને હેરાન કરી બેસશે " એમ કહીને એ ત્યાંથી ચાલ્યો જતો હતો; એટલે લેડી રેડબર્ને એને કહ્યું:—

" જીરોલ્ડ, એમ જતા રહેવાની કાંઇ જરૂર નથી. અમારી પાસે જ તું આખો દિવસ રહેજે એટલે કાંઇ વાંધો નહિ." પછી આન્ટ જેન કાંઇક શાંત થઇ એટલે લેડી રેડબર્ને કહ્યું " જીરોલ્ડ પેલાનું નામ શું તો—તેં એની વાત પછી પુરી કરી નહિ."

જીરોલ્ડ " ફ્રેડરિક લોન્સડેલની વાત કે? મી. આર્ડન, તમે કાંઇ ખબર સાંભળી કે?"

" હા હા. મેં સાંભળ્યું છે કે એ હતભાગીને........"

એમ બોલતાં બોલતાં મી. આર્ડનથી તતફફ થઇ ગયું. જીરોલ્ડે જોયું કે મી. આર્ડનને શું બોલવું કે શું નહિ તે સુઝતું નથી. એટલે " દેહાંત દંડની શિક્ષા કરવામાં આવી છે " એમ બોલીને આર્ડનનું અધુરૂં રહેલું વાકય એણે પુરૂં કર્યું.

રેડબર્ને વાકય પુરૂં કર્યું ન કર્યું એટલામાં તો આન્ટ જેનને જાણે હૃદયશૂળની ઓચિંતી પીડા થઈ આવી હોય તેમ એ એકદમ કારમી ચીસ પાડી ઉઠી અને ભયંકર મુખમુદ્રા ધારણ કરીને જીરોલ્ડ તરફ ધસી. બે ચાર ડગલાં ગઈ હશે એટલામાં તો હૃદયમાં જાણે શલ્ય પેસી ગયું હોય તેમ એ જમીન ઉપર પાથરેલી જાજમ ઉપર બેશુદ્ધ થઇને પડી ગઈ. એની આ દશા જોઇને બેરોનેટ સફાળા ઉઠીને એની પાસે દોડી ગયા અને એને ધીમે રહીને ઉચકી લીધી. લેડી રેડબર્ને નોકર ચાકરને બોલાવવાને (કોલબેલ) આલવા-

ઘંટનું દોરડું ખુબ જોરથી ખેંચવા માંડયું. સર આર્ચિબોલ્ડ પોતાની બેનને સોફા ઉપર લેતાં લેતાં બોલ્યો " એ મરી ગઇ હશે કે મરી જશે. એનામાં જરાએ ચેતન જણાતું નથી. પ્રિયતમા, અહીં આવો. આની સારવાર કરો. જીરાલ્ડ, જરા પાણી લાવ. મી. આર્ડન, પેલી સોલ્ટની શીશી મને આપો; જરા ઉતાવળ કરો."

મી. આર્ડનથી ખુરશી ઉપરથી ન ઉઠી શકાયું. એનું મુખ સફેદ પુણી જેવું થઈ ગયું હતું. આ દૃષ્યથી એ થથરી ગયો હતો અને સોફા ઉપર નિશ્ચેષ્ટ દશામાં પડી રહેલી આન્ટ જેનને અવાચકની માફક જોઇ રહ્યો. ઘંટના સતત રણકારથી નોકર વર્ગ દીવાનખાનામાં આવી પહોંચ્યો અને આન્ટ જેનની દાસી પણ આવી. પોતાની બાઇની આવી દશા જોઇને એણે એકદમ દાકતરને બોલાવાનું કહ્યું. એ તથા બીજી કેટલીક દાસીઓ આન્ટ જેનને શુદ્ધિમાં લાવવા વિવિધ ઉપચારો કરવા લાગી; પણ તેનું કાંઈ પરિણામ આવ્યું નહિ. એટલે એને એની ચેમ્બરમાં લઇ જવાનો એમણે વિચાર કર્યો; જેથી કોઇ પણ જાતના સંકોચ વગર એમનાથી ઘટતી બધી સારવાર થઈ શકે. આન્ટ જેનની દાસીએ દાકતરને સત્વર બોલાવવાને માટે ફરીથી કહ્યું અને આન્ટ જેનને એની ચેમ્બરમાં લઇ જવામાં આવી.

બેરોનેટે કહ્યું: " હા, હું દાક્તરને તેડવા મોકલું છું." એમ કહીને એણે પોતાના નોકર પોલને બોલાવીને કહ્યું: " પોલ જા, એકદમ ગામમાં દોડી જા અને ડૉ. કોલીસીન્થને બોલાવી લાવ."

" વ્હાલા, તમે કોલીસીન્થને બોલાવો છો ? પેલો બધો ભવાડો થયો છે ને ? તમે એ વિચાર કયાંથી કર્યો ?" એટલું બોલીને લેડી રેડમને પોતાના પુત્ર પ્રતિ અર્થસૂચક દૃષ્ટિનિક્ષેપ કર્યો. માસીસ ડેવીસ જે કોલીસીન્થજ પુત્રી થતી હતી તેને માટે તો

આટલું બધું થઈ ગયું; છતાં પોતાનો પતિ એને બોલાવે છે તેથી એને એક પ્રકારનું અજુગતું પણ લાગ્યું. "અત્યારે આપણે એવી બધી બાબતોનો વિચાર કરવાનો નથી. તાત્કાલિક વૈદકીય સહાય વગર બહેન બચી શકે એમ નથી. પોલ, સીધોજ કોલીસીન્થને ત્યાં પહોંચી જા અને એમને ઝટ બોલાવી લાવ."

આવ્યા હતા તે બધાએ નોકરો રૂમમાંથી ચાલ્યા ગયા. બેરોનેટે આર્ડનના સામું જોયું તો મી. આર્ડનમાં કાંઇ વિચિત્રતાનો રોગ માલમ પડતો હતો. આન્ટ જેનની હૃદયદ્રાવક ચીચીયારીથી આ ગૃહસ્થના હૃદયમાં ઊંડો ચીરાડો પડયો હતો અને એના બેશુદ્ધ થઇ જવાથી એનું પણ ભાન જતું રહ્યું હતું તે હવે ધીમે ધીમે ઠેકાણે આવવા લાગ્યું. પરંતુ એના અંતરમાં કાંઇ ઉંડી વેદના તથા જબરૂં તોફાન મચી રહ્યું હતું. એ જોઇને સર આર્ચીબોલ્ડે પૂછ્યું: "કેમ મી. આર્ડન, તમને શું થાય છે? તમે પણ માંદા પડી જવા લાગો છો કે શું?"

"મી. આર્ડન તો શું પણ આ જોઇને તો ગમે તે મનુષ્યના કાળજા નરમ થઇ જાય. મને કંપારી છુટી ગઈ છે ને હું પણ જાણે માંદી ન થઇ ગઇ હોઉં એમ લાગે છે. શું કરવું તે મને સુઝ નથી પડતી." લેડી રેડગ્રેવે કહ્યું. "ખરી વાત છે. વજ્ર હૃદયના દૈત્યને પણ કંપારી છુટે એવું હતું. હું તો જરાક બહાર મેદાનમાં લટાર મારી આવીશ અને બે ચાર સીગારો ફુંકી કાઢીશ. મારે કોલીસીન્થની નજરે નથી પડવું. મેં તો વારંવાર કહ્યું છે અને હજુએ હું તો એજ કહેતો રહીશ કે એની પુત્રી મારા સંબંધમાં તદ્દન નિર્દોષ જ છે. ભલે એ લોકો મને એમના દુઃખ અને ફજેતીનું

મૂળ ધારે; છતાં એમને મળવા હું ઇચ્છતો નથી. હું તો બહાર જ ચાલ્યો જઇશ." એટલું કહીને સીગાર સળગાવતો જીરોલ્ડ ઘરમાંથી બહાર ચાલ્યો ગયો.

મી. કોલીસીન્થ મેનોર ભવનનો ખાસ ડોકટર નહોતો. સર આર્ચીબોલ્ડ અને લેડી રેડબર્નની શરીર સંપત્તિ ઘણી સારી હતી એટલે એમને દાક્તરની કાંઇ જરૂર પડતી નહોતી. પણ કદાચિત જરૂર પડે તો મીડલેટનથી દાકતર બોલાવતા હતા. કોલીસીન્થને તો કોઇ નોકર ચાકર માંદો પડે ત્યારેજ કોઇ વખત બોલાવતા અને તે વખતે એના તરફ કાંઇ ઝાઝું લક્ષ અપાતું નહિ. ભીડભાડના પ્રસંગેજ એને બોલાવાતો; એટલે એનો દિવાનખાનામાંજ પ્રવેશ ન થાય તો પછી ચા પાણી માટે તો એને આદર કયાંથીજ હોય?

પોલ, કોલીસીન્થને ત્યાં પહોંચી ગયો તે વખતે ડોકટર પોતાની નાની ગાડીમાં બેસીને બહાર જતો હતો. પોલે બધી હકિકત કહી અને કહ્યું કે "મારી સાથે ચાલો." એ સાંભળીને ડોકટર જરા ગભરાએલો લાગ્યો અને શું કરવું તે એને સુઝયું નહિ.

પોલે કહ્યું: "સાહેબ, આન્ટ જેનની સ્થિતિ ભય ભરેલી છે માટે મારી સાથે આપ પધારશો એવી આશા છે."

ડો. કોલીસીન્થઃ—"વારૂ ચાલ ત્યારે આવું. મારી ગાડીમાં બેસી જા. આપણે સીધા મેનોર ભવનજ જઇએ."

કોલીસીન્થને મન કેપ્ટન રેડબર્ન તો અકારોજ થઇ પડયો હતો. એની પુત્રીને રેડબર્નેજ કલંકિત કરી મુકી એટલે એના તરફ એનો જબરો દ્વેષ હતો. એને પણ એમ તો ખાતરી થઇજ હતી કે કેપ્ટન રેડબર્ને એની પુત્રીના શિયળનો ભ્રંશ નથી કર્યો; છતાં

એની પુત્રીને કલંકને માર્ગે અયોગ્ય વર્તન કરાવનાર તો રેડબર્ન જ હતો. એણે એને અવળી રીતે ઉત્તેજીત ન કરી મુકી હોત તો કાંઇ કાગનો વાઘ થવા ન પામત એમ એનું માનવું હતું; તેથી આખા રેડબર્ન કુટુંબ પ્રત્યે એને જરાએ સ્નેહની લાગણી નહોતી. પણ બેરોનેટ રહ્યા મોટા માણસ. આખા જીલ્લામાં એમની જબરી લાગવગ પહોંચે એટલે એનાથી એમની સાથે ખુલ્લું વેરાણું તો બંધાય એવું નહોતું. તેથી જ્યારે જ્યારે ત્યાંથી તેડું આવતું ત્યારે એને ત્યાં જવું પડતું અને બેરોનેટ પ્રત્યે માન અને આદરથી વર્તવું પડતું હતું. છતાં એ બન્ને ધણી ધણીઆણીની તુંડાઇથી તો એને ઘણુંજ લાગી આવતું હતું: અને તેમાં પણ લેડી રેડબર્નના અભિમાનનો તો પારજ નહોતો. એના નાકમાં તો ઉંટનાં ઉંટ ચાલ્યાં જતાં હતાં. ડોકટર કોલીસીન્થની પત્ની કે પુત્રી ભોગજોગે એને રસ્તામાં મળે અને એ લેડી રેડબર્નને સલામ કરે તો, એવા પોતાના દરજ્જાથી હલકા મનુષ્યોની સલામ ઝીલવામાં પણ એને નાનમ લાગતી હતી; અને તેમાં પણ ડેવિસ સંબંધી ખટલો જાગ્યો ત્યારથી તો કોલીસીન્થ સાથે રેડબર્નવાળાઓએ કશો સંબંધજ નહોતો રાખ્યો. એમને તો કીટી દોષિત લાગતી હતી અને પોતાનો પુત્ર નિર્દોષ લાગતો હતો. એટલે કોલીસીન્થનું મન પણ આવા આવા ઘણા સંજોગોને લીધે આ શ્રીમંત કુટુંબ તરફ ઘણું વિરકત-જ રહેતું હતું. અને તેથીજ અત્યારે બેરોનેટને ત્યાં જતાં કોલી-સીન્થ ગુંચવાતો હતો. છતાંએ એ જવાને તૈયાર થયો. તેમાં એનો બેવડો અર્થ સરતો હતો. એક તો બેરોનેટ જેવાના આમંત્રણનો ખુલ્લે ખુલ્લો અસ્વીકાર કરવો એને ડહાપણ ભર્યું ન લાગ્યું, અને બીજું એના મનમાં એક પ્રકારનો આ આમંત્રણથી ગર્વ થતો

હતો. તે એવો કે, " જોયું, હુંપદમાંને હુંપદમાં તણાઈ જતાં હતાં; પણ આખરે મારા વગર ચાલ્યું. "

આ પ્રમાણે એના મનમાં પરોપકાર વૃત્તિને બદલે એની વૈર વૃત્તિને પોષણ મળ્યું. છતાં સ્પષ્ટતાથી એ વિગ્રહ જણાવવાની એનામાં છાતી નહોતી. આવા રંગનો મી. કોલીસીન્થ મેનોર ભવન આવી પહોંચ્યો અને ગાડીમાંથી કુદકો મારીને નીચે ઉતરી પડયો. પોલ એને દીવાનખાનામાં લઇ ગયો.

" મી. કોલીસીન્થ, પધારો. મારી બેન મીસ રેડબર્ન અત્યારે ઘણી માંદી થઇ ગઇ છે. પોણો કલાક થયાં એને મૂર્છા આવી છે અને એની દાસી કહે છે કે એને કાંઇક ચેતનમાં લાવતાં ઘણું કષ્ટ પડયું. પુરેપુરૂં ચેતન હજુએ આવ્યું નથી. "

ડોકટરને આ પ્રમાણે કહીને બેરોનેટ પોતાની પત્ની તરફ ફરીને બોલ્યાઃ " તમે જરા મી. કોલીસીન્થને આન્ટજેનના ચેમ્બરમાં તેડી જશો કે ? "

લેડી રેડબર્નના હોઠે તો " ના " શબ્દ આવીજ ગયો હતો; પણ વિચાર કરતાં એને જણાયું કે આટલું એ હું નહિ કરૂં તો હું એક નિષ્ઠુર હૃદયની ગણાઇ જઈશ; એટલે એણે કહ્યું: " મી. કોલીસીન્થ મારી સાથે આવશે તો હું ઘણી ખુશીથી એમને ત્યાં લઇ જઇશ. "

અહિં મી. આર્ડન બેઠેલો હતો તેણે મી. કોલીસીન્થને જોઇને કાંઇક પરિચિતપણે હસ્તધૂનન કર્યું. આવા પરિચિત લાગતા હસ્તધૂનનથી બેરોનેટને કાંઈ આશ્ચર્ય પણ થયું.

લેડી રેડબર્ન અને મી. કોલીસીન્થના ગયા પછી બેરોનેટ

કહ્યું " મી. આર્ડન, તમારે મી. કોલીસીન્થ સાથે ઘણો સારો સંબંધ હોય એમ લાગે છે. "

" હા, ઘણો સારો સબંધ. સર આર્શિબોલ્ડ અમારે તો સર્વ સાથે સારો સંબંધ જોઇએ કની. અમારા જેવા ધર્મગુરૂને સારા નડતા સંબંધ શા ? બધાંની સાથે વિનયથી વર્તવું એજ અમારો ધર્મ. મારે કાંઈ એમની સાથે ખાસ સંબંધ નથી. "

" હું પણ એમજ ધારૂં છું. વારૂં, પણ હવે મીસીસ ડેવિસ શું કરે છે ? એ હજુ કોલીસીન્થને ત્યાંજ રહે છે ? " " હા, રહે છે તો ત્યાંજ. પણ બહુ બહાર નથી નીકળતી. કદાચ નીકળે તોયે રાત પડયા પછી એની માની સાથે જરા બહાર ફરી આવે છે. દેવળમાં તો એ જરાએ આવતી નથી. એને માટે હું કોલીસીન્થને બે અક્ષર આજે કહેવા ધારૂં છું. એના સંબંધી ઉભા થયેલા કેપ્ટન રેડબર્ન ઉપરના ખટલા વિષે તો હું આપના મત સાથે મળતો થાઉં છું. એ વિષયમાં બન્ને જણ નિર્દોષ છે; પણ એ બાઈમાં અસ્થિરતા, અયોગ્ય ગર્વ વિગેરે કેટલાક દુર્ગુણો એવા છે કે દેવળમાં આવ્યા સિવાય એનો લય થાય તેમ નથી.

બેરોનેટ અને મી. આડર્નને એમની વાતોમાંજ પડતા મુકીને આપણે હવે લેડી રેડબર્ન અને ડો. કોલીસીન્થ ગયાં છે ત્યાં આન્ટજેનના ચેમ્બરમાં જરા જઇએ અને એની પ્રકૃતિના સમાચાર લઇએ. આન્ટજેનનો ચેમ્બર ભવનના એક છેડે જરા ઉંચાણના ભાગમાં હતો. એ ખંડની બારીઓ બાગમાં પડતી હતી અને ગેલેરીમાં તે બાજુએ એક દાદર મુકેલો હતો. એ દાદરથી આ ખંડમાં અવાતું હતું અને ત્યાં થઇને નીચે નોકરોની ઓરડીઓ

હતી તે ઓસરી તરફ પણ જવાનું હતું. આ ઓસરીની જોડે વાડો અને વાડાની પેલી પાસ બાગ હતો. ઓસરીમાંથી વાડામાં જવાને ત્યાં બારણું હતું અને વાડામાંથી બાગમાં જવાને દીવાલમાં બારણું હતું. આટલી હકિકત વાર્તાની ઘટનાને માટે અમારા પ્રિય વાંચનારે લક્ષમાં રાખવા જેવી છે.

લેડી રેડબર્ન આગળ ચાલતી હતી અને મી. ફોલીસીન્થ તેની પાછળ પાછળ જતો હતો; લેડીએ બારણું ઉઘાડયું અને પહેલાં પોતે અંદર જઇને તપાસ કર્યા પછી ડોકટરને ચેમ્બરમાં બોલાવ્યો એટલે એ અંદર ગયો. પણ જેવો એ અંદર જાય છે તેવોજ જાણે એને ઝાટકો લાગ્યો હોય તેમ એ ચમકયો અને આ ખંડનું એણે ઘણી સૂક્ષ્મતાથી અવલોકન કર્યું. તે પણ એવું ઓચિંતું અને ઉતાવળું કરી લીધું કે તે તરફ લેડી રેડબર્નનું જરા-એ લક્ષ ગયું નહિ; તેમ આન્ટજેનની દાસી પણ સમજી શકી નહિ, અને આન્ટજેન તો સમજી શકે એવી સ્થિતિમાંજ નહોતી; કારણકે જોકે એને મૂર્છા વળી હતી છતાં એને કશું ભાન નહોતું. ફોલીસીન્થ બેઠો અને આન્ટજેન શાથી મૂર્છિત થઇ ગઇ વિગેરે પોતાને જરૂરના સવાલો એણે પૂછવા માંડયા. જો કે એ આ પ્રમાણે સવાલો કરી રહેલો જણાંતો હતો પણ એનું ચિત્ત કાંઇ બીજામાં રોકાયલું હોય એમ જણાતું હતું. બે ત્રણ વખત એણે આખી રૂમમાં પોતાની તીવ્ર દૃષ્ટિએ જોઇ લીધું. એક હાથમાં ઘડીઆળ રાખી અને બીજા હાથમાં આન્ટજેનની નાડી ઝાલી. ઘડીમાં ઘડીઆળ સામું જોતો અને ઘડીમાં તીરછી નજરે એ ખંડમાં પડેલી વસ્તુઓને એક પછી એક જોતો હતો. આખરે થોડીવાર નાડી પકડીને એણે કહ્યું કે, "કાંઇ ખાસ ગભરાવા જેવું નથી.

મીસ રેડબર્નને કાંઇક આઘાત થઈ ગયેલો લાગે છે અથવા એમને કોઇએ વધારે પડતાં ઉશ્કેરી મુકયાં છે."

લેડી રેડબર્ન "એમને એવું શાથી થયું તે હજુ મને સમજાતું નથી" મારો રેડબર્ન તો એમની પલટણમાં એક સૈનિક ઉપર કોર્ટ માર્શલ બેઠી હતી તેની વાત કરતો હતો. તેમાં એમને કેમ આઘાત લાગી ગયો ?"

"એ તો પેલા ફ્રેડરિક લોન્સડેલ ઉપર. તમે ઓળખતા તો હશો. ઓકલેમાંથીજ એ ભરતીમાં જોડાયો હતો." ઓન્ટઝેનની દાસીએ કહ્યું. ડોકટર તો પોતાના દરદી સામું એકીટસે જોયાજ કરતો હતો. દરદી ફટારેલે ડોળે વિચારશૂન્ય જેવી પડદા સામે જોઇ રહી હતી.

"વારૂ હું ઘેર જઇને દવા મોકલી આપું છું. પણ મીસ રેડબર્નને બોલવા ન દેશો, તેમ એમના મોઢા આગળ કોઈ કશું બોલશો ચાલશો નહિ."

એમ કહીને ડોકટર ઉઠયો અને ફરીથી જતાં જતાં એણે આખા શયનખંડનું નિરીક્ષણ કરી લીધું.

"તે તો અમને કહેવું પડે તેમ નથી. અમે મીસ રેડબર્ન માટે પૂર્ણ કાળજી રાખીએ એવા છીએ. એમાં કોઇને કશું કહેવાની જરૂર નથી. એ તો પાછો મીડસેટનથી અમારા ઘણા કામેલ ફેમીલી ડોકટરને બોલાવવો પડશે તો." એમ માથાનું લોચકું હલાવી ડોકટરની ઉપલી સૂચનાનો જવાબ આપતા લેડી રેડબર્ને બોલી.

લેડી રેડબર્ને જાણી જોઇનેજ ડો. કાલીસીન્થને ખોટું લાગે તેવું અનિષ્ટ વચન ઉચ્ચાર્યું; પણ ડોકટરે તો જાણે પોતે સમજ્યોજ ન

હોય એવો ડોળ રાખ્યો. ફરીથી પાછો પોતાના દરદી ઉપર એક દૃષ્ટિનિક્ષેપ કરીને પોતાની હેટ ઝાલીને ત્યાંથી એ ઉઠયો અને જતાં જતાં લેડી રેડબર્નને સાહેબજી કહેવા પુરતો પણ શિષ્ટાચાર એણે ન કર્યો. એટલે તો લેડી રેડબર્ન છેડાઇ પડી અને નાકનું ટીચકું ચઢાવીને બોલી: " આ એક ગામડાનો વૈદ્ય, તેને વળી બેરોનેટની બહેનની પ્રકૃતિ જોવા બોલાવ્યો એટલે એ તો જાણે મારા જેવો કોઈ દુનિઆમાં છેજ નહિ, બડેખાં તો હુંજ છું એમજ ધારી બેઠો છે." મી. કોલીસીન્થે કાતો આ સાંભળ્યું ન હોય કે સાંભળવાની દરકાર કરી ન હોય, ગમે તે હોય; એ તો શયનખંડમાંથી નીકળીને સીધો ચાલ્યો. લેડી રેડબર્નના મનમાં એમ આવ્યું કે " આ ગામડીઆ રોંચાને ગર્વ ચઢી ગયો છે તેથી કાંઇ પણ શિષ્ટાચારની રીતને ન અનુસરતાં એમને એમ ચાલ્યો જાય છે; માટે લાવ એની બુદ્ધિને ઠેકાણે લાવવા બે ચાર વચન એને સંભળાવી દઉં. " એમ વિચાર કરીને એ તરતજ ડોકટરની પાછળ ગઈ અને એકદમ બૂમ પાડી.

" મી. કોલીસીન્થ, અહિં આવો, ઉભા રહો. એ રસ્તે દિવાનખાનામાં નહિ જવાય. ત્યાંથી તો અમારા નોકરોની ઓરડીઓમાં જવાનો રસ્તો છે અને એ દાદર અમારા ખાનગી વપરાશ માટે છે; માટે ત્યાંથી પાછા વળો."

કોલીસીન્થે એનું બોલવું જરાએ ન સાંભળ્યું અને સીધો દિવાનખાનામાં જવાને બદલે પેલા ખાનગી દાદરે થઇને ઉતરવા લાગ્યો. દાદર ઉતરતાં ઉતરતાં એક, બે, ત્રણ, ચાર એમ મોટેથી સંભળાય એમ એણે પગથીયાં પણ ગણવા માંડયાં. એને પગથીયાં ગણતો ગણતો ઉતરતો જોઇને લેડી રેડબર્ન બોલી કે " જરૂર, એ ગાંડો થઈ ગયેલો લાગે છે. એનું માથું ફરી ગયું છે. " હજુએ

પાંચ, છ, સાત, આઠ એમ એ તો ગણુતોજ અને મોટેથી બોલતોજ ઉતરવા લાગ્યો. લેડી રેડબર્નથી વધુ સહન ન થયું એટલે " જરૂર એ તો ગાંડોજ થઇ ગયો છે. અહિંથી વહેલો દીસતો રહે તો સારૂ." એમ બોલતી બોલતી મુખ્ય દાદરથી એ દિવાનખાનામાં ચાલી ગઈ અને પોતાના પતિ અને મી. આર્ડન બેઠેલા હતા, ત્યાં મી. કોર્લીસીન્ધની વિવેકશૂન્યતાને માટે પોતાના પતિ આગળ એણે સખત શબ્દોમાં ફરીઆદ કરતાં કહ્યું: " આ જોયું, પેલા તમારા જંગલી વૈદરાએ કર્યું તે? આન્ટજેનના શયન ખંડમાંથી ઉઠ્યો તે વખતે એ વિવેકશૂન્યે મને સાહેબજી કહેવાનોએ શિષ્ટાચાર ન કર્યો અને જંગલીની માફક ચાલવાજ માંડ્યું. તેય પણ કયે રસ્તે? પેલા આપણો ખાનગી દાદર કેને? જ્યાંથી ઉતરીને આપણા નોકરોની ઓરડીઓમાં જવાય છે; તે રસ્તે જવાની મેં ઘણીએ ના કહી પણ મારૂં સાંભળવાની એણે દરકારજ ન કરી અને ઉલટો મને ચીઢવવા મોટેથી દાદરનાં પગથીયાં ગણતો ગણતો ત્યાંથીજ ઉતરવા લાગ્યો. એણે આપણું અપમાન કરવામાં જરાએ બાકી રાખ્યું નથી. હું નાજ કહેતી હતી કે તમે એને ન બોલાવશો." પત્નીનું આવું સંભાષણ સાંભળીને બેરોનેટ તો ધુંવાં પુંવાં થઇ ગયો. શું એક ગામડીઓ આટલો બધો ગર્વિષ્ટ થઇ ગયો છે?"

મી. આર્ડન આ બધું વૃત્તાંત સાંભળીને ભાન ભુલી ગયો હતો. એ છેક વિચારશૂન્ય થઇ ગયો હતો. અત્યારે એના હૃદયમાં કાંઇ જબરૂં તોફાન ચાલી રહ્યું હોય એમ જણાઇ આવતું હતું.

પણ મી. કોર્લીસીન્ધ તો દાદરનાં પગથીયાં ગણતો ગણતો

દાદર ઉતરી રહ્યો. બધાં મળીને આસડ પગથીયાં થયાં એ એણે ગણ્યાં. ઉતરીને વાડામાં ગયો અને ત્યાં થોડીવાર સુધી આમ તેમ જોતો વિચિત્રતાથી ઉભો રહ્યો. બધા નોકર ચાકરો પણ એની આવી વિચિત્રતાથી આશ્ચર્ય પામી ગયા. એમને એમ થયું કે મી. કોલીસીન્થને આ શું થઈ ગયું છે તે આમ વિકળ જેવા થઈ ગયા છે? એકાદ જણે તો એને પૂછ્યું એ ખરૂં કે, તમે આમ કેમ કરો છો? પણ એણે કશો જવાબ આપ્યો નહિ. પછી વાડામાંથી બાગમાં બારણું પડતું હતું ત્યાંથી બધું જોતો જોતો એ બાગમાં નીકળી પડયો. ત્યાં પણ થોડીવાર આમ તેમ જોયું અને પછી બાગમાં થઇને સરીઆમ રસ્તે પડી ગયો. આ પ્રમાણે એણે આખા ભવનનું નિરીક્ષણ કરી લીધું. તેથી એને કાંઇ સંતોષ થયો હોય એવું જણાયું અને એના મુખ ઉપર વિલક્ષણ સ્મિત ફરકી રહ્યું. આ અરસામાં એને કોઈ મનુષ્યનાં પગલાંનો અવાજ સંભળાયો એટલે એણે આમતેમ જોયું.

સીગારેટ ફુંકતા રેડબર્નને એણે જતો જોયો એટલે “ ઠીક થયું ” એમ સ્વગત બોલીને એ છેક એની પાસે જઇ પહોંચ્યો. પછી દઢ અને નિશ્ચયપૂર્ણ સત્તાદર્શક સ્વરે એ બોલ્યો: “ કેપ્ટન રેડબર્ન, સારૂં થયું કે તમે મને વખતસર જ મળી ગયા. મહેરબાની કરીને તમે મારી સાથે તમારા દિવાનખાનામાં ચાલો. મારે તમારી સાથે કેટલીક વાતચીત કરવાની છે. ”

કોલીસીન્થના આવા સત્તાધારક દમામભર્યા વાકયથી જીરાલ્ડ એટલો બધો અંજાઇ ગયો કે, શું જવાબ દેવો તે પણ ઘડીભર એને સુઝયું નહિ. આખરે એણે સામો ઉદ્ધતાઇ ભર્યો જવાબ આપ્યો:

" જાણે હું તમારો દબાયલો હોઉં એવી રીતે તમે કોણ મારા ઉપર હુકમ ચલાવનાર ? "

" હું તમને ફરીથી કહું છું કે મારી સાથે દિવાનખાનામાં આવવાથી તમનેજ લાભ છે. મારે તમારી સાથે જે વાતચીત કરવાની છે તેને તમારી કૌટુંબિક આબરૂ સાથે ઘણો ગાઢ સંબંધ છે. " જે કોલીસીન્થ અત્યાર સુધી પોતાનાથી સારી સ્થિતિના ગૃહસ્થોની સાથે ઘણુંજ વિનય અને વિવેકથી વર્તતો હતો, તે અત્યારે આવી આજ્ઞાધારક સત્તાથી વાત કરી રહ્યો હતો તે ઉપરથી કેપ્ટન રેડબર્નને ખાતરી થઈ કે એનું કહેવું ખરૂં હશે. પરંતુ પોતે નમ્યું આપ્યું છે એવું જણાવા ન દેતાં પોતાના હમેશના તુંડાઈભર્યા મીજાસમાંજ એણે કહ્યું: " તમારી ત્યાં આવવાની ઈચ્છા છે તો ઠીક ચાલો. " એમ કહીને એ કોલીસીન્થની સાથે પાછો ફર્યો અને ભરનના દિવાનખાનામાં બન્ને જઈ પહોંચ્યા.

---

## પ્રકરણ ૪૧ મું.

---

### ભેદી ઘટના.

દિવાનખાનામાં સર આર્ચિબોલ્ડ અને લેડી રેડબર્ન કોલીસીન્થના ઉદ્ધતવેડા સંબંધીજ વાત કરી રહ્યાં હતાં અને ક્રોધથી એના સંબંધમાં અનેક ઉદ્ગારો કાઢતાં હતાં. મી. આર્ડન તો આંતર વેદનાથી વિચારશૂન્ય થઈને બારીની બહારજ જોઈ રહ્યો હતો. એ અરસામાં કેપ્ટન રેડબર્ન અને કોલીસીન્થ બન્ને દિવાનખાનામાં

જોતાં તો નાનમજ લાગતી હતી. તમે જાણ્યું કે, આ ઘટનાને ઘણાં વર્ષ થઈ ગયાં છે એટલે એ વાત દબાઇ ગઇ છે. વળી મારા જેવાને આટલે બધે વર્ષે એની ખબરે શી પડવાની છે? અને કદાચ ખબર પડે તોયે મારા જેવા રંકનું ખરૂં માનવાનુંયે કોણ છે? ઉલટો મને બધા દ્વેષીલો કહીને ધિક્કારી કાઢશે. એટલે મેં તમારા ઉપર જે ઉપકાર કર્યો હતો તે પણ તમે ભુલી ગયા અને મારી પુત્રીના વર્તન બાબત તમે ગમે તેવી ટીકા કરતાં પણ ડર્યાં નહિ. તમે જાણે દેવાંશ મોટા પવિત્ર અને ધર્મિષ્ટ હો તેમ મારી પુત્રીઓ આવી છે ને તેવી છે એમ અનેક પ્રકારના આક્ષેપો મુકતાં પણ તમે ખચકાયા નહિ.

સર આર્શિબોલ્ડ રેડબર્ન અને લેડી રેડબર્ન, તમે બન્નેએ તો જાણે અમે તમારાં હલકાં નોકર હોઇએ તે પ્રમાણેનુંજ અમારી સાથે વર્તન રાખેલું છે. અમે તો જાણે તમારા કશાએ હીસાબમાં નથી એમજ અમને તમે ગણી કાઢયાં છે; અને તમે, કેપ્ટન રેડબર્ન, મારી લાડકવાઈ પુત્રીની આબરૂને કલુષિત કરી દીધી છે. એમ ન ધારશો કે શ્રીમંત લોકોનેજ પોતાનાં છોકરાં પ્રત્યે પ્રેમ હોય છે. અમો રંકને પણ અમારાં બાળક એટલાંજ વહાલાં હોય છે એમ તમારે સમજવું જોઇતું હતું. આજે તમારા સર્વનો અહંકાર, મદ, ગર્વ અને અભિમાન જે કહો તે સંપૂર્ણ રીતે ગળી ગયાં છે. જો કે હું ચોક્કસ રીતે તો ન કહી શકું; પણ બધા સંજોગોના આંકડાને એકઠા કરીને એક બીજામાં ભેરવી દઉં, તો વાર્તાની એક સરળ સાંકળ બની રહે છે; અને તે ઉપરથી મીડલેટનમાં જેને દેહાંત દંડની શિક્ષા ભોગવવાનો હુકમ થઇ ચુકયો છે, તે ફ્રેડરિક લાન્સડેલ

અત્યારે કાંઇ તોફાન ચાલી રહ્યું હતું એવું ત્યાં બેઠેલાં બધાં સમજી ગયાં. મી. ફ્રાંસીસીન્થે તો આર્ડનના કહેવા ઉપર કશું લક્ષ ન આપતાં સર્વ સાંભળે એમ કહ્યું:–

" મી. આર્ડન, મારે કેવી રીતે વર્તવું તેનો મેં તો મારા મન સાથે નિશ્ચય કરી દીધો છે; અને એ નિશ્ચયમાંથી હું જરાએ ડગવાનો નથી. છતાંએ હું જે રહસ્યનો સ્ફોટ કરવા માગું છું તે રહસ્ય મારે બહાર પાડવું કે ન પાડવું એનો સઘળો આધાર તમારા સર્વ ઉપરજ રહેશે. "

આર્ડન ઉપર તો જાણે વિઘાતક પ્રહાર પડયો હોય તેમ એ એકદમ કંપિત થઈ ગયો. એના કંઠમાંથી ઘરઘર કરતો અવાજ આવતો હતો અને એ સાક્ષાત્ શોક મૂર્તિમાન થઈ રહ્યો હતો. એ એટલો બધો ફીકકો પડી ગયો હતો, એટલો બધો ભયભીત થઇ ગયો હતો અને શોક તથા દુઃખમાં ડુબી ગયો હતો કે એના જેવી સ્થિતિ તો ફાંસીને લાકડે ચઢવા જતા મનુષ્યની પણ નહિ થઇ હોય. એ તો પાછો એકાએક બેઠો હતો ત્યાંથી ઉઠયો, હાથમાં હેટ લીધી અને એકદમ ત્યાંથી પોબારા ગણી જતો હતો; પણ ફ્રાંસી-સીન્થે એને વચમાંજ અટકાવ્યો, બળપૂર્વક એનો હાથ ઝાલ્યો અને કહ્યું: " એમ તમારાથી નાસી જવાશે નહિ. અત્યારે હું જે વાત કહેવાનો છું તે વાતનું તમારે સમર્થન કરવું પડશે અને તમારી તાકાત નથી કે તમે તે વાતનો ઇનકાર કરી શકો. "

એક જુલમી પિતાના હાથમાં બાળક કેવો શું કે ચાં કર્યા વગર તેની આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરે છે, તેવી સ્થિતિ અત્યારે મી. આર્ડનની થઈ ગઇ હતી. એનાથી બહાર ન જઇ શકાયું.

ડોકટરે એને એની જગ્યા ઉપર પાછો બેસાડી દીધો; એટલે ટેબલ પાસે પોતાની ખુરશી ખસેડીને પોતાના બે હાથમાં મોઢું ઢાંકી દઇને આર્ડન ડુસકાં ભરતો ભરતો બેઠો.

આર્ડનની આવી વિચિત્ર સ્થિતિ જોઇને સર્વને અચંબો થયો. ક્રોલીસીન્થના જાણવામાં નક્કી કાંઇ ગુપ્ત વાત આવેલી છે અને તેથીજ અત્યારે એ નિશ્ચયાત્મક અધિકારથી વાત કરી રહ્યો.છે એમ સૌને સમજાઇ ગયું; એટલે સર આર્શિબોલ્ડ પણ પોતાની ગૌરવતાનો પ્રતાપ જણાવતા બંધ પડયા અને ક્રોલીસીન્થને ધમકાવવાનું પણ એમણે તરતજ છોડી દીધું. સર અને લેડી રેડબર્ન તથા જીરોલ્ડ ત્રણે જણ પોતાની ખુરશીઓ ખસેડીને ટેબલ આગળ લાવ્યા એટલે ક્રોલીસીન્થે શરૂઆત કરી.

" હું નકામું ટાયલું કરીને મારી વાત લંબાવવા માગતો નથી. મારી વાત સાદી અને સીધી છે; છતાં એ સાંભળીને સર આર્શિબોલ્ડ, તમે અને કેપ્ટન રેડબર્ન, તમે પણ આશ્ચર્યના મહાસાગરમાં ડુબી જશો. હું આજથી ૩૧ વર્ષ ઉપરની વાત કહું છું. તે વખતે હું ઓકલેમાં નવો સવોજ ડોકટર હતો. મારાથી જુના અને જામી ગયેલા ડોકટરો આગળ મારૂં શું ચાલે ? એટલે મહા પરાણે મારી આજીવિકા હું ચલાવી રહ્યો હતો. હું પરણેલો હતો અને મારી સ્ત્રી ગર્ભવતી હતી એટલે મારે પૈસાની તો ઘણી જરૂર હતી. મને તો મારા ધંધામાં પુષ્કળ પૈસા કમાવાની આશા હતી; પણ મારે નિરાશ થવું પડયું અને જીવન સંગ્રામમાં મારે અનેક વિટંબણા વેઠવી પડી. પરંતુ મને તેમાં એકાએક વિજય પ્રાપ્ત થાય એવો એક બનાવ બન્યો. એક દિવસ રાતે અગીઆર વાગ્યાને સુમારે મારી સ્ત્રી એની

શિથિલ પ્રકૃતિને લીધે વ્હેલી સુઇ ગઇ હતી. મેં એક બાઇ નોકરને રાખી હતી તે પણ સુઇ ગઇ હતી અને હું સુઇ જવાની તૈયારી કરતો હતો; તેવામાં કોઇએ મારૂં બારણું ઠોકયું. મેં નીચે જઇને બારણું ઉઘાડયું એટલે ઘરમાં મારા ઓળખીતા એક સદ્‌ગૃહસ્થ આવ્યા. તેમની સાથે હું મારા દવાખાનાના રૂમમાં ગયો. આવનાર ગૃહસ્થ ઘણા ગભરાટમાં હતા અને એમનું મન જરાએ ઠેકાણે નહોતું એમ કહું તોયે ચાલે. એ બેઠા અને કાંઈ ભાગ્યા તુટયા શબ્દોમાં બોલ્યા કે; "ડોકટર, એક આબરૂદાર કુટુંબની યુવતી પત્ની પદને પામ્યા પહેલાંજ સગર્ભા થઇ છે અને અત્યારે તેને પ્રસવકાળ આવી લાગ્યો છે માટે એને પ્રસવ કરાવવા તમારી વૈદકીય સહાયની ખાસ જરૂર છે. તમે હમણાં ને હમણાં મારી સાથે આવશો ?" મેં તે સદ્‌ગૃહસ્થ મને જયાં તેડી જાય ત્યાં જવાની હા પાડી; એટલે એમણે મને કહ્યું કે ડોકટર મારી સાથે તમે આવવા તો તૈયાર થયા છો પણ તે પહેલાં તમારે હું કહું તેમ વર્તવાની શરત કબુલ કરવી પડશે. જો તેમ કરવા તૈયાર હો તો તમારી ફી બદલ તમને સો ગીની મળશે. સો ગીની જેવી રકમ તો મારે મન મહા મોટી મીલકત થઈ પડે તેવું હતું. કારણ કે તે વખતે મારી આર્થિક સ્થિતિ બહુ કફોડી થઇ ગઇ હતી, અને હવે મારૂં શું થશે એવી ચિંતાથી હું થોડી મિનિટ પૂર્વે તો રડી પડયો હતો. એટલે આવી મોટી રકમ મળે તો ગમે તેવી શરત હોય તોયે તે પાળવાનું મેં કબૂલ કરી દીધું. મેં કબૂલ કર્યું એટલે તે ગૃહસ્થે મને કહ્યું કે હું જે સ્થળે તમને લઈ જવા માગું છું તે સ્થળથી તમે સર્વથા અપરિચિતજ રહો એવી મારી ઇચ્છા છે. માટે તમારે આંખે પાટા બંધાવવા પડશે અને બાજી જે જે સુચનાઓ

હું કહું તે પ્રમાણેજ તમારે વર્તવું પડશે. એ પ્રમાણે વર્તવા હું તૈયાર થઇ ગયો એટલે તે ગૃહસ્થે મને પહેલાજ પચાસ પાઉંડ આપી દીધા. પૈસા જોઇને મારા હર્ષનો તો પારજ ન રહ્યો. હું તો લાગલોજ મારી પત્નીના શયનખંડમાં દોડયો અને એને આ ખુશ ખબર કહીને તરત મારા દવાખાનામાં પાછો ફર્યો. પછી પ્રસવ સમય માટે જોઇતી દવા વિગેરે લઇને તે ગૃહસ્થની સાથે હું ઘરથી બહાર નીકળ્યો.

અમે દેવળની પાસેની ગલીમાં ગયા. ત્યાં એક ગાડી ઉભી હતી. અમે ત્યાં પહોંચ્યા એટલે ઘોડા પાસે ઉભેલો સખસ ત્યાંથી એકદમ ચાલ્યો ગયો. રાત અંધારી ઘોર હતી. ગલીમાં પણ તે વખતે કોઇની અવર જવર નહોતી; એટલે પેલા ગૃહસ્થે પોતે સાથે આણેલો મોટો રૂમાલ કાઢયો અને મારી આંખે બાંધી દીધો ત્યારપછી મારો હાથ ઝાલીને એણે મને ગાડીમાં બેસાડયો. એ પણ મારી પાસે બેઠો. ગાડીમાં બેઠા પછી હું પાટો છોડી ન નાખું તેટલા સારૂ મારા હાથનાં મોજાં કઢાવી નંખાવીને મારા હાથ ઘુંટણ ઉપર મુકાવ્યા.

આ પ્રમાણે સાવચેતી રાખીને એણે ગાડી હાંકવા માંડી. અડધોએક કલાક મારે મુસાફરી કરવી પડી; પરંતુ મને એમ લાગ્યું કે સીધે અને ટુંકે રસ્તે જવાને બદલે મને ભુલાવામાં નાંખવાને હાંકનાર ગૃહસ્થે લાંબો અને અવળો રસ્તો લીધો હતો. આ હકીકત મારા ધ્યાનમાં તો ન આવત; પણ હાંકનાર ગૃહસ્થે બે ત્રણ વખત ઘોડાની લગામ ખેંચીને ઘોડાને ઉભો રાખ્યો હતો અને કયે રસ્તેથી જવું તેનો વિચાર કરીને એ હાંકતો હોય એમ મને જણાયું.

જો એ સીધે રસ્તેજ મને લઇ જતો હોત તો આમ બે ત્રણ વખત એને ઘોડાને ઉભો રાખવાની કશીએ જરૂર નહોતી; પણ આડા અવળા રસ્તાનો એ ભોમીઓ નહિ હોવાથી એને આમ કરવું પડેલું. અડધા કલાકે અમે અમુક સ્થળે આવી પહોંચ્યા એટલે પેલા ગૃહસ્થે મને ગાડીમાંથી નીચે ઉતાર્યો અને હું પાટો ન છોડી નાખું તેથી મારા હાથ પણ એણે નીચાજ રખાવ્યા. એ પોતેજ ઘોડાને બાંધતો હોય એમ જણાયું કારણ કે, પાસે ઘોડાવાળો કે કોઈ બીજું માણસ જણાતું નહોતું.

પછી એણે મારો પાટો બરોબર બાંધેલો છે કે છુટી ગયો છે તે તપાસ્યો અને ત્યાર પછી મારો હાથ ઝાલીને એણે મને દોરવા માંડ્યો. મારા મનમાં સ્વાભાવિક રીતેજ આ ગુપ્ત રહસ્ય જાણવાની પ્રબળ ઇચ્છા થઈ આવી. મને એમ થયું કે જો આ રહસ્યની મને ખબર પડી જાય તો જરૂર મારા ઘરમાં પૈસાનો વરસાદ વરસે; એટલે જો કે મારી આંખે પાટા બાંધેલા હતા, મારા હાથ નીચે લટકતાજ રખાવ્યા હતા; છતાં હું કેવી જમીન ઉપર ચાલું છું તેનું મારા પગ દ્વારા હું અનુમાન કરી શક્યો. જે જે દરવાજા અને દ્વારમાંથી મને લઇ જવામાં આવ્યો તે સર્વ મેં સ્મરણમાં રાખ્યું, અને જેટલા જેટલા વાંક વળવાના આવ્યા તે પણ મેં યાદ રાખી લીધા. આખરે અમે એક ઘરમાં આવી પહોંચ્યા. દાદરે ચઢ્યા. ચઢતાં ચઢતાં મેં દાદરનાં પગથીઆં ગણી લીધાં. ઉપર જઇને મને એક સુવાના ઓરડામાં લઇ ગયા એટલે પેલા ગૃહસ્થે કહ્યું કે, આ ઓરડામાંજ પેલી સગર્ભા યુવતી પ્રસવકાળની તૈયારીમાં છે. મારી સાથે એટલી વાત કર્યા પછી એણે કોઈ બીજી

વ્યક્તિને કાનમાં કહ્યું. તે અન્ય વ્યક્તિના અવાજ ઉપરથી મને માલમ પડયું કે તે સ્ત્રી હતી. પછી પેલો ગૃહસ્થ ચાલ્યો ગયો અને હું એ ઓરડામાં પેઠો. પછી ઓરડાનું બારણું બંધ થયું. પેલી બાઇ જે પેલા ગૃહસ્થ સાથે વાત કરતી હતી તેણે મને પૂછ્યું કે; "ડોકટર, તમારો પાટો છોડયા સિવાય તમે તમારું કામ કરી શકશો ખરાને ?"

મેં ચોખ્ખી ના પાડી અને કહ્યું કે પાટો છોડયાં વગર મારાથી એ બાઇને તપાસાશે નહિ અને કરવા યોગ્ય કાંઈ પણ થઇ શકશે નહિ.

એણે મને સમજાવ્યો તો ઘણોયે. પણ હું એકનો બે ન થયો. મેં કહ્યું કે પાટો નહિ છોડો તો, હું તો આવ્યો તેવો પાછો જઇશ. તમને કશી મદદ નહિ કરી શકું. એટલે એણે એક ખુરસી ખસેડી લાવીને તેના ઉપર મને બેસાડયો. પછી કેટલીક સેકંડનો વિલંબ કર્યા પછી એ બાઇએ મને પાટો છોડી નાખવાની આજ્ઞા કરી. તરતજ મેં પાટો છોડી નાખ્યો. પાટો છોડતાંજ ઓરડાની સુંદરતા મારી દૃષ્ટિએ પડી અને ત્યાંની સર્વ રચના મારી સ્મરણ નોંધમાં લખાઈ ગઇ. પરંતુ પેલી યુવતીના મુખ ઉપર તો કાળો બુરખો નાખેલો હતો; તેમજ પેલી બાઈ જે મારી સાથે વાત કરતી હતી તેનું મોઢું પણ ઢાંકેલુંજ હતું.

ત્યાર પછી અલ્પ સમયમાં આ યુવતીને પ્રસવ થયો. બાળક ઘણું સુંદર હતું અને એની માતાની પ્રકૃતિ પણ જલદીથી પ્રસવ વેદનાથી સ્વસ્થ થઇ જશે એમ મને લાગ્યું.

પેલી બાઇ પ્રસૂતાની સારવારમાં હતી પણ એના પોષાક

ઉપરથી એ આ ઘરની દાસી તો નહિજ હોય; પણ આ પ્રસંગને માટેજ આણેલી દાયણ હોવી જોઇએ. અથવા તો આ પ્રસંગ સાચવી લેવાને કોઈ ભાડુતી બાઇ આણી હશે એમ મને લાગ્યું. મારી જરૂર પુરી થઇ એટલે પેલી બાઇએ મને પાછો આંખે કસકસીને પાટો બાંધી દીધો અને ઓરડાનું બારણું ઉઘાડયું; એટલે પાછો પેલોજ ગૃહસ્થ આવી પહોંચ્યો અને મને જે રસ્તે આણ્યો હતો તેજ રસ્તે પાછો લઈ જવામાં આવ્યો. દાદર ઉતરતાં ફરી પાછાં મેં એ પગથીયાં મારી ખાતરી કરવા ગણી જોયાં. બહાર ગાડી ઉભી હતી તેમાં મને બેસાડયો અને તે ગૃહસ્થે ગાડી હાંકી. આ વખતે પણ અડધો કલાક થયો. અને આખરે જતી વેળાએ હું જે જગ્યાએથી ગાડીમાં બેઠો હતો તેજ જગ્યાએ મને ઉતાર્યો. પેલા ગૃહસ્થે મને બાકીના પચાસ ગીની ગણી આપ્યા અને મને કહ્યું કે ડાકટર, તમારી પ્રેકટીસ સારી ચાલે તેને માટે હું ગુપ્ત રીતે તમને મદદ કરતો રહીશ. આડકતરી રીતે જ્યાં ત્યાં તમારા નામની ખ્યાતિ કરી દઇશ. એટલું કહીને એ એને રસ્તે પડયો અને હું મારે ઘેર આવ્યો.

ઉપરની ઘટનાને વર્ષોનાં વર્ષો વીતી ગયાં. લગભગ એકત્રીસ વર્ષ પાણીના રેલાની માફક વહી ગયાં ત્યારે આજે સત્ય વાર્તા હુ જાણી શકયો છું. મને તે રાતે આજ ભવનમાં તેડી આણ્યો હતો અને મીસ રેડબર્નનાજ શયનગૃહમાં મને લઇ જવામાં આવ્યો હતો; અને આ અહિં બેઠા છે તેજ ગૃહસ્થ મને તેડવા આવ્યા હતા. ”

એમ બોલીને એણે મી. આર્ડન તરફ પોતાની આંગળી લંબાવી.

ત્યાં બેઠેલા કોઇનાએ મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ. ભય અને આશ્ચર્યથી જાણે એ બધાએ સર્વાંગે રહી ગયા હોય એમ થઇ ગયું. અત્યારે કોઈના મોઢામાં જીભજ નહોતી. સર્વને ધ્રુજારી છુટી રહી હતી.

જીરોલ્ડને જો કે આન્ટજેન પ્રત્યે ઘણો દ્વેષ ભાવ હતો; છતાં જો આ કલંક પ્રસિદ્ધિમાં આવે તો એમનું આખું કુટુંબ કલંકિત થઈ જાય; તેથી આન્ટજેનનું કલંક બહાર ન આવે તે જોવાને એ પણ ઘણો ઉત્સુક હતો.

કોલીસીન્થે અધુરી વાત આગળ ચલાવી: " મને અત્યારે આ ભવનમાં લાવ્યા પછી પેલા ખાનગી દાદરે થઇને મીસ રેડબર્નના ચેમ્બરમાં લઇ ગયા; એટલે મે એ દાદરનાં પગથીઆં ગણી રાખ્યાં છે, તેમ નીચેની ઓસરીમાંથી વાડામાં જવાનું દ્વાર અને વાડામાંથી બાગમાં જવાનું દ્વાર મેં બરોબર નીરખી લીધું છે. તેવીજ રીતે જ્યાં જ્યાં વાંક વળવાના છે તે બધાએ વાંક મેં લક્ષપૂર્વક જોઈ લીધા છે. એ બધું અત્યારે જોઇને આજથી એકત્રીસ વર્ષ ઉપરની સર્વ ઘટના મારા સ્મરણમાં તાજી થઇ ગઈ છે, અને તેનો એકે એક દાખલો મને મળ્યો છે.

કેમ મી. આર્ડન, આ વાતનો તમારાથી ઇનકાર થઇ શકે એમ છે? તમે હમણાંજ તમારા ઉપર દયા કરવાની મને વિનંતિ કરી હતી. મેં જે રહસ્યનો શોધ કર્યો છે તે ગુપ્ત રાખવાની તમારી ઇચ્છા હતી શું કામ? કોની? તમારી ખાતર તો નહિજ. તમને તો એની પરવાએ કયાં હતી? હમણાં હમણાં તો તમે ઘણા ગર્વિષ્ટ બની ગયા છો. તમારી પત્નીને મારી પત્નીના સામું

આવી પહોંચ્યા. જેવો કોલીસીન્થને જોયો કે તેવાંજ બન્ને પતિ પત્ની ખરેખરાં ઉગ્ર થઇ ગયાં અને એમણે વિકાળ સ્વરૂપ ધારણ કરી દીધું. મી. આર્ડનની સ્થિતિ એને જોઇને જુદીજ થઇ ગઇ. કોલીસીન્થના મુખ ઉપર મક્કમપણું અને વિજય મેળવ્યો હોય તેવો આનન્દ જણાતો હતો એટલે આર્ડનનું મુખ કરમાઇ ગયું, નિસ્તેજ થઇ ગયું અને ધબ દઈને બારી આગળ પડેલી ખુરસી ઉપરજ એ ખિન્ન થઇને બેસી ગયો.

મી. આર્શિબોલ્ડ તો કોલીસીન્થ ઉપર ભભુકીજ રહ્યા હતા એટલે એને જોઇને એમનો ક્રોધ બમણા વેગથી ઉછળી રહ્યો અને ધુંધવાઇને બોલ્યા: "કોલીસીન્થ, તમે લેડી રેકબર્ન પ્રતિ જે અવિવેક અને જંગલીપણું દર્શાવ્યું છે તેને માટે મને તમારા ઉપર એટલો બધો તિરસ્કાર ઉત્પન્ન થાય છે કે તે દર્શાવવાને મારી પાસે પુરતા શબ્દોએ નથી."

"સર આર્શિબોલ્ડ, તમારી સાથે ખોટી જીભાજોડી કરવાને મને જરાએ અવકાશ નથી. મારે એક અગત્યનું કાર્ય કરવાનું છે અને તે પૂર્ણ કરીનેજ હું અહિંથી જવા વિચાર રાખું છું." ડૉક્ટરનાં આ અભિમાનભર્યાં વચનોથી બેરોનેટ અને લેડી રેકબર્ન બન્ને મુંઝવાઇ ગયાં. જીરોલ્ડ તો આશ્ચર્યચકિત થઇને જોઇ રહ્યો.

પરંતુ મી. આર્ડન તો બેઠો હતો ત્યાંથી એકદમ ઉભો થઇ ગયો, કોલીસીન્થ પાસે દોડી ગયો, એનો હાથ પકડ્યો અને ગભરાતાં ગભરાતાં એના કાનમાં એણે ધીમે રહીને કહ્યું: "મી. કોલીસીન્થ, ઈશ્વરની ખાતર મારા ઉપર દયા કરો."

આર્ડનનું કહેવું કોઇએ સાંભળ્યું નહોતું. છતાં એના મનમાં

મી. આર્ડન તથા મીસ રેડબર્નનોજ પુત્ર હોઇ શકે એ મારી માન્યતાને પુષ્ટિ મળે છે. ”

મી. આર્ડન અત્યાર સુધી ઉંધું ઘાલીને બેસી રહ્યા હતો તેણે હવે ઉંચું જોયું અને ચીરાઇ જતા અંતઃકરણે ફાટી પડતા હૃદયે એ બોલ્યો:—“ હા, એજ, એજ. મી. કોલીસીન્થ તમે સત્યજ કહ્યું છે સર આર્શિબોલ્ડ રેડબર્ન, ખરેખર હું એક મોટો દુર્ભાગી અને પાપી છું. ”

આ અવનવું વૃત્તાંત સાંભળીને બેરોનેટના મનમાં અજબ ખળભળાટ મચી રહ્યો. લેડી રેડબર્નને તો સખત ઘા લાગી ગયો. ફ્રીરોલ્ડ પણ ભયગ્રસ્ત થઈ ગયો. એને એમ થયું કે, “ આ સત્ય વાર્તા હોય, તો હું શું મોઢું લઇને મારી રેજીમેન્ટમાં પાછો જઇશ?” ફ્રેડરિક લોન્સડેલની સર્વ વિપત્તિનું મૂળ તો હું છું; તો જગતને મારૂં મોઢું શી રીતે બતાવી શકીશ ? ”

બેરોનેટને જરાએ જંપ ન વળ્યો. દિવાનખાનામાં એમણે પાંચ છ આંટા માર્યા પણ એમની ગભરામણ વધતી જતી. આખરે એ આર્ડન પાસે આવીને ઉભા રહ્યા અને એને કહ્યું “ મી. આર્ડન, હવે તો બધી વાતનો અંગીકાર અને સ્વીકાર થાય તો વધારે સારૂ. મી. કોલીસીન્થની વાર્તામાં જ્યાં જ્યાં ત્રુટીઓ હોય તે ત્રુટીઓ તમે પુરી કરો અને સવિસ્તર નિવેદન કરો. ”

“ મારે મારા ભાગ્યનું જે પ્રાયશ્ચિત્ત કરવું પડશે તે હું ઘણી ખુશીથી કરીશ. મારી કીર્તિને ડાઘ લાગી જશે તોયે કરીશ. એમ બોલતો મી. આર્ડન ગળગળો થઇ ગયો, એની આંખમાં આંસુ આવી ગયાં. સજળ નેત્રે ઉપલા વૃત્તાંતનું એ વિવરણ કરવા

લાગ્યો; પણ તેમ કરતાં કરતાં તો એ ચોધાર આંસુએ રડી રહ્યો હતો. દયા અને ક્ષમાનાં દાન માગી રહ્યો હતો. એટલે એ સ્થિતિમાં એણે જે તુટક તુટક વૃત્તાંત કહેવા માંડયો તે અમે એનાજ શબ્દોમાં મુકીએ તેના કરતાં સમાસતઃ અમે એનો ભાવાર્થજ વાંચનાર સમક્ષ રજુ કરવો યોગ્ય ધારીએ છીએ.

આ વાર્તાની શરૂઆત જ્યારથી થાય છે, તેનાં લગભગ ૩૨ વર્ષ પૂર્વે સર આર્ચિબોલ્ડની ભગિની જેન રેડમન્ડ સોળ વર્ષની સુંદરી હતી. આનંદી, હસમુખી અને સંસારથી તદ્દન અજાણી હતી. એનું હૃદય નિર્મળું હતું એટલે કોઇ પણ વસ્તુની છાપ એના હૃદયમાં તરતજ પડી જતી. એનાં માતાપિતા એની નાની ઉંમરમાંજ ગુજરી ગયાં હતાં એટલે બેઉ ભાઇબેન એકલાંજ પડી ગયાં હતાં, અને એમના ભવનમાં વૃદ્ધ કાકી એમના ઉપર દેખરેખ રાખ્યા કરતાં હતાં. તે પણ જેન પંદર વર્ષની થઈ તે અરસામાં ગુજરી ગયાં. જેનનું શિક્ષણ પુરૂં થયું એટલે એની શિક્ષિકાને પણ રજા આપવામાં આવી; એટલે ભવનમાં બે માણસની વસતી હતી તે પણ ગઇ અને આખા ભવનમાં હવે આ બે ભાઇબેન શિવાય કોઇ એમના અંગનું રહ્યું નહિ. સર આર્ચિબોલ્ડની ઉંમર તે વખતે છવ્વીસ વર્ષની હતી. એ કુંવારા હતા વળી આનંદી અને માથાં મારનાર હતાં. જ્યારે ગામડામાં રહેતા ત્યારે એ શિકારનાજ ઘણા શોખીન હતા; અને લંડન જતા ત્યારે દારૂ વિગેરેના છંદમાં પડતા. એમને નાનપણથીજ પોતાની બેન પ્રત્યે ઘણો સ્નેહ હતો; છતાં ઉપરોક્ત શિકાર અને દારૂ વિગેરેના છંદમાં પડતાં એને પણ એ ભુલી જતા હતા, અને બેનને એકલી મુકીને

પોતાના શોખ પુરા કરવાને ઘણુંવાર એ બહારના બહારજ રહેતા હતા. પોતાની પ્રિય ભગિની ઘેર એકલી છે, કોઇ વડીલ કે સમજુ સ્ત્રી ઘરમાં નથી એટલે એને કેમ ગમશે વિગેરે કશો વિચાર સર આર્શિબોલ્ડને ન આવ્યો. પરિણામ એ આવ્યું કે સોળ વર્ષની નાની વયમાં ગૃહનો સર્વ કારભાર એક પુખ્ત વયની સ્ત્રીની માફક જેનને માથે આવી પડયો. મેનોર ભવનની અધિષ્ઠાત્રી મીસ રેડબર્નજ થઇ રહી હતી; એટલે ગૃહકાર્યમાં એને કોઇને કશુંયે પુછવાપણું રહ્યું નહોતું. પોતાને યોગ્ય લાગે તેમજ એ સર્વ કાર્ય કરતી હતી. આ અરસામાંજ ઓકલેના દેવળમાં મી. આર્ડનની ધર્મગુરૂ તરીકે નીમણુક થઇ હતી એટલે એ ઓકલેમાંજ હતો. તે વખતે એની ઉંમર આસરે બત્રીસ વર્ષની હતી. જાતે ઘણો દેખાવડો અને મોહક હતો. વાતોમા સામા મનુષ્યને આંજી નાખવાની એનામાં અજબ શક્તિ હતી. એ પરણેલો હતો અને બે છોકરાંનો બાપ થયો હતો. વિશ્વવિદ્યાલયમાં હતો ત્યારથીજ એ રંડીબાજ હતો. વિદ્યાલય છોડયા પછી પણ એની તે કુટેવ તો છુટીજ નહોતી. એના એવા દુર્ગુણને લીધે તો બે ત્રણ વખત ધર્મગુરૂની પદવી મળતા એને વિક્ષેપો નડયા હતા.

આખરે સર આર્શિબોલ્ડ સાથે એને મિત્રતા થવાથી એમની લાગવગથી ઓકલેના દેવળમાં એની નીમણુક થઇ હતી. મિત્રતાના હકથી મી. આર્ડનનું મેનોરભવન આવવું જવું થતું હતું એટલે ભોળી ભાળી, દુનિઆની બીન અનુભવી અને સર્વાંગ સુંદર સુંદરી આન્ટજેન-ની દૃષ્ટિ એના ઉપર પડી અને એનો મનોભાવ આર્ડન ઉપર ચોંટયો. દુષ્ટ અને નીચવૃત્તિવાળાએ સુંદરીનો મનોભાવ જાણી લીધો

અને એ નિર્દોષ અબળાને એણે મોહપાશથી બદ્ધ કરવા માંડી. જેનનો મોહ એના પ્રતિ દિનપ્રતિદિન વધવા લાગ્યો; પણ એ મોહ છે કે મિત્રતા છે તે એને બિચારીને સમજ ન પડી. એની રસિક વૃત્તિનું ધીમે ધીમે વિલાસના વેષમાં રૂપાંતર થયું. એનું હૃદય પેલા વિષયવાસનાના લોલુપે ચોરવા માંડયું. તે એટલે સુધી કે ભુલાવામાં નાખનારી વિષયની વિષમ ઝાડીમાં એ ભેરવાઈ પડી. એના કામ-વાસના પ્રદીપ્ત થતી ચાલી અને એને આર્ડને પોતાની મધુરી મોરલીના નાદથી વધારે ઉદ્દીપન કરી દીધી. વિલાસ સુખ ભોગવવાને એની ઇંદ્રિયો તનમનાટ કરી રહી હતી અને મદનનો માર સહ્યા કરતી હતી; પરંતુ શરમ અને સદ્‌વૃત્તિ એની મદનજ્વાળાને શાંત કરવામાં અવરોધ કરી રહી હતી. આ નટખટ આર્ડને પોતાનું ખળપણું પુરેપુરૂં જણાવ્યું. પોતાની અવળી દલીલોથી એને ભોળવી દીધી. એની શરમ અને સદ્‌વૃત્તિ તજાવી અને છેવટે એ ખલે એ કુમારિકાની કુમારી અવસ્થાનો ભ્રંશ કર્યો અને એનું કુમારૂં જોબન લુંટી લીધું. એની ખીલતી યૌવન વાડીનો હ્રાસ કરી નાખ્યો.

સર આર્શિબોલ્ડ ઘણું ખરૂં બહારજ રહેતા; એટલે મી. આર્ડન અને જેનને આડખીલી રૂપ કશું ન રહ્યું. તેમ તેમ એમની એ અયોગ્ય વિષય વૃત્તિને વધારે વધારે પોષણ મળતું ગયું. બન્નેનો આવા પ્રકારનો કલુષિત સબંધ કોઇના પણ જાણવામાં આવ્યો નહિ તેમ તેવી ગંધ સરખી પણ બહાર આવવા પામી નહિ. એમનો આ સબંધ પરિણામ પામ્યો અને જેનને કુમારી અવસ્થામાંજ ગર્ભ રહ્યો એટલે બન્નેના હૃદયને બીતી લાગી; છતાં એમણે એટલી બધી સાવચેતી રાખી કે છેક છેવટ સુધી પણ જેનની સગર્ભાવસ્થાની કોઇને ખબર પડી નહિ.

જેન એવી યુક્તિથી રહેતી હતી કે મેનોર ભવનની દાસીઓ પણ એની વાત જાણી શકી નહિ. જેનનો પ્રસવકાળ સમીપ આવી પહોંચતો હતો તે અરસામાંજ સર આર્શિબોલ્ડ રેડબર્નને ત્રણ ચાર માસ લંડનમાંજ રહેવાનો વિચાર થઈ આવ્યો. એટલે પોતાની ભગિનીને પણ પોતાની સાથે આવવાનું કહ્યું. પરંતુ " મને તો મેનોર ભવનમાંજ રહેવા દો. હું અહિંજ રહીશ. " એમ કહીને એણે પોતાના ભાઇ સાથે જવાનું માંડી વાળ્યું. ભાઈ એ સાંભળીને જરા વિસ્મિત તો થયો; પણ હમણાં હમણાં તો એ જેમ કરે તેમજ એને એ કરવા દેતો હતો. અને હવે એ લાયક ઉમરની થઇ છે; માટે ભલે એ એની મુનસફી પ્રમાણે વર્તે એમ ધારીને સદ્ભાગ્યે પોતાની સાથે એને તેડી જવાનો વધારે આગ્રહ ન કર્યો અને જેન ભવનમાંજ રહી.

મી. આર્ડનના મનને તો, આ એક મોટું શૂળ દૂર થયું એમજ લાગ્યું અને એના જીવને પણ હવે રાહત મળી. સગર્ભાવસ્થામાં જેને કેમ વર્તવું, સર્વ વાત કેમ ગુપ્ત રાખવી વિગેરે અનેકવિધ સૂચનાઓ મી. આર્ડન એને વારંવાર આપતો હતો. એની સૂચનાને અનુસરીને " જેને " પોતાની એક અંગત દાસીને પણ રજા આપી દીધી. બીજા નોકરોને પણ એણે એવો હુકમ આપી દીધો કે રાતે અમુક વખત પછી એમણે પોત પોતાની ઓરડીઓમાંથી બહાર નીકળવું નહિ અને ભવનને સર્વ સ્થળે તાળાં વાસીને કુંચીઓ એને આપી જવી.

આન્ટજેને ભરનમાં આવી વ્યવસ્થા કરી અને મી. આર્ડને તે દરમ્યાનમાં ગામમાંથી એક આન્ટ નામની વૃદ્ધ સ્ત્રીને ખોળી કાઢી.

તેણે તેને પોતાના વિશ્વાસમાં લઇને મેનોર ભવનમાં મીસ રેડઅર્ન પાસે રજુ કરી અને એને પોતાનું કાંઇ કામકાજ કરવાને માટે રોજ આપવાનો કહીને જેને રાખી લીધી. આમ કરવાથી કોઈને કાંઇ વહેમ પણ ન ગયો અને ગ્રાન્ટનો ભવનમાં પગ પેસારો થયો. મીસીસ ગ્રાન્ટ સાથે ગુપ્ત રીતે એવો પણ પ્રબંધ કરેલો હતો કે જો આન્ટજેનને પ્રસવેલું બાળક જીવે તો એને મીસીસ ગ્રાન્ટે પોતાની પાસેજ રાખવાનું હતું અને એણેજ એને ઉછેરવાનું હતું. પ્રસવ સમયે બીજા કોઇને ન બોલાવતાં ડો. કોલીસીન્યનેજ બોલાવવો એવો પણ વિચાર મી. આર્ડને મને સાથે કરી મુકયો હતો. મી. કોલીસીન્ય ગામમાં નવો સવો ડોકટર હતો, એની પ્રેકટીસ ચાલતી નહોતી અને પૈસા વગર એ મુઝાઈ ગયો હતો; તેથી પૈસાની લાલચે ગમે તે સરતો સ્વીકારીને પણ એ પ્રસંગ સાચવી લેશે એમ આર્ડનને ખાતરી હતી. એટલે બધી એના ધાર્યા પ્રમાણે વ્યવસ્થા થઇ ગઈ અને ગુપ્ત રહસ્ય સચવાયું. જેનના પ્રસવ સમયે મીસીસ ગ્રાન્ટ હાજર હતી. બીજા નોકર ચાકરો નિત્ય નિયમ પ્રમાણે જેનની આજ્ઞાનુસાર પોતપોતાની ઓરડીઓમાં હતા. ભવનના દરવાજાની કુંચીઓ જેન પાસે હતી એટલે ડોકટર આવ્યો, ગયો પણ કોઇને કશી ખબર પડી નહિ. બાળકનો જન્મ થયો એટલે એને લઇને મીસીસ ગ્રાન્ટ તેજ રાતે ઘેર ચાલી ગઇ. આર્ડન પણ ઘેર ગયો. સવાર થયું, નોકર ચાકર બધા ઉઠયા પણ રાતની વાતની કોઇનેયે ખબર પડી નહી. મીસીસ ગ્રાન્ટ એ બાળકને પોતાને ઘેર લઈ ગઇ; પણ કેટલાક દિવસ તો પોતાના ઘરમાં નાનું બાળક છે એવું કોઇને જણાવા દીધું નહિ. અહિં જેનની પ્રકૃતિ અસ્વસ્થ છે એ નિમિત્તથી એ પોતાના શયનગૃહમાંથી બે ત્રણ દિવસ બીલકુલ બહાર ન નીકળી.

એટલે બાળકના જન્મની વાત ગુપ્તજ રહી. પછી યોગ્ય સમય જોઇને મીસીસ ગ્રાન્ટે પોતાના ઘરમાં બાળક છે એમ જણાવી દીધું, અને જે દિવસે તેણે એ વાત જણાવા દીધી તેજ દિવસે પોતાની પાસે બાળક આવ્યું છે એમ જણાવ્યું. એમ કરતાં કરતાં ઘણો કાળ વહી ગયો.

ડો. કોલીસીન્થ મીસીસ ગ્રાન્ટને ઓળખી ગયો હતો. એટલે એને એમ તો થયું કે પ્રસવ વખતે આ બાઇજ હતી અને એના ઘરમાં જે બાળક ઉછરે છે તે બાળક પણ તેજ હશે. તેથી એ કોનું બાળક હશે એનું ખરૂં રહસ્ય જાણવા મીસીસ ગ્રાન્ટને એણે બહુએ સમજાવી; પરંતુ આ બાઇને તો આ રહસ્યને ગુપ્ત રાખવા પૈસા મળતા હતા એટલે એણે તો કાને હાથજ મુકી દીધા અને કોલીસીન્થ નિરાશ થઇ ગયો. મીસીસ ગ્રાન્ટ ઘણી વિશ્વાસપાત્ર નીવડી. બાળકના ભરણ પોષણ માટે દર અઠવાડીએ એને અમુક રકમ મળતી. જ્યાં સુધી આ વાત ગુપ્ત રાખે ત્યાં સુધી એને એ રકમ મળ્યાજ કરવાની હતી; તેથી પોતાના હિતની ખાતર પણ એ રહસ્ય જાળવવામાં એનો સ્વાર્થ સમાયલો હતો. અત્યાર સુધી તો કોઇનુ અમથું આટલું તેટલું કામ કરીને એ પોતાનું ગુજરાન ચલાવતી હતી, પણ પછી એણે એક નાની દુકાન માંડી. પરંતુ એમાંથી એનું પુરૂં થાય એવું એને ક્યાંયે મળતું નહિ. એટલે એને કોઇ ગુપ્ત સ્થળેથ ગુપ્ત સહાય મળતી હોવી જોઇએ એમ ગામમાં વાતોએ થવા લાગી. પરંતુ કયે સ્થળેથી એવી સહાય મળે છે તેનું કોઇ અનુમાન કરી શક્યું નહિ. ધર્મગુરૂ તરીકે મી. આર્ડન સાધારણ રીતે વખતો વખત ગામમાં ધાર્મિક પુરૂષોની મુલાકાત લેતા

તેવી રીતે મીસીસ ગ્રાન્ટને ત્યાં પણ એ જતો અને કોઈ ન દેખે તેમ એના હાથમાં નક્કી કરેલી રકમ એ ધીમે રહીને મુકી દેતો. આવી રીતે કરવાથી કોઇને એના વિષે જરાએ શંકા થઇ નહિ.

બાળકનું નામ ફ્રેડરિક લોન્સડેલ પાડયું. નામ પાડવામાં બાળકના પિતા કે માતા કોઈનું એ કાંઈ પણ સુચન નહોતું. એ તો મીસીસ ગ્રાન્ટે પોતાની બુદ્ધિથીજ અને કેટલાંક નામોમાંથી ફ્રેડરિક નામ પોતાને વધારે પસંદ પડવાથી તે નામ રાખ્યું, અને અટક તરીકે કોઇ જુના છાપામાં લોન્સડેલ નામ જડી આવવાથી તે રાખ્યું. એટલે એનું આખું નામ ફ્રેડરિક લોન્સડેલ થયું. આ પ્રમાણે બાળક મીસીસ ગ્રાન્ટને ત્યાંજ ઉછરીને મોટો થયો અને એના જન્મ સંબંધી બધી વાર્તા ગુપ્ત રહી તો રહી, પણ કોઇને તે વિષે કાંઇ શંકા સરખીએ ન ગઈ. આ બાળકના જન્મ પછી આન્ટ જેન અને આર્ડન વચ્ચે કશોએ પ્રેમ હતો કે કેમ એવો વહેમ પણ ગયો નહિ. દુનીઆએ કશું જાણ્યું નહિ. પણ જેનના મનમાં પોતે પાપાચરણ કર્યું છે તેનો પસ્તાવો થવા લાગ્યો. એનો સ્વભાવ બદલાઇ ગયો, એનું મન વહેમી બની ગયું અને સંસાર પ્રત્યે એ શત્રુવટથી જોવા લાગી. મી. આર્ડન એક ખરેખરો બદમાસ, ઢોંગી અને ધર્મ ગુરૂની પદવીને લજાવનારો વિષયનો કીડો છે એમ એને જણાયું. હવે એને માનવ જાતમાંથી વિશ્વાસ ઉઠી ગયો. સર્વને તિરસ્કારની દ્રષ્ટિથી એ જોવા લાગી એટલે એની વાણીમાં પણ કઠોરતા અને કર્કશતા આવી લાગી. અને પછી તો ધીમે ધીમે કટુતા ભરેલી વાણી બોલવાની એને ટેવજ પડી ગઇ. મનની સ્વસ્થતા ચાલી ગઈ તેની સાથે એના તનની પણ સ્વસ્થતા પ્રમાણમાં

જતી રહેવા લાગી; અને એનું તન અને મન બન્ને નબળાં પડતાં ગયાં. દિવસે દિવસે એ ઘસાતી ચાલી. હવે આર્ડનમાં એનો યત્કિંચિત પણ પ્રેમ રહ્યો નહોતો. એ દુનીઆની અનુભવીઅણુ બની હતી એટલે પોતાને કલુષિત કરનાર, પોતાને અવળે પંથે ચઢાવનાર દુરાત્મનનું કાળું દ્રશ્ય એ પરખી ગઇ હતી. ડહાપણ અને દીર્ઘ દૃષ્ટિ વાપરીને એણે આર્ડન સાથે કલહ ન શોધ્યો. પ્રસંગોપાત બન્ને એક બીજાને મળતાં તે પણ સાધારણ પરિચય હોય તેમજ એક બીજા સાથે વર્તતાં. જન્મ પછી જેન સદાને માટે પવિત્ર રહી હતી. ભવિષ્યમાં એનાથી એક પણ પાપાચરણ થયું નહિ.

અયોગ્ય વર્તનથી જન્મેલો પુત્ર માતાપિતાનાં ખુલ્લાં લાડનું તો સ્વપ્નું એ ક્યાંથી દેખે. પણ માતા પિતાના અંતરમાં એ બાળક માટે કાંઇ એ ભાવ હતો કે નહિ તે પ્રશ્ન અત્રે સ્વાભાવિક રીતેજ ઉપસ્થિત થાય છે. બાળક એટલો એ ભાગ્યશાળી નહોતો. મી. આર્ડનને તો એ પુત્ર પ્રત્યે જરાએ પ્રેમ નહોતો. કારણ કે અયોગ્ય સંબંધથી થયેલા બાળક ઉપર પિતાની પ્રીતિની શી આશા રાખી શકાય ? જેમ જેમ ફ્રેડરિક લોન્સડેલ વયે વધતો ગયો તેમ તેમ આર્ડનનો તિરસ્કાર અને દ્રોહ પણ વધતો થયો. પરંતુ માયાળુ હૃદયની બાઇ મીસીસ આન્ટ જીવી ત્યાં સુધી તો એનો દ્રોહ મનમાંજ સમાઇ રહેતો હતો. પિતાના કરતાં માતાનું હૃદય તો જુદી રીતેજ ઘડાયલું હોય છે. ગમે તેવા અયોગ્ય સંબંધથી પુત્ર જન્મ્યો હોય તોયે માનું હૃદય તો તેવા પુત્રને માટે પણ તલસે છે; છતાં આન્ટ જેન તેવી માતાઓમાં અપવાદ રૂપજ હતી. એને તો આખી નરજાતિ ઉપર તિરસ્કાર આવી ગયો હતો અને પોતાનો પુત્ર પણ એજ જાતિનો

હોવાથી એના તરફ પણ એનું મન ઉચુંજ રહેતું. એટલે પોતાના બાળકનું મધુર મુખડું જોવાની કે એને પોતાની છાતીસરસો ચાંપવાની પણ એને ઇચ્છા થતી નહિ. મીસ રેડબર્નનું તનમન સોસાતું જતું હતું છતાં એનામાં ધર્મ વૃત્તિ વધારે ખીલતી જતી હતી. આર્ડનને એ ધુતારો અને ઢોંગી ગણતી હતી; છતાં દર રવિવારે બેય વખત એ પ્રાર્થનાને માટે દેવળમાં જવાનું ચુકતી નહિ. આટલું બધું હતું છતાં ફ્રેડરિક લોન્સડેલ મારોજ પુત્ર છે અને મારાથી અયોગ્ય વર્તન થઈ ગયું છે એમ કબુલ કરીને એણે પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત તો નજ કર્યું.

આગલાં પ્રકરણોમાં આપણે જોઇ ગયા કે ફ્રેડરિક લોન્સડેલ અરાઢ વર્ષનો થયો ત્યારે મીસીસ ગ્રાન્ટના ઘરમા આગ લાગી હતી અને એ બાઈ બિચારી માંદી હોવાથી બહાર ન નીકળી શકી અને અંદરને અંદરજ ભસ્મીભૂત થઈ ગઇ. આવી દયાજનક હોનારત બની પણ આર્ડનને તો કશુંયે લાગ્યું નહિ. એ તો આ ખબર સાંભળીને ઉલટો ખુશી થઇ ગયો. મીસીસ ગ્રાન્ટ ગુજરી ગઇ એટલે આન્ટ જેન અને આર્ડનને પોતાના પાપાચરણનું રહસ્ય હંમેશને માટે ગુપ્તજ રહેવાનું એમ લાગ્યું. ફ્રેડરિક લોન્સડેલ એકલો પડયો. ગુપ્ત સહાય આવતી બંધ થઇ એટલે એ નિરાધાર થઈ પડયો. પોતે પહેરેલા લુગડાભેરજ હતો, પાસે એક રાતો પૈસો પણ નહોતો. તે જાણીને આન્ટ જેનને પોતાના પુત્રની દયા આવી અને એને આજીવિકાનું કાંઇ સાધન મળે એટલા માટે કાંઇ કરવું એવી એણે મી. આર્ડનને છાની રીતે સુચના કરી. વધારામાં એણે કહ્યું કે "દ્રવ્ય હું આપીશ પણ એને તે પહોંચાડવું તમારે. તમે ધર્મ ગુરૂ છો એટલે

કોઇની દુઃખી સ્થિતિ જોઇને જાણે તમેજ સહાય આપી છે એમ લોકોમાં જણાશે અને તમારી કીર્તિને બટ્ટો નહિ લાગે. પરંતુ આર્ડનને ગળે આ વાત ન ઉતરી. એક પ્રમાણિક ધર્મવૃત્તિવાળા ધર્મ ગુરૂ તરીકે ઓકલેમાં તેમજ પાસેના ગામોમાં એની ખ્યાતિ થઇ રહી હતી; એટલે કદાચ કોઇને અમથીએ શંકા કરવાનું કારણ મળે એવું કરવાને એ બીલકુલે રાજી નહોતો. એના કરતાં તો પોતાનો એ પુત્ર ભૂખમરાથી ભલે પરલોકમાં ચાલ્યો જાય તેની એને પરવા નહોતી. કોલીસીન્થ ગામમાંજ રહેતો એટલે એની ચકોર આંખને જણાય કે ફ્રેડરિકને મી. આર્ડન તરફથી ગુપ્ત સહાય મળે છે; તો તરતજ એ આર્ડનના વિરૂદ્ધ અનુમાન બાંધી દે એવી પણ એને બીક હતી. એટલે લોન્સડેલને કશીએ સહાય ન મળવાથી આખરે પોતાનીજ માતાના ભાઇ એટલે પોતાના સગા મામા સર આર્ચિબોલ્ડ રેડબર્નના વજીફામાં એ એક મજુર તરીકે રહ્યો અને પોતાનું ગુજરાન નિભાવવા લાગ્યો. આ ઉપરથી એમ તો જણાઇ જ આવશે કે મીસ રેડબર્નના અંતરના ઉંડાણમાં પોતાના પુત્રને માટે કાંઇક સ્થાન હતું ખરૂં અને કોઈ વખતે માતાનું એ હૃદય પુત્રના દુઃખને દૂરથી જોઇને પણ પીડા પામતું હતું. જ્યારે ફ્રેડરિકને ભરતીમાં નોંધવાને માટે સર આર્ચિબોલ્ડ પાસે એને કાયદા પ્રમાણેની વિધિ કરવા લાવવામાં આવ્યો હતો, અને ત્યાર પછીથી એ હોલમાં થઇને પાછો ફરતો હતો તે વખતે મીસ રેડબર્નેં એના ઉપર વિચિત્ર પ્રકારે દૃષ્ટિ નિક્ષેપ કર્યો હતો. તે ક્રોધ કે આનંદનો નહિ પણ એની પ્રત્યે એની કાંઇ દયાની દૃષ્ટિ જણાતી હતી તે આપણે જાણીએ છીએ. ફ્રેડરિકને પણ એ વખતે એ દૃષ્ટિનો શો અર્થ હશે તે નહોતું સમજાયું. એને શી ખબર કે પોતાની માતાજ

પોતાના ઉપર અનુકંપાની દૃષ્ટિએ જોઇ રહી છે. પરંતુ વાત સત્ય હતી. પોતાનાજ પુત્રને માનો જણ્યો ભાઇ ભરતીમાં ધકેલી દેવા ઉધુક્ત થયેલો જોઇને એને કેમ ન લાગી આવે? આ વાત એણે આર્ડનને પણ કરી અને એને ઠપકો પણ આપ્યો કે "આપણા પુત્રને જાણી જોઇને ભરતીમાં મોકલી આપ્યો એ શું તમે સારૂં કર્યું? મારા ભાઈની હામાં હા મેળવીને આપણા નિર્દોષ પુત્રને કઢાવવામાં તમે પણ મદદ કરી એ જોઇને મારૂં તો હૈયું ચીરાઇ જાય છે." અને વાત એટલેથીજ અટકી.

આપણે આખી વાર્તા દરમ્યાન જોયું છે કે આન્ટ જેન જીરોલ્ડ રેડબર્ન પ્રત્યે જબરૂં વૈમનસ્ય રાખતી હતી અને એના તરફ એ કટાક્ષથી જોતી હતી. એણેજ પોતાના પુત્રને સર આર્ચિબોલ્ડની નોકરીમાંથી કઢાવી મુકયો અને એનાજ પરિણામે લોન્સડેલને ભરતીમાં જોડાવું પડયું એમ એ માનતી હતી. પોતાના એ પરિત્યક્ત થયેલા પુત્ર પ્રત્યે જો કે એને પ્રેમ નહોતો, એની એને કાળજી નહોતી છતાં એ પુત્રને હેરાનગતિ પહોંચાડનાર તરફ એનું મન દ્વેષીલું બન્યું હતું અને તેથીજ જ્યારે જ્યારે જીરોલ્ડ રેડબર્ન એની સમક્ષ લોન્સડેલનું કાંઇ પણ ઘસાતું બોલતો, ત્યારે ત્યારે એક અથવા બીજી રીતે જીરોલ્ડને ચટકો લાગી જાય તેવું કડવું વચન એ સંભળાવી દેતી હતી. ધીમે ધીમે એ કડવાશ વધતી વધતી છેક શિખરે પહોંચી ગઈ અને છેવટે હમણાં જીરોલ્ડ મીડલેટનથી એના માતા પિતાને મળવા આવી પહોંચ્યો અને ઉપર આપણે વાંચી ગયા તે પ્રમાણે વાત નીકળતાં "લોન્સડેલને મોતની શિક્ષા થઇ છે" એવું વાતમાંને વાતમાં જીરોલ્ડે કહ્યું ત્યારે તો એ શિક્ષાનું કારણભૂત જીરોલ્ડજ છે એમ ધારીને

આન્ટ જેન એના પ્રત્યે ક્રોધથી ઘણુંજ વિવશ બની ગઇ અને એનુ મગજ ઠેકાણે ન રહી શક્યું. એટલે એણે જલ્લાદની તરવાર જેવાં જલદ વચનો જીરોલ્ડને કહેવામાં બાકી ન રાખી. પુત્રને માટે માતાને આવું થઈ જાય તો તે સ્વાભાવિકજ કહેવાય.

લોન્સડેલને મોતની સજા થઈ છે એ વાતની ખબર પડી એટલે મી. આર્ડનના મનમાં પણ ચોર ભરાયો. એણે જાણ્યું કે જેન આ વખતે ગુપ્ત રહેલી વાતનો નક્કી સ્ફોટ કરી દેશે. અને પોતાનો પુત્ર કોઈ પણ રીતે ઉગરે તેને માટે પોતાના ભાઇ સર આર્શિબોલ્ડને એની વગ ચલાવવાને માટે ખાસ આગ્રહ કરશેજ. આમ ધારીને એ જાણી જોઇનેજ આજે એ પોતાના નિત્ય નિયમ કરતાં અહિ વહેલો આવ્યો હતો. એ આવ્યો તો ખરો પણ કાંઇ નવાજુની થશે, એવી ધાસ્તી તો એના મનમાં પેસીજ ગઇ હતી. એટલે મેનોર ભવનમાં પગ મુકતાંજ એની પહેલવેલી દૃષ્ટિ આન્ટજેન ઉપર પડી અને વસ્તુસ્થિતિનું એણે અનુમાન બાંધી લીધું. એના ફીક્કા પડી ગયેલા મુખના અવલોકન માત્રથીજ આર્ડન ભયભીત થઈ ગયો હતો, તે પણ આપણે વાંચી ગયા છીએ. તેમજ જે વખત આન્ટજેન હૃદય-દ્રાવક ચીસ પાડીને એકદમ જમીન ઉપર નિશ્ચેષ્ટ દશામાં પડી ગઈ, તે વખતે આર્ડન વિચારશૂન્ય અને વિકળ બની ગયો હતો તે પણ આપણે જોઇ ગયા છીએ.

વળી જીરોલ્ડની સાથે ડો. કોલીસીન્થ ફરીથી મક્કમ પગલે અને વિજયવંત મુખડે પાછો દિવાનખાનામાં આવી પહોંચ્યો ત્યારે તો એને ખાતરીજ થઈ ગઇ હતી કે ડો. કોલીસીન્થ ગુપ્ત ભેદ પુરે-પુરો પામી ગયો છે. હવે પોતાંની આબરૂના કાંકરા થઇ

જશે, એમ ધારીને એનું અંતર વિંધાઈ ગયું હતું એ પણ આપણે જોઇ ગયા.

વાંચનાર, હવે આ રહસ્ય આપણે પુરેપુરૂં જાણી શકયા છીએ. ક્રોલીસીન્થે શરૂ કરેલી વાત મા. આર્ડને ખુલાસા સાથે પુરી કરી એટલે આર્ચિબોલ્ડ, લેડી રેડીબર્ન અને જીરોલ્ડ રેડબર્નના મનમાં બધી વાતનું સ્પષ્ટીકરણ થઇ ગયું.

જે ફ્રેડરિક લોન્સડેલને આ લોકો તિરસ્કારતા હતા, જેને ભિખારી ગણુતા હતા અને જેને એમણે ભરતીમાં ધકેલી દેવાને જોઇએ તેટલી ધમાલ મચાવી મુકી હતી, તે ફ્રેડરિક લોન્સડેલ પોતાનાજ કુટુંબનો અને ખાસ પોતાની બેનનોજ પુત્ર છે અને એની શિરાઓમાં રેડબર્ન કુટુંબનુંજ રક્ત વહી રહ્યું છે એ હકિકત હવે દીવા જેવી સ્પષ્ટ થઈ થઇ ગઇ. સત્ય ઘટના તો અત્રે બેઠેલા સર્વના જાણુવામાં આવી ગઇ; પણુ હવે કરવું શું તે કોઇને સુઝયું નહિ.

ક્રોલીસીન્થ બધી વાત બહાર પાડી દેશે તો આખું રેડબર્ન કુટુંબ વગોવાશે એમ બેરોનેટને લાગ્યું અને આર્ડનને પણ એમ થયું કે “ધર્મગુરૂ તરીકે મારી આબરૂ ઉપર પાણી ફરી વળશે. પછી મને કોણુ માનશે ? મારા ઉપદેશ ઉપર કોણુ લક્ષ આપશે ? બધાએ મને ધિક્કારી કાઢશે.”

આમ બન્નેને જુદા જુદા વિચાર આવી રહ્યા હતા. બેરોનેટને તો ક્રોલીસીન્થ ઉપર એટલો બધો કાળ ચઢી ગયો કે એમનું ચાલત તો એ એને ત્યાંનો ત્યાંજ લાતાટી નાખત. પણુ અત્યારે આવો મોરો શ્રીમંત ઉમરાવ એક હલકા ગામડાના ડોકટરના

પંજામાં સપડાઇ ગયો હતો. આ વાત આટલેથીજ દબાઈ જાય અને મેનોર ભવનની બહાર એનો જરાએ સંચાર ન થાય એ એમનું પ્રથમ લક્ષ્ય હતું, અને આન્ટજેન કેમ એટલાં બધાં માર્મિકતાના વચનો કાઢતી હતી એનું કારણ પણ એના સમજવામાં આવી ગયું. પુત્ર શોકથી એ વિહ્વળ બની જઇને બેશુદ્ધ થઇ ગઇ હતી, તે પાછી શુદ્ધિમાં આવતાં જરૂર પોતાના પુત્રનો પ્રાણ બચાવવા દૃઢ આગ્રહ લઇને બેસશે; માટે એ બાબતમાં કાંઇક ઘટતું કરવું એવું એમનું બીજું લક્ષ્ય બિંદુ હતું. આ બે લક્ષ્ય બિંદુને ધ્યાનમાં રાખીને કાર્ય કરવાનું એમણે નક્કી કરી દીધું.

બેરોનેટ પોતાની પત્ની પાસે આવ્યા અને એના કાનમાં ધીમે રહીને કહ્યુંઃ "તમે હમણાંજ જેનના ચેમ્બરમાં જાવ. એની પાસે બેસજો. ધીમે રહીને એની દાસીને એ ખંડમાંથી કાંઇ કામનું મિષ કાઢીને બહાર મોકલી દેજો. પછી એ સારી પેઠે ચેતનમાં આવે એટલે એને સાંત્વન આપીને કહેજો કે લોન્સડેલને બચાવવાને બની શકતા બધા પ્રયત્ન કરવામાં આવશે. સાથે સાથે એને એમ પણ કહી દેજો કે અત્યાર સુધી મનમાં રાખેલું રહસ્ય મનમાંજ રાખી મુકે. વળી એને એમ પણ કહેજો કે એના પુત્રને દેહાંત દંડની શિક્ષાની માફી મળે; છતાં એને કોણે માફી અપાવી એ વાત એના પુત્રના જાણવામાં ન આવે તેની કાળજી રાખે. વળી એનો પુત્ર ભવિષ્યમાં સર્વ પ્રકારે સુખ ભોગવે તેવી પણ વ્યવસ્થા થશે એવું પણ કહેજો."

લેડી રેડબર્ને પોતાના પતિનું કહેવું અક્ષરે અક્ષર સાંભળી લીધું અને તે પ્રમાણે અમલ કરવા એ ત્યાંથી આન્ટજેનના શયન-

ખંડમાં જવા સ્ફૂર્તિથી ચાલી નીકળી. એના ગયા પછી બેરોનેટે કોલીસીન્થને બાજુએ બોલાવ્યો અને એકદમજ મુદ્દાની વાત કાઢીને બોલ્યોઃ–"કોલીસીન્થ, બોલો, આ ભેદને ગુપ્ત રાખવાને તમે કેટલું દ્રવ્ય માગો છો ?"

"પાંચ હજાર પાઉંડ." ડોકટરે તરતજ જવાબ આપી દીધો. એણે પોતાના મન સાથે એટલી રકમ નક્કી કરી રાખી હતી અને તેમાંથી એક પાઇ પણ ઓછી નહિ લેવાનો એનો મક્કમ ઠરાવ હતો. એટલે બેરોનેટે કહ્યું "વારૂ, તેટલી રકમ તમને મળી જશે. હું લંડન જવાનો છું એટલે બેંક ઓફ ઇંગ્લાંડમાં તમારા નામના એટલા પાઉંડ જમા કરાવી દઇશ. હવે તમે ઘેર પધારો અને મારી બેનને માટે સારી દવા મોકલી આપો."

કોલીસીન્થના હર્ષનો હવે પાર ન રહ્યો. એને એની માગેલી રકમ મળી હતી એટલે સાહેબજી કરીને ખુશ મીજાસમાંજ ત્યાંથી એ વિદાય થઇ ગયો.

હવે બેરોનેટ આર્ડન પાસે આવ્યા. તે વખતે "હવે મને બેરોનેટ કોણ જાણે શુંયે કરશે" એ ભયથી આર્ડન પીંપળાના પાંદડાની માફક થરથર ધ્રૂજી રહ્યો હતો.

બેરોનેટે કડક થઇને કહ્યું:–"મી. આર્ડન, આપણા બેની મિત્રાચારીનો આજથી અંત આવેલો સમજજો. હવે આપણે એક બીજાને જાણે ઓળખતાજ નથી એમ સમજજો.

આ ભવનમાં હવેથી કોઇ દિવસ તમારો પગ નહિ જોઇએ. જ્યારે પણ હવે આપણે મળીએ ત્યારે આપણને એક બીજાને કશોયે પરિચય નથી એમજ વર્તજો.

આપણી મિત્રતા તૂટે છે તે તો આખું ગામ જાણશેજ; છતાં કેમ તૂટી તેનું કારણ તમને યોગ્ય લાગે તે આપજો. તમે નિર્લજ્જ અને નફ્ફટ બનીને મારી ભગિનીને ફસાવીને દૂષિત કરી છે; એ વાર્તા તો તમે ગુપ્ત રાખશોજ. કારણ કે એમાં તમારો પણ સ્વાર્થ સમાયલો છે. બસ હવે તમે પણ જાવ."

મી. આર્ડન સર આર્ચીબોલ્ડનો આવો સખત ઉપાલંભ સાંભળીને સડક થઇ ગયો. એમને પગે પડીને એમની ક્ષમા માગવાનું એને મન થયું, પણ તેમ કરવાની એની હિમ્મત ન ચાલી અને આખરે એ વિષાદપૂર્ણ વદને દિવાનખાનામાંથી ઉઠીને ઉતરેલે મોઢે ચાલ્યો ગયો.

મી. આર્ડન વિદાય થયો એટલે પોતાના પુત્ર તરફ દૃષ્ટિ કરીને બેરોનેટે કહ્યું "જીરોલ્ડ, હુકમ થયા પછી કેટલે વખતે સાધારણ રીતે શિક્ષાનો અમલ કરવામાં આવે છે?"

"એમાં એવું છે કે કોર્ટ માર્શલે જે શિક્ષા કરી હોય તેમાં હોર્સ ગાર્ડસની મંજુરી મળે ત્યારે એ શિક્ષાનો અમલ થાય છે. એટલે અઇ કાલની ટપાલમાં મંજુરી માટે બધા કાગળ મોકલ્યા છે. શુક્રવાર સવાર સુધીમાં મંજુરી મળી જશે અને શનિવારે એનો અમલ થશે." રેડમને ખુલાસો કર્યો.

"વારૂ ત્યારે, આજે તો મંગળવાર થયો એટલે નકામો કાળક્ષેપ કરવાનો સમય નથી. હું એકાદ કલાકમાં લંડન જાઉં છું અને તું અત્યારેજ મીડલેટન પહોંચી જા અને કર્નલ વિંડહામને મળ. એને તેં પૈસા ધીરેલા છે એટલે એ તારો ડબાયલો છે અને હજુ એને પૈસાની ઘણી જરૂર છે માટે હજાર, બે હજાર, ત્રણ હજાર પાઉંડ જેટલા એને જોઇએ તેટલા તું એને આપ."

જીરોલ્ડ:—" અને પછી મારે એની પાસે શું માગવાનું છે?"

" ન સમજ્યો ? લોન્સડેલ પ્રત્યે દયા બતાવવાનું એ લખે એવી ગોઠવણ કર અને એ પ્રમાણે લખાવીને તરતજ એ લખાણને તું ખાસ ઘોડેસ્વાર સાથે તાબડતોબ લંડન મોકલાવી આપ. મારા પ્રયત્નમાં પણ એ લખાણ મને સહાયભૂત અને ઉપયોગી થઈ પડશે. પણ જો યાદ રાખજે, આ કામ ખાસ કાળજી રાખીને કરનું છે. આપણે હાથે ફ્રેડરિક લોન્સડેલને પહેલેથી છેવટ સુધી દુઃખજ ભોગવવું પડયું છે; માટે હવે આપણે આટલું કામ કરીને તેનો યોગ્ય બદલો વાળવાનો છે. જો, બીજી પણ વાત તારે યાદ રાખવાની છે. શુક્રવારે જરૂર તું મેનોરભવન આવી પહોંચજે અને મારી રાહ જોજે. એટલે લંડનથી જો માફીપત્ર મેળવવાને હું ભાગ્યશાળી થાઉં તો તે માફીપત્ર તારેજ લઇને તેને તે દિવસે પાછું મીડલેટન ઉપડી જવાનું છે અને કર્નલ વિંડહામને એ આપી દેવાનું છે. આમાં મનુષ્યની જીંદગીનો સવાલ છે માટે એ કામ કોઇ વાહિતને નહિ સોપતાં તારેજ કરવાનું છે, સમજ્યો કે ? હવે તું એકદમ મીડલેટન પહોંચી જા."

કેપ્ટન રેડબર્ન પિતાની આજ્ઞા પ્રમાણે તરતજ મીડલેટન જવાને ઘોડા ઉપર ચઢી બેઠા અને ગાડી તૈયાર હતી એટલે સર આર્શીબાલ્ડ રેડબર્ન પણ એમાં બેસીને લંડન જવા ઉપડી ગયા.



# પ્રકરણ ૪૨ મું.

---

## મરણને આરે.

મીડલેટનના બેરેકમાંથી ગાર્ડ હાઉસ તરફ જવાની ચાલીના એક છેડા ઉપરની કોટડીમાં ફ્રેડરિક લોન્સડેલ બેઠો હતો. કોટડીની બારી સાંકડી અને ઉંચી હતી અને એમાં મજબૂત લોઢાના સળીઆં જડી લીધા હતા. કોટડીનું બારણું પણ તેટલુંજ મજબૂત હતું. એની દીવાલો જાડી અને ઘણી સંગીન હતી. ઉપલી ચાલીમાં પ્રહરી પહેરો ભરતો હતો. એનાં પગલાંનો કર્કશ અવાજ વારંવાર આ કંડેમ થઇ ગયેલા ફ્રેડરિકના કાને આવ્યા કરતો હતો.

મેનોર ભવનમાં ગત પ્રકરણમાં જણાવેલો બનાવ બન્યો તેના બીજા દિવસની અમે વાત કરીએ છીએ. તે દિવસે બુધવાર હતો. ફ્રેડરિક બંદીખાને પડયો હતો એટલે મદિરાનું કૃત્રિમ ઉત્તેજક પાન એને ન મળી શકયું તેથી એના જીવને બીલકુલે ચેન પડતું નહોતું. પોતાની સ્નેહભરી સુંદરી અને વ્હાલસોયા બાળકને પોતે જે દુઃખ આપ્યું હતું તેનો એને હવે પશ્ચાત્તાપ થતો હતો. હવે ગણ્યા ગાંઠયા દિવસમાં સંસારના ચિત્રપટ ઉપરથી એ વિલુપ્ત થઇ જવાનો; છતાં પતિ અને પિતા તરીકેના એના વર્તન માટે તો એના મનમાં અસંતોષજ રહી જવાનો એમ એને લાગતું હતું. “ અરેરે મારા ક્રૂર વર્તનથી મેં મારાં નિર્દોષ સ્નેહીઓને વિપત્તિની ઉંડી ખાઇમાં ધકેલી દીધાં એનું હવે મારે શું પ્રાયશ્ચિત્ત કરવું ? ખરે, મને મારા આ ક્રૂર વર્તનનીજ શિક્ષા મળેલી હોવી જોઇએ. ” એમ વિચાર

કરતો એ બેઠો હતો એટલામાં કોટડીનું તાળું કોઈ ઉઘાડતું હોય એમ એને લાગ્યું. બારણું ઉઘડયાં.

લ્યુસી અને નાના ફ્રેડીએ કોટડીમાં પ્રવેશ કર્યો એટલે ફરીથી બારણું બંધ થયું. પશ્ચાત્તાપ કરતો પતિ, દુઃખથી વ્યથિત થતી પત્ની અને ચોધાર આંસુ વરસાવતો બાળક એટલા ત્રણ જણ અત્યારે આ કોટડીમાં હતાં. પિતાને દેહાંત દંડની શિક્ષા થયેલી છે એવી હૃદયને વિંધી નાખનારી વાત માતાએ પુત્રને નહોતી કરી; છતાં ગંભીર અને ભયંકર ઘટના બનેલી હોવી જોઇએ એમ તો પુત્ર સમજી ગયો હતો. લોન્સડેલને એની પત્ની અને બાળક મળવા આવ્યાં હતાં. તેમને બન્નેને દુઃખપૂર્ણ હૃદયે એ ભેટી પડયો અને વળી પાછો બાજુએ ખસી જઇને હૃદયના સંતાપને અશ્રુધારા જાણે બહાર કાઢતો હોય તેમ ચોધાર આંસુએ એ રડી પડયો. તે કરૂણા ઉપજે તેવી રીતે કલ્પાંત કરવા લાગ્યો. લ્યુસી પતિને પગે પડી, એનો હાથ પોતાના હાથમાં લીધો, હોઠે અડકાડી ચુંબન લીધું અને એ પણ છાતીફાટ રડવા લાગી.

આ બન્ને દુઃખીઆરાંની આંખમાં કેટલીએ વાર સુધી એ પ્રમાણે શ્રાવણ ભાદરવો રેલી રહ્યો અને આખરે કાંઇક શાંત થયાં; એટલે લોન્સડેલે દુઃખિત પત્નીને ધીમે રહીને પૂછ્યું "મારાં કરેલાં કર્મની તું મને ક્ષમા આપીશ ? મેં તને ઘણું દુઃખ દીધું છે." આ પ્રશ્નનો લ્યુસીએ શું જવાબ આપ્યો હશે તે પ્રિય વાંચનારને કહેવું પડે તેમ નથી. બિચારીને આથી હજારોમણું દુઃખ પડયું હોત અને પતિની ક્રૂરતાએ આડો આંક વાળ્યો હોત, તોએ આ પતિ-પ્રાણા પત્નીની તો પતિને સર્વથા ક્ષમાજ હતી. જેને મન પતિ

સાક્ષાત્ પ્રેમની જવલંત જીવનમૂર્તિ છે તેને મન પતિ પ્રત્યે પ્રેમ વિના બીજું શું હોઈ શકે ! જ્યાં પ્રેમજ સામ્રાજ્ય ભોગવી રહ્યો છે, ત્યાં ક્રોધને અવકાશ ક્યાં હોય? અને ક્રોધ નથી તો ક્ષમા કોને દેવાની છે ? એણે આત્મદમનજ કર્યું હતું. એના કોમળ અને મમતાળુ દીલમાં પતિ ઉપર ક્રોધ કરવાની લાગણીજ નહોતી. ક્રોધને માટે એના હૃદયમાં સ્થાનજ નહોતું; એટલે એ બોલી "વ્હાલા, મારે તમને શી ક્ષમા આપવાની હોય ? મારી તો તમને હમેશને માટે ક્ષમાજ છે. પરંતુ તમે આમ ન બોલો. તમારા હૃદયમાં એવા વિચાર લાવી તમે પરિતાપ ન કરો."

"પ્રિયતમે, મારી હૃદય દેવી, રંકને રત્ન મળ્યું પણ મને તેની કિંમત ન થઇ. ભૂતકાળના મારા વર્તન માટે મને એટલો બધો સંતાપ થાય છે કે એ સાંભરી આવતાં મારૂં હૃદય શતધા વિભિન્ન થઇ જાય છે. ગયેલાં બે વર્ષ મને જો પાછાં મળે તો મારાં અયોગ્ય કર્મોનું હું પુરેપુરૂં પ્રાયશ્ચિત્ત કરૂં."

લ્યુસીએ જોયું કે લોન્સડેલ ગઈ વાત સંભારીને વધારે પરિતાપ પામે છે; એટલે એણે કહ્યું "વ્હાલા, ગઈ ગુજરી વિસારી દો. હવે તો આપણે ભવિષ્યનોજ વિચાર કરવો રહ્યો." એટલે લોન્સડેલે નાનો ફ્રેડી ન સાંભળે એમ ધીરેથી લ્યુસીના કાનમાં કહ્યું "મેં એનો પણ વિચાર કર્યો છે."

આ કોટડીમાં મને એકાંત વાસ છે અને એ એકાંતમાં મેં શાંત ચિત્તથી મારા વિચારો પ્રભુમાંજ જોડેલા છે. તે કટોકટીના પ્રસંગે હું વીરનરને છાજતી દૃઢતા રાખીશ અને એક ધર્મવીરના ત્યાગવૃત્તિ ધરીશ. એજ દૃઢતા અને ત્યાગવૃત્તિથી મૃત્યુને ભેટી પડીશ."

લ્યુસીએ લોન્સડેલના ખભા ઉપર પોતાનું માથું ઢાળી દીધું અને મહા પરાકાષ્ટાએ રડવું રોકી રાખ્યું.

લોન્સડેલે પોતાના એક બાહુમાં પત્નીને વીંટી લીધી અને બીજા બાહુમાં બાળકને લઇ લીધો. ઘડીમાં પુત્ર સામું જોતો તો ઘડીમાં પોતાની મનોરમા સામું જોતો. મારા મૃત્યુ પછી આમની શી વલે થશે? મારા વિયોગે લ્યુસી આ સંસારમાં વધારે વખત નહિ જીવી શકે, એ પણ મારી પાછળ આ ફાની જગતને ત્યાગી જશે, ત્યારે આ મારા પુત્રનું શું થશે? એની કોણ સંભાળ લેશે? એને કોણ ઉછેરશે? એને કોણ લાડ લડાવશે? એને કોણ આશ્રય આપશે? એ ભુખ્યો છે કે તરસ્યો એની કોણ સંભાળ રાખશે?" આવા વિચારો કરતો એ પાગલ દશા ભોગવી રહ્યો હતો અને "તમારાં બન્નેનું શું થશે?" એજ ઉદ્દગારો એ કાઢયા કરતો હતો.

પતિની તીવ્ર વેદના શમાવવા પતિને પોતાના વક્ષઃસ્થળ સાથે લ્યુસીએ ગાઢ આલિંગન દીધું અને બોલી "નાથ, આપ એવી વાણી શું કાઢો છો? એવા ભયંકર વિચારોને સ્થાન ન આપો. શું કરૂં તો તમારા જીવનને શાંતિ મળે? શું કરૂં તો તમને કાંઇક આશ્વાસન મળે? બોલો, બોલો; તમે કહેશો તે કરવા તૈયાર છું."

દીન અને દુઃખી લોન્સડેલ કાંઇ જવાબ ન આપી શકયો. તીવ્ર મનોવ્યથાથી એ વિંધાઇ જતો હતો. એ ગાંડા જેવો થઇ ગયો. એક પ્રકારનો એને ઉન્માદ થઇ ગયો. બાળક અને પત્ની બન્ને એને દૃઢાલિંગન કરીને વળગી પડયાં હતાં. તેમના આલિંગનમાંથી છુટો થઇને એ કોટડીમાં આમતેમ આંટા મારવા લાગ્યો.

લ્યુસીનોજ આશાતંતુ તુટી ગયો હતો તો પછી એ લોન્સડેલને શી આશા આપે ? એને શું આશ્વાસન આપે ? આશા હોય તો આશ્વાસન હોય. નિરાશામાં આશ્વાસન શાનું? આંટા મારતો મારતો વળી એ એચીંતો ઉભો રહ્યો અને થોડી ક્ષણ પાછો બન્નેના સામું જોઈ રહ્યો. આ વખતે એના મુખ સામું કોઇએ જોયું હોય તો તેને એ મુખ તેજવિહીન, શુષ્ક અને ગ્લાનીની પરાકાષ્ટાએ પહોંચેલું જણાયા વિના ન રહે. આ હતભાગી મનુષ્યના મગજમાં અત્યારે કાળજાં કોરી નાખે એવા હજારો વિચારો ચાલી રહ્યા હતા. આરોગ્ય અને આનંદમાં વિહરતી ચંદ્રમુખીનુ મુખ રૂની પુણી જેવું ફીકકું પડી ગયું હતું. એનું આરોગ્ય અને આનંદ એને તજીને ચાલ્યાં ગયાં હતાં. લાલ બુંદ જેવો પુત્ર પણ છેક ચુસાઇ ગયો હતો. એના મોઢા ઉપર ન તો કાંઇ નૂર, ન તો કાંઇ આનંદ દેખાતો હતો. એમની આવી દીન દશા દેખીને ફ્રેડરિકની આંખમાંથી આંસુ તો ન નીકળ્યાં; પણ એનું હૃદય કારમું કલ્પાંત કરી રહ્યું હતું, રક્તનાં આંસુ પાડી રહ્યું હતું; એ કલ્પાંત વજ્ર હૃદયને પણ વિંધી નાંખતું હતું. મૃત્યુ શય્યા ઉપર પડેલાની પાસે પણ આવું ઘોર આક્રંદ તો નહિ થયું હોય. સ્મશાન ભૂમિમાં પોતાના વ્હાલામાં વ્હાલાં સ્નેહી સંબંધીના મરણ પછાડી પણ કોઇએ આવો ઘોર વિલાપ તો નહિ કર્યો હોય. ભૂતકાળનાં સુંદર ચિત્રો એનાં નયન સમક્ષ ખડાં થઈ ગયાં. આ કોટડીનાં લોઢાના બંધન તોડીને એનું મન આકુલે દોડી ગયું. જે રમ્ય સ્થળે લ્યુસી ઉપર એની પ્રથમ દૃષ્ટિ પડી હતી, ત્યાં જઈ પહોંચ્યું. જ્યાં બન્ને પ્રેમીઓનું પ્રથમ તારામૈત્રક રચાયું હતું ત્યાં ફર્યું. ઝરા પાસેની રમ્ય લતાઓમાં જ્યાં એમનાં વારંવાર પ્રેમમીલન થતાં, જ્યાં એમનાં સંવનન અને

પ્રયુમ્નાં આત્માનાં વિધાનો થતાં હતાં, તે તે સર્વ સ્થળે એનું અંતર મન અલ્પ સમયમાં ફરી આવ્યું. ભૂતકાળના એ ચિત્રો સંભારી સંભારીને ફરી ફરી આ બન્નેને જોતો, નિહાળતો; એટલે વર્તમાન કાળની વિપરીત દશા પાછી એને ગુંગળાવી નાખતી હતી, એને સંભ્રમમાં નાખી દેતી હતી. એના શરીરમાં તીવ્ર તીર ખુંપી રહ્યાં હતાં અને તે એનાં અંગે અંગને વીંધી નાખતાં હતાં. આખી દુનીઆનું સૈકાઓનું દુઃખ એકઠું થઇને એના એકલા ઉપરજ તુટી પડયું હોય તેવી એની વિષમ સ્થિતિ થઇ પડી હતી. ફરી પાછાં એની આંખોમાં ખળ ખળ કરતાં આંસુ વહેવા માંડયાં. પત્ની અને બાળકને વળી પાછાં પોતાની બાહુવલ્લીમાં લીધાં. બન્ને ઉપર આવેગભર્યાં ચુંબનોનો એણે વરસાદ વરસાવ્યો. પોતાનાં અશ્રુપાતથી એમને નવડાવી નાખ્યાં. પથ્થરને પણ પીગળાવી નાખે એવું છાતીફાટ એ રડયો. પોતાની પત્ની વિધવા થશે, પુત્ર પિતા વિનાનો થશે, એ વિચારે એની આંખનાં આંસુ આંખમાં છલકાઈ જતાં હતાં–સમાતાં નહોતાં. આ ચિત્ર આલેખવાને અમારી લેખિનીમા શક્તિ નથી. બન્ને પ્રેમી દંપતીના અગાધ અને હૃદયદ્રાવક દુઃખનું યથાર્થ વર્ણન કરવાને અમને જોઇતા શબ્દો પણ જડતા નથી.

આમને આમ કલાક જેટલો સમય વહી ગયો એટલે કોટડીનું દ્વાર ફરીથી ઉઘડયું. પતિને મળવાનો સ્યુસીને જેટલો સમય આપવામાં આવ્યો હતો, તે બધો પુરો થઇ ગયો એટલે અનિચ્છા છતાં એને ત્યાંથી ઉઠવું પડયું. પતિ પાસેથી જવું તો એને ન ગમ્યું; તેમ પતિને પત્નીનો વિયોગ પણ અસહ્ય થઇ પડયો. સમય પુરો થયો તેનું સૂચન કરવા જે સૈનિક આવ્યો હતો તે પણ આમનું ધ્યાન

મુખ જોઈને ઉદ્વિગ્ન થઇ ગયો હતો. આ દૃશ્ય કરૂણોત્પાદક હતું. બન્ને એક બાજાની રજા લેતાં હતાં. પરન્તુ હજુ ફરીથી મેળાપ થશે એમ આશા હતી. "

દેહાંત દંડની શિક્ષાનો અમલ શનિવારે કરવામાં આવશે. આજે હજુ બુધવાર થયો છે એટલે ગુરૂ અને શુક્રવાર બે દિવસ છેલ્લાં છેલ્લાં આ પ્રેમી યુગલનાં મિલન થશે. બે દિવસ હજુ મળવાની આશા છે છતાં અત્યારે આટલા બધા શોકમાં સંદિગ્ધ થઇ ગયાં છે તો શુક્રવારે રાતે એમની છેક છેલ્લી મુલાકાત થશે અને એમને હંમેશને માટે છુટાં પડવાનો સમય આવશે, ત્યારે એમની શી દશા થશે? એમને શું શું થઇ જશે?" આવા વિચારો પેલા બહાર ઉભેલા સૈનિકને આવ્યા અને એની આંખમાં પણ આંસુ આવી ગયાં. માતા અને પુત્ર બન્ને એ કાળી કોટડીમાંથી બહાર નીકળ્યાં અને લોન્સડેલ ધબ લઇને નિરાશાના મહાસાગરમાં પડીને ગરકાવ થઇ ગયો.

બીજે દિવસે ગુરૂવારે પણ બુધવાર જેવોજ દંપતિનો કરૂણાજનક મેળાપ થયો, અને ફરીથી પાછો તે દિવસને માટે વિયોગ સમય આવી લાગ્યો; એટલે મહા કષ્ટથી ધૈર્ય ધારણ કરીને તુટતા સ્વરે લોન્સડેલે લ્યુસીને કહ્યું:–" મનોરમે, આ સંસારમાં આપણા મીલનનો કાલે અંતિમ દિવસ છે." એમ કહીને એ અટકી ગયો. લ્યુસી એને બાઝી પડી અને એનું આખું અંગ ધ્રુજી રહ્યું. પતિના ઉપલા ભયસૂચક શબ્દબાણુથી એ વિંધાઇ ગઈ. અત્યારની એની મનોવેદના, એની નિરાશા એને સર્વથા વિવશ અને હતાશ બનાવી રહી હતી.

આખરે લોન્સડેલ બોલ્યો:-" હૃદયવલ્લભા, એમ હરખડી ન જા, હૈયે ધીરજ રાખ. ધીરજ રાખ્યા વગર હવે આપણો છુટકો નથી. કાલે આપણી છેલ્લીજ મુલાકાત છે, માટે આપણે બન્ને જણ એકલાંજ આ કોટડીમાં હોઈશું. તેથી આજેજ છેલવેલ્લો હું આપણા આ......" આટલું બોલતાં બોલતાં એ ગળગળો થઈ ગયો. અધુરૂં વાક્ય પુરૂં ન કરી શક્યો.

નાના કેદીની આંખમાંથી અશ્રુનો અસ્ખલિત પ્રવાહ વહી રહ્યો હતો. આંસુવડે એના ગાલ ભીના થઇ ગયા હતા. આંસુ ભરી આંખે પિતાના સામું બાળક જોઇ રહ્યો. આવા બાળકને જોઇને લોન્સડેલનું વાત્સલ્ય ભર્યું હૃદય ચીરાઇ જતું હતું. ચીરાઇ જતા હૃદયે એ પુત્રને જોઈ રહ્યા એટલે એનાથી વાક્ય પુરૂં ન થઇ શક્યું.

આજના મીલનનો સમય પુરો થયો. પિતાએ પુત્રને પાસે લીધો. છાતી સરસો ચાંપ્યો અને " આને તો હું છેલ્લવેલ્લોજ મળું છું, હવે સદાને માટે હું એને તજી જાઉં છું." એ વિચારે એ જડવત બની ગયો, વેદનાથી એ વિદીર્ણ બની ગયો.

પુત્રથી છુટા પડતાં, જાણે એના દેહમાંથી એનાં આંતરડે આંતરડાં તોડી નાખતો અને એની નસેનસને બંધ કરતો એનો પ્રાણ અત્યારેજ કોઇ ખેંચી જતું હોય એવું દોયલું દુઃખ એને થવા લાગ્યું. પુત્ર પણ પિતાનો મનોભાવ સમજી ગયો અને બોલ્યો " પપાજી, હવે તમે ફરીથી નહિ મળો ? "

એટલા શબ્દો એણે એવા દીન સ્વરે ઉચ્ચાર્યાં કે એના એ સ્વરે બન્નેના હૃદયમાં કારી ખંજર ન ભોકી દીધું હોય, તેમ દુઃખ-

ને લીધે એકાએક એમનાથી કારમી ચીસ પડાઇ જશે એમ એમને થઈ ગયું. બાળકની વ્યથા એમનાથી શી રીતે જોવાય !" હવે તમને હું અહિંથી નહિ જવા દઉં." એમ બોલતો બોલતો લોન્સડેલ ઉન્માદાવસ્થામાં બન્નેને બાઝી પડયો. મા દીકરો પણ હવે જાણે અહિંથી છુટાં પડવુંજ ન હોય એમ લોન્સડેલને મજબુત રીતે વળગી પડયાં.

આખરે લ્યુસા રડતા પુત્રને લઇને બહાર નીકળી ગઇ એટલે કોટડીનું દ્વાર પાછું બંધ થઇ ગયું.

લ્યુસીના ગયા પછી ફ્રેડરિકનો ઉન્માદ કાંઈક અંશે ઓછો થયેલો લાગ્યો. એટલે બનેલ ઘટના સાચી હશે કે ફક્ત સ્વપ્ન માત્રજ હશે તેનો એ વિચાર કરવા લાગ્યો.

ત્રીજે દિવસે એટલે શુક્રવારે બપોરે ફ્રેડરિકને ખબર મળી કે, કોર્ટ માર્શલે ફરમાવેલી શિક્ષાને હોર્સ ગાર્ડસની મંજુરી મળી ગઈ છે માટે શનિવારે સવારે શિક્ષાનો અમલ કરવામાં આવશે.

આપણે ગત પ્રકરણમાં જોઇ ગયા છીએ કે સર આર્શિબોલ્ડના કહેવાથી જીરોલ્ડ રેડબર્ન વિંડહામ પાસે અનુકંપા પત્ર મેળવવા મેનોર ભવનથી તાબડતોબ મીડલેટન જવા ઉપડી ગયો હતો.

એણે મીડલેટન જઇને કર્નલ વિંડહામનો અનુકંપા પત્ર મેળવ્યો અને તે લઇને તરતજ એણે લંડન હોર્સ ઓફ ગાર્ડસને મોકલી આપ્યો. કમાન્ડર ઇનચીફે લંડનથી, કોર્ટ માર્શલે ફરમાવેલી સજા મંજુર કરીને મોકલી દીધી ત્યાર પછી એને ઉપલું અનુકંપા પત્ર મળ્યું; એટલે એક લંડન પહોંચ્યું ત્યારે બીજું મીડલેટન પહોંચ્યું. બન્ને ટપાલમાં અથડાયાં. પણ મંજુરી પત્ર મીડલેટન આવી પહોં-

રહ્યું તેથી કાંઇ અનુકંપા પત્રનો અમલ નહિજ થાય એમ કાંઈ કહી શકાય નહિ. પરંતુ આવા અનુકંપા પત્ર અથવા માફી પત્ર વિષે અપરાધીને આગળથી કશીએ ખબર આપવામાં આવતી નહિ; એટલે આ સંબંધમાં લોન્સડેલ તદ્દન અજ્ઞાતજ હતો. એટલે હોર્સ ગાર્ડસની મંજુરી મળી ગઈ તેથી પોતાનું મૃત્યુ આવીજ પહોંચ્યું અને કાલે હવે એના આંખો સદાને માટે મીચાઇ જશે એમ લોન્સડેલને તો ખાતરીજ થઇ ગઇ.

આ વખતે બચવાની એને એક અંશ માત્ર પણ આશા નહોતી. એના શત્રુઓ એના પ્રત્યે એવો દ્વેષ અને વૈર રાખતા હતા કે પોતાને માટે સર આર્શિબોલ્ડ ગ્રેડમર્નનાજ ભવનમાં પોતાને બચાવવાની બધી તૈયારીઓ ચાલી રહી છે એનો એને ખ્યાલ સરખો એ શાનો આવે? નજ આવી શકે.

આંખની કીકી જેવા પ્રિય પુત્રની તો ગઈ કાલેજ ફ્રેડરિકે છેકછેલ્લી મુલાકાત કરી લીધી હતી. આજે પોતાની પત્નીની એને છેલ્લામાં છેલ્લી મુલાકાત લેવાની હતી.

લ્યુસી આજે એકલીજ પોતાના પુત્ર શિવાય પતિને છેક છેવટની વિદાય દેવાને અને લેવાને આવવાની હતી. તે સમય આવી પહોંચ્યો. બરોબર સાંજના પાંચ વાગ્યા અને ગઇ કાલે નક્કી કર્યા પ્રમાણે લ્યુસી એકલીજ કારાગૃહમાં આવી પહોંચી.

આ સંસારમાં પતિ સાથેના પોતાના આ અંતિમ મીલનને માટે અંતરમાં અશ્રુપૂર્ણ ધૈર્ય ધારીને, દ્રઢતા રાખીને એ આવી હતી. લોન્સડેલે પણ તેવીજ દ્રઢતા અને ધૈર્ય ધાર્યું હતું. આજે પૂર્ણ શાંત અને સ્વસ્થ ચિત્તે એણે વાત કરવા ધારી હતી. પોતાના

અયોગ્ય વર્તન માટે આજે ફરીથી એને ક્ષમા માગવાની હતી અને મૃત્યુ શય્યા ઉપર પડેલા મનુષ્યને જેટલી શાંતિથી જેટલી ગંભીરતાથી એનાં સર્વ દુષ્કૃત્યોની ક્ષમા આપવામાં આવે છે તેવીજ રીતની ક્ષમા એને લ્યુસી પાસે યાચવાની હતી. પોતાના મૃત્યુ પછી બાળકની ખાતર પણ લ્યુસીએ પોતાનું જીવન ટકાવી રાખવું, તેમ ભવિષ્યમાં એ બન્નેનો નિભાવ કેવી રીતે કરવો તે બધી બાબતમાં કેટલીક સૂચનાઓ કરવાનો પણ એનો વિચાર હતો; તેમ કેટલીક સંતલસ પણ કરવાની હતી.

આ બધું કરવામાં પોતાથી ડગી ન જવાય તેટલા માટે પોતામાં હતું તે સર્વ બળ અને ધૈર્ય એકઠું કરીને એ અત્યારે બેઠો હતો.

લ્યુસીએ કારાગૃહમાં પ્રવેશ કર્યો એટલે પાછળથી દ્વાર બંધ થઇ ગયું અને બન્ને જણ એક બીજાની બાહુવલ્લીમાં ભીડાઇ ગયાં. મળ્યાં એટલે મહા મુશીબતે એકઠું કરી રાખેલું એમનું ધૈર્ય પાછું ગળી જવા લાગ્યું એમનું બળ પણ એમને તજી જતું હોય એમ લાગ્યું; છતાં બન્નેને સ્મરણ થયું કે આમ ભાન ભુલવામાં અત્યારે સમય વીતાવવો યોગ્ય નથી. એટલે પાછાં એક બીજાની કોટે હાથ નાખી કોટી કરતાં બેઠાં, અને અંતરની મનોવૃત્તિઓને સાધ્ય કરવા લાગ્યાં. બન્ને પરસ્પર દુઃખથી, શોકથી, પ્રેમથી એક બીજાને જોઇ રહ્યાં.

લ્યુસી તે લ્યુસીજ ન હોય એવું એનામાં પરિવર્તન થઇ ગયું હતું. કેટલાએ માસથી એની મુખાકૃતિ બદલાતી જતી હતી. એની દેહ લતિકા કરમાતી જતી હતી. તેમાંયે ગત સપ્તાહથી તો એ ઘણી

દુર્બળ થઈ ગઇ હતી. એનુ બળ, એનું સૌન્દર્ય, એનું આરોગ્ય પાણીના રેલાની માફક વહી જતું હતું. હવે તે વધારે વેગથી વહેવા લાગ્યું અને તેમાંએ છેલ્લા ચોવીસ કલાકમાં તો આડો આંક વળ્યો હતો. ચોવીસ વર્ષમાં જે ઘસારો એના શરીરને નહિ લાગ્યો હોય તેવો ઘસારો ચોવીસ કલાકમાં એને લાગી ગયો. આખું બ્રહ્માંડ એના ઉપર તુટી પડયું હોય, સર્વ પ્રકારનાં દુઃખો સંપ કરીને જાણે એનેજ પીડવા ખડે પગે થઇ રહ્યાં હોય, એવી એની સ્થિતિ થઇ હતી. એના મુખ ઉપર વિષાદની વિષમ છાયા પ્રસરી રહી હતી. એનાં નયનમાં નિરાશા પથરાઇ રહી હતી. એનાં પ્રત્યેક અંગમાં વ્યથાની છાપ વાગી રહી હતી, છતાં એનામાં કાંઈ એવી અજબ સુંદરતા ટકી રહી હતી કે જેથી લોન્સડેલ પણ બે ઘડી એના મુખ સામું પૂર્ણ ભાવથી જોઇ રહ્યો અને પાછો ભાવવશ થઇ ગયો. કેવી પ્રેમઘેલી પ્રેમદા, પતિ પ્રત્યે એનો કેવો અગાધ પ્રેમ, પતિની ક્રૂરતા છતાં, એના અયોગ્ય વર્તન છતાં, એના કુછંદો છતાં, અરે એને ક્રૂરતાથી માર મારવા છતાં પણ પતિ પ્રત્યેનો એનો અઢળક પ્રેમ જરાએ ન્યૂન થયો નથી, જરાએ મંદ થયો નથી. પોતાની દારિદ્રાવસ્થામાં ખાવાનો ટુકડો રોટલો મળવાના પણ સાંસા પડતા; છતાં પતિની પ્રતિમા આ સ્નેહાળ સુંદરીના હૃદય મંદીરમાં પ્રેમ-પુષ્પોથી પૂજાયા કરતી હતી પતિદેવની ભક્તિમાંજ એ સતી અનુરક્ત રહેતી હતી. પતિના અવગુણો એના ઉરે જરાએ ન વસ્યા. આવી સ્વર્ગીય, દૈવી અને દિવ્ય દેવાંગનાની દિવ્યતાનુ હાર્દ લોન્સડેલ આ વખતેજ યથાર્થ સમજ્યો. આવી હૃદય દેવી પ્રત્યે એ ક્રૂર થયો એટલુંજ નહિ પણ તેને વિનાકારણ માર મારતો એ વિચારે પોતા-ની કૃતઘ્નતાનો એને પુરેપુરો ભાસ થયો.

આ દેવી સમી પવિત્ર પ્રેમદા આગળ એ અત્યારે નમી પડયો. એના કોમળ કર ઉપર એણે ચુમ્બન લીધું. ફરીથી એના કમળ મુખ તરફ દૃષ્ટિ કરીને આંસુના ઉંડી લાગણીથી એણે કહ્યું:—"મધુરી, મારે તારી સાથે કેટલીક વાત કરવાની છે, તે હું સમાપ્ત કરૂં ત્યાં સુધી તું વચ્ચે જરાએ બોલીશ નહિ. તેં મારા ઉપર કોઈ દિવસ પણ ક્રોધ કર્યોજ નથી એટલે તું મને મારાં મત કર્મોની સારી આપ એમ ફરીથી કહીને તને સંતાપ નથી આપતો. તારી પાસે ફરી ક્ષમા માગવાનો મારો વિચાર હતો પણ તેમ કરીને તારા ઉદાત્ત દીલનું હવે હું જરાએ અપમાન કરવા નથી ઈચ્છતો. મેં તારી સાથે કેવી અધમતા ચલાવી છે તેનુંજ મને રાતદિવસ સ્મરણ થયા કરે છે અને એ સ્મરણ માત્રથી મારાં કાળજાં કોરાઈ જાય છે. ના, હૃદયેશ્વરી, મને પુરેપુરૂં મારે જે કહેવું હોય તે કહી લેવાદે. વચમાં જરાએ ન બોલીશ. તારા સમક્ષ મારાં કર્મનો હું પુરેપુરો પશ્ચાત્તાપ કરીશ તોજ મારા જીવને કાંઇક આનંદ લાગશે. મારે એ પશ્ચાત્તાપ કરવાનો આ છેલ્લામાં છેલ્લોજ અવસર છે. હવે આપણે કપાળે સદાને માટે વિયોગજ લખાયલો છે. પ્રાણેશ્વરી, તું મને કેટલી બધી પ્રિય છે તે મને સમજાય છે. તારા સદ્‌ગુણો, તારી ઉત્તમતા સર્વ હું બરાબર સમજી ગયો છું. એ મારા હૃદયમાં રમી રહ્યા છે. ઓ પ્રભુ, આવી ગુણુની ભંડારરૂપ ગુણુ લક્ષ્મીના અતિ ઉત્તમ ગુણો પ્રતિ મેં લેશ માત્ર પણ લક્ષ ન આપ્યું." આમ કહીને પાછો એ રકમસ થઇ ગયો અને એનું ધૈર્ય ખુટી ગયું.

લ્યુસીએ પતિની ડોક ઉપર પોતાની ડોક નાખી દીધી અને હૃદયદુ:ખભારથી પુષ્કળ રડી પડી. એની ધીરજ આસોપ થઇ ગઇ અને અંતરવ્યથાની મહા કષ્ટદાયી વેદના એને થવા લાગી. બન્ને

એ હદપારનું આક્રંદ કર્યું અને કાંઈક શાંત થયા એટલે પાછાં વગર બોલે એ એમીલીના સામું ટગર ટગર જોવા લાગ્યા. આખરે લોન્સડેલે પોતાની અધુરી રહેલી વાત આગળ ચલાવી.

એમીલીએ વિચાર કર્યો કે "એમને મારી ઘણી ચિંતા થાય છે. એમના આ સંસારમાંથી મને વિયોગ થશે એટલે મારૂં જીવિત ટક્યા રહેશે કે કેમ એની એમના મનમાં ગડભાંગ ચાલી રહી છે. માટે હું એમને શાંતિ આપું." એમ વિચારીને બોલી "હૃદયનાથ, જીવિતેશ્વર, આપ મારે માટે જરાએ કાળજી ન કરશો. આપણા વ્હાલા પુત્રની ખાતર મારૂં જીવન હું ટકાવી રાખીશ. અમારૂં શું થશે તે બાબત પણ યત્કિંચિત તમારે ગભરાવાની જરૂર નથી. આપણા સ્નેહીઓ અમને આશ્રય આપવા અત્યારે ઓશારી રહ્યા છે. ગયે કાલે સાંજેજ મીસીસ સેલ્વીન મને મળવા આવી હતી. મને પૂર્ણ આશ્વાસન દઈને એણે કહ્યું છે કે "બેન, તમે જરાએ ગભરાશો નહિ, હડબડશો નહિ. મારૂં ઘર તે તમારૂંજ ઘર છે. બેશક તમારા પુત્રને લઈને મારે ત્યાંજ તમે રહેજો. તમને કશી વાતે હું તાણ નહિ પડવા દઉં."

મી. સેલ્વીનની પણ આપણા પ્રત્યે પૂર્ણ સહાનુભૂતિ છે અને તેમણે પણ મીસીસ સેલ્વીનના કાર્યને સંમતિ આપી છે અને આપણા સંબંધમાં યોગ્ય કરવાને બધો અધિકાર એને આપી મુક્યો છે. માટે તે વિષયમાં આપ જરાએ ચિંતા ન કરશો." પત્ની અને પુત્રને સ્નેહી જનોનો આશ્રય છે એ જાણીને લોન્સડેલના મનમાં સંતોષ થયો. એને ખાતરી થઈ કે પોતાના મૃત્યુ પછી પોતાનાં વ્હાલાં રખડતાં નહિ થાય.

સમય વહી ગયો અને આટલા આ અંતિમ સંયોગનો પણ અંત આવ્યો. આ ઘડીને અમે કઇ કલમથી ચીતરીએ? અમે કયા શબ્દોમાં એનું વર્ણન કરીએ? હૃદયભગ્ન, નિરાશ, હ્રાસ પામી ગયેલાં દુર્ભાગી દંપતીને જોઇનેજ અમારૂં અંતઃકરણ ફાટી જાય છે, તો પછી એમની આ ઘડીની મનોવેદનાનું સ્વરૂપ પણ અમે શું આપી શકીએ? બન્નેની દૃષ્ટિમાં, બન્નેનાં અશ્રુમાં, બન્નેનાં આવેગભર્યાં ચુંબનોમાંજ અત્યારે તો એમની મનોવેધક વિપત્તિનો, વૈષમ્યનો ઇતિહાસ જ્વલંત શબ્દોમાં સ્પષ્ટ રીતે લખાયલો હતો. એના કરતાં વિશેષ અમે શું વર્ણવી શકવાના હતા? વારંવાર બન્ને એકબીજાની બાથમાંથી છુટાં પડતાં અને વળી ફરી ફરી એક બીજાને બાઝી પડતાં. ફરી ફરી આંસુ ભર્યાં નયને એ ચુંબન લેતાં-દેતાં. પરંતુ એ ભાગ્ય પણ ન ટકી શક્યું. આખરે છેલ્લવેલ્લું આલિંગન લેવાયું-દેવાયું. હવે તો આ સંકટના કાળા સમુદ્રમાં આમને આમ એક બીજાને જીવન માટે તરફડીઆં મારતાં જોયા કરવાં, એ પણ એ બન્નેને એક બીજા પ્રત્યે ક્રૂરતાથી વર્ત્યા જેવું લાગ્યું અને આખરે એમનું પરિરંભણ છુટયું. લ્યુસી દ્વાર બહાર નીકળી ગઇ અને વજ્ર પડયું હોય એવા ધબાકા સાથે કારાગૃહનું દ્વાર બંધ થઇ ગયું. બન્ને પતિ અને પત્ની વચ્ચે હવે કદી ન ભેદાય એવી અભેદ્ય દિવાલ જાણે ચણાઈ ગઇ. હવે જાણે એમને બન્નેને હજારો લાખો ગાઉનાં છેટાં પડી ગયેલાં લાગ્યાં.

---

# પ્રકરણ ૪૩ મું.

## કલાઇવ ભવન.

કાઉન્ટેસ ઓફ બર્ટન અને લેડી એડીલાને મેનોર ભવન છોડે દોઢેક વર્ષ થઇ ગયું હતું. મેનોર ભવનથી પાછાં આવીને એ કલાઇવ ભવનમાં રહેતાં હતાં. લેડી એડીલા લાયક ઉમરની થઇ હતી એટલે પચાસ હજાર પાઉંડનો વારસો હવે એને હસ્તગત થયો હતો. જ્યારથી જીરોલ્ડ રેડબર્ન સાથેના પ્રણયમાં વિક્ષેપ આવી પડયો ત્યારથી કોઇ બીજા પ્રેમી સાથે સંવનન કરવા લેડી બર્ટન લેડી કલાઇવને જરાએ આગ્રહ કરતી નહોતી.

કાઉન્ટેસને પણ ખબર પડી ગઇ હતી કે પોતાની પુત્રીનું હૃદય રેજીનોલ્ડ હર્બર્ટે હરી લીધું છે. હવે કાઉન્ટેસને રેજીનોલ્ડ હર્બર્ટ તરફ પહેલાંનો દ્વેષ જરાએ રહ્યો નહોતો. આપણે આગલા પ્રકરણમાં વાંચી ગયા છીએ કે ઓન. ફર્ડીનંડ સ્ટેન્સફીલ્ડ ગુજરી જવાથી લોર્ડ સ્ટેન્સફીલ્ડની સર્વ પ્રકારની મીલકત અને જાગીરનો વારસ મી. રેજીનોલ્ડ હર્બર્ટજ થવાનો હતો. એટલે પાંચસો પાઉંડની વાર્ષિક ઉત્પન્નવાળો રેજીનોલ્ડ હવે એક મોટો જાગીરદાર થઇ જવાનો, એ જાણીને કાઉન્ટેસ ઓફ બર્ટનનું મન પણ એના તરફજ વળ્યું અને એ જો પોતાની પુત્રીનું માગું કરે તો એના માગાનો અવશ્ય સ્વીકાર કરવો એવો પણ મન સાથે એણે ઠરાવ કરી દીધો. આજે નહિ તો કાલે, કાલે નહિ તો પરમ દિવસે પણ ગમે ત્યારે રેજીનોલ્ડ લેડી એડીલા કલાઇવનું માગું કરવા જરૂર આવશે, એવી કાઉન્ટેસ આશા રાખ્યાજ કરતી હતી. દિવસોના

દિવસો એવી આશામાંને આશામાં ચાલ્યા ગયા પણ રેજીનોલ્ડનાં કલાઈવ હોલમાં દર્શન ન થયાં.

લેડી એડીલાનું તો હૃદય રેજીનોલ્ડ પાસે દોડી ગયું હતું; એટલે એ તો ઘડીએ અને પળે એના આગમનની રાહ જુએ એમાં આશ્ચર્ય શું? રેજીનોલ્ડ પ્રત્યે એનો પ્રેમ તો ત્રિકાલાબાધિત હતો એટલે રેજીનોલ્ડ વરસ દહાડે ફક્ત પાચસો કમાતો હતો અને હવે મોટો જાગીરદાર થવાનો, છતાં એનો પ્રેમ તો જરાએ ન્યુનાધિક થયો નહોતો.

રેજીનોલ્ડ તરફ એડીલાનો પ્રેમ પ્રથમથીજ અંતરના ઉમળકાનો હતો એટલે એડીલાને એમ આશા હતી કે "હવે રેજીનોલ્ડ ફર્ડીનંડનો શોક મુકશે એટલે જરૂર મને મળવા આવશેજ." પરંતુ હજુએ એ આવ્યો નહિ એટલે એના મનમાં તર્ક વિતર્ક થવા લાગ્યા. "એ કેમ નહિ આવ્યા હોય, મને ભુલી ગયા હશે કે શું, એમણે પોતાનો પ્રેમ અન્યને અર્પણ કર્યો હશે?" આ પ્રમાણે પોતાના મનને એ વારંવાર સવાલો પુછ્યા કરતી હતી; છતાં એ એવા ઉદાત્ત મનની હતી કે આખા સંસારને ઉદાત્તજ માનતી હતી. એટલે રેજીનોલ્ડનું ઉચ્ચ હૃદય તો હવે અન્યનો પ્રેમ નજ ગ્રહણ કરી શકે, એ મહોદાર મહાશયનું મન અન્યમાં હવે ચલિત નજ થઈ શકે એવી એની પુરે પુરી માન્યતા હતી.

કાઉન્ટેસ ઓફ બર્ટન "મોર્નીંગ પોસ્ટ"ની ગ્રાહક હતી, એટલે ઉમરાવ વર્ગ સંબંધીની અને તેમાંએ ખાસ કરીને સ્ટેન્સફીલ્ડવાળાંઓની કાંઇ જાણવા જેવી ખબર આવે છે કે કેમ એ જાણવા એ પેપર એ ખાસ લક્ષ રાખીને વાંચતી. વળી એનો પુત્ર

અર્લ ઑફ બર્ટન હાલ લંડનમાં રહેતો હતો. તે જો સ્ટેન્સફીલ્ડ-વાળાં સંબંધી હકિકત જાણતો હોય તો પોતાને ખબર આપવાને તેને પણ એણે જણાવ્યું હતું. છતાંએ એને એ વિષયમાં ફક્ત એટલીજ ખબર મળી કે મી. હર્બર્ટે સરકારી નોકરીમાંથી રાજીનામું આપ્યું છે અને હવે એના કાકાની જોડે જ રહે છે અને પુત્રમરણના શોકથી ઝુરતાં કાકા કાકીને સાંત્વન આપ્યા કરે છે. આટલી ખબર મળ્યા પછી પાછી એને એવી પણ ખબર મળી કે રેજીનોલ્ડ હર્બર્ટ કુંવારો છે, એટલુંજ નહિ પણ હજુ એને માટે કોઇ કન્યાનું માગુંએ નહોતું થયું તેમ એ કોઇ કન્યાની સાથે સંવનન કરતો હોય એમ પણ જણાયું નહોતું. એને સમાજમાં બહુ આવવું જવું ગમતું નહોતું. એની મેળે એ જયાં જતો ત્યાં એકલોજ જતો; તેથી એને કાંઈ આંતર ગ્લાનિ હોય એમજ ધારવામાં આવતું હતું. આ બધા સમાચારને પરિણામે કાઉન્ટેસને એમ ખાતરી થઈ કે હજુએ એનું હૃદય એડીલામાંજ રાગવાળું છે; છતાં એના તરફથી ન તો કોઇ પત્ર આવ્યો, ન તો એ જાતે આવ્યો એટલે એને આશ્ચર્ય થયું. સ્ટેન્સફીલ્ડવાળાં સાથે પોતાનો જુનો સંબંધ તાજો કરવાને એની ચિત્તવૃત્તિ થઈ આવી; પરંતુ એમની સાથેનો સંબંધ તાજો કરવા પોતાને પહેલ કરવી પડે તેથી એનું મન અચકાતું હતું.

કાઉન્ટેસ ઑફ બર્ટન આમ ગુંચવાતી હતી ત્યારે લેડી એડીલાના મનમાં પણ મહામંથન ચાલી રહ્યું હતું. એને પણ એકલાં એકલાંજ ફરવાનું ગમતું હતું.

ક્લાઇવ ભવનના વિશાળ મેદાનમાં દિવસોના દિવસ વિચાર કરતી એ ભમણું ર્યા કરતી હતી. એના હૃદયમંથનની વાત એની

પોતાને પણ એનાથી ન થઈ શકી; તેમ એની માતાના મનમાં પણ જે ગુંચવણ ચાલી રહી હતી તેની વાત એની માતાએ પણ એને ન કરી.

એડીલાના હૃદયની વાત કલાઇવ ભવનમાં એક જણ જાણતું હતું. ભવનમાં મીસીસ બ્રાઉનીંગ કરીને એક વૃદ્ધા બાઇ નોકર હતી. એડીલાના જન્મ પહેલાંની એ બાઈ અહિં રહેતી હતી; એટલે નોકરી કરતાં અહિંજ એ ઘરડી થઈ હતી.

એડીલા ઉપર એનો માતા જેટલો પ્રેમ હતો, તેથી એડીલાએ એને પોતાના વિશ્વાસની ભાગીયણ બનાવી હતી. એના આગળ એ પોતાનું અંતર ખોલીને વાત કરતી હતી. કેટલીએ વાર એડીલા મીસીસ બ્રાઉનીંગની રૂમમાં જતી અને એની પાસે બેસીને મનના ઉભરા ખાલી કરતી હતી અને પોતાના પ્રેમ વિષે વાર્તાલાપ કરીને આનંદ માનતી હતી.

જે શુક્રવારે ફ્રેડરિક લોન્સડેલ અને લ્યુસીનો કારાગૃહમાં છેક છેવટનો મેળાપ થયો તેજ દિવસે બપોરે એડીલાને કાંઇ ન ગમવાથી પોતાના હાથમાંનું કામ લઇને મીસીસ બ્રાઉનીંગના રૂમમાં એ આવી પહોંચી અને પાસે પડેલી ખુરસી ઉપર બેઠી. આજનો દહાડો જાણે સારો લાગતો નથી વિગેરે વાતો કર્યા પછી એડીલા પાછું પોતાનું શીવણ કામ કરવા મંડી પડી; પણ મીસીસ બ્રાઉનીંગને આજે એના મુખ ઉપરથી એમ લાગ્યું કે રોજના કરતાં એડીલા આજે વધારે ઉદાસ હતી. એની ઉદાસીનતાનું કારણ એ સમજી ગઇ હતી તેથી એને આનંદમાં લાવવા એના હૃદયમાં કાંઇક આશા ઉત્પન્ન કરવાનો એણે વિચાર કર્યો; પણ એ આશા હવે એનેયે આકાશ-

કુસુમવત્ લાગતી હતી. એટલે આશા આપીને ઉલટી નિરાશ કરવાનું થાય એમ ધારીને એ વિચાર માંડી વાળ્યો અને કાંઈક કામ અધુરૂં રહેલું સાંભરી આવ્યું; તેથી બીજા નોકરોને તે કામ કરવાની આજ્ઞા આપવા ત્યાંથી ઉઠીને એ ચાલી ગઈ.

એડીલા એકલી પડી એટલે એણે પણ હાથમાંનું કામ હેઠે મુકી દીધું અને વિચાર કરવા લાગી "આજે કેમ મીસીસ બ્રાઉનીંગ કાંઇ બોલતાં નથી. રોજતો મને આશ્વાસન આપતાં હતાં, મને આશાથી ઉત્તેજીત કરતાં હતાં અને આજે એમણે હોઠમાંથી એક શબ્દ પણ બહાર કાઢ્યો નથી. શું એમને પણ હવે કાંઈ આશા જેવું નહિ લાગતું હોય. ત્યારે શું મારે હવે રેજીનોલ્ડ હર્બર્ટના બધા વિચારો છોડી દેવા, મારે એમની આશા ન રાખવી, એમની મૂર્તિને મારા હૃદયમાંથી દૂર કરી દેવી, ક્યાં સુધી એ ફોકટ આશાને હૃદયમાં રાખી મુકવી ? આશામાંને આશામાં સુખની ઘડીઓ તો ચાલી જાય છે માટે એવા મિથ્યા વિચાર કર્યે શું વળે ? અરે પણ એ મૂર્તિને હૃદયમાંથી દૂર કરવાની શક્તિ મારામાં ક્યાં છે ? બોલવું તો સહેલું લાગે છે પણ વર્તવું તો ઘણું મુશ્કેલ છે. એ નથી તો મારૂં સુખજ ક્યાં છે ? એમના વિના મારૂં સુખ તો હરાઈજ ગયેલું છે; તો પછી હું ક્યા સુખની આશા રાખું છું ? એમની સ્થાપિત મૂર્તિને મારા હૃદય મંદિરમાંથી ઉઠાવી લઉં તો મારૂં સર્વસ્વ ગયા જેવું છે." લગભગ અડધા કલાક સુધી એડીલાના મનમાં એવી અનેક ગડભાંગ થવા લાગી. નીચી દૃષ્ટિએ વિચારની પરંપરા જોડવા લાગી. એટલામાં તે રૂમનું દ્વાર ઉઘડ્યું. મીસીસ બ્રાઉનીંગ આવ્યાં હશે એમ ધારીને એણે પોતાની આંખ સરખી ઉંચી ન કરી તેમ

જરા ટટાર પણ ન બના. કોઇ એની વધારે નજદીકને નજદીક આવતું જણાયું. કોઇનો સ્વર સંભળાયો એટલે એ તરત ચમકી. આ મીસીસ બ્રાઉનીંગનો સ્વર ન હોય. એ સ્વર કોનો હતો ? વાંચનાર સમજી ગયા હશે. પૂર્વે જેનો એ વિચાર કરતી હતી તેજ એનો મનનો માન્યો હીરો આવી પહોંચ્યો હતો. એ સ્વર તેનોજ હતો.

" લેડી એડીલા, અણધારેલા સમયે તમને ખલેલ કરૂં છું એની ક્ષમા આપશો. " એમ કહેતો કહેતો હર્બર્ટ એડીલાની સમક્ષ આવીને ઉભો રહ્યો. એને જોઈને એડીલાથી આનંદ અને આશ્ચર્યથી બૂમ પડાઈ ગઇ. પોતાના નયનતારા રેજીનોલ્ડ હર્બર્ટને જોઇને એ મુગ્ધ બની ગઇ.

રેજીનોલ્ડ હર્બર્ટ ઉંચો અને સ્વરૂપે સુંદર હતો. એનું વય આશરે છત્રીસેક વર્ષનું હશે. એના મુખ ઉપર બુદ્ધિમત્તા લખલખાટ કરી રહી હતી. એના ભાલ પ્રદેશ ઉપર એના ઉન્નત વિચારો અંકાઇ રહ્યા હતા. એનો સ્વર સાંભળીને એડીલા ચોંકી ઉઠી. એને નીહાળીને એનું સર્વાંગ હર્ષોત્ફુલ્લ બની ગયું હતું. એ જોઇને હર્બર્ટના મનનો સંશય અને ભય દૂર થઈ ગયો. હૃદય હૃદયને પારખી ગયું. આજ ભવનમાં આજથી ત્રણ વર્ષ ઉપર આ સ્નેહ-સુંદર યુગલ મળ્યું હતું, તે વખતે એક બીજાનાં નયન અને હૃદયે પરસ્પર પોત પોતાનું કાર્ય કરી લીધું હતું. મુખથી કોલ અપાયા લેવાયા તો નહોતા, કપોલ ચુંબન પણ થયાં નહોતાં. ફક્ત હસ્ત-પીડનજ અનુભવાયું હતું. પરંતુ એ વખતે હૃદય મીલન થયું હતું. હૃદયે હૃદયનું ચુંબન કર્યું હતું અને નયનોએ પરસ્પર ગુપ્ત કોલ આપ્યા

લીધા હતા. એડીલા પોતાને માન્ય કરશે કે કેમ એની અત્યાર સુધી હર્બર્ટને શંકાજ રહ્યા કરતી હતી; પરન્તુ અત્યારના મિલનથી એડીલાના હૃદયની એને ખાતરી થઇ ગઇ હતી. એડીલાનો કોમળ કર એણે પોતાના હાથમાં લીધો અને ફરી બોલ્યો: "લેડી એડીલા, અણધારેલા સમયે તમને ખલેલ કરૂં છું એની ક્ષમા આપશો ?" આમ બોલતાં બોલતાં પોતાના હાથમાં લીધેલો એડીલાનો હાથ એને ધ્રુજતો જણાયો. એના ગાલ ઉપર રતાશ ચઢી આવી હતી, શરમના શેરડા પડી ગયા હતા અને એનાં નયનો નીચાં ઢળી ગયાં હતાં. આ સર્વ ચિન્હો એડીલાના પ્રેમની પ્રત્યક્ષ સાક્ષી પુરી રહ્યાં હતાં. એથી હર્બર્ટને વધારે પ્રોત્સાહન મળ્યું અને બોલ્યો "તમારી એકાંતનો મેં ભંગ કર્યો હોય તો તેને માટે હું તકસીરવાર નથી. મને તો તમારી મીસીસ પ્રાઉનીંગે અહિં મોકલ્યો છે; માટે દોષ માત્ર તો તેનોજ છે. અહિં દ્વાર સુધી આવીને એ મને મુકી ગઇ અને મારે તમારી સાથે કાંઇ ખાસ વાત કરવાની હશે એમ ધારીનેજ એ અહિં મારી સાથે નહિ આવી હોય."

એડીલા: "મારી એકાંતમાં આપે જરાએ ખલેલ નથી કર્યું. બીરાજો આ પાસેની ખુરસી ઉપર." એમ બોલતાં બોલતાં એને પણ રમણીય મુંઝવણ થવા લાગી અને બળાત્કારે એ મુંઝવણમાંથી છુટીને એણે કહ્યું: "ચાલો દિવાનખાનામાં આવશો ? ત્યાં મારાં માતુશ્રી પણ તમને મળી શકશે."

"લેડી એડીલા, અહિં આવીને પહેલ વહેલાં તમારી માતુશ્રીનેજ મળવાની ઇચ્છા હતી; પણ તેમની તપાસ કરતાં તેમણે કહાવ્યું કે દિવાનખાનામાં બેસો. પાએક કલાકમાં હું આવી પહોંચું છું.

એટલે મારી ઈચ્છા તમને મળવાની થઇ અને તમારી તપાસ કરી એટલે મીસીસ બ્રાઉનીંગ મને તમારી પાસે લાવી. તેથી અહિંજ થોડીવાર તમારી સાથે કેટલીક વાતચીત કરી લેવાનો મારો વિચાર છે. જો તમારી ઇચ્છા હોય તો અહિંજ આપણે થોડો સમય ગાળીએ: " ઘણીજ મિષ્ટતા અને મૃદુતાથી હર્બર્ટે પ્રેમથી છલોછલ ભરેલા શબ્દો ઉચ્ચાર્યા.

લેડી એડીલાનું હૃદય તો આ સાંભળીને મીણમીણ થઈ ગયું. જવાબ દેવાની પણ એને સુજ ન પડી. પાછી એજ રમણીય મુંઝવણે એના ગુલાબી ગાલોને રતુમડા કરી દીધા. એનાં તેજસ્વી નિર્મળ નયનોને લાજાળુ બનાવી દીધાં. હેઠે મુકેલું શીવણકામ પાછું એણે હાથમાં લીધું પણ એના હાથ તો ધ્રુજી રહ્યા હતા. એ બેઠી એટલે જીરોલ્ડ પણ બેઠો અને એની મીઠી વાણીનો આસ્વાદ એડીલાને ચખાડવા લાગ્યો.

" લેડી એડીલા, મારી એવી માન્યતા છે કે તમારા હૃદયમાંથી હું સદંતરતો વિલુપ્ત નહિ થયો હોઉં. હું ધારૂં છું કે, મારી એ માન્યતા ભુલ ભરેલી નહિ હોય. મારા હૃદયમંદિરમાંથી તો આજ ત્રણ વર્ષ થઇ ગયાં છતાં એ તમારી પ્રતિમા જરાએ ખસતી નથી. મને આશા છે કે મારા આમ બોલવાથી તમને માઠું તો નહિ લાગતું હોય. " એમ કહીને એ પ્રત્યુત્તરની રાહ જોવા લાગ્યો. પરંતુ ઉત્તર ન આપતાં એડીલા તો કામજ કરી રહી હતી. જાણે એણે હાથમાં લીધેલું કામ અમુક નિયત કરેલા સમયમાં પૂર્ણ કરવાનું હોય તેમ. એના હાથમાંની સોયને એ અજાબ સ્ફુર્તિથી ચલાવી રહી હતી. બહારથી તો એ એના કામમાં મશગુલ હોય

એમ દેખાતી હતી; પણ એના ગાલ ઉપરની લાલાશ, એના ધ્રુજતા હાથ અને એનું ધબકારા લેતું હૃદય એની ચોરીને ઉઘાડી પાડી દેતાં હતાં. કામ કરતાં એનું મન તો હર્બર્ટના મધુરા અમૃતમય શબ્દોમાંજ તલ્લીન થઇ જતું હતું. આ મધુરી મુંઝવણુજ એડીલાનો પ્રેમ વ્યક્ત કરી રહી હતી.

" એડીલા, આ કામ ઉપરજ ધ્યાન આપ્યા કરશો ? એને બાજુએ નહિ મુકો ? આટલા બધા માઇલ દૂરથી હું તમારાં ચરણોમાં પડવા આવ્યો છું છતાં તમારા કામમાંજ મંડયાં રહેશો ? એડીલા, આ તો ક્રૂરતા કહેવાય."

એડીલાના હાથમાંનું કામ એકાએક પડી ગયું અને બન્નેની દૃષ્ટોદૃષ્ટ. એ કોમલાંગીના કોમલ હસ્ત યુગલને હર્બર્ટે પકડી લીધા અને એ હસ્ત ઉપર મધુરૂં ચુંબન કર્યું. એની આગળ એ ઘુંટણુ ઉપર ઉભો રહ્યો અને પૂર્ણ આર્જવતાથી પોતાના હૃદયનો પ્રેમ એડીલાને વ્યક્ત કર્યો અને કહ્યું:—" એડીલા, પ્રિય એડીલા, મારા અંતરનો પ્રેમ સ્વીકારશો ? હું તમારી પાસે પ્રેમ ભિક્ષા માગું છું. બોલો બોલો, મને તમારા તરીકે માન્ય કરશો." રૂપાની ઘંટડીનો જેવો મધુર રણકાર થાય છે તેવોજ રણકાર એડીલાના સુરીલા કંઠમાંથી નીકળ્યો. એ રણકો હર્બર્ટના કર્ણને મધુર અમૃત સમ લાગ્યો. એડીલાએ પ્રેમભિક્ષા આપવાની અનુમતિ આપી દીધી એટલે હર્બર્ટ ઉભો થઈ ગયો અને શરમથી ભરી ભરી ભાસતી લજ્જાળુ કન્યકાને પોતાની બાહુવલ્લિમાં ભીડી દબાવી દીધી.

" પ્રિય એડીલા, હું અત્યાર સુધી એક સરકારી નોકર હતો અને સાધારણ પગાર સિવાય મારી બીજી કશીએ આવક નહોતી;

એટલે ફર્ડીનંડ સ્ટેન્સફીલ્ડનું માગું તમે ન સ્વિકાર્યું તો પછી તમારૂં માગું કરવાની મારી શી હિંમત ! ફર્ડીનંડના ગુજરી ગયા પછી હું મોટી જાગીર અને પદવીના માલીકનો વારસ થઇ પડયો. તે વખતેજ હું તમારી પાસે આવત પણ મને એવા ખબર મળ્યા કે, તમે તો કેપ્ટન રેડબર્નના પ્રણયિની થયાં છો એટલે હું હતાશ થઈ ગયો અને હું સમજ્યો કે મારો દાવ અવળો પડયો. હમણાં ફક્ત થોડા દહાડા ઉપરજ મને ખબર પડી કે એ વાત તો ખોટી છે અને તમે હજુ અવિવાહિતજ છો. એટલે લોર્ડ અને લેડી સ્ટેન્સફીલ્ડની પુરેપુરી સંમતિ લઇનેજ હું તમારા હાથની માગણી કરવા અહિં આવી પહોંચ્યો છું.”

આ બન્ને પ્રણયીનો આમ વાર્તાલાપ ચાલી રહ્યો હતો એટલામાં મીસીસ બ્રાઉનીંગ એ રૂમમાં આવી પહોંચી.

એડીલાના હૃદયને જાણનારી, એના મનને પારખનારીએ એના અસ્વસ્થ મનનું ઔષધ કરવાને માટેજ હર્બર્ટને પરભાર્યો એની પાસે મોકલી આપ્યો.

હર્બર્ટ વૈદ્યજ એડીલાની નાડી પારખીને એના રોગની દવા કરશે એમ વિચારીને એણે આવા અચાનક મળી ગયેલા લાગનો તાત્કાળીક લાભ એડીલાને આપ્યો હતો. તેથી એ મીસીસ બ્રાઉનીંગ ઉપર આફરીન થઈ ગઇ હતી. એટલે મીસીસ બ્રાઉનીંગે એ રૂમમાં જેવું ડોકીયું કર્યું કે તરતજ એડીલા હરખાતી હરખાતી ઉભી થઇ અને આભારપૂર્ણ હૃદયે એને વળગી પડી અને મીસીસ બ્રાઉનીંગ અત્યાર સુધી એને જે આશાઓ અને પ્રોત્સાહનો આપતી હતી તે આશાઓ આજે ફળીભૂત થયેલી હોવાથી એનાં ઓવારણાં લેવા લાગી.

પછી જીરાલ્ડ હર્બર્ટ કાઉન્ટેસને મળ્યો. એડીલાનું માગું કર્યું અને અત્યાર સુધી એનાથી ન આવી શકાયું તેનો પણ ખુલાસો એણે કરી દીધો. કાઉન્ટેસની તો ઇચ્છા થઇજ ગઈ હતી એટલે રેજીનોલ્ડનું માગું એણે કબુલ રાખ્યું અને આખા ભવનમાં આનંદ અને ઉત્સાહ વર્તી રહ્યો.

હર્બર્ટ પોતાના કાકાના આવાસથી લાંબો પંથ કાપતો ગાડીમાં મીડલેટન આવ્યો અને મીડલેટનની હોટલમાં એક રાત રહીને ઘોડો ભાડે કરીને આજે એ કલાઈવ ભવનમાં આવ્યો હતો. આખો દિવસ એણે કાઉન્ટેસ અને એડીલાના સહવાસમાંજ ગાળ્યો અને છેક રાત સુધી ભવનમાં રહ્યો. રાતના અગીઆર વાગ્યા તેનું પણ એને ભાન ન રહ્યું. એને તો એમજ લાગતું હતું કે હજુ નવેક થયા હશે પણ જ્યારે એણે પોતાની ઘડીઆળમાં જોયું, ત્યારેજ એને ખબર પડી કે અગીઆર વાગી ગયા છે. એટલે એણે પોતાનો ઘોડો તૈયાર કરવાની નોકરને વરધી આપી અને મીડલેટનની હોટલમાં ઉતર્યો હતો ત્યાં પાછો જવા તૈયાર થયો. કારણકે હાલમાં સ્પષ્ટ કારણોને લીધે એનો રાત વાસો ભવનમાં ન થઇ શકે. ઘોડા ઉપર જીન મંડાયું અને એ જવા તૈયાર થયો. એટલે કાઉન્ટેસે આવતી કાલ સવારના નાસ્તા માટે એને આમંત્રણ કર્યું. તે સ્વીકારીને બન્નેની રજા લઇને એ ઘોડેસ્વાર થઇને ચાલ્યો ગયો.

રાત અજવાળી હતી. જમીન પણ ઝાકળને લીધે આરસપહાણ જેવી બની ગઈ હતી. ઠંડી પણ પડતી હતી. મજબુત જમીન ઉપર ઘોડાનાં પગલાંના અવાજ શીવાય શાંત રાત્રિમાં બીજો કશો અવાજ આવતો નહોતો. પહેલાં તો ટાઢનો ચમકારો લાગવા માંડ્યો એટલે

ગરમ ઓવરકોટ ચઢાવીને હર્બર્ટ ઘોડાને દોડાવવા માંડયો; જેથી એના આખા શરીરમાં ઝપાટા બંધ લોહીના ફરવાથી ગરમીને લીધે ટાઢ જણાય નહિં.

થોડીવાર પછી પાછી લગામ ઢીલી મુકીને એ ઘોડાને સાધારણ ચાલે ચલાવા લાગ્યો. પાંચેક મિનિટ આવી રીતે એણે ઘોડાને ચાલવા દીધો હશે, એટલામાં કેટલેક દૂર રસ્તાની બાજુએ એને કાંઇ કાળું કાળું જણાયું. જેમ જેમ એ પાસે ગયો તેમ તેમ એને જણાયું કે કોઇ માણસ બેઠેલું છે. એ તેની પાસે જવા લાગ્યો ત્યારે પેલો માણસ હર્બર્ટ જે દિશા તરફથી આવતો હતો તે દિશા તરફજ એની સામે આવતો જણાયો. એનાથી બરાબર ચલાતુંજ નહોતું એ ઘસડાતો ચાલતો હતો એટલે હર્બર્ટે જાણ્યું કે આ કોઇ ઘરબાર વગરનો દુબળો પડી ગયેલો માણસ છે. એ બિચારો થાકી ગયો છે, લાવ જો એને કાંઇ આર્થિક સહાય જોઇતી હોય તો આપું. એ આવો વિચાર કરે છે એટલામાં પેલો માણસ હર્બર્ટની છેક નજદીક આવી પહોંચ્યો. એણે ફાટાં તુટાં વસ્ત્ર પહેર્યાં હતાં. એના પગમાં નહોતાં મોજાં કે નહોતા જોડા. હર્બર્ટે પોતાનો ઘોડો ઉભો રાખ્યો અને પેલા માણસને કહ્યું:—" ભાઈ તું કોઇ મહા દુઃખીઆરો જીવ લાગે છે. ઉભો રહે, હું તારૂં દુઃખ મટાડી શકીશ."

" આપનો ઉપકાર સાહેબ." એમ બોલતો બોલતો એ તો આગળજ ચાલતો હતો પણ ઉભો તો ન રહ્યો. આટલા શબ્દ એ બોલ્યો એટલામાં હર્બર્ટ એની મુખાકૃતિ જોઇ શકયો. એ જોતાંજ એ કાંઇક હબકી ગયો અને ખરેખર આ મનુષ્ય તો નહિ પણ

રાક્ષસ હશે એમજ એને લાગ્યું. એ વિરૂપ મુખનું પાછળના પ્રકરણમાં અમે વર્ણન કરી ગયા છીએ, તેથી અત્યારે એ ચીતરી ચઢે એવા મુખનું અમે ફરી વર્ણન કરવાનું યોગ્ય નથી ધારતા. વળી મનને ઠેકાણે લાવીને હર્બર્ટે કહ્યું:–" કેમ ઉભો રહેતો નથી. આ લે તને કામ લાગશે." એમ બોલતાં બોલતાં હર્બર્ટે પોતાના ગજવામાં હાથ ઘાલીને કેટલુંક રૂપાનાણું કાઢયું. એટલે નીચે મુખે હાથ લાંબો કરીને હર્બર્ટ પાસેથી ઉદાર હાથે અપાયલું નાણું એણે લીધું અને હર્બર્ટનો આભાર માન્યો. પછી કાંઇક ઉતાવળથી એણે પોતાનો રસ્તો લીધો. આ માણસની આવી વિચિત્ર રીતભાતથી હર્બર્ટને ઘણું આશ્ચર્ય થયું હતું. " બિચારો દુઃખીઆરો જીવ દુઃખને લીધે ભ્રમિત થઈ ગયો છે" એમ બોલતાં બોલતાં પછી ઘોડાને એડી મારીને એ પણ પોતાને રસ્તે ચાલતો થયો. મીડલેટન પહોંચી ગયો અને હોટલમાં જઇને પોતાની નવ વિવાહિતાનું ચિંતન કરતો કરતો પર્યંક-માં પડયો. સવારે ઉઠીને આઠ વાગ્યામાં તૈયાર થઇને પાછો કલાઇવ ભવન જવાને એણે ઘોડો મંગાવ્યો અને નવ વાગતાંમાં તો એ કલાઇવ ભવન પહોંચી પણ ગયો. ઘોડાવાળો હર્બર્ટના ઘોડાને તબેલામાં લઇ ગયો અને હર્બર્ટ સીધો ભવનની અંદર ચાલ્યો ગયો. લેડી એડીલા એને આવતો જોઇને હસતે મુખડે એને સામી લેવા ગઈ.

કાઉન્ટેસ ઑફ બર્ટન પણ પ્રધાનખંડમાં આવી પહોંચી. ત્રણે જણાં નાસ્તો કરવાની તૈયારીમાં હતાં એટલામાં એક નોકર ગભ-રાતો ગભરાતો પાર્લરમાં આવી પહોંચ્યો અને કહ્યું:–" ઓ સાહેબ, બહાર આપણા ભવનના મેદાનમાં એક વિચિત્ર માણસ આવી પડેલો

છે. એ સખત રીતે ઘવાયલો છે. એના શરીરમાંથી પુષ્કળ લોહી વહી ગયું છે, એ ટાઢે ઠરી ગયો છે અને મરવાની અણી ઉપર આવી ગયેલો લાગે છે. એના સામું જોતાં તો આપણને ચીતરી ચઢે છે." એમ બોલતો બોલતો નોકર પણ જરા કંપી ગયો.

એડીલા:—"શું તે મરવાની અણી ઉપર છે ? ત્યારે એને એકદમ ભવનમાં લાવો, એની સારવાર કરો અને કોઈ ડોકટરને બોલાવવા જાવ."

કાઉન્ટેસ:—"બરોબર છે. એ કામ જલદી કરો. આપણાજ આંગણામાં કોઇ આમ દુઃખથી ઝુર્યા કરે અને આપણે જોયા કરીએ એ આપણને શોભે નહિ."

નોકરની આ વાતથી ગઈ રાતનો રસ્તે બનેલો બનાવ હર્બર્ટને યાદ આવ્યો અને એને એમ લાગ્યું કે એ માણસ એને ગઇ રાતે રસ્તામાં મળ્યો હતો તેજ કદાચ હશે. એટલે એ એકદમ બેઠો હતો ત્યાંથી ઉભો થઇ ગયો અને બોલ્યો "હું જાતેજ જાઉં છું અને એની સારવાર માટે બરોબર બંદોબસ્ત કરાવું છું." એમ કહીને એ તરતજ નોકરની પાછળ ગયો અને જ્યાં પેલો માણસ પડેલો હતો ત્યાં આવી પહોંચ્યો. બિચારા નોકરો પણ આવી પહોંચ્યા. રેજીનોલ્ડે જોયું તો ગઈ રાતે રસ્તામાં જે માણસ એને મળ્યો હતો તેજ આ હતો. એને એક ઘા માથામાં અને એક ઘા ખભા ઉપર એમ બે ઘા પડેલા હતા. એમાંથી એટલું બધું લોહી વહી ગયું હતું કે એનાં પહેરેલાં બધાંએ કપડાં લોહીમાં રગાઇ ગયાં હતાં. અત્યારે એ અચેતન દશામાં હતો. ટાઢે ઠરી ગયો હતો; એટલે લાકડા જેવું લાકડુંજ ન હોય એવો એ લાગતો હતો. એની આસ-

પાસ બધા નોકરો એકઠા થઈ ગયા અને એને શુદ્ધિમાં લાવવા બ્રાન્ડી પાઇ દીધી. એના શરીરમાં જીવ તો હતો છતાં એને ચેતન ન આવ્યું. એને હર્બર્ટની આજ્ઞાથી ભવનની અંદર આણ્યો અને એકાદ નોકરની ઓરડીમાં એને સુવાડ્યો એનાં લોહીવાળાં વસ્ત્રો બદલાવી નંખાવ્યાં અને યોગ્ય ઉપચારો કરવા માંડયા. ડોક્ટરને બોલાવવાને માણસને દોડાવ્યો. એના ઘા ઉપર પાટા બાંધવા માંડયા. હવે ધીમે ધીમે સૌને જણાવા લાગ્યું કે એનામાં જીવ છે; છતાં એને પુરેપુરૂં ભાન નહોતું આવ્યું. આવી ધમાલ ચાલી રહી હતી અને હર્બર્ટની જાતી દેખરેખ નીચે આ ઉપચારો થઇ રહ્યા હતા એટલામાં પેલાના લોહીથી ખરડાયલા વસ્ત્રોના ગજવામાંથી કાંઇક પડી ગયું હતું તેના ઉપર હર્બર્ટની નજર પડી. એક તો સોના અને રૂપા નાણું ભરેલી એક કોથળી જોવામાં આવી. એમાંનું કેટલુંક રૂપાનાણું તો એણેજ ગઇ રાતે આ ઘાયલ થયેલા મનુષ્યને આપેલું હતું. એ ઉપરાંત કાંઇ સરકારી કાગળના માપ અને આકારનો કાગળ પણ હતો.

આ મનુષ્યને તરવારના ઘા થયેલા જણાતા એટલે હર્બર્ટના તેમજ બીજા ત્યાં ઉભેલાઓના હૃદયમાં પણ એક પ્રકારની શંકાનો સંચાર તો થઇ ગયો હતો અને તેમાં આવા દરિદ્ર જેવા જણાતા મનુષ્ય પાસે સોના-નાણાંની કોથળી મળી આવેલી જોઇને તો એમની શંકા દૃઢ થઈ. હર્બર્ટે પેલો કાગળ ઉપાડી લીધો અને પરબીડીયા ઉપર "ફક્ત સરકારી કામ બાબત" આટલા અક્ષરો એણે વાંચ્યા. એના ઉપર "લેફ્ટનંટ કર્નલ વિંડહામ, પાયદળ ટુકડી, મીડલેક્સ." એવું સરનામું કરેલું હતું. એ પરબીડીયા ઉપર

હોસ ગાર્ડસની સીલ કરેલી હતી. તે તુટેલી હતી એટલે હર્બર્ટને વિચાર થયો કે પરબીડીયાની સીલ તુટેલી છે તેથી એમાંનો કાગળ વાંચવાની કાંઇ હરકત નથી. વચિમાંથી આ ઘાયલ થયેલો માણસ કોણ છે તે પણ કદાચ જણાઇ આવે એમ ધારીને એણે કાગળ વાંચ્યો તો જણાયું કે એ તો ફ્રેડરિક લોન્સડેલનું માફી પત્ર છે. એટલે એણે તરતજ નોકરને હુકમ કરી દીધો કે " હમણાંને હમણાં જ મારો ઘોડો તૈયાર કરીને લાવો. નહિ તો કાઉન્ટેસના તબેલા-માંથી એમનો જે સારામાં સારો પાણીદાર પવનવેગી ઘોડો હોય તે એકદમ લઇ આવો. જાવ જાવ જલદી કરો. એક ક્ષણ પણ ગુમાવવાનો સમય નથી. આપણા જાતિ બાંધવના જીવન મરણનો આના ઉપર આધાર છે. કદાચ આટલી ઉતાવળ કરતાં પણ હું મોડો પડીશ એવો મને ભય રહે છે. "

ગઇ કાલે માડલેટનમાંજ હર્બર્ટે સાંભળ્યું હતું કે બેરેક યાર્ડમાં એક સૈનિકને શનિવારે ગોળીબાર કરીને ઉડાવી દેવાનો છે. કેટલે વાગે તેની એને ખબર નહોતી. આજેજ શનિવાર હતો. એટલે એ પોતેજ એકદમ ભવનમાં દોડી ગયો. પાર્લર ( પ્રધાન ખંડમાં ) જઇને કાઉન્ટેસ અને એડીથાને માફીપત્ર સંબંધી ઉતાવળમાંજ વાત કરી દીધી અને કહ્યું કે, "એ માફીપત્ર લઇને અત્યાર ઘડીજ હું મારતે ઘોડે ચાલ્યો જાઉં છું. એક ઘડીમાં જો વિલંબ થશે તો બાજી હાથથી જશે. " આમ એ બોલતો હતો એટલામાંજ નોકરે આવીને ખબર આપી કે ઘોડો તૈયાર છે. રજીનાલ્ડ હર્બર્ટ ક્ષણ પણ ગુમાવ્યા સિવાય ત્વરિત ગતિએ અશ્વ ઉપર ચઢી બેઠા અને અશ્વમાં તાકાત હતી તેટલા પૂર્ણ વેગે એણે અશ્વને દોડાવી મુકયો. જ

નીકળ્યો ત્યારે કલાઇવ ભવનમાં દસ વાગ્યા હતા. મીડલેટન પોણા કલાકનો રસ્તો હતો. શું એ વખતસર જઇ પહોંચશે ?

## પ્રકરણ ૪૪ મું.

### ઇશ્વરીય ન્યાય.

આજે શનિવારે સવારના સાતેક વાગ્યાના સુમારે એડજ્યુટન્ટ સ્કોટ કર્નલ વિંટહામના નિવાસમાં આવ્યો. તે વખતે એ શૃંગાર આવાસમાં ડ્રેસ પહેરતો હતો, ત્ય આવીને એણે પૂછ્યું "કેમ સાહેબ, કાંઈ ખબર આવી ?"

"હજુ સુધી કાંઈ ખબર આવી નથી. પણ હજુ ચોખ્ખા ત્રણ કલાક બાકી છે. ટપાલ પણ આવી નથી. હું ધારૂં છું કે આવો અગત્યનો કાગળ ટપાલ મારફતે તો નહિજ આવે."

"આ બાબતમાં સર આર્ચિબોલ્ડ રેડબર્નને કાંઈ લાગતું વળગતું હોય એમ તમે કાંઇ કહેતા હતા ખરૂંને ?"

"હા, કેપ્ટન રેડબર્ન ગઈ કાલેજ મેનોર ભવન ગયા છે. એમના પિતા ગઇ કાલે લંડનથી મેનોર ભવન આવવાના હતા અને એમને મળીને પાછા રાતેજ એ અહિં આવવાના હતા." કર્નલે કહ્યું.

"ગઇ કાલે રાતે ?"

"હા, ગઇ રાતેજ. સર આર્ચિબોલ્ડ આને છોડાવવાને હોર્સ ગાર્ડસ સુધી વગ પહોંચાડશે અને તેને માટે એ તનતોડ મહેનત કરી રહ્યા છે."

" તમે દયાને માટે ભલામણ પત્ર પણ લખી દીધો છે ખરૂંને ? "

" હા, મેં લખી દીધો છે. રેડબર્ને મને વાત કરી કે લોન્સડેલ છેક બાળક હતો ત્યારથી સર આર્શિબોલ્ડની જાગીરમાંજ ઉછરેલો છે અને તેથી પોતાનાજ માણસનું આવી રીતે મૃત્યુ થાય એ એમને ગમતી વાત નહિ અને તેથી એમણેજ રેડબર્નને મારી પાસે મોકલ્યા અને દયાને માટે ભલામણ પત્ર લખવાનું મને એમણે જણાવ્યું. " " બરોબર, વાત તો ખરી છે. સર આર્શિબોલ્ડ જેવા મોભાદાર સદ્‌ગૃહસ્થને આભારી કરવા આવું કામ પણ કરવું પડે. " એડજ્યુટંટે કહ્યું.

" હાસ્તો, એટલા માટેજ મેં એમ કર્યું. " કર્નલે કહ્યું. પરંતુ કેપ્ટન રેડબર્નને એક હજાર ગીની આપવાનું વચન આપ્યું ત્યારેજ એ ભલામણ પત્ર ઉપર પોતે સહી કરી હતી તે વાત તો એણે જરાએ કરી નહિ.

" પણ મારે તો જાણે માફીપત્ર આવવાનુંજ નથી એમ માની લઈનેજ બધો બંદોબસ્ત કરવાનો છેને ? "

" હા, એમજ. અને જો દસ વાગ્યા સુધીમાં આપણને કાંઈ ખબર નહિ મળે તો શિક્ષાનો અમલ કરવાનોજ છે. વળી અડધો કલાક આપણે વધારે રાહ જોઈશું. એને આપણે એટલી તક વધારે આપીશું. "

" ત્યારે તો એવી રીતનો હુકમ હું બહાર પાડું કની ? " એડજ્યુટંટે કહ્યું.

કર્નલે હાનું ડોકું ધુણાવ્યું એટલે સ્કોટ ત્યાંથી ચાલ્યો ગયો અને કર્નલ ક્ષૌર કર્મમાં રોકાયો.

બે કલાક તો ચાલ્યા ગયા. નવેક વાગે કર્નલ વિંડહામે નાસ્તો કરી લીધો અને ટપાલ આવી પહોંચી. એક પછી એક કાગળો લઇને એણે આમ તેમ ફેરવવા માંડયા; પણ "ફક્ત સરકારી કામ બાબત" એવું લખેલો એકે કાગળ એને મળ્યો નહિ. ફરીથી સ્કોટ આવ્યો અને કર્નલને પૂછયું: "કેમ કાંઇ સમાચાર આવ્યા?"

"ના, કાંઇ આવ્યા નથી." એમ કહીને વધારે ખાતરી કરવા કર્નલે દરેકે દરેક કાગળ ફોડીને તેમાં કોની સહી છે તે પણ જોઇ લીધી અને ફરીથી બોલ્યો કે, "કાંઇ સમાચાર આવ્યા નથી."

"રેડબર્ન પણ પાછા આવ્યા નથી?"

"ના, એ પણ આવ્યા નથી. લંડનથી એમના પિતા પાછા ફરે ત્યાં સુધી તેમની રાહ જોઇને તેમના આવ્યા પછી એ આવવાના હતા. ઉભા રહો જેવા દો. ઘડીઆળમાં કેટલા વાગ્યા? સાડા નવ થયા છે. હજુ એક પાકો કલાક છે અને બીજી તૈયારી કરતાં કારવતાં બીજો પા કલાક જશે; એટલે લગભગ સવા કલાક જેટલો સમય રહ્યો છે." એક કલાક જોત જોતામાં ચાલ્યો ગયો. બરોબર સાડા દસ થયા, છતાં કાંઈ ખબર આવી નહિ. કેપ્ટન રેડબર્ન પણ આવ્યો નહિ, તેમ ફ્રેડરિક લોન્સડેલના માફીપત્ર સંબંધી કર્નલને પત્ર અથવા સંદેશો પણ ન મળ્યો.

બેરેકના ચોગાનમાં આખી પલટણ ગોઠવાઇ ગઇ હતી અને લોન્સડેલ ઉપર ગોળીબાર કરવાની સર્વ તૈયારીઓ ચાલી રહી હતી. ફક્ત કર્નલને ચોગાનમાં આવવાનીજ ખોટી હતી. બધો પ્રકાર કર્નલ પોતાની બારીએથી જોયા કરતો હતો. હવે ફક્ત પોતાનીજ રાહ જોવાય છે એમ જાણીને એ પણ તૈયાર થઇને ચોગાનમાં આવી

પહોંચ્યો; એટલે એડજ્યુટંટે સલામ કરીને કહ્યું: "સાહેબ, હવે આપના હુકમનીજ રાહ જોવાય છે."

"મી. સ્કોટ, મને કાંઇ ખબર મળી નથી. એટલે આપણે તો હવે શરૂ કરી દેવું જોઇએ. ગોળીબાર કરનારાઓને તમે નક્કી કરી રાખ્યા છે?"

"હાજી, મેં બધા મળીને ચૌદ જણને ચુંટી કાઢ્યા છે."

"દરેક ટુકડીમાંથી થોડા થોડા ચુંટયા છે ને?".

"હાજી. મેં તો બધું લેંગ્લીની ન્યાય બુદ્ધિ ઉપર રાખ્યું હતું. એમણે આઠ વૃદ્ધમાંથી અને છ જુવાનને પસંદ કીધા છે, અને તે બધાને સમજુત પણ મળી ગઈ છે."

"દ્દઢપણે ઉભા રહીને બરાબર નેમ તાકવાની કનાં? નિશાનીને માટે શું કર્યું છે? એ બધા સંમત થયા છે ને?"

"એ બધી વ્યવસ્થા ડ્રમ મેજોરે ગોળીબાર કરનારી પાર્ટી સાથે કરી રાખી છે; એટલે બધું બરોબર ઉતરશે."

"ત્યારે હવે મેજોરને કહો કે શરૂ કરે." કર્નલનો હુકમ સાંભળીને એડજ્યુટન્ટ મેજોરને તે પ્રમાણે કહેવા ગયો.

જે વખતે પરેડ ગ્રાઉન્ડ ઉપર આ પલ્ટણને ઉભી રાખવામાં આવી હતી, તે વખતે તેને જુદા જુદા વિભાગમાં ગોઠવવામાં આવી હતી. હવે મેજોરના હુકમને અનુસરીને આખી પલટણ એક લાઇનમાં ગોઠવાઈ ગઈ અને ગોળીબાર કરનારા સૌથી આગળ આવ્યા. આખી પલટણમાં ઘણો ગંભીર દેખાવ થઇ રહ્યો હતો. સૈનિકનાં મુખ ફીક્કાં પડી ગયાં હતાં. એમના દરેકના મુખ ઉપર ચિંતા અને ભયનાં ચિહ્ન દેખાઇ આવતાં હતાં. દરેક એક બીજા પ્રતિ જોતા અને પોતાનું

હૃદય સામામાં જોઇ રહ્યા હતા. સર્વને એકજ પ્રકારની લાગણી થઇ રહી હતી.

ફ્રેડરિક લોન્સડેલને માટે બધાને દયાભાવ ઉપજી રહ્યો હતો અને હમણાં જે શિક્ષા એને થવાની છે તેનો વિચાર કરતાં સર્વને ત્રાસ છુટી રહ્યો હતો. પરંતુ સનંદી તેમજ બીનસનંદી અમલદારોના હૃદયમાં તો કશીએ લાગણી નહોતી. આપણી વાર્તાના નાયક ઉપર જે જે રીતમો ગુજારવામાં આવ્યા હતા અને એને જે જે અન્યાયો વેઠવા પડયા હતા, તે બધાની પુરેપુરી માહિતી તો જો કે આખા સૈનિક વર્ગમાં કોઇનેયે નહોતી; છતાં એના ઉપર જુલમાટ કરવામાં આવ્યો હતો અને તેનોજ એ બિચારો ભોગ થઇ પડયો છે એમ તો એ જાણતા હતા. એણે મીલીટરી ડીસીપ્લીનના કાયદાનો જાણી જોઇને ભંગ કર્યો છે અને તેથી એને આવી શિક્ષા થાય છે એવી માન્યતા તો કોઇકનીજ હતી. એક ગુન્હેગાર તરીકે નહિ પણ એક સત્યને માટેજ એ મરવા તૈયાર થઇ ગયો છે એમ સૌ કોઈ માનતા હતા.

હવે ગાર્ડહાઉસમાંથી ફ્રેડરિકને આ ચોગાનમાં આણ્યો. એને યુનીફોર્મજ પહેરાવ્યો હતો પણ એનું બકલ અને હથીઆર એની પાસે રહેવા દીધાં નહોતાં. એ મૃત્યુને ભેટવા આવ્યો હતો એટલે મૃત્યુ જેવોજ પીળો પડી ગયો હતો. દૃઢ પગલે માથું ઉંચુ રાખીને એ મક્કમપણે ચાલ્યો આવતો હતો. જેણે એને બબ્બેવાર ફટકાની અને ડામની શિક્ષા સહન કરતો જોયેલો હતો, તેને તો ખાતરીજ હતી કે આ વખતે પણ એ જરાએ ડગવાનો નથી; અને થયું પણ તેમજ. ચોગાનમાં આવ્યો કે તરતજ એણે ચારે તરફ દૃષ્ટિ ફેરવી. આઠસો માણસની આખીએ પલ્લટણ મીલીટરીના પુરા ઠાઠમાં હતી. પલ્લટણ

માંના ઘણા સૈનિકોના મુખ ઉપર એના પ્રત્યેની સહાનુભૂતિ અને દયાની લાગણી એને સ્પષ્ટ જણાતાં હતાં; અને હવે શું થશે એવી શંકાથી એમનાં હૃદય ગભરાયલાં હોય એમ જણાયું. પોતાને માટે પોતાના સૈનિક બંધુઓને પણ આટલી બધી લાગણી થઈ આવી છે એ જાણીને એને પણ ક્ષોભ થઈ આવ્યો; પણ પાછું વજ્રનું હૈયું કરીને એ ટટાર થઇ ગયો. એ બરાબર ચોગાનના મધ્ય ભાગમાં આવી પહોંચ્યો એટલે તરતજ ત્યાં ઉભો રહ્યો. આ સંસારને હવે છેલ્લા રામરામ કરી લેવાના હતા; એટલે અત્રે એકઠા મળેલા પોતાના સૈનિક બંધુઓ પ્રતિ બે બોલ બોલવાની એને પરવાનગી હતી. તેથી એ પરવાનગીનો લાભ લેવાની એની ઇચ્છા થઇ. મૃત્યુના મુખમાં આવી પડેલા મનુષ્યનાં છેલ્લાં વચનો શ્રવણ કરવા સર્વ ટાંપી રહ્યા હતા. બધાએ એકચિત્ત થઈ ગયા હતા. પુતળાંની માફક સર્વ સ્થિર થઈ ગયા હતા. ટાંકણી પડે તો પણ તેનો અવાજ સંભળાય એટલી બધી શાંતિ પ્રસરી રહી હતી. સર્વનો શ્વાસ જાણે અદ્ધર રહી ગયો હતો. નાડીઓના ધબકારા પણ જાણે બંધ પડી ગયા હતા. આખરે લોન્સડેલ ચોગાનના એક ખુણેથી બીજા ખુણા સુધી સંભળાય તેવી રીતે બહુ તાણીને નહિ પણ દૃઢ સ્વરે બોલવા લાગ્યો:—

"બંધુઓ અને મિત્રો,

અત્યારે તમે તમારી સમક્ષ મને ઉભો રહેલો જુઓ છો; પરંતુ હવે થોડી મિનિટમાંજ મારી આંખો સદાને માટે બંધ થયેલી તમે જોશો. મારૂં હૃદય હવે ધબકવાનું ભુલી જશે અને આ મારૂં પંચતત્વનું ખોળીયું માટીનો લોચો બની ગયેલું તમે હમણાંજ તમારી નજરે જોશો. અત્યારે મને જે ન્યાયાસનથી મોતની સજા ફરમાવવામાં આવી

છે, તેના કરતાં પણ અતિ ઉચ્ચ ન્યાયાસન આગળ મારે ઉભા રહેવાનું છે. એ દૈવી દરબાર સમક્ષ જતાં મને જો કાંઇ પણ કંપ થતો હોય તો આ દુનિઆના ન્યાયાધીશે મને જે શિક્ષા કરી છે તેને માટે તો નહિ, પણ મારી વ્હાલામાં વ્હાલી વસ્તુઓને માટેજ થાય છે. મારા અપરાધોને માટે મારાં તે પ્રિયજનોને પણ ભયંકર શિક્ષા ભોગવવી પડશે એ જાણીને મારૂં આખું દીલ કંપાયમાન થઇ જાય છે. અરે મારી પ્રેમઘેલી પ્રિયતમા અને નિર્દોષ બાલક !—" આટલું બોલતાં બોલતાં એનો અવાજ જરા થરડાઇ ગયો. એની આંખમાંથી આંસુની ધારા વહી રહી અને તે એના ફીક્કા ગાલ ઉપર પડવા લાગી. આ સાંભળીને અન્ય સૈનિકોને પણ ડુમો ભરાઇ આવ્યો અને તેમણે મહા પરાણે પોતાના રડતા હૃદયને વશમાં રાખ્યું. લોન્સડેલે આંસુ લુછી નાખ્યાં. એ વધારે દૃઢ બન્યો અને પાછું એણે આગળ ચલાવ્યું:

" મારી પ્રિયતમા પત્ની અને મારા પ્રિય બાળકને અહિંજ છોડીને મારે દેવના દરબારમાં જઇને ઉભું રહેવાનું છે; પરંતુ એ વિચાર હવે મને ગુચવી શકશે નહિ. કારણ કે, સર્વ શક્તિમાન પરમેશ્વર ઉપર બેઠો બેઠો જોઈ રહ્યો છે કે મારા જીવનમાં મારાથી કાંઇ પણ સ્ખલનો થયાં હોય તો ફક્ત મારાં પ્રિયજનો પ્રત્યે થયેલાં છે તેજ છે. પરંતુ મારી દેવાંગના સમાન દેવીએ અને બાળકે મારા સર્વ અપરાધોની મને ઉદાર દીલે ક્ષમા આપી છે. એમણે મારા ઉપર દયા દર્શાવી છે તો એ દયાના ભંડાર સરજનહાર મારા ઉપર ઓછી દયા નહિ દર્શાવે. મને અહિં જે શિક્ષા કરવામાં આવી છે તેમાં મને ન્યાય મળ્યો છે એમ કહેવા હું તૈયાર નથી. મને

અન્યાયજ થયો છે. જે મહાન ન્યાયાધીશ આગળ હું ખડો થવાનો છું, તેના ન્યાયસન આગળ જુઠાણું જરાએ ચાલે એમ નથી. અત્યારે જાણે હું તેમનીજ સમક્ષ મારી વાર્તા કહી રહ્યો છું અને તેથી હું સત્યજ કહું છું કે મારા વિરૂદ્ધ કેપ્ટન રેડબર્ન અને મી. લેંગ્લીએ જે સાક્ષીઓ આપી છે, તે બનાવટી, અતિશયોક્તિવાળી અને મૂળ વાતને ઉલટાવી નાખનારી છે; અને તેને પરિણામેજ આ અંજામ આવ્યો છે. જ્યારથી હું લશ્કરમાં જોડાયો છું ત્યારથી તે અત્યાર સુધી મારા દુશ્મનોએ વૈરભાવથી મા રા ઉપર વર્તાવેલા અત્યાચારોનું પ્રકરણ જો હું ખોલવા બેસું, તો એ દુશ્મનો પણ તે સાંભળીને દિઙ્મૂઢ બની જાય તેમ છે. પરંતુ એ વિષય વિષે હું કાંઇ કહેવા માગતો નથી. એમણે મારા ઉપર વર્તાવેલા અઘોર ત્રાસને લઇને, આ પનોતી પળે પણ કદાચ મને એમ થઇ જાય કે, એ લોકોએ મને ઘણો સતાવ્યો છે; તેમજ મારી જીંદગીનું આ છેલ્લું પુર વહી ચાલ્યું જાય છે તે વખતે પણ અસલ મનુષ્યસ્વભાવને અનુસરીને મારાથી કદાચ એમ ન કહેવાય કે હું મારા દુશ્મનોને પણ ક્ષમા આપું છું: તોપણ એ વિશ્વનિયંતા વિશ્વાધારને હું વિનીત ભાવે અને નમ્રપણે એટલી તો યાચના કરૂં છું કે હે ભગવન્ હું તો આ અસાર સંસારને છોડીને તારી પાસે ચાલ્યો આવું છું; પણ હવે પછી મારા દુશ્મનોના હૃદયમાં તું ઉતરજે અને એમની સત્તા અને અધિકારને વશ જેઓ રહેલા છે તેમના પ્રત્યે એમનાં હૃદય વધારે કુમળાં, વધારે વિમળાં અને વધારે દયાળુ બનાવજે, એ જેમના ઉપર સત્તા ભોગવે છે તેમના ઉપર એમને ભ્રાતૃભાવ રાખતાં શીખવજે. બંધુઓ અને મિત્રો, હવે ફક્ત મારે એકજ વાત કહેવાની રહી જાય છે અને

તે એજ કે પ્રસંગવશાત્ જો કોઇ સ્થળે વિગ્રહ ફાટી નીકળ્યો હોત અને આપણને સર્વને રણાંગણમાં સાથે ઉભા રહીને લડવાનું હોત, તો ત્યાંના સર્વ ભય અને જોખમો ખેડવાને માટે હું જેટલો હિમતવાન બનત, તેટલોજ હિમતવાન અત્યારે પણ છું; અને એજ હિંમતથી મારા મૃત્યુની સાથે હાથ મીલાવવા હું તૈયાર થઇને ઉભો છું. "

હવે લોન્સડેલે બોલવું બંધ કર્યું. શાંતિનો ભંગ થતો જતો હતો. ઘણા સૈનિકોનાં હૃદય દ્રવી ગયાં હતાં. બધાએ નિસાસા મુકતા સંભળાતા હતા.

હવે સૈનિકોની હાર ગોઠવાઈ રહી હતી ત્યાંથી મક્કમ પગલે એણે ચાલવા માંડયું અને આસરે વીસેક ફીટ ચાલીને જ્યાં આગળ બહુજ ચુપકીદીથી મૃત્યુ પામેલા મનુષ્યને રાખવાની પેટી ( કોફીન ) રાખી દીધેલી હતી ત્યાં આગળ આવ્યો. એણે એ પેટીને જોઈ લીધી છતાં જરાએ ડગ્યો નહિ. એ જાણતોજ હતો કે કોફીન આવવાનીજ છે અને તેને માટે એણે પોતાનું હૈયું મજબુત કર્યું હતું. પોતે પહેરેલો રાતો કોટ એણે શરીર ઉપરથી કાઢી નાખીને જમીન ઉપર ફેંકી દીધો. પછી ઘુંટણીએ પડી બે હાથ જોડીને એ શાંત ચિત્તે મનમાંજ પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો.

લોન્સડેલની આંખે પાટો બાંધવા નિયત કરવામાં આવેલો સૈનિક એની પાસે આવી પહોંચ્યો. તે બહુજ ધીમે ધીમે આવ્યો. મૃત્યુ પામેલા મનુષ્યના ઓરડામાં તેની પથારી પાસે જેમ કોઇ પણ માણસ જેવી શાંતિથી ધીરે ધીરે જાય, તેજ પ્રમાણે એ લોન્સડેલ પાસે આવ્યો અને એની આંખે પાટો બાંધતાં બાંધતાં એના કાનમાં એણે

કહ્યું:—“ લોન્સડેલ, મારા આ કૃત્ય માટે તું મને ક્ષમા આપજે. મારે લાચારીથી આમ કરવું પડે છે. મારો છુટકો નથી.”

“ મારા ગરીબ મિત્ર, મારી તો તને ક્ષમાજ છે. લશ્કરમાં દાખલ થનાર બધા સૈનિકોની માફક તુંયે ફક્ત યંત્રવતજ છે. ભાઇ, પ્રભુ તને સુખી રાખો.”

લોન્સડેલનું બોલવું સાંભળીને પેલા સૈનિકને પણ રડવું આવી ગયું. રડતાં રડતાં એ બોલ્યો “ ભાઈ, પ્રભુ તને શાંતિ આપો.”. એમ કહીને લોન્સડેલનો હાથ એણે દબાવ્યો અને ત્યાંથી એ ખસી ગયો. લોન્સડેલે ફરીથી બે હાથ જોડીને પ્રભુની પ્રાર્થના કરવા માંડી કે “ હે પ્રભો, મારા આત્માને શાંતિ આપજે. મારી સ્ત્રી અને બાળકને આ સંસારમાં હું મુકતો જાઉં છું તેની સંભાળ રાખજે.” એમ કહીને લોન્સડેલે ડોકું નમાવી દીધું; એટલે તરતજ ડ્રમ મેજરે ગોળીબા'ર કરનારી ટુકડીને પોતાના હાથમાંની સોટીનો ઇસારો કરીને સૂચન કરી દીધું. તરતજ નિશ્ચિત કરેલા ચૌદે જણે સામે ખડકેલી બંદુકો પટોપટ પોતાના હાથમાં ઉડાવી લીધી. ગોળીબાર કરનારી ટોળીના ઉપર પણ લોન્સડેલના ભાષણથી ઘણી જબરી અસર થઇ હતી. એમનું ચાલત તો એ ચૌદે ચૌદ જણએ પ્રાણઘાતક હથીઆર પોતાના હાથમાંથી એકદમ મુકી દેત અને ત્યાંને ત્યાંજ કહી દેત કે “સમરાંગણમાં શત્રુની સામે લડવાને અમે તૈયાર છીએ પણ અમારા પોતાનાજ મિત્રનું આમ ઢંડે પેટે ખુન કરવાનું રાક્ષસી કૃત્ય અમે કરી શકતા નથી.” પરંતુ એમનામાં એવી હિંમત નહોતી. એ તો જીવતાં યંત્રો હતાં એટલે પોતાની મરજી પ્રમાણે વર્તવાની એમનામાં શક્તિ નહોતી. એમનામાં તો ફક્ત આજ્ઞા ઉડાવવાનીજ શક્તિ હતી.

આ ચૌદે જણા બંદુક હાથમાં પકડીને એક હારમાં ગોઠવાઇ ગયા અને પાછી સર્વત્ર શાંતિ પ્રસરી ગઇ. પરંતુ થોડી ક્ષણુમાંજ એ શાંતિનો ભંગ થયો. ડ્રમ મેજર આતુરતાથી અર્થસૂચક દૃષ્ટિ કરીને આ ટોળીના સામું જોઇ રહ્યો અને એમનું ધ્યાન પોતાના તરફ છે કે કેમ તે વિષેની ચોકસી કરી લઇને પાછી પોતાના હાથ-માંની સોટી હલાવીને એણે બીજીવાર ઇશારત કરી. આ છેલ્લીજ ઇશારત હતી. ચાદે બંદુકો હાથમાં લેવાઈ અને નિશાન તાકયાં. બીજી ત્રણેક ક્ષણુમાં તો દરેકના કર્ણ ઉપર કાન ફાડી નાખે એવો બંદુકો ફૂટયાનો ભીષણુ અવાજ આવીને અથડાયો.

લોન્સડેલના હાથ ઉંચા થઇ ગયા અને એ એકદમ ધબ લઇ-વઇને જમીન ઉપર ઢળી પડયો. આ ક્ષણે ત્યાં ઉભેલા સર્વ કોઇ થથરી ગયા હતા. એમનો થથરાટ નજરે દેખાતો હતો એટલુંજ નહિ પણુ કાને સાંભળી પણુ શકાતો હતો.

હજુ બિચારાના ખોળીયામાંથી પ્રાણુ પરવારી નહોતા ગયા. ગોળીઓથી એ વિંધાઇ ગયો હતો છતાં પ્રાણ ટકી રહ્યા હતા અને જેમ માછલીને પાણીમાંથી બહાર ખેંચી કાઢે ત્યારે મરતાં મરતાં જેમ એની પાંખો તરફડયા કરે છે, તેમ અંત સમયની વેદનાને લીધે લોન્સડેલના હાથ તરફડયા કરતા હતા. ડ્રમ મેજરે બીજી ચાર બંદુકો ભરીને તૈયારજ રખાવી હતી; એટલે પેલા ચાદેમાંથી પાછા ચાર મજબૂત માણુસોને પસંદ કરીને તેમને એ બંદુકો તેમના હાથમાં લેવાનો હુકમ કર્યો અને અમુક રીતે વર્તવું એવી સુચના પણુ આપી દીધી. એટલે આજ્ઞાને આધીન આ ચારે જણુ લોન્સડેલના ચત્તાપાટ પડેલા શરીર પાસે ગયા, એના માથા ઉપર ટોપ બાંધી દીધો

અને છેલ્લા બાર કર્યા. બસ થઇ ચુકયું એની ખોપરી તુટી ગઇ. એના માથાના કુરચે કુરચા ઉડી ગયા અને કામ તમામ થઇ ગયું.

તરતજ લશ્કરને જુદી જુદી ટુકડીઓમાં ગોઠવાઇ જવાનો હુકમ મળયો અને તેમ થયા પછી એમને ત્યાંથી ધીમે ધીમે પસાર થવાનો બીજો હુકમ મળ્યો. જ્યાં લોન્સડેલનું શબ પડયું હતું ત્યાં બધા આવી પહોંચ્યા એટલે "માર્ક ટાઇમ" એમ કરીને એમને ત્રીજો હુકમ મળયો. એ હુકમ પ્રમાણે એમને જ્યાંથી પગ ઉપાડયા ત્યાંજ પાછું આવવાનું હતું; એટલે પાછા હતા ત્યાંને ત્યાંજ એમને ઉભું રહેવાનું થયું. પછી "આઇઝલેફટ" એવો હુકમ મળયો; એ-ટલે આ હુકમને અનુસરીને જેની ખોપરી અને માથાના કુરચે કુરચા ઉડી ગયા હતા તે શબ ઉપર એમણે દૃષ્ટિ નિક્ષેપ કરવાનો હતો. અહો! આ સુધારાની ટોચે પહોંચેલો મીલીટરી કોડ! શબ ઉપર દૃષ્ટિ કરાવવાનું શું પ્રયોજન હશે? શું એથી દૃષ્ટિ કરનારાઓ વધારે પવિત્ર થતા હશે? વધારે સદ્‌ગુણી થતા હશે? ના ના, આવા કશા કારણને માટે નહિ, પરંતુ એ તો આવા કમકમાટભર્યાં દૃષ્ટાંતથી ભ-વિષ્યમાં કોઇપણ સૈનિક જરા પણ આજ્ઞાભંગ ન કરે અને ગુલા-મની માફક પુરેપુરો આજ્ઞાધારક બને એવો દાખલો બેસાડવાને માટે જ આ પ્રમાણે કરવામાં આવ્યું હતું. આવી રીતે હુકમ પ્રમાણે લ-શ્કરની દરેક ટુકડી ગોળીબારથી ઉડવી મુકેલાના શબને એક પછી એક જોતી જોતી પસાર થઇ જતી હતી; એટલામાં બેરેકની દીવાલ-ની બહારની બાજુએ બેરેકના દરવાજા તરફ દોડતા આવતા ઘોડાના પગની ખરીઓનો અવાજ સંભળાવા લાગ્યો. ગોળીબારનું પ્રકરણ

ચાલી રહ્યું હતું તે દરમ્યાનમાં એ દરવાજો બંધ રાખવામાં આવ્યો હતો. ત્યાં ઉભેલા પ્રહરીને તરતજ ખ્યાલ આવ્યો કે ઉપરી અધિકારી પાસેથી કોઈ સંદેશો લઇને મારતે ઘોડે આવે છે એટલે તરતજ એણે દરવાજો ઉઘાડી નાખ્યો અને રેજીનોલ્ડ હર્બર્ટ મારતે ઘોડે ચોગાનમાં દાખલ થઈ ગયો. પરંતુ જેવી એની દૃષ્ટિ મૃત મનુષ્ય ઉપર પડી કે તરતજ હથીઆર એનાં હેઠાં પડેલાં જણાયાં. તે ફાટતા હૃદયે નિરાશ થઇને હાથ પછાડતો "અરે મોડું થઇ ગયું" એમ બોલતો બોલતો ઘોડા ઉપરથી પડતું નાખીને ત્યાંનો ત્યાંજ જમીન ઉપર પડયો. એને આમ બોલતો સાંભળીને ત્યાં ઉભેલા સર્વમાં ભય વ્યાપી ગયો, અને લશ્કરની ટુકડીઓ પણ ઉપરીના હુકમ વગરજ જ્યાંની ત્યાં સ્તબ્ધ થઇ ગઇ. સર્વને સમજ પડી ગઇ કે લોન્સડેલનું માફીપત્ર આવ્યું હતું; પરંતુ માફીપત્ર લાવનારે કહ્યું તેમ એ માફીપત્ર ઘણું મોડું આવી પહોંચ્યું.

હર્બર્ટ એક અતિ મહત્વનું પરોપકારનું કાર્ય કરવા પોતાનાથી બનતી ત્વરાથી આવી પહોચ્યો હતો; પણ બિચારાનો પ્રયાસ નિષ્ફળ થઇ ગયો એટલે એને હદવગરની ગ્લાનિ થઈ ગઈ હતી અને નિરાશ થઇ પોતાના ઘોડા ઉપરથી ઉતરી પડીને જમીન ઉપર પડયો; એટલે તરતજ કર્નલ વિંડહામ એની પાસે દોડતો દોડતો આવી પહોંચ્યો. એણે કર્નલને એક ગાંડાની માફક પેલું માફીપત્ર આપી દીધું. કર્નલ એ વાંચવામાં રોકાયો એટલામાં બીજો પણ એક કમકમાટ ભર્યો ભેદી બનાવ બની ગયો હતો, તે તરફ પાછું બધાનું લક્ષ દોરાયું. હર્બર્ટના આગમન પછી બેરેકનો દરવાજો ઉઘાડયો હતો ત્યાં આગળ કેટલાક મજુરો એક ડોળી લઇને ઉભા હતા. તે ડોળી લઇને અંદર

આવતા હતા: ડોળીમાં કોઇ મનુષ્યનું મુડદું હોય એમ સ્પષ્ટ જણાતું હતું એટલે એ ડોળીની આસપાસ માણસોનું ટોળું એકઠું થઈ ગયું હતું. મજુરોને તો ડોળી લઇને પ્રહરીએ અંદર જવા દીધા પણ પેલા બધા ટોળાને તો તેમની પાછળ જતું રોકી રાખ્યું. તેમને અંદર જવા દીધા નહિ. ડોળીને આવતી જોઇને કર્નલ વિંડહામ અને હર્બર્ટ પણ ત્યાં આવી પહોંચ્યા અને અંદર કોનું મુડદું છે તેની તપાસ કરવા લાગ્યા. માણસોએ ડોળીને નીચે મુકી દીધી અને ઉપરનું આચ્છાદન ખસેડી નાખ્યું; એટલે "આ તો કેપ્ટન રેડબર્ન" એવા શબ્દ ત્યાં ઉભેલા ઓફીસરોના મુખમાંથી નીકળી પડયા. આ દૃશ્ય ભયાનક હતું. જીરોહ્ડે પહેરેલાં બધાંએ કપડાં પાણીથી નીતરતાં હતાં અને કાદવવાળાં થઈ ગયાં હતાં. એની કેડે મ્યાન લટકતું હતું પણ તેમાં તરવાર નહોતી. એના માથાનો એક તરફનો ભાગ પુરે-પુરો છુંદાઇ ગયો હતો અને એના મુખ ઉપર પણ જાણે ઘણા પ્રાણઘાતક પ્રહારો પડયા હોય તેમ એ મુખ ભયભર્યું, બદશીકલ અને બેડોળ દેખાતું હતું. કોઇએ એનાં ગજવાં ફંફોસીને બધું કાઢી લીધું હતું. ફક્ત એના કોટના અંદરના ગજવામાં એનું ઘડીઆળ હતું તે રહી જવા પામ્યું હતું. કદાચ તે ફાંસીઆની નજરે એ ઘડીઆળ ન પડયું હોય કે પછી એ ઘડીઆળ કાઢતાં કોઈ આવી પહોંચ્યું હોય અને એને પલાયન કરી જવું પડયું હોય; તેને લીધે એ ઘડીઆળ લેવાનું રહી ગયું હોય. આ શબ મજુરો કયાંથી ઉંચકી લાવ્યા તે પૂછતાં એમણે કહ્યું કે "અમે તો ઓકલેથી બે માઈલ દૂર આવેલા એક ખેતરમાં કામ કરતા હતા. એ ખેતર અને ઓકલે જવાના રાજમાર્ગ વચ્ચે એક નાનું ખાબોચીયું છે. એ ખાબોચીયાની બહાર જાણે કોઇ મનુષ્યનો હાથ દેખાતો હોય તેવો અમારામાંના

એક જણને ભાસ થયો; એટલે અમે ત્યાં જઇને તપાસ કરી. ત્યાંથી આ શબને અમે પાણીમાંથી બહાર ખેંચી કાડ્યું અને અહિં લઈ આવ્યા. રસ્તા ઉપર કોઇને ઝપાઝપી થઇ હોય તેવાં ચિન્હ અમને જણાયાં અને જયાં ઝપાઝપી થયેલી ત્યાંથી મુડદાને આ ખાબોચીયા સુધી ઘશેડી આણીને ખાબોચીયામાં ફેંકી દીધું હોય તેવાં નીશાન પણ જણાતાં હતાં." મજુરોની વાત પુરી થઇ એટલે કર્નલે હર્બર્ટને પૂછ્યું કે "આ માફીપત્ર તમારી પાસે કેવી રીતે આવ્યું." એટલે આપણે ગત પ્રકરણમાં વાંચી ગયા તે મુજબનો હર્બર્ટે કર્નલને ખુલાસો કરી દીધો. એ બધી વિગતે વાત સાંભળીને એમણે સંબંધ બેસાડ્યો કે સર આર્શિબોલ્ડ રેડબર્ન લંડનથી માફીપત્ર લઇને મેનોરભવન આવ્યા હશે અને તેમની પાસેથી એ માફીપત્ર લઇને જીરોલ્ડ રેડબર્ન તરતજ મીડલેટન આવવા નીકળી પડયા હશે. રસ્તામાં એમને ઘેરીને એમનું ખુન કરીને ખુની આ માફીપત્ર લઇને નાસી ગયેલો હોવો જોઇએ. એટલે કલાઇવ ભવન આગળ જે રાક્ષસી વિરૂપ દેખાવનો મનુષ્ય હર્બર્ટને મળ્યો હતો તેજ જીરોલ્ડ રેડબર્નનો ખુની હોવો જોઇએ, એવા અનુમાન ઉપર સર્વ આવ્યા; અને એમને એમ પણ થયું કે રેડબર્નનું ખુન થયું એટલે માફીપત્ર વખતસર ન આવી પહોંચ્યું. ખરેખર આવી રીતે ખુનીએ એકને બદલે બે ખુન કર્યાં.

આવી ઉપરા ઉપરી બે કરૂણાજનક ઘટનાઓ બનવાથી બધા દંગ થઈ ગયા હત; તેટલામાં એક ત્રીજી ઘટનાનો પણ તરતને તરત ઉમેરો થયો. રેડબર્નની ડેળી આગળ એક પછી એક બનેલી ઘટનાઓના ભેદ ખુલતા હતા, એટલામાં સર આર્શિબોલ્ડ રેડબર્ન મારતે ઘોડે શ્વાસભર્યા મેરેકના ચોગાનમાં આવી પહોંચ્યા. ઘોડાના

મોઢામાંથી ફીણુ ફીણુ નીકળી પડતું હતું અને એમના મોઢામાં શ્વાસ માતોએ નહોતો. કેપ્ટન રેડબર્ન ગઇ કાલે રાતે મેનોર ભવનથી જે ઘોડા ઉપર બેસીને મીડલેટન આવવા નીકળી પડયો હતો, તેજ ઘોડો એએક કલાક ઉપર ઓકલેની નજીક આવેલા ખેતરમાં રખડતો માલમ પડયો. તેથી સર આર્શિબોલ્ડના પેટમાં જબરી ફાળ પડી અને એમને એમ થયું કે જીરોલ્ડ ઘોડા ઉપરથી પડી તો નહિ ગયો હોય ? એને કદાચ સખત વાગ્યું હોય કે જમીન ઉપર પછડાઇને ગુજરી ગયો હોય તો કેમ થાય? આવા પ્રકારની ચિંતા થવાથી શું હશે કે શું નહિ તેની તપાસ કાઢવાને એ તરતને તરતજ પુરપાટ ઘોડે અહિં આવી પહોં- ચ્યા. પરંતુ અહિં આવીને એમણે શું જોયું ? ચોગાનને એક છેડે પોતાનાજ એકના એક અને વ્હાલામાં વહાલા પુત્રનું મુડદું અને બીજે છેડે એજ પુત્રના અત્યાચારનો ભોગ થઇ પડેલા ફ્રેડરિક લોન્સ- ડેલનું શબ! આ બેનાં શબજ જોયાં. આવું કરુણોત્પાદક દૃષ્ય જો- તાંની સાથેજ એનાથી એમજ બોલાઇ જવાયું કે "ઓ પ્રભો, આ સર્વમાં અદલ ઈશ્વરી ન્યાયજ છે." એમ બોલતાં બોલતાં એ ઘોડા ઉપરથી ઉંધે મસ્તકે જમીન ઉપર પડી જાત, પણ સારૂં થયું કે ત્યાં ઉભેલાઓ સર આર્શિબોલ્ડ પાસે દોડી ગયા અને એમને અ- ધ્ધરજ પોતાના હાથમાં ઝીલી લીધા.



# પ્રકરણ ૪૫

## વિધવાની વ્હારે.

ગત પ્રકરણમાંના બનાવો બની રહ્યા હતા તે વખતે લ્યુસી પોતાના પુત્રને લઇને પોતાના શયન ખંડમાં પ્રભુની પ્રાર્થના કરી રહી હતી. દુઃખમાં સીઝાઈ ગયેલા પતિને તેના અંતકાળ સમયે પૂર્ણ શાંતિ આપવાને અને મનમાં કોઇ પણ જાતના વિચારો આવ્યા વિનાજ દેહાંત દંડની શિક્ષા ભોગવવાને અને ધૈર્ય અને બળ આપવા એ પ્રભુને વિનંતિ કરો રહી હતી, અને પોતાના બાળકને પણ એના પિતાને માટે પ્રાર્થના કરવાનું એ શીખવી રહી હતી. બાળક પણ સમજી ગયો હતો કે હવે એની આખી જીંદગીમાં એ પોતાના પિતાનું મોઢું ફરી જોઇ શકવાનો નથી. પરંતુ એ પિતાનો ફરીથી કેમ ભેટો નહિ થાય તેનું કારણ એને ન સમજાયું. તેમજ કાંઇક ધાકથી અને ભયથી એની માતાને પણ એનું કારણ એનાથી ન પૂછી શકાયું. માતા પણ પુત્રને આવી હૃદયદ્રાવક વાર્તા શી રીતે કહી શકે ? કાયદાના બાના હેઠળ એના જાતિ બંધુઓએજ એના પિતાને મરણોન્મુખ કરી દીધા છે, એ વાત ગમે તે થઈ જાય તોયે એ પુત્રને કહેવા જરાએ રાજી નહોતી. એ વિષયથી પુત્ર સદંતર અજ્ઞાન રહે એવુંજ એ ઇચ્છતી હતી. એ વખતની એની પ્રાર્થના ઘણીજ શાંત અને ગંભીર ભાવની હતી. એના હૃદયમાં દીલગીરીનું કેવળ સામ્રાજ્ય વર્તી રહ્યું હતું. એની આંખમાંનું નીર પણ ખુટી ગયું હતુ એટલે એને આંસુએ નહોતાં આવતાં. રડવાથી ઘણીએ

વાર મનનો ભાર હલકો થઇ જાય છે; પણ એ રડવા જેટલોએ દિલાસો એને ન મળ્યો. પતિને દેહાંતદંડની શિક્ષા એ વિચારેજ એ તો ઘુમ થઇ ગઈ હતી. એ હજારો મણના બોજા તળે દબાઇ ગઇ હતી. વચ્ચે વચ્ચે વળી મનને ઠેકાણે લાવતી, પોતાના પુત્રને પાસે લેતી અને એને છાતી સરસો ચાંપતી હતી; તે એટલે સુધી કે મિનિટોની મિનિટો એને પોતાની બાથમાં દબાવેલોજ રાખતી. વળી પાછી નિરાશ થઇને એના સામું જોઇ રહેતી. પરંતુ દુઃખભારથી એનું હૃદય સુકાઈ ગયું હતું એટલે એની આંખમાં આંસુનું તો નામ નહોતું એવી ભયવ્યાકુળી એ બની ગઈ. અત્યારે આંસુ પડવાનું પણ ભાગ્ય એનું ગયું હતું. બે આંસુથી પણ એ વંચિત થઇ ગઈ હતી. દુઃખી હૃદયોનું દુઃખ અશ્રુદ્વારા બહાર નીકળી જાય છે અને તેથી એમના સંતપ્ત થયેલા હૃદયને કાંઇક શાંતિ થાય છે. કાંઇક ટાઢક વળે છે. ચારે તરફથી ઘેરાયલો માણસ રસ્તો ન સુઝે ત્યારે છુટ્ટે મોઢે રડી દે છે, એટલે એનું મન હલકું પડે છે. પરંતુ લ્યુસીનું ભાગ્ય તો એટલું બધું કઠોર હતું કે તેણે એનાં આંસુએ હરી લીધાં. લ્યુસીનું જીવન એ દુઃખનો ઇતિહાસજ હતો. લોન્સડેલ આકલેમાં લેંગલીની જાળમાં ફસાયો એ લ્યુસીના દુઃખનું પ્રથમ સ્વરૂપ. લ્યુસીના પિતાએ જીરોલ્ડ રડબર્ન સાથે એનાં લગ્ન કરી દેવાને એના ઉપર જે ક્રૂરતા વાપરી તે બીજું સ્વરૂપ. એના પતિને બદમાસ બેટસની હરામખોરીથી જેટલીવાર પકડાવું પડયું અને જેટલીવાર એને ફટકાની અને ડામની સજા ભોગવવી પડી તે ત્રીજું સ્વરૂપ. અને હમણાં હમણાં લોન્સડેલ એના ઉપર જે જુલમાટ ભર્યું વર્તન ચલાવતો હતો તે ચોથું સ્વરૂપ. આ સર્વ સ્વરૂપોમાં એના ઉપર જે અથાગ દુઃખો તુટી પડયાં તે બધાંએ એ ધૈર્યથી સહન કર્યાં કરતી હતી દુઃખ સહન કરી કરીને એની મનો-

વૃત્તિઓ બહેર મારી ગઇ હતી, બુટ્ટી થઈ ગઇ હતી. એનો જીવન-તંતુ એના પુત્રને લીધેજ ટકી રહ્યો હતો. આ સંસારનાં નાના વિધ મનુષ્યો, તેમના અનેક પ્રકારના વ્યવસાય, ધાંધળ, ધંધા રોજગાર માટે અથાગ મંથન, તેમનાં સુખ દુઃખ આ સર્વ લ્યુસીને મન શૂન્ય જેવાંજ હતાં. એને એમાનું કાંઈ ગમતું નહોતું. ફક્ત પુત્રના પોષણને માટેજ એ જે કાંઇ કરતી તે યંત્રવતજ કર્યા કરતી હતી. પોતાની આસપાસ શું ચાલી રહ્યું છે, સંસાર કેવી રીતે વહન થઇ રહ્યો છે, એનો એને કશોયે ખ્યાલ નહોતો.

પોતાના પતિને દેહાંતદંડની શિક્ષા કેટલે વાગે થવાની છે એનો ચોક્કસ સમય એ જાણતી નહોતી; કારણ કે, એવી વાત પતિને પૂછવાની એની હિંમત નહોતી ચાલી; તેમ કોઈ બીજા પાસેથી પણ એને એ ખબર ન મળી શકી. પરંતુ એને એટલી તો ખબર હતી કે આજે અગીઆર વાગ્યા સુધીમાં એ હત્યાકાંડ પુરો થઇ જશે. તેથી અગીઆર વાગ્યા સુધી એણે પ્રભુપ્રાર્થનામાં પોતાનો સમય ગાળ્યો. ઘડીઆળમાં બરોબર અગીઆરનો ટકોરો થયો એટલે એણે જાણ્યું કે, પોતે પતિ વિનાની અને બાળક પિતા વિનાનો થઇ ગયો છે. પછી એ પ્રાર્થનામાંથી ઉઠી. પોતાના પુત્રને ફરીથી વળગી પડી અને છાતી સરસો પુષ્કળ દબાવ્યો. પાછી ઉઠી, પેટી પાસે ગઈ. પેટી ઉઘાડી અને પોતાને તથા પુત્રને માટે પહેરવાનાં શ્યામ વસ્ત્રો બહાર કાઢયાં. શોક પ્રદર્શિત કરવાને માટે આ વસ્ત્રો એણે એ દિવસ આગમચથી તૈયાર કરી રાખ્યાં હતાં. એણે બાળકને એ પહેરાવ્યાં અને પોતે પણ અંગ ઉપર શ્યામ વસન ધારી લીધાં.

હવે સર્વ સોહાગ ઉતારી નાખીને જેટલો સમય પોતાનું અવશેષ જીવન ટકે, તે સર્વકાળ વિધવાધર્મનોજ અંગીકાર કરીને અવશેષ રહેલું જીવન વિધવા અવસ્થામાંજ ગાળવાનો એણે વિચાર કરી દીધો. એણે શોકનાં વસ્ત્રોનું પરિધાન કરી લીધું. એટલામાં કોઇએ એનું બારણું ઠોકયું અને કોઇનાં પગલાંનો અવાજ આવતો જણાયો. પહેલાં તો એ અવાજ એણે ન સાંભળ્યો; પણ પછીથી એને ખ્યાલ આવ્યો કે, " કોઈ મારૂં બારણું ઠોકે છે. કોણ હશે ? મીસીસ એલવીન તો નહિ હોય ? ના એ તો નહિ હોય. કારણ કે, આજે તો હું મારા પુત્ર સાથે ઘરમાં એકલીજ રહેવાની છું અને શોકને લીધે કોઇને પણ મળવાની નથી. તેમ કાલે રવિવારે પણ મારા પતિની ભૂમિદાહ ક્રિયા કરવાની છે તેથી કાલે પણ હું કોઇને મળીશ નહિ એવું મેં એને કહ્યું છે. છતાં મને એકલી જાણીને મારો શોક ઓછો કરાવવાને તો એ નહિ આવી હોય ?" એમ ધારીને એણે ધીમે સ્વરે કહ્યું કે " જે હોય તે અંદર આવો." એટલે બારણું ઉઘાડીને બે ગૃહસ્થો ઓરડામાં આવી પહોંચ્યા. એક તો સર આર્શિબોલ્ડ રેડબર્ન હતો અને બીજો ગૃહસ્થ જે એની સાથે હતો તેને એ ઓળખતી નહોતી.

સર આર્શિબોલ્ડને જોતાંજ લ્યુસીના નેત્રમાંથી તિરસ્કાર વરસી રહ્યો. પોતાના મૃત પતિના પાછળ પડનાર, એની પૂરી પાયમાલી કરનાર અને જેને લીધે આજે પોતાનો પતિ સૈનિકની ગોળીનો ભોગ થઇ પડયો હતો તેને જોઇને એ ત્રાસી ગઈ. વળી એને એમ પણ થયું કે, ' એ કોણ ? જીરોલ્ડ રેડબર્નનો પિતા. જે જીરોલ્ડે મારા પતિને હંમેશને માટે આ સંસારમાંથી વિદાય કરી દીધા

તે જીરોલ્ડનો પિતા આર્શિબોલ્ડ. બન્ને બાપ અને દીકરો અમારી પાછળ પડયા અને આખરે મારા પતિનો પ્રાણ લઇને મને અને મારા બાળકને ભિખારી વેશમાં લાવી મુકયાં, તેજ એ કની?"

આમ વિચાર કરતાં એના મુખ ઉપર ક્રોધની છટા આવી ગઇ; પણ પાછી એ છટા શમી ગઇ અને એના મુખ ઉપર શોક અને ઉદાસીનતા છવાઇ ગઈ.

સર આર્શિબોલ્ડ દીલગીરી ભરેલા લથડતા અવાજે વિષાદપૂર્ણ વદને બોલ્યા: "મીસીસ લોન્સડેલ, તમારી સમક્ષ એક ભગ્ન હૃદયનો પુરૂષ ઉભેલો તમે જુઓ છો. આ સંસારમાંથી વિરક્ત થઇને હું ક્યારનોયે ચાલ્યો ગયો હોત. કોઇને પણ મારૂં પાપી મુખ બતાવ્યા સિવાય મારા ઘરના એક ખુણામાં હું મોઢું સંતાડતો બેસી રહ્યો હોત; પણ અત્યારે મારે માથે એક કર્તવ્ય આવી પડયું છે અને તે કર્તવ્ય વિના વિલંબે સત્વરજ થવું જોઇએ તેને માટેજ હું તમારી સમીપ આવ્યો છું. મૃત પુત્રનો નિર્ભાગી પિતા તમારી સમક્ષ ઉભો રહીને તમારી સાથે વાત કરી રહ્યો છે. મારા એકના એક પુત્ર, લાડકવાયા કુળદીપક પ્રાણથી અધિક પ્રિય પુત્ર જીરોલ્ડનું ખુન થયું છું. તેના શબને નજરે જોઇને હું ચાલ્યો આવું છું. ઇશ્વરે કરેલા કર્મનો મને યોગ્યજ બદલો આપ્યો છે. હવે હું પુત્ર વિનાનો થઈ રહ્યો છું. ભગ્ન હૃદયનો થઇ ગયો છું. મારી જીવન આશા નષ્ટ થઇ ગઇ છે. હશે, જે થવાનું હતું તે થઈ ગયું. તમને અને તમારા પુત્રને આશ્રય સ્થાન આપવા હું અહિં આવ્યો છું. હવે તમને કે તમારા પુત્રને દરિદ્રતાનો દોર જરાએ સહન કરવો નહિ પડે. તમારા ઉપર પૂર્ણ સહાનુભૂતિ ધરાવનાર મનુષ્યોના

સહવાસમાં તમને હું લઇ જવા માગું છું. મીસીસ લોન્સડેલ, તમે આ મારા આમંત્રણનો સ્વીકાર કરશો ?"

લ્યુસી તો જાણે આમાંનું કાંઇક સમજી ન હોય તેમ એના સામું ટગર ટગર જોયાજ કરતી હતી.

સર આર્શિબોલ્ડે પોતાના પુત્રના મરણની વાત કરી ત્યારે એ જરા કંપી ઉઠી. છતાંએ પોતે જે સાંભળ્યું તે કદાચ સત્ય નહિ પણ સ્વપ્ન હશે એમજ ધારવા લાગી.

સર આર્શિબોલ્ડની સાથે બીજા ગૃહસ્થ આવેલા હતા તે હવે બોલવા લાગ્યા: "મીસીસ લોન્સડેલ, હું પણ તમને આશ્રય આપવા માટે અને તમને નિમંત્રણ કરવા આવ્યો છું. તમે મને ઓળખતાં તો નથી; પણ તમને મારી ઓળખાણ પડશે ત્યારે તમને સમજાશે કે હું આબરૂદાર ગૃહસ્થ છું અને સારી સ્થિતિનો છું. ભવિષ્યમાં મોટી જાગીરનો હું વારસ થવાનો છું. તમારી દુઃખદ વાતો મારા સાંભળવામાં આવી છે અને તેથી તમારૂં દુઃખ થઇ શકે તેટલું દૂર કરવાને મારી વૃત્તિ થઈ આવી છે. અલ્પ કાળમાંજ મારૂં લગ્ન થવાનું છે. તે મારી ભવિષ્યની પરિણીતા પણ ઘણા સ્નેહાળ સ્વભાવની સુંદરી હોવાથી તમને એની સાથે ઘણું ગોઠી જશે. મારી એ વિવાહિતા પત્ની અહિંથી ઘણા નજદીકના સ્થાનમાં રહે છે. તમને હું ત્યાંજ તેડી જવા ઇચ્છું છું. તમારો ત્યાં સંપૂર્ણ સત્કાર થશે. મારૂં નામ રેજીનાલ્ડ હર્બર્ટ છે. લોર્ડ સ્ટેન્સફીલ્ડનો હું ભત્રીજો થાઉં છું. મારી વિવાહિતા પત્ની ટલાઈન ભવનમાં રહે છે અને ત્યાંજ હું તમને તથા તમારા પુત્રને તેડી જવા ધારૂં છું."

સર આર્શિબોલ્ડનું કથન તો લ્યુસીને કાને પડયું ન પડયું થયું હતું; પરંતુ રેજીનોલ્ડ હર્બર્ટનો તો શબ્દે શબ્દ એણે સાંભળ્યો હતો. એનો સ્વર, એનો દેખાવ અને એના બોલવા ઉપરથીજ લ્યુસીને ખાતરી થઇ હતી કે, " પ્રભુએજ મારે માટે આ સખી ગૃહસ્થને અહિં મોકલ્યો છે. "

એને વિચાર થયો કે, " હું તો આ સંસારની, થોડા દિવસનીજ મહેમાન છું; પરંતુ પરમાત્માએ મારા પુત્રને માટે આ યોગ્ય અવસર આણી આપ્યો છે તો તે હાથથી ન જવા દેવો. મારે મીસીસ સેલ્વીનની ઉદારતાનો કેટલો લાભ લેવો ? એ દંપતિ પોતાનાં કાંડાંના બળથી કમાય છે તો તેમને બિચારાંને ભારરૂપ થઇ પડવું એ પણ વ્યાજબી નથી. વળી મારા પિતાને વિધવા દશામાં મારી કે મારા પુત્રની જરાએ દયા આવે એવું ચિહ્ન જણાતું નથી. "

આમ વિચાર કરીને તે એક નિશ્ચય ઉપર આવી ગઈ. ઉઠીને બેરોનેટ પાસે ગઈ અને બોલી:—" સર આર્શિબોલ્ડ રેડબર્ન, તમે દુઃખી થઇ ગયા હોય, તો મારા વચન પ્રહારથી હું તમને વધારે દુઃખી કરવા માગતી નથી. પરંતુ એટલું તો હું તમને કહીશજ કે, કદાચ હું અને મારો પુત્ર ભુખે મરી જતાં હોઇએ, અને તે અરસામાં તમે મારા પુત્રને ટુકડો રોટલો નાખો અને મારો પુત્ર જો રોટલો ન મળવાથી તેજ ક્ષણે ભુખથી પીડાઇને મારી આંખો આગળ મરવાનો હોય, તો ભલે તરફડીને મરી જાય પણ હું તો તમારો નાખેલો ટુકડો રોટલો એના મોઢામાંથી પણ ખેંચી લઉં અને એ ટુકડાને મારા પગ તળે છુંદી નાખું. "

બેરોનેટ તો લ્યુસીનાં આ વચનો સાંભળીને દુઃખમાં ગરકાવ થઈ ગયો અને લ્યુસીને જે અન્યાય મળ્યો હતો તેના બદલામાં એણે જે જડબાંતોડ જવાબ આપ્યો, તેનેજ લાયક એ હતો એમ એને થયું.

પછી લ્યુસી હર્બર્ટ તરફ જોઇને બોલી. " મી. હર્બર્ટ, ભગ્ન હૃદયની વિધવા અને પિતા વગરનો પુત્ર આપનાં ઘણાં આભારી થયાં છે. આપે અમારા ઉપર આટલી બધી દયા બતાવીને અમને કૃતાર્થ કર્યાં છે તેનો બદલો અમે શું વાળી શકીશું ? આપના આમંત્રણનો અને આશ્રયનો હું સાભાર સ્વીકાર કરૂં છું. પરંતુ મારાથી આજે અથવા કાલે તો અહિંથી નહિ નીકળી શકાય."

" મીસીસ લોન્સડેલ, તમારા કહેવાની મતલબ હું સમજ્યો છું. સોમવારે સવારે અગીઆર વાગે તમારા બારણાં આગળ ગાડી આવીને ઉભી રહેશે, તેમાં બેસીને તમે આવજો. સર આર્શિબોલ્ડ, ચાલો ત્યારે હવે આપણે જઇશું ?"

એટલું બોલીને હર્બર્ટ ઉઠયો. લ્યુસીએ વિવેક વાપરીને એના તરફ પોતાનો હાથ લંબાવ્યો એટલે હર્બર્ટે પોતાના હાથમાં એનો હાથ લઇને કહ્યુંઃ—" મારી એડીલા તમને બેન સમાનજ ગણશે."

પછી એણે ફ્રેડીને ઉંચકી લીધો અને પિતા જેમ પુત્રને ચુંબન કરે તેવાજ હેતથી હર્બર્ટે ફ્રેડીને ચુંબન કર્યું. એને જોઇને એનું મન એટલું બધું દ્રવી ગયું કે એની આંખમાંથી આંસુ ખરી પડયાં અને તે ફ્રેડીના કપોલ ઉપર પડયાં. એ ગયો અને ફ્રેડીએ પોતાના ગાલ ઉપર પડેલાં આંસુ લુછી નાખ્યાં.

સર આર્શિબોલ્ડ હતાશ થઈ ગયો હતો. એ પણ હર્બર્ટની

પાછળ પાછળ ઘસડાતો ઘસડાતો ચાલ્યો ગયો. એક કલાકમાં રેજી-નોલ્ડ હર્બર્ટ પાછો કલાઇવ ભવનમાં પહોંચી ગયો.

એરેકમાં ગત પ્રકરણના બનાવો બની રહ્યા હતા ત્યારે કલાઇવ ભવનમાં પડેલા પેલા રાક્ષસી દેખાવના મનુષ્યને લઈ આવવાને કેટલાક અમલદારોને મોકલી આપવામાં આવ્યા હતા. તેમની સાથે રેજીનોલ્ડે વિગતવાર કાગળ લખી મોકલ્યો હતો તેથી કલાઇવ ભવનમાં સર્વના જાણવામાં આવી ગયું હતું કે, ભવનમાં એક ખુની પડેલો છે. હવે હર્બર્ટના આવ્યાથી વધારે ખુલાસો થઈ ગયો.

રેજીનોલ્ડના મીડલેટન ગયા પછી પેલા બેશુદ્ધ થઇ ગયેલા મનુષ્યને શુદ્ધિમાં લાવવાને દાક્તરને બોલાવ્યો હતો. યોગ્ય ઉપચાર કરીને એને શુદ્ધિમાં આણ્યો હતો અને એને પકડવા આવેલા કોન્સ્ટેબલો એને મીડલેટન લઈ જવા તૈયાર થઈ રહ્યા હતા. પણ ડોકટરનો અભિપ્રાય એવો હતો કે હાલ તરતને તરત એ માણસને અહિંથી ખસેડવાનુ સલાહ ભરેલું નહોતું; તેથી એને થોડો વખત ભવનમાંજ રહેવા દેવાનું કર્યું. રેજીનોલ્ડ હર્બર્ટે કલાઇવભવનમાં આવીને મીડલેટનમાં જે બન્યું હતું તેનું યથાસ્થિત વર્ણન કર્યું અને લ્યુસીની કરૂણાજનક કથની પણ એડીલા અને લેડી બર્ટનને કહી સંભળાવી. એટલે રેજીનોલ્ડના બોલ્યા પહેલાં તો એડીલાની આંખમાં આંસુ આવી ગયાં અને એ બોલી ઉઠી: “માજી, આપણે એ નિર્ભાગી જીવોને માટે કશું નહિ કરી શકીએ?” એટલે હર્બર્ટે તરતજ ખુલાસો કર્યો કે “મેં એ દુ:ખી જીવોને આશ્વાસન આપ્યું છે અને તેમને અહિં તેડી લાવવાનું પણ નક્કી કર્યું છે. તેમણે અહિં આવવાનું કબુલ પણ કર્યું છે.” આ સાંભળીને બન્ને મા

દીકરી પ્રસન્ન થયાં અને હર્બર્ટે આવી ધર્મપરાયણ વૃત્તિમાં પોતાને પણ ભાગ આપ્યો એ જાણીને વિશેષ રાજી થયાં.

અહિં આટલીવાર વિવિધ વાતચીત કરીને જે રૂમમાં પેલો વિરૂપ મનુષ્ય હતો, તે ઓરડામાં હર્બર્ટ તેની ખબર લેવાને ગયો. એ મનુષ્ય શુદ્ધિમાં આવ્યો કે નહિ, એણે ગુન્હાનો એકરાર કર્યો કે નહિ વિગેરે બાબત જાણવાની એને ઘણી ઇંતેજારી હતી. એટલે રસ્તામાં કોન્સ્ટેબલ મળી ગયો તેને એણે પૂછી પણ લીધું. કૉન્સ્ટેબલે કહ્યું "સાહેબ, બધું બરોબર છે. એ માણસને હવે સત્વર આરામ થઇ જશે. એ બોલી પણ શકે છે. ફાંસીનું લાકડું હવે એના ભક્ષ્યથી વંચિત નહિ થાય." "એણે ગુન્હાનો એકરાર કર્યો ?" રેજીનોલ્ડે ઉતાવળથી પૂછ્યું.

"હા. એણે એકરાર કર્યો. એ તો ગુન્હો કરીને ઉલટો ફુલાય છે."

"લુચ્ચો."

"અરે પણ સાહેબ, કઇ વિશેષ જાણો છો ? એ તો મારા જુના ઓળખાણનો નીકળ્યો. અત્યારની એની વિરૂપતાને લીધે હું તો એને ઓળખીએ ન શક્યો. બે વર્ષ ઉપર મીડલેટનમાં એના ઉપર કામ ચાલ્યું હતું અને એને તો દેશનિકાલની સજા થઇ હતી; પણ રસ્તામાંથી એ નાસી છુટયો હતો."

"ત્યારે એ કોણ છે ?"

"એ તો ઓબેડીઆ બેટસ છે." કોન્સ્ટેબલે જવાબ આપ્યો.



# પ્રકરણ ૪૬ મું.

---

## ઓબેડીઆ બેટસ.

પાઠક ગણે હવે આ વિરૂપ મનુષ્યને ઓળખ્યો હશે. એ બીજો કોઈ નહિ પણ આપણો પૂર્વ પરિચિત ઓકલેનો હજામ ઓબેડી-આ બેટસ હતો. એની આવી ગતિ શી રીતે થઇ તે હવે આપણે તપાસીએ.

એ તો સર્વને વિદિત હશેજ કે એને પોરટ ઓફીસનો ચાર્જ મળ્યા પછી ઘણા ઘણા મનુષ્યના એ કાગળો ફોડતો અને વાંચી લેતો હતો; અને તેમાં ખાસ કરીને જે વખતે લોન્સડેલ કેદમાં હતો ત્યારે લ્યુસીએ પોતાના પિતા ઉપર જે પત્ર લખ્યો હતો તે એણે ફોડયો હતો, અને તે ઉપરથી લોન્સડેલને એણે ડોવરમાં પકડાવી દીધો લ્યુસીના પત્રનો જવાબ એણેજ મીડલેટનથી પોતાની ઓળખાણવાળી કોઇ બાઇ પાસે લખાવ્યો હતો. બાઇ કાગળ લખવામાં હુંશીઆર હતી એટલે બેટસે પોતાને મળવાના ઇનામમાંથી એને પણ કાંઇક આપવાનું કહીને એની પાસે પત્રનો જવાબ લખાવ્યો હતો. ત્યાર પછી આપણે જોઈ ગયા કે લોન્સડેલે પોરટમાસ્તર જનરલને એ બાબતમાં પત્ર લખ્યો અને બેટસની તપાસ થઇ. આખરે એને દેશનિકાલની સજા થઈ; તેથી એને દાઝે બાળવાને લોન્સડેલે એના ઉપર જેલમાં કાગળ લખ્યો હતો. આ કાગળ વાંચીને બેટ્સની આંખમાં અંગારા વરસી રહ્યા હતા. લોન્સડેલ ઉપર વેરનો કીનો લેવાનો અને એને પાયમાલ કરી નાખવાનો ઘાટ ઘડવાનો એણે વિચાર કરી દીધો. એ જેલમાંથી નાસી છુટયો અને ફરીથી

પકડાઇ ન જવાય માટે એણે વિટ્રીઓલ નામના દાહક પદાર્થથી એની મુખાકૃતિ બધી બેડોળ બનાવી દીધી. એ દાહક પદાર્થની અસર એના ધારવા કરતાં પણુ જાદે થઇ. એને લીધે તો એની એક આંખ પણુ જતી રહી. એને તો સંતોષજ થયો; કારણુકે હવે એને ઓળખાઇ જવાનો બાલકુલે સંભવ રહ્યો નહિ. આવી વિરૂપતા થવાથી એના સ્નેહી જનો પણુ એને ઓળખી ન શકે. આવું થવાથી એને પણુ એક પ્રકારની નીરાંત વળી. એણેજ માનચેસ્ટ-રમાં લ્યુસીને પત્રદ્વારા ખબર આપી હતી કે એના પતિને ડામ-વામાં આવ્યો છે અને હવે એ એનો હંમેશનો કટ્ટો દુશ્મન થયો છે. એ માનચેસ્ટર પહોંચ્યો પછીથી પોતાના શત્રુ ઉપર કેવી રીતે વેર વાળવું તેનીજ પેરવીમાં એ ફર્યા કરતો હતો. એ ચીંથરે હાલ થઇ ગયો હતો. ખાવાને સુકો રોટલો પણુ મળવાની હાડમારી હતી. મીલ મજુરોએ એને થોડા પૈસા આપીને ભુખે મરી જતો બચા-વ્યો હતો. આખરે ચાન્સરીના ખંડેરમાં એણે મુકામ કર્યો અને ત્યાંજ રહેવા લાગ્યો. તેવામાં એક રાતે જીરોલ્ડ રેડબર્ન સાથે એનો એકાએક મેળાપ થઇ ગયો અને તે વખતે એની સાથે જે વાતચીત થઇ હતી તે પણુ આપણે વાંચી ગયા છીએ. આખરે એને વેર વાળ-વાની તક પણુ પળી ગઇ. આ જગતમાં જેને જેવાં માણુસો જો-ઇએ તેને તેવાં મળી જ રહે છે. છાણુના કીડાને છાણુમાં તેના ગોઠીયા મળીજ આવે છે. તેમ દુર્ગુણી જનને દુર્ગુણી મળીજ રહે છે. ઓબેડીઆ બેટસે પાપગૃહમાંની પાપવૃત્તિવાળી બાઇને શોધી કાઢી. તે બાઇ લ્યુસીને ફોસલાવીને તેડી ગઇ. રેડબર્નને પત્રિકા મળી કે “ તને જેને મળવાની ઇચ્છા છે તે લલના અમુક સ્થળે છે માટે આવી પહોંચ. ’ આમ કરવાથી બેટસને ખાતરી

હતી કે લ્યુસીનું પતિવ્રત ભંગ થશે અને લોન્સડેલ ઉપર વેરનો પુરો બદલો લેવાશે. એણે એકજ માર્ગે બેવડું વેર લેવા ધાર્યું હતું. લોન્સડેલ અને જીરોલ્ડ રેડબર્ન બન્ને ઉપર એનો ડાળો હતો અને તેથી જીરોલ્ડ ઉપર પત્ર મોકલ્યો તેની સાથે લોન્સડેલને પણ એણે ચેતવણી આપી; અને જીરોલ્ડ ઉપર વેર વાળવાને માટેજ એ લોન્સ- ડેલને પેલું પાપગૃહ બતાવવા ગયો હતો. એની એવી ધારણા હતી કે આણી પાસ જીરોલ્ડ રેડબર્ન પાપગૃહમાં લ્યુસીને ફસાવશે બળા- ત્કારે એના શિયળને લુંટશે અને એના યોવનરસનું પાન કરશે તેજ અરસામાં લોન્સડેલ ત્યાં જઇ પહોંચશે, અને પોતાની પત્નીને પતિત કરેલી જોશે એટલે ત્યાંને ત્યાંજ એ જીરોલ્ડનો ધડો લાડવો કરી નાખશે. પરંતુ એક પાસથી લોન્સડેલની પત્નીને ભ્રષ્ટ કરી લોન્સડેલ ઉપર અને જીરોલ્ડ ઉપર એકી વખતે વેર લેવાની એની ધારણા હતી તે નિષ્ફળ નીવડી. કારણ કે લ્યુસીનું શિયળ પણ સચવાયું અને જીરોલ્ડ પણ તે વખતે બચી ગયો. કદાચ કોઇ પ્રશ્ન કરશે કે જીરોલ્ડ ઉપર વેર લેવાનું બેટસને શું કારણ હશે ? એનું કારણ એ હતું કે ઓકલેની પોસ્ટ ઓફીસના સંબધમાં તપાસ થઇ હતી તેમાં બેટસનું પોગળ ઉઘાડું પાડવામાં સર આર્શિબોલ્ડે પુષ્કળ મદદ કરી હતી અને તેને લીધેજ એને દેશ નિકાલની સજા થઇ હતી. તેથી એના ઉપર પણ એની જબરી દાઢ હતી. આખરે બેટસના વાંચવામાં આવ્યું કે મીડલેટનમાં લોન્સડેલના ગુન્હાની તપાસ માટે કોર્ટ માર્શલ બેઠી હતી અને તેણે લોન્સડેલને દેહાંતદંડની શિક્ષા ફરમાવી હતી. આ વાંચીને બેટસને ઘણોજ આનંદ થઇ ગયો. એને તો એમજ થયું કે " હાશ, ઠીક થયું. હવે મારી દાઝ ઓલાઇ. હવે તો એને દેહાંત દંડની શિક્ષા થાય તે હું મારી નજરે જોઉં ત્યારેજ મારા

જીવને શાંતિ વળશે. ” એમ ધારીને એણે મીડલ્ટેન જવાનો વિચાર કર્યો. એને ખાતરી હતી કે પોતાની વિરૂપતાને લીધે એને કોઇ ઓળખી શકવાનું નથી.

જીરોલ્ડ રેડબર્ન તથા લેન્સડેલ એને બીલકુલ ઓળખી શકયા નહોતા, એટલે ઓળખાઇ જવાનો જરાએ સંભવ નથી એમ લાગવાથી એને ત્યાં જવાની વૃત્તિ થઈ આવી અને મીડલ્ટેન જવાને નીકળ્યો. આખો દહાડો ચાલ ચાલ કર્યા કર્યું અને રાત પડી. રાતના અગીઆરેક વાગ્યા હશે એટલે મીડલ્ટેન થોડુંક બાકી રહી ગયું. રાત અજવાળી હતી એટલે તે અરસામાં એક ઘોડેસ્વાર ત્યાં થઇને જતો હતો તે એના જોવામાં આવ્યો. એણે તરતજ એને ઓળખ્યો કે એ જીરોલ્ડ રેડબર્ન છે. એ વખતે એના મસ્તિષ્કમાં એક ભીષણ વિચારનું સ્ફુરણ થઈ આવ્યું. એ વખતે એની પાસે એક દમડીએ નહોતી. એ ભુખે મરતો હતો એટલે પૈસાની એને જરૂર હતી અને રેડબર્ન પાસે પૈસા હશે એમ એને લાગ્યું. વળી સર આર્શિબોલ્ડ ઉપર એના વેરનો અગ્નિ ધીકી રહ્યો હતો એટલે એના પુત્ર ઉપરજ વેર વાળવાનો એણે નિશ્ચય કરી દીધો અને ભુખ્યો વાઘ જેમ પોતાના શિકાર ઉપર તરાપ મારી તુટી પડે તેમ એ જીરોલ્ડ ઉપર તુટી પડયો.

બેટસને ધસી આવતો જોઇને જીરોલ્ડનો ઘોડો ચમકયો, ચામડાનો પટો તુટી ગયો, રેડબર્ન ઘોડા ઉપરથી ઉથલી પડયો અને ઘોડો ભડકીને નાસી ગયો. જીરોલ્ડ અને બેટસ વચ્ચે જબરી કુસ્તી ચાલી. જીરોલ્ડ ઉભો થઇ ગયો અને બાજુએથી તરવાર ખેંચી કાઢીને હજામના ઉપર જબરા જખમો કર્યા; પણ હજામે એના હાથ

માંની તરવાર ઝુંટાવી લીધી અને તરવારનું પાનું પકડીને એની મુઠ જીરોલ્ડના માથામાં જોરથી લગાવી દીધી. જીરોલ્ડ જમીન ઉપર તુટી પડયો; છતાંએ એ મરી ગયો ત્યાં સુધી એના માથામાં એણે તરવારની મુઠ માર્યાજ કરી. ત્યારપછી તરવારને એણે પાસેની ખાઇમાં ફેંકી દીધી અને જીરોલ્ડનાં ગજવાં ફંફોસવા મંડી પડયો. એના ગજવામાંથી એક કાગળનું પેકેટ અને પૈસાનું પાકીટ એટલું એને મળી આવ્યું; અને બીજાની તપાસ કરતો હતો એટલામાં કોઈનાં પગલાંનો અવાજ સંભળાયો એટલે જીરોલ્ડના શબને ઘસડીને એણે પેલી ખાઇમાં લટકાવી દીધું. ત્યારપછી એ ખેતરાઉ રસ્તે પડી ગયો અને કેટલોક માર્ગ કાપ્યો; પણ વચમાં એને આખે દીલે તલવારના જખમ થયેલા હોવાથી એના શરીરમાંથી પુષ્કળ લોહી વહી ગયું હતું. એ થાકી ગયો હતો તેથી એ થાક ખાવા બેઠો અને પૈસાનું પાકીટ કાઢીને ઠાલવી જોયું તો એને ઘણા સારા પૈસા મળ્યા જણાયા. પછી એણે પેલું કાગળનું પેકેટ ખોલ્યું અને ચંદ્રના અજવાળામાં અંદર શું લખ્યું હતું તે એણે વાંચી લીધું. એ લોન્સડેલનું માફી પત્ર હતું. એટલે એ વાંચીને એના મનમાં ઓર આનંદ થયો. એને તો એક કાંકરે બે પક્ષી માર્યા જેવું થયું. આમ જીરોલ્ડનો જીવ લીધો, અને આમ માફી પત્ર નહિ પહોંચે એટલે લોન્સડેલને દેહાતદંડની શિક્ષા થઈ જશે. એટલે બન્ને ઉપર એકી વખતે વેર વળ્યું એ જાણીને ખુશ ખુશ થઇ ગયો. પૈસા કાઢી લઇને પાકીટ ફેંકી દેવાની તૈયારીમાં હતો અને પેલો માફીપત્ર ફાડી નાખવા જતો હતો એટલામાં એ જે ખેતરમાં બેઠો હતો તેને છેક છેડેથી કોઇ આવતું હોય તેવો એને ભાસ થયો. ખરી રીતે તો એના હૃદયમાં ભયનો સંચાર થવાથીજ એને એવો ખોટોજ ભાસ થયો હતો. વસ્તુતઃ તેવું કાંઈજ

નહોતું; છતાંએ પૈસાનું પાકીટ અને પેલો કાગળ ખીસ્સામાં ઘાલીને એ તો જીવ લઈને ખેતરમાં થઈને નાઠો, તે આખરે રાજમાર્ગ ઉપર આવ્યો. બહુ થાક લાગવાથી એ ત્યાં બેસી ગયો અને આમળજ ગત પ્રકરણમાં આપણે જોઈ ગયા તે પ્રમાણે રેજીનોલ્ડ હર્બર્ટ એને મળ્યો.

રેજીનોલ્ડ મીડલેટન તરફ જતો હતો, અને આણે મીડલેટન જવાનો વિચાર માંડી વાળેલો હોવાથી એ ઘસડાતો ઘસડાતો કલ્લાઈવ ભવન તરફ જતો હતો. રસ્તામાં એક વિશ્રામ સ્થાન બાંધેલું હતું ત્યાં જઈને એ આરામ લેવાને પડ્યો અને આરામ લીધા પછી આગળ જવાનો એનો વિચાર હતો પણ એ ઉંઘમાં પડ્યો; એટલે ટાઢને લીધે એનાં અંગે અંગ અકડાઈ ગયાં. એના શરીરમાંથી લોહી વહી ગયું હતું એટલે અશક્તિ વધી જવાથી એ બેશુદ્ધ થઈ ગયો. આમને આમ એનું મરણ નીપજત પણ આપણે વાંચી ગયા તેમ એને વખતસર મદદ મળી આવી અને યોગ્ય ઉપચાર કરવામાં આવ્યા તેથી એ બચી ગયો.

ઉપલી બધીએ હકિકત બેટસ શુદ્ધિમાં આવ્યા પછી એણે કેટલીક ત્યાંને ત્યાંજ પોતાને મોઢે કબુલ કરી હતી અને કેટલીક મીડલેટનમાં એના ઉપર કામ ચાલ્યું તે વખતે અધુરી રહેલી પુરી કરી. એ પ્રમાણે એણે પોતાના ગુન્હાનો કકડે કકડે પણ સવિસ્તર એકરાર કરી દીધો. આ એકરાર એણે પશ્ચાત્તાપ થવાથી કર્યો હતો એમ નહોતું; પણ એ બાબતનું વર્ણન કરવામાં એને એક પ્રકારનો આનંદ મળતો હતો; પોતે પુરેપુરૂં વેર લેવાને શક્તિવાન થયો હતો એ જાણીને એને ગર્વ થતો હતો; તેથીજ એ સર્વ એકરાર

એણે કર્યો હતો. આખરે એના ભૂરા કૃત્યનો એને પણ એવો ભૂરોજ અંજામ મળ્યો અને એને ભયંકર ફાસીની શિક્ષા ભોગવવી પડી.

---

# પ્રકરણ ૪૭ મું.

---

## સમાપ્તિ.

પાઠકગણ, હવે આપણે આપણી વાર્તાના છેક અંત ભાગ ઉપર આવી પહોંચ્યા છીએ. એમાંની કેટલીક પ્રમુખ વ્યક્તિઓ સંબંધી કેટલોક ખુલાસો કરવો આવશ્યક છે, તે કર્યો એટલે આપણી વાર્તા સમાપ્ત થાય છે.

લ્યુસીના પિતાનું પછી શું થયું તે આપણે જાણવાનું બાકી છે. આપણે વાંચી ગયા છીએ કે એ અઠંગ દારૂડીયો બની ગયો હતો એટલે આખો દિવસને રાત એ દારૂ પીનેજ પડયો રહેતો હતો. દુનિયામાં શું થાય છે કે શું નહિ તેનું એને જરાએ ભાન નહોતું. એને તો ફક્ત જલદ દારૂ પીવાનુંજ ભાન રહ્યું હતું. લોન્સડેલને દેહાંતદંડની શિક્ષા કર્યા પછી એક મહિને એ વાત એના જાણવામાં આવી.

સરા બોડકીન્સ એની તહેનાતમાંજ રહેતી હતી. એણે જાણી જોઇનેજ આ વાત મી. ડેવીસને ન કરી. કારણ કે તેમ કરવામાં એને સ્વાર્થ રહેલો હતો. એના મનમાં એમ હતું કે જો કદાચ લોન્સડે-

લના મૃત્યુની વાત મી. ડેવીસના જાણવામાં આવશે તો એનું હૃદય કરુણામય થઈ જશે; અને તેમ થશે એટલે એ પોતાની પુત્રી લ્યુસીને પોતાની પાસે બોલાવી લેશે તો મારૂં કાંઇ ચાલશે નહિ અને મારો પગ ટળશે. આ કારણથી, લ્યુસીએ પોતાના વૈધવ્ય બાબતનો પત્ર લખ્યો હતો તે પણ એણે મી. ડેવીસને બતાવ્યો નહિ. આખરે મી. ડેવીસને એ વાતની ખબર પડી; પરંતુ એની લાગણી એટલી બધી બુટ્ટી થઇ ગઈ હતી કે એને મારૂના ઘેનમાં હર્ષ શોક કશોયે જણાતો નહોતો. એટલે એ બાબતની એને કશીએ અસર ન થઈ. સરા બોડકીન્સની સત્તા એના ઉપર સારી જામી ગઇ હતી; એટલે પોતાના લાભમાં વિલ કરવા માટે એણે એને સમજાવ્યા અને તેમ કરવાનું એણે કબુલ પણ કર્યું. પરંતુ વળી એને વિચાર આવ્યો કે વખત છે ને મી. ડેવિસનો વિચાર ફરી જાય, લ્યુસીને પોતાની પાસે બોલાવી લે અને કરેલું વીલ પણ રદ કરે, તો બધી બાજુ પલટાઈ જાય. માટે એણે મી. ડેવિસને સમજાવ્યું કે "તમારી પાસે જે જે કિમતી માલ હોય તે બધાનું રોકડું દ્રવ્ય કરીને પેટીમાં ભરી રાખવું વધારે સલામતી ભર્યું છે. મી. ડેવિસ તો સરા કહે તે સત્રાવીસ ગણી લેતો; એટલે એણે જેવી સલાહ આપી તેજ પ્રમાણે એ તો કરવા લાગ્યો. જ્યારે બધું રોકડ નાણું થઇ ગયું ત્યારે એ રોકડ નાણાંની પેટી લઇને એકાદ રાતમાં નાસી જવાનો સરાએ વિચાર કરી દીધો. આખરે એ રોકડ નાણાંની પેટી લઇને નાસી જતી હતી; પણ તેમ કરતાં એ પકડાઇ ગઇ અને ડેવિસને લોકોએ સલાહ આપવાથી એણે એના ઉપર ફરીઆદ કરી અને આખરે એ કેદમાં ગઈ. ડેવિસના ઉપર તેથી એ દાઝે બળવા લાગી અને તેનો કીનો લેવાને માટે રેડબર્ન ઉપર ડેવિસે જે કેસ માંડયો હતો,

તે કેસમાં સરાએ જે જુબાની આપી હતી તે બધી ખોટી હતી અને ડેવીસેજ ખોટી જુબાની આપવાને માટે એને પૈસા આપ્યા હતા વિગેરે બધી હકિકત એણે કબુલ કરી દીધી. આ અરસામાં ડો. કોલીસાન્થ, આન્ટ જેનનું રહસ્ય ગુપ્ત રાખવાને માટે સર આર્શિ- બોલ્ડ ગ્રેડમર્ન પાસે પાંચ હજાર પાઉંડ મળવાથી ઓકલેથી કોર્વે- ની આવાને રહ્યો હતો તેના જાણવામાં ઉપલી વાત આવી. એટલે એણે એ બાબતમાં આગળ પગલાં લીધાં અને કાયદાની નજરમાં પોતાની પુત્રીના નિર્દોષતા સાબીત કરી આપી. અને મી. ડેવિસે સરા પાસે ખોટી જુબાની અપાવી તેને માટે એના ઉપર ફરીઆદ કરી અને તેને પરિણામે ડેવિસ કેદમાં ગયો અને ત્યાં મરણ પથા- રીએ પડયો. તે વખતે જે પુત્રી પ્રત્યે એણે આટલો બધો જુલમ કર્યો હતો, મહા દુઃખના વખતમાં પણ એણે જેની જરા દર- કાર કે સંભાળ લીધી નહોતી, તેજ લ્યુસીએ એની સારવાર કરી અને આખરે મરતાં મરતાં એને પસ્તાવો થયો. પુત્રીને એણે ક્ષમા આપી અને એને આશીર્વાદ આપીને આખરે આ ફાની જહાનનો ત્યાગ કરીને એ પ્રભુના દરબારમાં ચાલ્યો ગયો.

સરા બોડકીન્સ કેદમાંથી છુટયા પછી આડે રસ્તે ચડી ગઇ અને અનાચારમાં પ્રવૃત્ત થઇ રહી. આન્ટ જેન પોતાના પુત્ર લોન્સ- ડેલને દેહાંત દંડની શિક્ષા થવાના સમાચાર સાંભળીને માંદી થઇ ગઇ હતી, તે કેટલાક ઉપચારો પછી જરા સાજી થઈ પણ પાછી એને ખબર પડી ગઈ કે લોન્સડેલનો પ્રાણ પંખેરૂ એના દેહ પીંજરમાંથી ઉડી ગયો, અને એને એમ પણ ખબર પડી ગઈ કે એના ગુપ્ત રાખેલા રહસ્યનો સ્ફોટ થઇ ગયો છે અને ભાઇએ તથા ભાભીએ પોતાની વાત જાણી લીધી છે. એમને આ રહસ્યની શી રીતે

ખબર પડી ગઈ એ હકિકત પણ પ્રકાશમાં આવી. જીરાલ્ડના મૃત્યુ માટે એણે એક પણ અશ્રુ સાર્યું નહિ પણ પોતાના પુત્રના મરણથી એનો શોક હદ કરતાં જાદે વધી ગયો હતો અને એ જીવી ત્યાં સુધી એ કારી ઘા એનાથી ન ભુલી શકાયો. પુત્રના મરણ પછી પણ એ ઘણાં વર્ષ જીવી, પરંતુ આ રહસ્યસ્ફોટ પછી એણે ઓકલેના દેવળમાં કોઇ દિવસ પગ સરખો પણ મેલ્યો નહિ, તેમ પછીથી એ કોઈ દિવસ આર્ડનને પણ મળી નહિ. મેનોરભવનમાં પોતાના શયન ખંડમાંથી પણ એ બહાર નહોતી નીકળતી, કારણકે એની ગુપ્ત વાર્તા ધીમે ધીમે ગામમાં પણ ફેલાઇ ગઈ હતી; એટલે લોકો કદાચ એના સામી આંગળી કરે, તેથી ગામમાં અમથીએ એ જતી નહિ.

મી. આર્ડને ઓકલેમાંજ રહેવાનું ચાલુ રાખ્યું હતું. ગામના લોકો એની ગુપ્ત વાત જાણી ગયા હતા છતાં એ તો જાણે કશુંજ જાણતો નથી એવોજ ડોળ રાખતો હતો અને દર રવિવારે પોતાના હંમેશના રીવાજ મુજબ જાણે પવિત્રતાની મૂર્તિજ હોય તેમ વ્યાસપીઠ ઉપરથી ધર્મનો ઉપદેશ આપવાનું જરાએ ચુકતો નહિ.

રેજીનોલ્ડહર્બર્ટ પોતાની પ્રિયતમા વિવાહિતા લેડી એડીથા સાથે લગ્નગ્રંથિથી જોડાઇ ગયો છે. એમનું જોડું પ્રેમી અને સુખી જોડું હતું. એમનો સંસાર સર્વ પ્રકારે સુખી હતો. એમના લગ્ન પછી થોડા સમયમાં રેજીનોલ્ડના કાકા ગુજરી જવાથી મોટી જાગીર અને પદવીનો માલીક એજ થયો અને લોર્ડ સ્ટેન્સરીલ્ડનું નામ ધારણ કરીને ઉમરાવની સભામાંનો સભ્ય પણ એ બની ગયો.

પુત્રશોકને લીધે સર આર્શીબોલ્ડ રેડબર્ન વધારે ન જીવ્યા. બે ત્રણ વર્ષમાં એમના જીવનની પણ અવધિ આવી રહી. એ જીવ્યા ત્યાં સુધી કોઈ દિવસ પણ આનંદમાં કે મીજલસમાં એમણે

કાંઈ ભાગ ન લીધો, તેમજ એવા કોઇ જાહેર સ્થળોમાંએ એ જતા નહિ. લેડી રેડબર્નને પણ પુત્ર મરણથી ઘણોજ આઘાત લાગી ગયો હતો. દિવસે દિવસે એનામાંથી પણ કૌવત અને બુદ્ધિ ઘટતાં ગયાં અને સોરાઈ સોરાઇને એણે પણ દુઃખમાંજ દેહ છોડયો.

કર્નલ વિંડહામ આર્થિક મુસ્કેલીમાં આવી પડવાથી દિવસે દિવસે દેવાદાર થતો ગયો; એટલે એને બે ત્રણ વર્ષમાં લશ્કરની નોકરી છોડી દેવી પડી. પરંતુ કામદાર વર્ગમાં કતલ ચલાવીને એણે વ્યવસ્થા અને સુલેહ શાંતિ જાળવી રાખી, તેથી સરકારે એની નોકરીની કદર કરી અને એને સાલીયાણું બાંધી આપ્યું. ત્યાર પછી એનો કોઇ નજદીકનો સગો ઉમરાવ હતો તે ગુજરી ગયો તેથી એને ઉમરાવ પદ મળ્યું અને ઉમરાવ સભાનો એ મેમ્બર થઈ ગયો. કામદાર વર્ગની ઉન્નતિને માટે જો કાંઈ પણ ઠરાવ લાવવામાં આવે તો તો કેડ બાંધીને એવા ઠરાવની એ વિરૂદ્ધજ પડતો.

લશ્કરનો કાયદો તોડનારને ફટકાની સજા ન થવી જોઇએ એવી દલીલ પાર્લમેન્ટમાં જો થતી, તો એ સજાની તરફેણમાં એ પોતાની મજબૂત દલીલો રજુ કરતો હતો અને કહેતો કે એના વગર તો લશ્કરમાં બીલકુલ વ્યવસ્થા [ ડીસીપ્લીન ] જળવાય નહિ. એ બાબતના ઘણાએ દાખલા એ આપતો; પણ તેમાં કોઇવાર પણ એણે ફ્રેડરિક લોન્સડેલના નામનો તો ઉચ્ચાર સરખોએ કર્યો નહોતો.

સાર્જંટ મેજોર લેંગલીને એના ભાઇ તરફથી સારી રકમની બક્ષિસ મળી હતી; એટલે એણે લશ્કરની નોકરીમાંથી રાજીનામું આપ્યું અને લંડનના એકાદ અટુલા લત્તામાં પોતાની મુડી રોકીને એક દારૂનું પીઠું ખોલ્યું. પણ એના પીઠામાં એની પોતાની જાતનો-

જ વકરો વધારે થતો હતો. એ દારૂનો વધારે વ્યસની થતો ગયો અને ધંધામાં એનું બીલકુલે ધ્યાન રહ્યું નહિ; એટલે બીજા દારૂના પીઠાવાળા એને ટક્કર મારીને આગળ વધી ગયા અને એ દારૂડીયો બનીને પાયમાલ થઇ ગયો. એ દેવાદાર બની ગયો, એના ઘર ઉપર ટાંચ આવી, એનો માલ હરાજ થઇ ગયો અને એને દીવાની જેલ ભોગવવી પડી. આખરે નાદારીમાં નામ નોંધાવીને એ જેલમાંથી મુકત થયો. પછીતો સરકારમાંથી એને જે પેન્શન મળતું હતુ તેના ઉપરજ એને ગુજારો ચલાવવો પડતો હતો. છતાં વારંવાર દારૂના પીઠામાં દારૂ ઢીંચતાં અને બીડીઓ ફુંકતાં ગપગપાટા મારવામાંજ એ વખત વીતાડતો હતો. એટલામાં એક દિવસ દારૂના પીઠામાં દારૂડીઆ અંદરે અંદર લઢી પડયા અને દારૂના બાટલાથી મારામારી કરવા લાગ્યા. તેમાં લેંગલીને દારૂનો શીશો માથામાં જોરથી વાગ્યો અને માથું ફુટયું. એને હોસ્પીટલમાં લઇ ગયા અને આખરે એ ઘા ન રૂઝાવાથી એ ત્યાંજ મરણને શરણ થઈ ગયો. આ પ્રમાણે એક વખતના બહાદુર ગણાતા સાર્જંટ લેંગલીનો અંત આવ્યો.

લ્યુસી અને ફ્રેડી કલાઇવ ભવનમાં સુખમાં રહેતાં હતાં. લેડી એડીલા અને રેજીનોલ્ડ હર્ષ્ટ એમના ઉપર સારો માયાભાવ રાખતાં હતાં. મી. ડેવિસ ગુજરી જવાથી એની સંપત્તિની માલીક લ્યુસી થઈ; એટલે કોવેન્ટ્રીમાં ડેવિસે લીધેલા ઘરનો ભોગવટો અને ત્રણ હજાર પાઉંડ રોકડા એને મળ્યા. આથી એ પોતાના પિતાનાજ ઘરમાં રહેવા લાગી અને પુત્રને શિક્ષણ આપવામાં પૂર્ણ કાળજી રાખવા લાગી. પરંતુ એ બન્ને મા દીકરાના ભાગ્યમાં આ સંસારની ઘટમાળને વધારે

વખત જોવાનું લખાયલું નહોતું. લ્યુસીના હૃદયમાં પતિના પરલોક ગમનથી તીર ભોંકાઇ ગયું હતું; એટલે દિવસે દિવસે એ ક્ષીણ થતી જતી હતી. પતિવિયોગે એને ઝુરાપો લાગ્યો હતો. માને સુકાતી જોઇને પુત્ર પણ વેદનામાં ઝુરી રહ્યો હતો. લોન્સડેલના મુવા પછી ત્રણ વર્ષે લ્યુસી પણ મરણ શય્યામાં પડી. એના મરણ સમયે રેજીનોલ્ડ અને એડીલા એની પાસે બેઠાં અને એને ધીરજ આપીને કહ્યું કે " તમે જરાએ ગભરાશો નહિ. તમારી પાછળ તમારા પુત્ર ફ્રેડીને હમે જરાએ દુઃખ પડવા દઇશું નહિ. એને અમારોજ પુત્ર ગણીશું, એનું લાલન પાલન કરીશું અને યોગ્ય શિક્ષણ પણ આપીશું. પોતાનો પુત્ર જીવશે, દીર્ઘાયુ થશે, સુખ ભોગવશે એ આશામાં લ્યુસીનું મૃત્યુ થયું; પણ એ બીચારીને થોડીજ ખબર હતી કે પોતાના ગુજરી ગયા પછી અલ્પ કાલાવધિમાંજ પોતાનો વ્હાલો પુત્ર પોતાની પાછળજ પોતાને મળવા ચાલ્યો આવવાનો છે. લ્યુસીને મીડલેટનનાજ સમાધિસ્થાનમાં લોન્સડેલની જોડેજ સમાધિસ્થ કરવામાં આવી અને એના મરણ પછી બે વર્ષના અંતરમાંજ એનો વ્હાલો પુત્ર પણ માતા પિતાની ગોદમાં એજ સમાધિસ્થાનનો વાસી થયો. ફ્રેડરિક લોન્સડેલ અને લ્યુસીના નામની સમાધિ સાથે બાળક ફ્રેડીની પણ ત્રીજી સમાધિ ત્યાં ચણાઇ ગઇ.

**બસ કરો !** **બસ કરો ! !** **બસ કરો ! ! !**



# આ ગ્રંથમાં વપરાયલા ઇંગ્રેજી શબ્દોના અર્થ.

કેપ્ટન—લશ્કરનો ઉપરી અમલદાર.

લેફ્ટનન્ટ—કેપ્ટનથી એક દરજ્જે ઉતરતો લશ્કરનો અમલદાર.

એનસાઈન—નીશાન ઉંચકનાર સનંદી અમલદાર.

એડજ્યુટંટ—લશ્કરમા ઉપરી અમલદારના હુકમો વિગેરે લશ્કરમાં કહી સંભળાવનાર અને પત્રવ્યવહાર કરનાર અધિકારી.

કારપોરલ—લશ્કરની ટુકડીમાં સૌથી નીચા દરજ્જાનો બીન સનંદી અમલદાર.

કોર્ટમાર્સ્યલ—લશ્કરી ગુન્હાની તપાસ માટે ભરવામાં આવતી કોર્ટ.

રેજીમેન્ટ—પલટણ.

યુનીફોર્મ—લશ્કરનો એક જાતનો પોશાક.

ડ્રમરબોય—લશ્કરનો પડઘમચી.

રેક્રુટ—નવો ભરતીનો સિપાઇ.

બેરેક—લશ્કરી સિપાઇઓને રહેવાનું મથક.

ડેપો—લશ્કરમાં નવા જોડાયલા સૈનિકોને તાલીમ આપવાનું મથક-લશ્કરી મથક.

સ્માર્ટમની—લશ્કરમાં જોડાનાર નવા સૈનિકનું નામ દાખલ કરતી વેળા અને મેજીસ્ટ્રેટ પાસે સોગન લેવડાવતા પહેલાં, ભરતી કરનાર કામદાર પાસેથી લશ્કરમાં જોડાવાનું કબુલ કરવા બદલ નવા સૈનિકને મળતા પૈસા.

હોર્સ ગાર્ડસ—લશ્કરી મોટું મથક

સ્કારલેટ કલર—લાલરંગ-પાયદળ લશ્કરમાં સૈનિકોને એ રંગનો યુનીફોર્મ હોય છે.

બ્લુકલર—ભૂરો રંગ, ઘોડેસ્વાર લશ્કરનો યુનીફોર્મ.

ટેપરૂમ—પીઠામાં દારૂ ભરી રાખવાનો ઓરડો.

વેઈટર—હોટલમાં વસ્તુઓ લાવી આપનાર નોકર.

પીકેટ—પત્તાંની એક જાતની રમત.

પાર્લર—પ્રધાનખંડ.

ચેમ્બર—શયનખંડ.

ડેઝરટર—લશ્કરમાંથી વગર રજાએ નાસી જનાર સૈનિક.

કેન્ટીન—બેરેકમાં જ્યાં દારૂ વિગેરે સિપાઈઓને માટે વેચાય છે તે જગ્યા.

કવાર્ટર્સ—સૈનિકને બેરેકમાં રહેવા માટે આપેલી ઓરડી.

મીલીટરી ડીસીપ્લીન—લશ્કરી નિયમ.

ચાન્સરી—ન્યાયની અદાલત.

ગાર્ડરૂમ—પહેરેગીરની કોટડી.